"વિવિધ ગ્રંથમાળા" સળંગ અંક ૩૨૫ થી ૩૨૭, વર્ષ ૨૯, સં. ૧૯૭૬



# सत्याग्रह ने असहयोग

पंडित चतुरसेन शास्त्रीना हिंदी ग्रंथ उपरथी

अनुवादक-अंबकलाल माणेकलाल शुक्ल
મુકામ આણંદ, (હાલ મુકામ કલકત્તા)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक ने प्रकाशक-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૪૯૬, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૭૬
મૂલ્ય રૂપિયો ૧, માર્ગવ્યય જુદું



“વિવિધ ગ્રંથમાળા” સળંગ અંક ૩૨૫ થી ૩૨૭, વર્ષ ૨૯, સં. ૧૯૯૬

# सत्याग्रह ने असहयोग

पंडित चतुरसेन शास्त्रीना हिंदी ग्रंथ उपरथी
अनुवादक-त्रंबकलाल माणेकलाल शुक्ल
મુકામ આણંદ, (હાલ મુકામ કલકત્તા)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक ने प्रकाशक-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૪૯૬, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧, માર્ગવ્યય જુદું

# સમર્પણ

જેણે મને વિદ્વાન સમજીને મારી પૂજા કરી,
પણ જેના આચાર આગળ મારી તુચ્છ
વિદ્યાનું મસ્તક નમી પડ્યું; જે પોતાના
ગામનો મુકુટહીન રાજા હોવા છતાં
દેશનો નિર્ધન સેવક છે; જે વૈશ્ય
હોવા છતાં બ્રાહ્મણને દુર્લભ
એવા ત્યાગના દૃષ્ટાંતરુપ છે; જેણે
ધનવાન હોવા છતાં પણ
મારો સાચો આદર કર્યો છે.
મારું આ પુસ્તક તેની
આજ્ઞા સિવાય મારી
અંતરેચ્છાથી તે-
ને સમર્પણ
કરું છું.

—લેખક

# ए कोण?

(લેખક–શ્રી. ઉમિયાશંકર ઠાકર)

માથે નાની ચોટલી જેને, રાખ્યાં ચશ્માં જેણે નેને,
ટૂંકી પોતડીને જે પહેરે, ગુણિયલ ગાંધીજી.
પહેરે ચંપલ, લાઠી રાખે, પરને કાજે દુખડાં સાંખે,
સૌનું સારું સારું તાકે, સંતન બાપુજી.
કસ્તુરબાના કંથ કહાવે, મીઠી વાણી રોજ સુણાવે,
ભલા ભલાનાં મન પીગળાવે. મોહન મોંઘેરા.
અંગે નાનું કપડું ઓઢે, મુક્ત–હાસ્ય છે જેને મોઢે,
નામ પ્રભુનું લઇને પોઢે, ભારત બાપુજી.
હરિજનને હૈયે જે રાખે, પોતે જે કરતા તે ભાખે,
અંતરને જે નિર્મળ રાખે, પવિત્ર ગાંધીજી.
સત્ય–અહિંસામાં જે રમતા, ખાદીમાં આઝાદી વદતા,
અમૃત નાદે દેશ ગજવતા, મહાન મહાત્માજી.

('બાળમિત્ર'ના એક અંકમાંથી)

---

# रामनामनो महिमा

× × × × વહાલા મિત્રો ! ન્યાયાધીશો ! બેરિસ્ટરો ! પ્રોફેસરો ! ડૉક્ટરો ! અને કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ! કૉલેજના કૃત્રિમ, નિઃસાર અને અનાત્મવાદી વિદ્યા ભણવાના ઘમંડમાં ફૂલી જાઓ નહિ; પ્રભુના નામ ઉપર શ્રદ્ધા, વિશ્વાસ, પ્રેમ અને સદ્‌ભાવ રાખી એકાગ્ર મનથી સર્વની સાથે મળીને સંકીર્તન કરો. પછી તરતજ તમે પરમસુખ, સદ્‌જ્ઞાન, શાંતિ તથા અમરતાનો અનુભવ પ્રાપ્ત કરી શકશો. ગોસ્વામી તુલસીદાસજીએ રામનામ લેનારાઓને શ્રેષ્ઠ સ્થાન આપ્યું છે. આપ પણ તેમની અમૃતમય લેખિનીનો અપૂર્વ રસાસ્વાદ લો.

(લેઃ–શ્રી સ્વામી શિવાનંદજી; 'સંકીર્તન' માસિકના અંકમાંથી)



# प्रकाशकनुं निवेदन

"વિવિધ ગ્રંથમાળા"ના અઠ્ઠાવીસમા વર્ષના સળંગ ગ્રંથાંક ૩૨૫ થી ૩૨૭ રૂપે, આ સંવત ૧૯૯૬નું પહેલું પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ "**સત્યાગ્રહ અને અસહયોગ**"નું મૂળ પુસ્તક શ્રી. ચતુરસેન શાસ્ત્રીએ હિંદીમાં લખીને "ગાંધી હિંદી સાહિત્ય ભંડાર–મુંબાઇ" દ્વારા સંવત ૧૯૭૮માં પ્રસિદ્ધ કર્યું હતું. આમાં "સત્યાગ્રહ"નાં સનાતન આંદોલનો ઉપર સારો પ્રકાશ ફેંકવામાં આવ્યો છે.

આના ભાષાંતર માટે પરવાનગી મેળવી લીધા પછી શ્રીયુત ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ પાસે સંવત ૧૯૮૦માં તે તૈયાર કરાવી રાખ્યું હતું. એ દિશામાં તેમનો આ પહેલોજ પ્રયાસ હતો; તેથી ભાષાંતર જોઇએ તેવું થયું નહોતું. એટલે તે બને તેટલું સરળ અને ભાવવાહી બને એ રીતે યથાશક્ય સંશોધન કરાવ્યા પછી હમણાં પ્રસિદ્ધ કરવા બની શક્યું છે.

આ પુસ્તક બે વિભાગમાં વહેંચાયલું છે. પહેલા વિભાગમાં ભારતમાં તથા અન્યત્ર હજારો વર્ષ પહેલાં થયેલા વ્યક્તિગત, સામાજીક, ધાર્મિક અને રાષ્ટ્રીય "સત્યાગ્રહો"નાં ઐતિહાસિક વર્ણનો આપ્યાં છે; અને બીજા વિભાગમાં, મહાત્મા ગાંધીજીએ સંવત ૧૯૭૫માં સૌથી પ્રથમ "સત્યાગ્રહ"ને હાકલ કરી તે તથા ધ્યેયની પ્રાપ્તિ માટે તેને સક્રિય અને સફળ બનાવવા સારુ જે જે આદેશો તેમણે આપ્યા હતા, તેનું વર્ણન આપેલું છે.

મૂળ હિંદી પુસ્તક પ્રસિદ્ધ થયાને લગભગ ૨૦ વરસ થઇ ગયાં છે. તે દરમિયાન મહાત્મા ગાંધીજીની દોરવણી નીચે થયેલો સને ૧૯૨૧–૨૨ નો કાનુનભંગ, ૧૯૩૦ની મીઠાની લડત, ૧૯૩૨–૩૪ની સામુદાયિક લડતો તેમજ બારડોલી, ગુરૂકા બાગ, નાગપુર, બોરસદ વગેરેના નાના સત્યાગ્રહોના પ્રસંગોથી પ્રજાને આ અહિંસક શસ્ત્રની મહત્તા વિશેષ-રૂપે સમજાઈ છે.

સદ્‌ભાગ્યે આમ પરાપૂર્વથી ચાલતા આવેલા અને ભૂલી જવાયલા આ "સત્યાગ્રહ"ના શસ્ત્રને મહાત્મા ગાંધીજીના* હસ્તે પુનર્જીવન અપાયું છે.

અનેક પ્રકારના સ્વાર્થોને લીધે ભૌતિક સાધનોમાં મસ્ત થઇને માનવીઓનાં લોહી વહેવરાવતી પ્રજાઓને 'અહિંસક સત્યાગ્રહ' એ હાસ્યાસ્પદ અને નિર્માલ્યોનું શસ્ત્ર જણાતું હતું. તેમને પણ હવે પ્રતીતિ થતી જાય છે કે 'સત્યાગ્રહ' એ વીરોનું શસ્ત્ર છે અને તોપ બંદુકો ઇત્યાદિ એની આગળ બુઠ્ઠાં થઈ જાય છે. જ્યારે તેઓ તેને બરાબર સમજશે અને પચાવશે ત્યારેજ વિશ્વમાં શાંતિ અને બંધુપ્રેમ પથરાશે.

આ પુસ્તકની છેવટે "પરિશિષ્ટ"રૂપે સ્વામી સત્યદેવના કેટલાક લેખો અપાયા છે. એનું ભાષાંતર સ્વર્ગસ્થ રત્નસિંહ દીપસિંહના હસ્તે થયેલું છે. એ લેખો ઘણાં વરસો પહેલાં લખાયલા હતા; એટલે તે સમયના દેશકાળની પરિસ્થિતિને અનુરૂપ જે કેટલીક વિગતો તેમાં હતી તે

---

* શુમારે પંદર–સત્તર વરસ પહેલાં એક દિવસે એક સજ્જનની સાથે આ સેવક વાડજની સડક પર સાંજના વખતે ફરતો હતો. રસ્તે ચાલતાં સાથેના ભાઈની જોડે આ સેવક વાતચીતમાં રોકાયલો હતો. એવામાં ત્યાંથી પસાર થતા મહાત્મા ગાંધીજીએ આ સેવકને બોલાવ્યો; પરંતુ સ્વપ્રકૃતિ અનુસાર કોઈ કોઈ વખતે આ સેવક વ્યગ્ર થતાં ક્રોધાવેશમાં આવી જાય છે અને પછી પશ્ચાત્તાપ થાય છે, તેમ તે વખતે તેમની સમક્ષ યદ્વાતદ્વા બોલી જવાયું હતું અને પાછળથી પશ્ચાત્તાપ થયો હતો. તેમને મળીને એ વાત જાહેર કરવાનો પ્રસંગ મળ્યો નહોતો, એથી તેનો અહીં ઉલ્લેખ કરી દીધો છે.

આ સમયે બરાબર બંધબેસતી થતી નહિ હોવાથી રદ કરી છે.

સંવત ૧૯૯૫ના છેલ્લા પુસ્તક "ટૂંકીવાર્તાઓ ગ્રંથ ૬ઠ્ઠા"માં જણાવ્યા પ્રમાણે યુરોપીય વિગ્રહને લીધે મોંઘવારી ચાલુજ છે. પરંતુ કાગળો જૂના ભાવે મળવાની ગોઠવણ અગાઉથી એક વરસ માટે થઇ ગયેલી હોવાથી "વિવિધ ગ્રંથમાળા"ના વાર્ષિક મૂલ્યમાં વધારો કરવાની કે પૃષ્ઠસંખ્યામાં ઘટાડો કરવાની જરૂર પડી નથી; એમાં ઈશ્વરેચ્છાજ સમજવી.

પરદેશી છીંટથી પાકાં પૂઠાંની બંધામણી પાછળ સાધારણ સંજોગોમાં જેટલો ખર્ચ આવે છે, લગભગ તેટલોજ ખર્ચ ખાદીની પટ્ટી અને પૂઠાંની બાંધણી પાછળ થતો હોવાથી "વિવિધ ગ્રંથમાળા" નાં પુસ્તકો હવેથી આ પુસ્તકની જેમ ખાદીની પટ્ટીથી બાંધેલાં અપાશે.

આ પછીનાં પૃષ્ઠોમાં 'મહાત્મા ગાંધીજી અને સત્યાગ્રહ' એ મથાળા નીચે કેટલાક મનન કરવા જેવા લેખો અપાયા છે. પછીથી 'ફૂળોની રાણી–કેરી' 'શું શું ભણ્યા ?' 'ગ્રંથસ્વીકાર' અને પુસ્તકની છેવટે 'લેનિન અને ગાંધીજી' એ નામના લેખો અપાયા છે; તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચી, **हरिः ॐ तत्सत्** ।

જ્યેષ્ઠ શુક્લ ૭<br>સંવત ૧૯૯૬

અવગુણસાગર<br>—ભિક્ષુ અખંડાનંદ

# मूळ लेखकनी प्रस्तावना

આજથી બે વર્ષ પહેલાં પ્રાચીનકાળનાં મહારાજ્યોની રાજધાની દિલ્હીના મસ્તક પર, ત્યાંના વીર પુત્રોના લોહીનો અભિષેક થયો અને નવીન ભારતે ગરદન ઊંચકીને ઉત્થાનના તે પ્રારંભને જોયો; ત્યારે હું અજમેરમાં હતો કે જેને દિલ્હીના પ્રથમ પતન સાથે નિકટનો સંબંધ છે.

હું તે સમયે સત્યાગ્રહમાં સામેલ થયો નહોતો; કેમકે વધ કરનારની સાથે ઊંચી ગરદન રાખીને વધસ્થળ પર જવાનું મારે માટે અશક્ય હતું. મારી આ અસહનશીલતા માટે મને અફસોસ થાય છે. મારા સ્વભાવમાં ઉગ્ર ક્ષાત્રત્વ છે. મને હસતાં હસતાં મરનારાઓની સ્પર્ધા કરવાની ઇચ્છા થાય છે અને હું ભગવાનને એવું બળ આપવા માટે પ્રાર્થના કરું છું.

હું સત્યાગ્રહમાં સામેલ ન થયો એ વાત કંઈ જુદીજ હતી. પણ મારા રોમેરોમમાં સત્યાગ્રહ રમી રહ્યો હતો અને હું એજ ઉન્માદમાં ઉન્મત્ત હતો. દિલ્હી, અમદાવાદ અને પંજાબમાંથી ઊડતી ગરમાગરમ અફવાઓ આવતી હતી; ગામોમાં ગરમાગરમ ભાષણો થતાં હતાં; લોકોનાં હૃદયોની પાંસળીઓ જોશની મારી તૂટુંતૂટું થઇ રહી હતી; દરેકની જીભમાં એકજ વાત હતી; દરેકનાં હૃદયમાં એકજ આગ સળગતી હતી અને દરેકને એકજ બેચેની હતી. જ્યારે આવા દિવસો હતા, ત્યારે મેં મારા નાનકડા ગરીબ ઘરની મેડીમાં, ભયંકર કાળી રાત્રિમાં, કોડિયાના ઝાંખા પ્રકાશમાં અને બપોરના ધગતા તડકામાં તપેલાં પતરાં નીચે બેસીને તન અને મનને એકાગ્ર કરીને માત્ર નવ દિવસમાં સત્યાગ્રહનો ખંડ લખ્યો હતો અને તેને પૂરો કરીનેજ આરામ લીધો હતો.

લોકોએ મને ડરાવ્યો કે, આ પુસ્તક રાજ્યદ્રોહથી ભરેલું છે. આ છાપવાથી ફસાઇ પડશો. જમાનો બહુ ખરાબ છે. જોઇવિચારીને

કામ કરો. મારા વડીલોએ કહ્યું–ફાડી નાખો–સળગાવી દો–આ રાજનૈતિક આગમાં પડવાનું આપણું કામ નથી.

હું ચૂપ હતો. મારા કાનોમાં ગોળીઓની ઝડીના અવાજ, ઘાયલોની ચીસો અને વિધવાઓનાં રુદન ગાજી રહ્યાં હતાં. છાતીમાં ક્રોધનો ડૂમો ભરાયો હતો. શ્વાસ રૂંધાઇ જતો હતો. મેં તરતજ તે નકલ છાપીને પ્રગટ કરવા માટે એક પ્રકાશક મિત્રને મોકલી દીધી. તેની વીરતા પર મને વિશ્વાસ હતો–તે વીર હતો પણ ખરો, પરંતુ મૂર્ખ નીકળ્યો. તેણે પોતાના દુર્ભાગ્યની છાયા મારા આ ઘોર પરિશ્રમની લીટીઓ ઉપર નાખી. સમય ઢીલો થઇ ગયો.

પરંતુ રાજનૈતિક આકાશમાં જે વાદળાં ચઢી આવ્યાં હતાં, તે થોડાં વરસીને વેરાઇ જાય એવાં નહોતાં. મેં મારું લખાણ સાચવીને રાખી મૂકયું. વાતાવરણ બરાબર ગરમ થતું ગયું, વાદળોનો રંગ ઘેરો થતો ગયો. મારા જીવનમાં એક પરિવર્તન થયું. હું ગામડાનો રહેનાર મુંબઇવાસી બન્યો. ત્યાર બાદ હું માત્ર મહાત્મા ગાંધીજીનેજ જોતો રહ્યો. મેં તેમની ઉપેક્ષા જોઇ, મૌન જોયું, પ્રતીક્ષા જોઇ, લોકોની નિંદા સાંભળી ને મશ્કરીઓ પણ સાંભળી. મેં મિત્રોને કહ્યું: "ખબરદાર, કંઇ ભુલાવામાં ન પડતા. આ સૂકો વાદળનો ટુકડો એવો વરસશે કે, જળસ્થળ એક થઇ જશે." તેઓ હસ્યા.

પણ હું ત્યાંજ નિશાન તાકીને બેઠો. હંટર કમિટી બેઠી, કોંગ્રેસ કમિટી ભરાઇ. બધું થયું, પરંતુ ગાંધી તો ચૂપ રહ્યા. લોકો બબડાટ કરવા લાગ્યા. મેં કહ્યું 'ચૂપ રહો, થોભો અને જુઓ.'

હવે ગાંધી બોલ્યા. તેમણે સરકારને ચેલેંજ આપી. તેમણે ભારતના નેતૃત્વની કમાન હાથમાં લીધી. તેજ દિવસે એક અદ્દભુત બનાવ બન્યો. લોકમાન્ય તિલક પોતાનું સર્વસ્વ આપી દઇને વૈરાગી થયા. ગાંધી હવે એકછત્ર સેનાપતિ થયા. તેમની પહેલી ગર્જના સાંભળી ભારત ચકિત થયું. સરકાર હસી પડી. કલકત્તાની કોંગ્રેસનો અવ-

સર આવ્યો અને તે ગાંધીને લડતની આગેવાનીનું બીડું આપી ગયો. નાગપુરમાં ગાંધીનો અભિષેક થયો. આ લ્યો, હવે વરસાદ વરસ્યો. હવે સાંભળો.

મહાશય જમનાલાલ બજાજે પૂછ્યું કે, "તમે શું આ વરસાદનો તમાસોજ જોઇ રહેશો?" મેં કહ્યું, "હા." તેમણે કહ્યું, "એમ નહિ ચાલે." મેં કહ્યું, "ભરતી આવવા દો." પછી ભરતી આવી અને મેં લોઢાની કલમ ઉપાડી. મારી પાસે એક વસ્તુ હતી. એજ મેં એ વણિકપુત્રને ભેટ કરવા નક્કી કર્યું. મેં મારાં પુરાણાં સત્યાગ્રહનાં કાગળિયાં કાઢયાં. તેની ધૂળ ખંખેરી તેને એક વાર વાંચી ગયો. મેં જોયું કે, બે વર્ષ પહેલાં જે હું લખી ગયો છું, તેજ આજ મહાત્મા ગાંધી કહેવા લાગ્યા છે. મને અભિમાન આવ્યું, સાહસ આવ્યું અને ઉત્સાહ આવ્યો. મારી કલમ ધોધમાર ચાલી. તેજ મારી લોઢાની કલમ ચાલી અને આજ પૂરા નવ માસે તેને વિશ્રામ મળ્યો.

આ કામમાં મને કેટલું કષ્ટ પડયું, તેનું વર્ણન કરવું અશક્ય છે. ઓછી યોગ્યતાવાળો પુરુષ જે ભારે કામ ઉઠાવે છે, તેનું કષ્ટ તેજ સમજે છે. રાત્રે મારી નિદ્રા મુલતવી રહી, ખાધાપીધાનું ભાન ન રહ્યું અને પાગલની જેમ આવેશમાં આવીને લખતો રહ્યો. માત્ર મારી સ્ત્રીજ મારા પરિશ્રમ અને કષ્ટને સમજતી હતી અને જ્યાં-સુધી હું લખતો હોઉં ત્યાંસુધી ગમે તેવું કામ હોય, તોપણ પાસે આવતી નહિ તેમજ કોઇને આવવા દેતી પણ નહિ. એક વાર તેણે મશ્કરીમાં કહ્યું પણ ખરું કે, "આટલા હેરાન થઇને તો તમે કોઇ રાજ્યનો પ્રબંધ પણ કરી શકત."

એ કહેવું કઠણ છે કે, દેશને તેના યુદ્ધમાં મારું પુસ્તક ક્યાં સુધી મદદ અને આશ્વાસન આપશે. કેમકે મને ભય છે કે, મારી ભાષા તીવ્ર અને મર્મસ્પર્શી છે. કેટલાક લોકો મારાથી જરૂર નારાજ થશે; પણ હું શું કરું? વાસ્તવિક રીતે હું દેશની દશાથી દુઃખી છું

૨૨૨૮૨

અને સત્તાધારીઓ પર મારા અંતરાત્માના ક્રોધને રોકવા સર્વથા અસમર્થ છું.

મારે માટે એ શરમ અને ખેદની વાત છે કે, જ્યારે દેશના મારા કરતાં પણ કમજોર માણસો યોદ્ધાઓની જેમ લડી રહ્યા છે, ત્યારે મારા જેવો ઝેરીલો માણસ મુંબઇ જેવા મહાનગરમાં ઘેટાંના સ્વભાવના માણસોના ટોળામાં વાણિયાની જેમ દિવસો ગાળી રહ્યો છે!

પણ હું લોહીનો ઘૂંટડો પીને બેઠો છું. હું સ્વભાવે લાચાર છું. ગુણકર્મ ક્ષત્રિયો જેવાં ન હોવા છતાં પણ મારા સ્વભાવમાં ઉગ્ર ક્ષાત્રત્વ છે. માર્યા વિના મારાથી મરાશે નહિ. જો કે હું હસતાં હસતાં મરનારાઓની સ્પર્ધા કરવાની ઇચ્છા કરું છું અને શૌકતઅલી-ની તલવારને સાચેજ ગાંડપણ સમજું છું; પણ મારી અંદર મને હાર ખવરાવનાર પ્રવૃત્તિ વારંવાર આવી ચઢે છે. જ્યારે પણ તે તલવાર ખુલ્લી થશે, ત્યારે એ સિપાઇમાં હું મારું નામ નોંધાવીશ.

મને વિશ્વાસ છે કે, આવીજ હિંસકવૃત્તિ હજારો—લાખો ભારત-વાસીઓનાં હૃદયમાં જરૂર છે, પણ જેમ હું તેને ગળું દાબીને મારી નાખવા ઇચ્છું છું; તેમજ બધા ભાઇઓ પાસેથી પણ અનુરોધની આશા રાખું છું. વાસ્તવિક રીતે હિંસા એ હલકી ચીજ છે.

ગમે તેમ હો. મહાપુરુષ ગાંધી, તેમના યોદ્ધા, તેમનું યુદ્ધ, તેમના ભક્ત અને તેમને સમજવાની ઇચ્છા કરનારાઓને હું જે કંઈ મારી ઉત્તમોત્તમ ભેટ આપી શકું, તે માત્ર આ તુચ્છ પુસ્તક છે. મારા દેશભાઇઓ હવે તેનોજ સ્વીકાર કરી મને આભારી કરે.

૨૪–૧૦–૧૯૨૧
મુંબઈ

—ચતુરસેન વૈદ્ય

# अनुक्रमणिका


| વિષય | પૃષ્ઠાંક |
| --- | --- |
| **મહાત્મા ગાંધીજી અને સત્યાગ્રહ** | |
| મહાત્મા ગાંધીજીનું સેવાગ્રામ ... ... ... ... | ૧૬ |
| ગાંધીજી મહાન દ્રષ્ટા ... ... ... ... ... | ૨૪ |
| અહિંસાની સાધના ... ... ... ... ... | ૨૬ |
| ક્રાન્તિનું બળ અને સ્વરાજ્ય ... ... ... ... | ૩૧ |
| સસ્તા બનેલા સત્યાગ્રહો ... ... ... ... | ૩૮ |
| ગાંધીજીની પદ્ધતિજ ફળદાયી નિવડશે ... ... ... | ૪૩ |
| મુઠ્ઠીભર માણસોની શ્રીમંતાઈ અને લાખોની બેકારી ... | ૫૦ |
| યુગદેવ અમર રહો ... ... ... ... ... | ૫૨ |
| લેનિન અને ગાંધીજી ... ... ... ... ... | ૪૨૨ |
| **ફળોની રાણી કેરી** ... ... ... ... ... ... | ૫૨ |
| **શું શું ભણ્યા?** ... ... ... ... ... ... ... | ૫૭ |
| **ગ્રંથસ્વીકાર** ... ... ... ... ... ... ... ... | ૬૧ |


## સત્યાગ્રહ


| અધ્યાય | વિષય | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૧ | સત્યાગ્રહનું સ્વરૂપ ... ... ... ... ... ... | ૧ |
| ૨ | સત્યાગ્રહના પ્રકાર ... ... ... ... ... ... | ૭ |
| ૩ | સત્યાગ્રહનો પ્રયોગ–સંહાર... ... ... ... ... | ૧૧ |
| ૪ | વ્યક્તિગત સત્યાગ્રહ... ... ... ... ... ... | ૨૪ |
| | ભીષ્મ પિતામહ ... ... ... ... ... | ૨૪ |
| | ભગવાન પાર્શ્વનાથ ... ... ... ... | ૨૯ |
| | ભગવાન મહાવીર ... ... ... ... | ૩૨ |
| | ભક્તરાજ પ્રહ્લાદ ... ... ... ... | ૩૬ |

સાવિત્રી ... ... ... ... ... ... ૩૭
શાહ સૈયદ સરમદ ... ... ... ... ૪૩
સામાજિક સત્યાગ્રહ ... ... ... ... ... ... ૪૬
ભગવાન રામચંદ્ર... ... ... ... ... ૪૬
મહાત્મા બુદ્ધ ... ... ... ... ... ૫૦
ધાર્મિક સત્યાગ્રહ ... ... ... ... ... ... ૫૧
મહાત્મા ઈસુખ્રિસ્ત ... ... ... ... ૫૧
પાવલ પ્રેરિત ... ... ... ... ... ૫૩
યાકૂબ ... ... ... ... ... ... ૫૫
શિમિયોન ... ... ... ... ... ... ૫૫
ઇગ્નાટ્રિય ટ્રાજન ... ... ... ... ... ૫૫
પ્લૂકાર્પ ... ... ... ... ... ... ૫૬
બ્લાડીના ... ... ... ... ... ... ૫૭
પરપિટુ ... ... ... ... ... ... ૫૭
લિકસ્ત ... ... ... ... ... ... ૫૮
શીખ જાતિ ... ... ... ... ... ૬૨
રાષ્ટ્રીય સત્યાગ્રહ ... ... ... ... ... ... ૬૩
લાર્ડકિરગસ... ... ... ... ... ... ૬૩
૫ દેશની પરિસ્થિતિ અને સત્યાગ્રહ... ... ... ... ૭૭

## અસહયોગ

૧ અતીત પ્રાચીનકાળ ... ... ... ... ... ૧૦૫
૨ આત્મબોધ ... ... ... ... ... ... ... ૧૫૬
૩ અંગ્રેજોનો ભારત સાથે સહયોગ... ... ... ... ૧૬૩
૪ અંગ્રેજી રાજ્યપદ્ધતિના દોષ... ... ... ... ... ૧૯૧
૫ અંગ્રેજી રાજ્યમાં પ્રજાની દુર્દશા... ... ... .. ૨૦૪
૬ ધાતકી અત્યાચાર ... ... ... ... ... ... ૨૧૭
૭ જ્વાળામુખી ... ... ... ... ... ... ... ૨૫૭
૮ આત્મરક્ષણુના વિશ્વવ્યાપી યુદ્ધમાં ભારતનું સ્થાન ... ૨૬૨

૯ અસહયોગ ... ... ... ... ... ... ... ૨૬૮
૧૦ કર્તવ્યમાર્ગ ... ... ... ... ... ... ... ૨૭૩
૧૧ મૃત્યુધર્મ ... ... ... ... ... ... ... ૨૭૮
૧૨ અસહયોગસિદ્ધિના ઉપાય ... ... ... ... ... ૨૮૯
૧ આચાર ... ... ... ... ... ... ... ૨૮૯
૨ નાગરિકતાનો નાશ ... ... ... ... ... ૩૧૦
૩ કાઉન્સિલનો ત્યાગ ... ... ... ... ... ૩૨૧
૪ શિક્ષણનો નાશ... ... ... ... ... ... ૩૨૫
૫ વેપારનો નાશ ... ... ... ... ... ... ૩૩૩
૬ ધર્મ અને પાપના ધનનું બલિદાન ... ... ૩૪૧
૭ સ્ત્રીઓનો ઉત્સર્ગ ... ... ... ... ... ૩૫૨
૧૩ સફળતાનું રહસ્ય ... ... ... ... ... ... ૩૫૬
૧ નિષ્ફળતાનું ભયંકર પરિણામ ... ... ... ૩૬૧
૨ ઉપાય ... ... ... ... ... ... ... ૩૬૬
૧૪ છેલ્લી વાત ... ... ... ... ... ... ... ૩૭૦

## પરિશિષ્ટ

૧ મનુષ્યના અધિકાર ... ... ... ... ... ... ૩૭૯
૨ સ્વત્વાધિકાર ... ... ... ... ... ... ... ૩૮૩
૩ સ્વત્વરક્ષા ... ... ... ... ... ... ... ૩૮૬
૪ સમાનાધિકાર ... ... ... ... ... ... ... ૩૯૧
૫ વાક્સ્વતંત્રતા ... ... ... ... ... ... ... ૩૯૬
૬ ધાર્મિક સ્વતંત્રતા ... ... ... ... ... ... ૪૦૬
૭ શાસનાધિકાર ... ... ... ... ... ... ... ૪૨૦



# शुद्धि पत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૧ | ઉપયોગીતા | ઉપયોગિતા |
| ૪ | ૨૧ | તીસમારખાં | તિસમારખાં |
| ૩૮ | ૧૬ | વીદ | વીર |
| ૩૯ | ૨૨ | ગદ્‌ગદ્‌ | ગદ્‌ગદ |
| ૫૭ | ૪ | મૂડદાને | મુડદાને |
| ૯૧ | ૭ | અધિન | અધીન |
| ૧૩૨ | ૪ | હીમ | હિમ |
| ૧૬૨ | ૭ | ઢાંકપીછોડો | ઢાંકપિછોડો |
| ૧૬૪ | ૨૧ | તિલાંજલી | તિલાંજલિ |
| ૨૦૫ | ૯ | સપત્તિની | સંપત્તિની |
| ૨૧૪ | ૨ | નેકર | નોકર |
| ૨૧૮ | ૨ | પૂતળુ | પૂતળું |
| ૨૧૮ | ૧૫ | ૧૯૫૭ | ૧૮૫૭ |
| ૨૧૮ | ૨૬ | ૧૯૫૭ | ૧૮૫૭ |
| ૨૨૦ | ૫ | ચાપ્પુ | ચપ્પુ |
| ૨૨૬ | ૧૮ | ક્રાંતિકારક | ક્રાંતિકારક |
| ૨૩૩ | ૯ | જેનાં | જેમાં |
| ૨૫૧ | ૨૫ | ગામના | નામના |
| ૨૫૯ | ૧૪ | બાલિશતાપૂણુ | બાલિશતાપૂર્ણ |
| ૨૭૪ | ૬ | રણા | રણો |
| ૩૦૩ | ૨૨ | પાતવ્રતધર્મ | પાતિવ્રત્યધર્મ |
| ૩૧૩ | ૨૦ | થંકુ | થૂંકુ |
| ૩૨૧ | ૧૨ | ઘણાપૂર્વક | ઘૃણાપૂર્વક |
| ૩૨૬ | ૨૭ | ધ્રુજતાં | ધ્રૂજતાં |
| ૩૫૮ | ૧૧ | રતીભર | રતીભાર |
| ૩૮૪ | ૨૪ | જોવત | જોત |

# મહાત્મા ગાંધીજી અને સત્યાગ્રહ

## ૧—મહાત્મા ગાંધીજીનું સેવાગ્રામ

### એક મહાન પ્રયોગશાળા

મહાત્માજી હિમાલયમાં જાય તો ત્યાં નિર્જનમાંય તેઓ નંદન-વન નિર્માણ કરે. દસકા પહેલાંનું શેગાંવ અને આજનું સેવાગ્રામ એ બે વચ્ચેનો જમીન—આસમાનનો ફરક તેમના અલૌકિક પ્રભાવની સાખ પૂરે છે. સેવાગ્રામમાંની એમની માટીની ઝૂંપડી કાદવભર્યા સરોવરમાં ખીલેલાં કમળ જેવી સુંદર અને પવિત્ર છે. આ ઝૂંપડી હિંદુસ્તાનનું હરદ્વાર, કિંવા હિંદી રાજકારણી સૂત્રો હલાવનારી હિંદુસ્તાનની '૧૦, ડાઉનિંગ સ્ટ્રીટ 'જ છે.

× × × ×

સેવાગ્રામ અખંડ—અવિરતપણે હિંદુસ્તાનના ગરીબ જીવનને સુખશાંતિ આણી આપનારી એક મહાન પ્રયોગશાળા છે. બપોરના બે વાગ્યાથી તે છેક મધરાત સુધી સેવાગ્રામમાં અનેક ચળવળોના મુસદ્દા અને અનેક કાર્યક્રમોની આંકણી હંમેશાં ઘડાતી હોય છે. આ સઘળી ઘડભાંગ કરવા સાથેજ ગાંધીજીનો વૈયક્તિક વૈશિષ્ટ્યપૂર્ણ કાર્યક્રમ અબાધિતપણે ચાલુજ હોય છે, એ અત્યંત આશ્ચર્ય-કારક બિના છે. વાઇસરૉયની મુલાકાત પૂરી થતાં એક ક્ષણ પણ ન રોકાતાં ગાંધીજી એકદમ સેવાગ્રામ તરફ શા માટે દોડે છે? સંધ્યા-ટાણે જે ઉત્સાહ, આતુરતા અને વત્સલતાથી ગાય ગામગોંદરે પાછી વળે છે, એવાજ ભર્યાભર્યા અંતઃકરણે ગાંધીજી સેવાગ્રામ ભણી દોટ મૂકે છે. અહીંજ એમનું સ્વર્ગ, મોક્ષ અને જનતા—જનાર્દન છે, એવી એમની પાકી ખાતરી છે. સેવાગ્રામમાં ગાંધીજી કયે પ્રકારે

પોતાનો કાળ વ્યતીત કરે છે, એ જોવા જેવું છે.

× × × ×

સેવાગ્રામ એ ગાંધીજીની પ્રયોગશાળા છતાં રાજકીય દૃષ્ટિએ તે હિંદુસ્તાનની '૧૦, ડાઉનિંગ સ્ટ્રીટ' છે. અહીંજ મહાસભાની દરેક ચળવળનો ઉદ્ભવ થાય છે અને અહીંથીજ સ્વાતંત્ર્યચળવળની નોબત પ્રથમ ગગડે છે; પણ રાજકારણ એ ગાંધીજીએ હમણાં અપનાવેલું એક સાધન છે. એમનું ખરું વલણ તો અસંખ્ય ગરીબોનો ઉદ્ધાર કરવા તરફ છે. એ માટે તેઓ પોતાના અમૂલ્ય જીવનની પ્રત્યેક ક્ષણ એ પાછળ રોકે છે. ગાંધીજી જો કે વકીલ છે; પરંતુ તેમનું વલણ વૈદકીય જ્ઞાન તરફ છે અને હરઘડીએ સેવાગ્રામમાં તેનો સાક્ષાત્કાર થાય છે. જડીબુટ્ટીનાં ઔષધોથી રોગ સારા કરવા કરતાં માનસિક અને આધ્યાત્મિક બળથી લોકોને રોગમુક્ત કરવાની તેમની આવડત હોવાથી તેઓ એ બાબતમાં ધન્વંતરિ જેટલાજ નિષ્ણાત છે. જે કળામાં તેઓ પારંગત છે, તેનો ઉપયોગ કરવા માટેજ એમણે સેવાગ્રામમાં નિવાસ કર્યો છે. એ અંગે ખુદ તેઓ પોતે જણાવે છે કે "સત્યાગ્રહનું શસ્ત્ર મને પ્રાપ્ત થયું ત્યારથી ગમે તે આશ્રમમાં હું મારું નિવાસસ્થાન રાખું છું; પરંતુ સેવાગ્રામમાં વસવાટ કરવા છતાંય તેને મેં આશ્રમ એવી સંજ્ઞા નથી આપી; કેમકે અહીં એકાંતવાસ કરી મારે લોકસેવા કરવી હતી, પણ મારાથી ન કળાય એ રીતે અહીં પણ આશ્રમનો, શિસ્તનો અને શિષ્ટાચારનો વિકાસ થયો. દરરોજ નવાં નવાં ઝૂંપડાં ઊભાં થાય છે. આજનું સેવાગ્રામ લંગડાં, પાંગળાં, આંધળાં અને નિર્બળોને સારા કરનારું દવાખાનુંજ છે. હું પોતે માનસિક અને કાયિક દૃષ્ટિએ દુર્બળ અને નિર્બળ છું અને એટલેજ મેં મારી આસપાસ અસંખ્ય દુર્બળોની માળા ગૂંથી છે. ગાંડાની હોસ્પિટલ સાથે દુનિયા મારો સંબંધ યોજે છે, કારણ ચરખો એ મારું મોટું ગાંડપણ છે. પોતાના ગાંડપણની ગાંડાને કલ્પનાજ નથી હોતી, મને પણ એ નથી અને એટલેજ હું મારી જાતને ગાંડો નથી ગણતો."

× × × ×

આજે ગાંડાઓની વસ્તી વચ્ચે ગાંધીજીને કાર્ય કરવાની સ્ફૂર્તિ મળે છે. આજ ઠેકાણે રહી તે દુનિયાના ખૂણેખૂણા સાથે પત્રવ્યવહાર કરે છે. અહિંજ સર્વ કોઇને ક્રાંતિકારક વિચારોની મુલાકાત અપાય છે. આહાર કયે પ્રકારે લેવો, કયે પ્રકારે સ્નાનોપચાર લેવો વગેરે આરોગ્યવિષયક ખુલાસાઓ તેઓ અહીંજ કરે છે. ગાંધીજી સેવાગ્રામમાં આવ્યા પછી એકાદ–બે અપવાદ સિવાય મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠક પણ અહીંજ ભરાઇ છે. વધારે તો શું પણ સેવાગ્રામની કાદવમાંથી રચાયેલી એ ઝૂંપડીમાં લોર્ડ લોધિયન ગાંધીજીની મુલાકાત માટે આવ્યા હતા અને એજ ઠેકાણે સર સ્ટેફોર્ડ ક્રિપ્સ જેવા જગપ્રસિદ્ધ નેતા શિષ્યત્વની ભાવનાથી ગાંધીજી સમક્ષ બેઠા હતા. એમની ઝૂંપડીમાં નાની નાની ચમકદાર ચટાઇઓનાં આસનો હોય છે. જે કોઇને લાગે કે, પોતાના બૂટસૂટની ઇસ્તરી ચૂંથાશે, એવા કડક પોશાકી મુલાકાતે આવનાર માટે નાના નાના બાજઠો રાખેલા હોય છે. ઓરડીની ભીંત પણ તાડ અને નાળિયેરીનાં પાનથી બાંધવામાં આવેલી છે. વસ્તુતઃ આ ઝૂંપડી તો મીરાંબહેન માટે તૈયાર કરવામાં આવી હતી. એમાં બહુ બહુ તો એકી સાથે ૧૦–૧૫ માણસો સ્વસ્થતાથી બેસી શકે છે. ઝૂંપડી આટલી નાની હોવા છતાં એમાં અસંખ્ય જીવનોપયોગી વસ્તુઓ વ્યવસ્થિત રીતે મૂકવામાં આવેલી છે. ગાંધીજી પોતે એ બધી ગોઠવે છે. ટકાઉ કાગળોમાંથી બનાવેલા લિફાફા, ટાંકણી, સોય, ચાહે તેવી વસ્તુ તૈયાર કરી, તેઓ જાતે ગમે તેમ મૂકે છે અને પછી ગમે એટલી ગરદી છતાં ગાંધીજી ચટ લઇને ઊંડી અચૂકપણે પોતાને જોઇતી વસ્તુ લઇ લે છે. ગાંધીજીની રહેણીકરણીમાં સાદી સોયટાંકણીને પણ આટલું નિર્ભય અને યોગ્ય સ્થાન છે, એ જોઇને કોઇને પણ આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે.

× × × ×

આ ઝૂંપડી નરી સવારથી એકસરખી પ્રવૃત્તિમય માલૂમ પડે છે. રંગભૂમિ પર જેમ જુદાં જુદાં દશ્યો દેખાય છે, તેમ આ ઝૂંપડીમાં પણ જુદે જુદે વખતે જુદાં જુદાં દશ્યો દેખાય છે. સવારના અગિયારને સુમારે આજ ઝૂંપડી સુંદર ભોજનગૃહ બને છે. એ ક્ષણે

અને ત્યાંજ આહારવિષયક અસંખ્ય પ્રયોગો કરવામાં આવે છે. આ બધી વ્યવસ્થા ગાંધીજીએ ડૉ. સુશીલા નાયરને સોંપી છે. શાસ્ત્રોક્ત અન્ન તૈયાર કરી સેવાગ્રામના રોગીઓને ગાંધીજી સ્વયં ભોજન પીરસે છે. આ રોગીઓમાં ગરીબ મજૂરથી માંડીને જયરામદાસ દોલતરામ અને બાબુ રાજેન્દ્રપ્રસાદ સરખા મહાન આગેવાનો પણ હોય છે. ભોજન આટોપાતાંજ એક કલાકમાં અહીં જુદા જુદા દેખાવો જણાવા લાગે છે. આજ નાનકડી ઝૂંપડી અખબારોની કચેરી જેવી દેખાય છે. દુનિયાભરમાંથી આવેલા પ્રત્યેક પત્રનો ગાંધીજી આજ વખતે ઉત્તર વાળે છે. આ પત્રવ્યવહાર ઘણો મોટો હોય છે. કયારેક તો ગાંધીજીને દરરોજ હજારથી દોઢ હજાર પત્રો આવે છે. એ દરેક જોઇ જવા જેટલો ગાંધીજી પાસે સમય નથી હોતો, એટલે તેની વ્યવસ્થા તેમના મંત્રી શ્રીયુત મહાદેવ દેસાઇને કરવી પડે છે. પરંતુ દરેક પત્રનો આશય ગાંધીજીને કાને નાખવામાં આવે છે. અત્યંત મહત્ત્વના પત્રો ગાંધીજી પોતે વાંચે છે અને પોતેજ તેનો જવાબ વાળે છે.

× × × ×

પત્રવ્યવહાર પૂરો થતાંજ બધાને મુલાકાતો આપવાની શરૂઆત થાય છે. ગાંધીજી આ વખતે ગાદી પર આડા પડી પેટ પર માટીનો લેપ કરે છે. એમનો આ કાર્યક્રમ અનેક વર્ષોથી ચાલુ છે અને એથી એમનું લોહીનું દબાણ સહસા વધતું નથી. ઉનાળામાં આવીજ રીતે લૂગડામાં પાથરીને બનાવેલી માટીની પટ્ટી તેઓ કપાળ પર મૂકે છે. ઘણીવાર પરાયા લોકો આ દૃશ્ય તરફ જોઇ હસે છે. ગાંધીજી પણ એ હાસ્યનો ઉપહાસ કરીને હસે છે કે, " માટીમાં અનેક રોગો મટાડવાનો ગુણ છે અને એટલેજ તેને પગ નીચે ન કચડતાં, તેને માથે મૂકી હું મારો પૂજ્યભાવ વ્યક્ત કરું છું." કયારેક કયારેક મુલાકાત આપતી વખતે તેઓ ચરખો ચલાવે છે. નવા ચરખાની શોધ ગાંધીજીએ આવીજ મુલાકાત દરમ્યાન ચિંતવી હોવાથી તેઓ અનેકાવધાની હોવાનું પુરવાર થાય છે. સાંજના પાંચને શુમારે આ ધાંધલ એકદમ શાંત પડી ફરી ત્યાં ભોજનવિધિ શરૂ થાય છે.

ભોજન આટોપાતાંજ એ ઓરડી ખાલી થાય છે. ઘણાખરા ફરવાને જાય છે. સંધ્યાકાળની પ્રાર્થના માટે આજુબાજુના બધા સેવાગ્રામમાં જમા થાય છે.

× × × ×

ગાંધીજી અત્યંત મહત્ત્વનાં કાર્યો ફરવા જતી વેળાએજ કરે



'દર વખતે તમેજ શા માટે દિલ્હી જાઓ છો?' એવા રમૂજભર્યા પ્રશ્નથી આનંદ પામતા ગાંધીજી. ('પ્રજાબંધુ'ના સાજન્યથી)

છે. માંદાઓ માટે બીજે દિવસે કઈ રસોઈ કરવી, બાગમાં કઈ રોપણી કરવાની છે, ગોશાળામાં પ્રસવેલી ગાય અને તેના વાછરુની સંભાળ કયે પ્રકારે રાખવી એ બદલની સૂચનાઓ તેઓ ફરતી વેળાએજ આપે છે; એટલુંજ નહિ પણ દુનિયાનાં અસંખ્ય પત્રોમાં પ્રસિદ્ધ થયેલા મહત્ત્વના લેખ અને મુલાકાતો પણ એમણે ફરતી વેળા-

એજ તૈયાર કરેલા છે. એ સાથેજ જીવનને ઉલ્લાસ આપવા માટે નાનાં બાળકો સાથે રમવાનો કાર્યક્રમ પણ તેઓ પાર પાડતા હોય છે. બાળગોપાળ વચ્ચે ગાંધીજીને સાચેજ સ્વર્ગીય આનંદ થાય છે. નાનાં બાળકો તેમને અસંખ્ય પ્રશ્નો પૂછે છેઃ-

"બાપુજી! કાલે તમે દિલ્હી જવાના છો?"

"હા."

"કેમ?"

"વાઇસરોયને મળવા માટે."

"દર વખત તમેજ શા માટે જાઓ છો? વાઇસરોય શા માટે તમારી મુલાકાતે નથી આવતા?" આવી રમૂજભરી પ્રશ્નોત્તરી બાળકો અને બાપુજી વચ્ચે એ વખતે ચાલતીજ હોય છે. એક



દુનિયાનાં પત્રોમાં પ્રસિદ્ધ થયેલા મહત્વના મુલાકાતના અહેવાલ ગાંધીજીએ ફરવા જતી વખતે પરદેશી પત્રકારોને લખાવેલા હોય છે.

('પ્રજાબંધુ'ના સૌજન્યથી)

બાજુ આ વિનોદ ચાલતો હોય છે, ત્યારે બીજી બાજુએ વર્તમાન પત્રોના ખબરપત્રીઓ ગાંધીજીને હિંદી વજીર યા વાઇસરોયની નવી યાદી, નવી જાહેરાત વગેરે વાંચી સંભળાવતા હોય છે. લાગલોજ તેને લગતો ઉત્તર ગાંધીજી ચાલતાં ચાલતાં લખાવે છે. હિંદી વજીરની એક જાહેરાતનો ઉત્તર તો ગાંધીજીએ દાઢી બનાવતાં આપ્યો હતો, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

× × × ×

ગાંધીજીએ આ મનોભૂમિકા અને પ્રભાવ પાડનારી શક્તિ જિંદગીમાં અનેક પ્રયોગો કરીનેજ મેળવેલી છે; તથાપિ એમણે ખરું શિક્ષણ, ખરું જ્ઞાન અને ખરી કાર્યસ્ફૂર્તિ ભગવદ્‌ગીતા અને તુલસીકૃત રામાયણમાંથીજ મેળવેલી છે. સેવાગ્રામમાંનું પ્રત્યેક પ્રાણી એ ગાંધીજીના પંચપ્રાણનો અવશેષ છે. એ માટે તેઓ સર્વસ્વનો ત્યાગ પણ કરશે. એક વેળાએ એક અમેરિકન પત્રકાર મુલાકાત માટે આવ્યો હતો અને ગાંધીજીને ખબર મળી કે, પડોશમાં એક છોકરો મરણપથારીએ છેલ્લી ઘડીઓ ગણી રહ્યો હતો. આવેલા પત્રકારને એમજ બેસાડી ગાંધીજી દોડતા તે છોકરાને મળવા ગયા. એ છોકરાએ વધુ પડતી સાકરના પડવાળી કિવનાઇનની ગોળીઓ ખાધી હોવાથી તે મરણપથારીએ પડ્યો હતો. ક્ષણાર્ધમાં તે આ દુનિયા છોડી ગયો. ઘડીભર ગાંધીજીની આંખો ભરાઇ આવી. પણ ફરીથી તેમને પોતાના કર્તવ્યનું ભાન થયું. વૃથા શોક ન કરતાં તેઓ પોતાની ઝૂંપડીમાં પાછા ફર્યા અને પેલા અમેરિકન અખબારનવેશને જોઇતી માહિતી પૂરી પાડી. આ ધીરોદાત્તપણું ગાંધીજીની લોકોત્તરતાની એક ચમકદાર છટા છે.

× × × ×

સંન્યાસીની વાત જેવો ગાંધીજીનો સંસાર છે. એક સંન્યાસીએ એક બિલાડી પાળી હતી. એને દૂધ પાવા એ એક ગાય લઇ આવ્યો. ગાયની સાચવણી માટે એણે એક ગોવાળ રાખ્યો. ગાંધીજીનો સંસાર પણ એવોજ છે. ગાંધીજી જો હિમાલય જાય, તો ત્યાં પણ તે ગજબની કર્મયોગનગરી રચે. આ પ્રભાવને લીધેજ ગાંધી-

જીના કટ્ટર વિરોધીઓ પણ તેમના શિષ્યો તરીકે રહે છે અને અઢાર કલાક લોકસેવાનું કાર્ય કરે છે. જાતપાત, ધર્મ, હિંદુ–મુસલમાન વગેરે ભેદ ત્યાં સમૂળગા પાળવામાંજ નથી આવતા. દુનિયાના ઘણા દેશોમાં એમનું શિષ્યત્વ સ્વીકારનારા લોકો છે. એટલેજ ચીન, ઇટલી, જાપાન, ઇંગ્લેંડમાંથી પણ આવેલા ઘણા તેમના શિષ્યો હોઇ ત્યાં ગાંધીજી પ્રમાણેજ સોળ–સોળ કલાક જનસેવા કરે છે. રોગીઓમાં એક રગતપીતિયો પણ છે. રાજકારણને અંગે અનેક વર્ષો જેલના સળિયા પાછળ કાઢયાં હોવાને લીધે તેને તુરંગમાંજ એ રોગ લાગુ પડ્યો. તુરંગમાંથી બહાર આવ્યા પછી કોઇજ એને સહાય ન આપે એટલે થાકીને તે આશ્રય કાજે ગાંધીજી પાસે આવ્યો. એને જોઇને ગાંધીજી બોલ્યા: "અહીંથી તું જા, એમ હું કઇ રીતે કહું? દુનિયાએ તને તજ્યો કરીને હું તારો ત્યાગ કરું, એ શું માનવધર્મને અનુસરીને છે કે?"

આ ગામમાં જ્યારે પરોણાઓની ભારે ઠઠ જામે છે, ત્યારે ગાંધીજી એમને વસવા કાજે પોતાની ઓરડી ખાલી કરી આપવાનું સૌ. કસ્તુરબાને કહે છે. પહેલાં હરિજનો ત્યાં સત્યાગ્રહ માટે આવ્યા હતા. તેઓને પણ ત્યાં રહેવાની ગાંધીજીએ જગા આપી હતી. એ વખતે કસ્તુરબાએ હસતાં હસતાં કહ્યું, "હું ક્યાં રહું?"

"ત્યાંજ–મેંય મારી ઓરડી હરિજન સત્યાગ્રહીઓને આપી છે."

"હરિજનો તો તમારાં બાળકો છે."

"અને તારાં નથી કે?" આવો પ્રશ્ન ગાંધીજીએ પૂછતાંજ સૌ. કસ્તુરબાએ અત્યાનંદથી હાસ્ય કર્યું અને પોતાની ઓરડી હરિજનોને ખાલી કરી આપી.

('પ્રજાબંધુ'ના તા. ૨૮–૪–'૪૦ના અંકમાંથી)

---

# ૨–ગાંધીજી–મહાન દ્રષ્ટા

(લેખકઃ–શ્રીયુત કનૈયાલાલ મુનશી)

માતૃભાષા વિના હૃદયની કે આત્માની કેળવણી નથી મળી શકતી. જ્યાંસુધી પ્રાથમિક અને દરેક કેળવણી માતૃભાષામાં ન અપાય ત્યાંસુધી તે લીધેલી કેળવણી એ કેળવણી નથી, પણ કેવળ કેળવણીનો આભાસજ છે. એ આત્માની કે હૃદયની કેળવણી નથી, પણ કેવળ શબ્દની કેળવણી છે.

કેળવણીનું ધ્યેય તો આપણા અંતરના સંસ્કારોને બહાર લાવવાનું હોય અને તે માતૃભાષા મારફતજ થાય. પરભાષા એ બોલવાનું સાધન ન થઇ શકે. હૃદય ખોલવાનું કે સંસ્કાર મેળવવાનું સાધન ન થઇ શકે. જે સર્જક વસ્તુ છે, જેને માટે કલ્પનામાં રચના થાય છે તે રચનાને હૃદયમાંથી માના દૂધની માફક માતૃભાષા વિના બહાર ન મૂકી શકાય. હિંદી ભાષા આજે હિંદમાં બધે થઇ ગઇ છે, પણ તે પરપ્રાંતો સાથે વાસ્તવિક રીતે વ્યવહાર સાધવાનું સાધન છે; પણ તે હૃદય ખોલવાનું સાધન ન થઇ શકે, હૃદયના સંસ્કારનું સાધન ન બની શકે.

મારું આ ધર્માંતર પચીસ વર્ષના સ્વાનુભવ પછીનું છે અને હું કહું છું કે, હવે એવો સમય આવી પહોંચ્યો છે કે થોડા અંગ્રેજીના જ્ઞાનની મદદથી ઊંચી કેળવણી લઇ શકીએ અને તે પણ આજે છે તેના કરતાં પણ વધારે સારી રીતે માતૃભાષાદ્વારા લઇ શકાય.

આમ પ્રતિષ્ઠાનો જે આ ભય ઊભો કરવામાં આવ્યો છે તે કૃત્રિમ છે. આપણા ખરા વિકાસને તે રુંધે છે. ઘણી મહેનતે જે વૈદાંનો સત્કાર થયો છે તેમાં પણ એવી વાતો થાય છે, ડૉક્ટર ગમે તેવું ટિંચર વાપરે તે ચાલી શકે, પણ વૈદ્ય તજનો અર્ક આપે તો તે નકામો ગણાય. જ્યાં પરરાજ્યો હોય છે ત્યાં એજ જાતની મનોદશા હોય છે.

બીજો ભ્રમ એ પણ કેટલાકમાં પેદા થયો છે કે, અંગ્રેજીના જ્ઞાન વિના ઊંચા વિચારો આવી શકતા નથી. ગુજરાતી ભાષા આજે સમૃદ્ધ થઈ છે, તે તો જેઓને ગુજરાતી નહોતું આવડતું તેમનાથી થઇ છે. હું તો ગુજરાતીની એક પણ ચોપડી ભણ્યો નથી. મને ગુજરાતીમાં જોડણી, વ્યાકરણ કે વાક્યરચનાનું જ્ઞાન નથી. પણ જોજો, તમે મારી આ વાત ખાનગી રાખજો. ગુજરાતની અસ્મિતા એક અગત્યની વસ્તુ છે, પણ તેનું પહેલું અંગ રાષ્ટ્રને સમર્પણ કરવાની તૈયારી જોઇએ. પ્રાંતીયતાનું પહેલું અંગ રાષ્ટ્રીયતા છે.

હિંદની દૃષ્ટિએ ગાંધીજી માટે આપણે ગમે તેમ કહીએ, પણ વિશ્વની દૃષ્ટિએ–આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ ગાંધીવાદનું સ્થાન આજના જગતમાં અજબ છે. ગાંધીવાદ એ અર્વાચીન કાળમાં આકાશમાંના દિવ્ય સ્વરૂપ, દિવ્ય પ્રકાશ સમી મોટી પ્રભાવશાળી વસ્તુ થઈ પડી છે. ગાંધીવાદ હજી આપણને સમજાતો નથી. આપણને એટલે કે પાશ્ચાત્ય રંગમાં કેળવાયલા માણસોને. ગાંધી એ તો આજનો એક મહાન દૃષ્ટા છે. તે જે જુએ છે તેને પ્રતિપાદન કરવા તે પ્રયાસ કરે છે. આપણે તે નથી સમજી શકતા, કારણ કે આપણે બહારનું 'લોજિક–તર્કશાસ્ત્ર' વાંચેલું છે! ગાંધીજીના શિક્ષણની જ્યારે આપણને સમજણ પડશે, ત્યારે આપણને ખાતરી થશે કે, તેના વાદમાં શું શું નવું થયું છે.

દુનિયામાં આજે બેજ વાદ છે. જો કોઇ ત્રીજો વાદ કહેતો હોય તો કહીશ કે, તેને દુનિયાની ખબર નથી. બીજો વાદ છે તે હિંસાનો છે. તે માને છે કે, હિંસા વિના સમાજનો ઉદ્ધાર નથી, તેની સામે પડકાર કરી રહેલો છે તે અહિંસાનો વાદ છે. તે કહે છે કે પાશવી બળને નૈતિક બળમાં લાવ્યા વિના મનુષ્યની સિદ્ધિ નથી. ખરું મનુષ્યત્વ આ વાદ સિવાય બીજામાં શક્ય નથી.

જે નવપ્રફુલ્લતા આજે હિંદમાં આપણે જોઈ રહ્યા છીએ, તે ગાંધીવાદને આભારી છે. એક કેળવણીકાર તરીકે હું કહું છું કે, ગાંધીવાદ વિના કળાને કે સંસ્કૃતિને સ્થાન નથી. તે માટે જે ઝનૂન જોઇએ, જે વ્યવસ્થાશક્તિ જોઇએ તે ગાંધીવાદે પૂરાં પાડ્યાં છે. આજે તો ઘણા એમ પણ માને છે કે, દુનિયામાં ગાંધીવાદ વિના મુક્તિનો

બીજો કોઇ ઉપાયજ નથી. મને તો સ્પષ્ટ દેખાય છે કે, આ વાદમાં જૂના તપસ્વીઓ જે કહી ગયા છે તેજ રહેલું છે.

હિંદુસ્તાનમાં આજે સુંદરમાં સુંદર દિવસ છે. નવ પ્રાંતનું રાજ્યચક્ર એક હિંદીવાનના હાથમાં છે. દુનિયાની શરૂઆત થઇ ત્યારથી અત્યાર સુધી હું નથી માનતો કે, કોઇ જગ્યાએ એવું બન્યું હોય કે એકનીજ પ્રેરણાએ, એકનીજ બુદ્ધિએ અને એકનીજ શક્તિએ બધું ચાલ્યું હોય. છેલ્લાં વીસ વર્ષમાં હિંદે જે પ્રગતિ કરી છે એ રીતની પ્રગતિ તે ચાલુ રાખે તો હિંદ દુનિયાનાં બધાં રાષ્ટ્રોમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરી શકે.

('ચિત્રમય જગત'ના જાન્યુઆરી ૧૯૩૯ના અંકમાંથી)

---

# ३—अहिंसानी साधना

(લેખકઃ-શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ)

ફિનિક્સ આશ્રમમાં જીવનનાં બધાં અંગોનો વિકાસ થાય એવી તાલીમ અપાતી. વિદ્યાર્થીઓના અભ્યાસ સંબંધે તો ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસમાં લખ્યું છે. તે શિક્ષણના જિજ્ઞાસુ તેમાંથી વાંચી લેશે. હું અહીં બીજી વાત જણાવું છું. આશ્રમમાં સંયમ, નીતિ અને સદાચારનું શુદ્ધ વાતાવરણજ એવું હતું કે, સામાન્ય વાતાવરણમાં નિર્દોષ ગણાતી આપણી આદતો ત્યાં દૂષિત ગણાય. ત્યાંનું જીવન એટલું તો ઉચ્ચ કોટિનું હતું કે સામાન્ય વર્તન પણ દોષપાત્ર ગણાય. દાખલા તરીકે વિદ્યાર્થી કે અન્ય કોઈ નિયમિત બે કે ત્રણ વખત ખાય, તે ઉપરાંત બગીચામાં કામ કરતાં કોઇ સારુ ફળ નજરે પડે અને તોડીને ખાવાનું મન થાય, એને સામાન્ય દૃષ્ટિએ આપણે ગુનો ન ગણીએ. ફિનિક્સના ઉચ્ચ કોટિના વાતાવરણની દૃષ્ટિએ તેને ગુનો ગણવામાં આવતો. તેની શિક્ષા ભલે નહોતી થતી, પણ ત્યાંની નૈતિક દૃષ્ટિએ એ ગુનો કરનાર પોતાનેજ તેનો સંકોચ થાય અને બીજી વખત તેમ ન કરવું તેવો નિશ્ચય કરે. વળી, એક માસ અલૂણું ખાઇશ એવો નિશ્ચય મન સાથે કર્યા પછી કોઈ

અસાધારણ પ્રસંગે પણ લૂણવાળો ખોરાક ખાવો એ હૃદયની નબ-ળાઇ ગણાય અને ગંભીર ગુનો ગણાય. વિદ્યાર્થીઓએ રાત્રે ઠરાવ કર્યો હોય કે, સવારે રવિવાર હોઈ દરિયાકાંઠે કે નાન્દા નદીના ધોધની રમણીય જગાએ ઉજાણીએ જવું. પછી ભલેને રાત્રે વરસાદ થયો હોય અને દિવસે પણ પૂરાં વરસાદનાં ચિહ્ન જણાતાં હોય અગર બીજી કોઇ મુશ્કેલી ઊભી થઈ હોય, છતાં કરેલો ઠરાવ આમ મુશ્કેલીને કારણે અમલમાં ન મૂકવો એ બધાને માટે નબળાઇરૂપ ગણાતું.

ઝાડુ વાળનાર નોકર કે મળની બાલટી સાફ કરનાર ભંગી ત્યાં રાખવામાં આવતા ન હતા. ખેતી કરનાર કે ભણનાર, પ્રેસમાં બીબાં ગોઠવનાર કે પત્રનું અધિપતિપણું કરનાર કે રસોડામાં ખાવાનું કરનાર એકજ હોય. બધાંએ પોતા માટે નિર્માયેલું કામ કરે. તેમાં વળી પાયખાનાં સાફ કરવાનું કામ-તો અન્ય સર્વ કામ કરતાં ઉચ્ચ ગણાતું. સ્ટેશન, આશ્રમથી અઢી માઈલ દૂર થાય. ખોરાકીનો સામાન તથા પ્રેસને લગતો સામાન સ્ટેશને આવે તે આશ્રમમાં લાવવાનો હોય. વળી તે લાવવાને પશુનું વાહન રાખવામાં નહોતું આવ્યું. એક નાની સરખી રેંકડીમાં નાખી વિદ્યાર્થીઓ અને શિક્ષકોજ ખેંચી લાવે. એક વિદ્યાર્થીના પિતાશ્રી બીમાર હતા. તેના શિક્ષક તેમને જોવાને ડરબન ગયા. તે વડીલની રહેવાની જગ્યા મલિન અને હવા–ઉજાસ વિનાની હતી; હાનિકારક વાતાવરણ હતું. બીમારીમાં પણ આદતો પ્રમાણે અનિચ્છવાજોગ વર્તન થતું. આ જોઇ તે શિક્ષકને લાગ્યું કે, આવી સ્થિતિમાં બીમારી વધેજ અને પછી હાથમાં ન રહે. તેમણે તે વડીલને ફિનિકસમાં જઇ રહેવાનું સૂચવ્યું. તેમણે હા પાડી. અમુક દિવસે અમુક ટ્રેનમાં ફિનિકસ સ્ટેશને ઊતરવું એમ નિર્ણય કરી તે શિક્ષક ફિનિ-કસ ગયા. પેલા વડીલ બીમાર દશામાં અઢી માઇલ તો ચાલી શકે તેમ હતુંજ નહિ. આશ્રમમાં બળદગાડી કે અન્ય કાંઇ સાધન હતુંજ નહિ. સ્ટેશને પણ એવું કાંઇ સાધન ભાડે મળેજ નહિ. શિક્ષકે પેલી રેંકડી તૈયાર કરી. વિદ્યાર્થીઓ પોતાના એક સહાધ્યાયીના પિતાજીને રેંકડીમાં ખેંચી લાવવા તૈયાર થયા.

પેલા શિક્ષક, વિદ્યાર્થીઓને લઇ સ્ટેશને ગયા. બીમાર વડીલને

રેંકડીમાં બેસાડી આશ્રમમાં ખેંચી ગયા. આ સેવાભાવ, પોતાના સહાધ્યાયી પ્રત્યે પોતાની મમતા હાલ આપણે આપણી શાળાઓમાં જોવા બહુજ ઇંતેજાર છીએ. પેલા વડીલ, ફળના નિયમિત અને અલ્પ ખોરાકના તેમજ તે સાથે પિચકારી અને માટીના પાટાના ઉપચારથી, છ માસથી ક્ષય જેવો ભયંકર શત્રુ શરીરમાં ઘૂસી ગયેલો તેમાંથી બચ્યા. તેમને પૂરો આરામ થયો. તેઓ શારીરિક શ્રમ કરવા માંડ્યા અને દોઢ માસની સારવાર પછી બેચાર માઇલ ચાલવાને શક્તિમાન થયા. આવી કેટલીયે સેવા વિદ્યાર્થીઓને કરવાની અને જોવાની તક મળે એ કાંઇ જેવી તેવી તાલીમ ન કહેવાય. આવા સેવાભાવી અને શુદ્ધ વાતાવરણમાં, જેમ ઊજળાં કપડાંમાં શાહીનો ડાઘ બહુ જલદી દેખાય તેમ, સામાન્ય ગણાતા દોષ પણ આશ્રમમાં ગંભીર ગણાય.

એક દિવસ એક વિદ્યાર્થી જોહાનિસબર્ગથી આવેલા પોતાના વડીલને મળવા ડરબન ગયેલો. વડીલને બાળક પ્રત્યેની મમતાને કારણે એમ લાગ્યું કે, તેને આશ્રમમાં મિષ્ટાન્ન કે તીખાં તમતમતાં ભજિયાં વગેરે ક્યાં મળવાનું હતું ? તેથી તે વિદ્યાર્થીને જમાડ્યા ઉપરાંત ભજિયાં વેચાતાં લાવી આપ્યાં. છોકરાએ થોડાં ભજિયાં ખાધાં, પણ ખાતાં ખાતાં તેને પોતાના સહાધ્યાયીઓ સાંભર્યા. તુરતજ ભજિયાંનું પડીકું વાળ્યું અને ફિનિક્સમાં લઇ ગયો. રાત્રે નાનામોટા વિદ્યાર્થીઓ જે ત્યાં હતા તેમને ભજિયાં આપ્યાં. અચાનક એક શિક્ષિકા ત્યાં જઇ ચઢ્યાં. વિદ્યાર્થીઓ સંકોચાયા નહિ. તેમણે તે બહેનને પણ ભજિયાં ધર્યાં. બહેને લીધાં અને ખાધાં. પણ તે બહેનને વિચાર આવ્યો કે, ભજિયાં તો ખાધાં પણ કોઇ જાણે નહિ તો સારું, તેથી તેમણે સૂચના આપી કે, કોઇ તેની વાત કરે નહિ. પણ ત્યાં આવી વાત કાંઇ છૂપી રહે ? બીજે દિવસે બીજાઓએ જાણ્યું અને ત્રીજે દિવસે સાંજે પ્રાર્થના કર્યા પછી ગાંધીજી પાસે આ વાત આવી. કોણ લાવ્યું, કોણે ખાધાં વગેરે પુછાયું. પ્રથમ તો તેને બહુ મહત્ત્વ ન અપાયું. ફક્ત સામાન્ય ધોરણ બહાર કયા વિદ્યાર્થીઓ વર્ત્યા તે જાણવા પૂરતોજ પ્રયત્ન થયો; પણ પાછળથી એવું જણાયું કે, એક

શિક્ષિકા બહેન પણ તેમાં સામેલ હતાં. ગાંધીજીને પ્રથમ તો એ વાત સાચી લાગીજ નહિ. પણ એક–બે વિદ્યાર્થીઓએ ખાતરીથી કહ્યું એટલે ગાંધીજી શંકાશીલ બન્યા. ગાંધીજીને તે બહેન પ્રત્યે ભારે શ્રદ્ધા હતી, છતાં પણ તેમણે તે બહેનને પૂછ્યું. તેમણે બહુ ચાલાકી અને લાગણીભરી વાણીથી તે વાત સત્ય હોવાનો ઇન્કાર કર્યો. તેમના ઇન્કારથી આ નજીવો પ્રશ્ન વધારે ગંભીર બન્યો. વિદ્યાર્થી જૂઠા કે તે જૂઠાં? બેમાંથી કોઇ પણ પક્ષ આમ હેતુપૂર્વક અસત્ય બોલે તે અસહ્ય ગણાય. વિદ્યાર્થીઓ વધારે મક્કમતાથી કહેવા લાગ્યા. બીજી બાજુ પેલાં બહેને વધુ દઢતાથી તેનો ઇન્કાર કરવા માંડ્યો. એક ગુનો થઇ જવો એ અકસ્માત હોઇ શકે છે, પણ થઇ ગયેલા દોષને છુપાવવો અને તે માટે અસત્ય બોલી તેનો ઇન્કાર કરવો એથી કરેલો ગુનો અનેક ગણો ગંભીર બને છે. અહીં પણ એવું બન્યું અને દરેક ક્ષણ વધુ ગંભીર બનતી ગઇ. અંતે ગાંધીજીએ દેવદાસને બોલાવ્યા, પાસે ઊભા રાખ્યા અને પૂછ્યું, "દેવા, તું આ વિશે શું જાણે છે? બહેને ભજિયાં ખાધાં હતાં?" દેવદાસ શો જવાબ આપે? ગાંધીજીના હૃદયમાં તે બહેન પ્રત્યે એવી ખાતરી હતી કે તેને માટે કાંઇ દોષારોપ કરવો એ પણ વિદ્યાર્થીઓ માટે ધર્મસંકટ હતું. આ વિચારથી દેવદાસ રડવા લાગ્યા, ખૂબ ડૂસકાં ભરવા લાગ્યા. ગાંધીજીએ પૂછ્યું: "દેવા, તું આટલો બધો રડે છે કેમ? જે સત્ય હોય તે કહે." દેવદાસે ડૂસકાં ભરતાં જવાબ આપ્યો: "હું સત્ય વાત તમને કહીશ પણ તમે મને જૂઠો માનશો, તેથી મને રડવું આવે છે." ગાંધીજી બોલી ઊઠ્યા: "તું અત્યારે તો સાચુંજ બોલીશ એવી મને ખાતરી છે, જે સત્ય હોય તેજ કહે." દેવદાસે દઢતાથી જણાવ્યું કે, "બહેનને ભજિયાં ખાતાં મેં જોયાં છે."

બસ, હવે ખલાસ થયું. ગાંધીજી તો વિચારવમળમાં ક્ષણેક પડી ગયા. આટલી હદ સુધી વિદ્યાર્થીઓ જૂઠું બોલતા હોય તો તે ભયંકર છે અને પેલાં બહેન જૂઠું બોલતાં હોય તો તે તેથીયે વધારે ભયંકર છે. આખા ખંડમાં શાંતિ પથરાઈ ગઈ હતી, ગમગીની છવાઇ રહી હતી. ઘડી પછી શું થશે, તેના વિચારમાં બધા હતા.

એટલામાં ગાંધીજી નિશ્ચયાત્મક શબ્દોમાં બોલ્યાઃ "મારી પાસે સત્ય વાત તો આવવીજ જોઇએ. તેથી વિદ્યાર્થી સાચા કે બહેન સાચાં છે તેનો નિર્ણય બન્ને પક્ષ તરફથી કરવામાં નહિ આવે ત્યાં સુધી હું અનશન વ્રત લઇશ." આ નિર્ણય સાંભળી અમારા પર જાણે વીજળી પડી હોય એવા અવાક્ અમે બની ગયા. આનું પરિણામ કેવું આવશે, તેના સારામાઠા તર્કવિતર્ક થવા લાગ્યા. શ્રી. કેલનબેક તો ચિંતામાંજ પડ્યા. રાત્રીના સાડા નવ થયા. ગાંધીજીએ મને પૂછ્યું, "તમને શું લાગે છે?" મેં કહ્યું, "તે બહેન આવું ન કરે અને ભૂલથી થઇ ગયું હોય તોપણ આટલી હદ સુધી છુપાવે નહિ. દેવદાસ ઘણી વખત અસત્ય બોલ્યા છે એવો મારો અનુભવ છે. છતાં આજે મારા ઉપર તેમના બોલવાની કાંઇ જુદી અસર થઇ છે અને હું પણ શંકાશીલ બન્યો છું. છતાં હું ચોક્કસ તપાસ કરીશ." પછી બધાં સૂઇ ગયાં. મેં અને મગનલાલ ગાંધીએ રાત્રે બાર વાગ્યે નિર્દોષ વિદ્યાર્થીઓને ભર નિદ્રામાંથી એક પછી એક ઉઠાડીને પૂછવા માંડ્યું, તે બધા તરફથી એકસરખી માહિતી મળી અને અમને પણ ખાતરી થઇ કે વિદ્યાર્થીઓનું કહેવું સત્ય છે.

છતાં જ્યાંસુધી પેલાં બહેન પોતે ગાંધીજી પાસે સ્વીકાર ન કરે ત્યાંસુધી શું? અંતે પ્રભુએ તે બહેનને સત્ય હકીકત કહી દેવાની હિંમત આપી. બીજે દિવસે દસ વાગ્યે તે બહેને ગાંધીજી પાસે જઈ પ્રણામ કરી પોતાના દોષનો સ્વીકાર કર્યો.

આ પ્રસંગ વાંચી ઘણાઓને નવાઇ લાગશે. તેઓને એમ લાગશે કે આવી નજીવી બાબતમાં ગાંધીજીએ અનશન વ્રત લીધું તે વિચિત્ર કહેવાય. પણ આ નજીવો દેખાતો પ્રસંગ કેટલો ગંભીર હતો તે તો ફિનિક્સના વાતાવરણમાં રહેનાર સમજી શકે.

(–'ગાંધીજીની સાધના'માંથી)

# ૪—क्रान्तिनुं बळ अने स्वराज्य

( લેખકઃ—શ્રી. દિલખુશ બ. દિવાનજી)

પરાધીનતાના ડંખ જ્યારે અસહ્ય થવા માંડે છે ત્યારે પ્રજાનો આત્મા કકળી ઊઠે છે; અન્યાય, જુલ્મ અને ત્રાસની ઝડીઓ વરસી રહી હોય છે, ત્યારે પ્રજામાં ક્રાન્તિની ભૂખ જાગે છે; મલિન તત્ત્વો અને સડેલાં અંગોથી પ્રજાને બેચેની થાય છે અને એમાંથી ઊગરી જવા એ ધમપછાડા મારે છે; પાયમાલી જ્યારે વધુ ઊંડી ગઇ હોય છે ત્યારે ગુલામીની મીઠી ઊંઘમાંથી જાગવું પ્રજાને ગમતું નથી; આથી સુધારાની ચળ થાય છે, પરંતુ ક્રાન્તિની ભૂખ નથી જાગતી. ગુલામીની મીઠી નિદ્રાને આંચકો જ લાગે, પરિસ્થિતિમાં ભારે પરિવર્તનો ન જાગે એની પૂરી સાવચેતી રાખી પ્રજાના નેતાઓ સુધારાની યોજનાઓ ઘડે છે-વિચારે છે. એમાં વપરાતાં સાધનો પણ એટલાંજ મોળાં હોય છે. અરજી, ઠરાવો, કાલાવાલા, ખુશામત અને વિનતિઓમાં એ બધાં સાધનો પર્યાપ્ત થાય છે. આપણી રાષ્ટ્રીય જાગૃતિના ઇતિહાસમાં આ જાતનો સુધારાયુગ ઠેઠ ૧૯૨૦ સુધી થોડે ઘણે અંશે કાયમ રહ્યો. ૧૯૦૫–૭માં એ યુગનો અંત આણવા ભારે પ્રયાસો થયેલા, પણ ૧૯૨૦ સુધી એને વ્યાપક અને ઉગ્ર સ્વરૂપ મળ્યું ન હતું.

ગાંધીજીએ આવીને મહાસભાના એ સુધારાયુગનો અંત આણી દીધો. પ્રજાની પાયમાલીના ડંખથી એમનો આત્મા કકળી ઊઠ્યો અને એમણે જોઇ લીધું કે સડો એટલો વધતો જાય છે કે, સુધારાના મલમપટ્ટા બિલકુલ કામ નહિ આવે. એમણે ક્રાન્તિનો પડકાર કર્યો અને ૧૯૧૯ની એપ્રિલની ૬ઠ્ઠીએ પ્રજાએ એ પડકાર ઝીલી લીધો. ક્રાન્તિની ચિનગારીઓ તો પડેલીજ હતી, ગાંધીજીએ એને ચેતાવી દીધી; પરંતુ એ ક્રાંતિનો પડકાર–અહિંસક ક્રાન્તિનો પડકાર હતો. હિંસાના બળવાઓ અને ખૂનામરકીનાં છમકલાંઓમાંજ ક્રાંતિ રહેલી છે, એ ઇતિહાસસિદ્ધ સત્યને ગાંધીજીએ તિલાંજલિ આપી દીધી. બેઠા શાંત બળવામાં પણ ક્રાન્તિની શક્તિ રહી શકે છે એ નવીન

સત્યનો પ્રયોગ એમણે આપણી સ્વાધીનતાની લડતમાં શરૂ કર્યો. ક્રાન્તિ એટલે ધમધમાટ અને ધમાલ એવોજ ખ્યાલ બધાને હોય છે. આથી અહિંસાના ગાંધીજીના પ્રયોગના શાંત દેખાતા વાતાવરણથી ઘણાને એમ લાગ્યું કે આમાં કંઈ વળવાનું નથી. પરંતુ આજે તો ૨૦ વર્ષ થઈ ગયાં અને ગાંધીજીએ અનુભવથી બતાવી આપ્યું કે, ક્રાન્તિ અહિંસક હોય તોયે એમાં ભારેમાં ભારે પરિવર્તનો પ્રગટાવવાનું અને વર્તમાન પરિસ્થિતિનાં સડેલાં અંગોને હચમચાવી નાખી દૃઢ કરવાનું એટલુંજ પ્રચંડ સામર્થ્ય પડ્યું છે. ૧૯૨૧–૨૨ના કાનૂનભંગો, ૧૯૩૦ની મીઠાની લડત અને ૧૯૩૨–૩૪ની સામુદાયિક લડતો તેમજ બારડોલી, ગુરુ–કા–બાગ, નાગપુર, બોરસદ વગેરેના નાના નાના સત્યાગ્રહ પ્રસંગોએ અહિંસક ક્રાન્તિની શક્તિનો પરિચય આપણને કરાવી દીધો છે.

એ નવા પ્રકારનું ક્રાન્તિનું બળ એટલે શું? ગાંધીજી કઇ રીતે એ ક્રાન્તિશક્તિ પ્રજામાં પ્રગટાવી શકાય છે? એનો ઉત્તરોત્તર વિકાસ કરવા એઓ કયાં સાધનો વાપરી રહ્યા છે? પૂર્ણ સ્વરાજ્ય મેળવી લેવા માટે જે ક્રાન્તિનો આશ્રય આપણે લઈ રહ્યા છીએ અને લેવાના છીએ, એ ક્રાન્તિનો અર્થ શું? 'બેઠો બળવો,' 'સત્યાગ્રહ,' 'સવિનય કાનૂનભંગની લડતો' વગેરે પ્રયોગોથી આપણે પરિચિત થતા જઇએ છીએ અને એને આપણે અહિંસક ક્રાન્તિનાં સાધનો ગણી લઇએ છીએ; પરંતુ ગાંધીજી એ બધા પ્રયોગો અને સાધનો પાછળ અહિંસા અને સત્યનો જે આગ્રહ રાખે છે તે બહુજ થોડા સમજી શકે છે. ગાંધીજીને ક્રાન્તિ તો જોઇએ છે. એમ તો આખીયે ચળવળમાં એની શક્તિ એમણે મૂકેલ છે; પરંતુ એ ક્રાન્તિમાં અથથી ઇતિ સુધી અણુએ અણુમાં અહિંસા અને સત્યનાં તત્ત્વો એમણે ગૂંથી લીધાં છે. ક્રાન્તિનાં સાધનોમાં, ક્રાન્તિના પ્રયોગોમાં અને આ ક્રાન્તિના આખા વાતાવરણમાં જેટલા પ્રમાણમાં અહિંસા અને સત્યનાં તત્ત્વો વ્યાપેલાં છે તેટલા પ્રમાણમાંજ અહિંસક ક્રાન્તિનું સાચું બળ કેળવાતું જાય છે, એ વસ્તુ પ્રજાએ પૂરી રીતે સમજી લેવાની જરૂર છે. પ્રચંડમાં પ્રચંડ સામ્રાજ્યના પશુબળ સામે આપણે ક્રાન્તિનો જંગ માંડ્યો છે

અને કેવળ અહિંસાથી એ ક્રાન્તિને સફળ કરવાની છે એ આપણે જાણીએ છીએ. જુલમો અને અન્યાયો, ત્રાસનીતિ અને ચાલબાજીને આપણે શાંત રીતે સહી લેવાની તો નથીજ; એ સામે તો પ્રચંડ પ્રતિકારશક્તિ આપણે કેળવવાની છે. પ્રતિકારનું વિજયી બળ એજ ક્રાન્તિનો આત્મા છે; પરંતુ એ પ્રતિકારબળ કઈ રીતે કેળવીશું, એજ પ્રશ્ન છે. આપણી ક્રાન્તિ અહિંસાની છે એટલે જગતના હિંસા-યુક્ત ક્રાન્તિના અનુભવો આપણને બહુજ ઓછા ઉપયોગી થઇ પડે છે. સત્યાગ્રહના પ્રચંડ પ્રતિકાર–બળમાં પડેલી શાંતિમાં ક્રાન્તિનો જે મંત્ર ગાંધીજી આપણને શિખવાડી રહ્યા છે એનું શાસ્ત્ર તો હજી ઘડાઇ રહ્યું છે અને ગાંધીજી વિના એ શાસ્ત્રનાં અટપટાં પ્રકરણો કોઈ સમજી શકે એમ નથી.

આપણે ગાંધીજીના સત્યાગ્રહના મંત્રને સ્વીકારી લઇએ છીએ, છતાં એની શક્તિની સાધના કઇ રીતે કરવી એ વિષે આપણે ગાં-ધીજીનું માર્ગદર્શન સ્વીકારવા ના પાડીએ છીએ. સત્યાગ્રહની વિરાટ શક્તિ પ્રજામાં કઈ રીતે ખીલવવી એનો આખોયે શાસ્ત્રીય અભ્યા-સક્રમ ગાંધીજી પાસે પડેલો છે. પ્રજા આગળ એમણે એ મૂકી દીધો છે અને છતાં આપણે એ માર્ગ પ્રતિ બેદરકાર રહી કેવળ "ક્રાન્તિ–સત્યાગ્રહ–બેઠો બળવો" એની વાતોજ કરતા રહીએ છીએ ને ક્રાંતિની તૈયારીઓ આપણે કરતા નથી; છતાં "દાંડીની એ ભવ્ય કૂચ"ની વાતોથી આપણે હર્ષઘેલા થઇ જઇએ છીએ. ગાંધીજીએ દર્શાવેલા માર્ગે ક્રાન્તિની તૈયારીઓ કરવામાં જેટલા પ્રમાણમાં આપણે ગાફેલ અને મંદ રહીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણી સ્વાતં-ત્ર્યની અહિંસક લડત લંબાતી જાય છે.

ગાંધીજીએ આપણી આગળ ક્રાન્તિનો જે માર્ગ મૂક્યો છે તે કયો માર્ગ છે? ક્રાન્તિબળ એટલે જો પ્રતિકારશક્તિ હોય તો એ શાંત પ્રતિકારશક્તિ પ્રજામાં કેળવાવી જોઇએ. એ માટે ગાંધીજીએ કયા ઉપાયો યોજ્યા છે? ક્રાન્તિની પૂર્વ તૈયારીઓ શામાં રહેલી છે? કઈ પ્રવૃત્તિઓમાં પ્રજા રોકાય તો એ શક્તિ એનામાં કેળવાતી જાય? ૧૯૨૦થી ગાંધીજીએ આ પૂર્વ તૈયારીઓના સતત પ્રયોગો શરૂ કરી

દીધા છે અને સમય જતાં એમાં વધુ ને વધુ આગળ વધતા જાય છે.

(૧) પ્રથમ તો ગાંધીજીએ આપણી સ્વાધીનતાની લડતનું આખુંયે દૃષ્ટિબિંદુ ફેરવી નાખ્યું. સરકારની નિંદાને સ્થાને પ્રજાની શુદ્ધિ પરજ આપણી બધી શક્તિ રોકી દેવાનો આદેશ આપણને આપી દીધો છે. પ્રજામાં જો અહિંસા અને સત્યનાં સાધનોદ્વારા ક્રાન્તિની પ્રતિકાર શક્તિનો વિકાસ કરવો હોય તો આપણે આપણી મલિનતાઓ ધોઇ નાખવી રહે છે. આપણે એવી પ્રવૃત્તિઓમાં રોકાઈ જવું જોઇએ કે જેમાં આપણી આત્મશુદ્ધિ વધુ ને વધુ થતી જાય. પ્રજાશુદ્ધિ વિના અહિંસા અને સત્યના ઉત્કૃષ્ટ સંસ્કારો આપણે કેળવી શકવાના નથી અને એ સંસ્કારો જ્યાં નથી ત્યાં બેઠો બળવો કે સીધી લડતની બધીયે વાતો કેવળ પોકળજ નીવડવાની છે.

(૨) પ્રજામાં ક્રાન્તિનું બળ પ્રગટાવવા જનતાનો સીધો અને સતત સંપર્ક અનિવાર્ય છે એ પણ એમણે જોઈ લીધું. બધીયે ક્રાન્તિઓમાં ક્રાન્તિકારો પ્રજાને નામેજ ક્રાન્તિનો પડકાર કરે છે, પરંતુ દુઃખદ હકીકત તો એ હોય છે કે એમાં 'પ્રજા'નો સ્પર્શ ઓછોજ હોય છે. જનતાનો સંપર્ક ગાંધીજી સાધવા માગે છે, પરંતુ તે સંપર્ક પૂર્ણ, વ્યાપક, સીધો અને સતત હોય તોજ આપણી ક્રાન્તિમાં પ્રજાકીય શક્તિનો વિકાસ થવાનો છે. પ્રજાસમુદાયનો સંપર્ક જીવનસ્પર્શી તેમજ જીવનસુધારક નીવડતો જવો જોઇએ. તોજ પ્રજા ક્રાન્તિનો અર્થ સમજી શકશે અને તોજ એની શક્તિ એનામાં કેળવાતી જશે.

(૩) આપણે જનતાનો સીધો સતત જીવનસ્પર્શી અને જીવનસુધારક સંપર્ક કેળવીશું તોજ અહિંસાનું વાતાવરણ એમનામાં પ્રસરાવી શકીશું. આપણી ક્રાન્તિનો આત્મા અહિંસા છે અને પ્રજા જો અહિંસાની પૂરી તાલીમ લેશે તોજ આપણી ક્રાન્તિ વિજયી નીવડશે— તોજ એમાં સાચું બળ પ્રગટશે. પ્રજામાં અપાર શક્તિ તો પડેલી છે; આપણે એનું યોગ્ય સંગઠન કરવાનું છે. એમની સાથેનો જીવનસ્પર્શી અને જીવનસુધારક સંપર્ક કેળવી, આપણે એ શક્તિનું સંગઠન કરી શકીશું અને એ સંગઠન–શક્તિનું રૂપાંતર બેઠા બળવાની પ્રચંડ પ્રતિકાર શક્તિમાં સ્વાભાવિક રીતે થવાનુંજ છે. એ સંગઠન–શક્તિ

એટલે શું ? એહા બળવાનું અમોઘ ક્રાન્તિબળ જેમાંથી પ્રગટી ઊઠે એ સંગઠન કેવું હોય ? પ્રજાની જાગૃતિ પાછળ કર્તવ્યપરાયણુતા, નીડરતા, સ્વમાન, પ્રેમ, સ્વાર્પણુ અને શિસ્તના સદ્‌ગુણોનો ઉત્કર્ષ થતો જાય છે ત્યારેજ એ પ્રજાનું સાચું સંગઠન થાય છે. ગાંધીજી પ્રજાનો સંપર્ક સાધી એમનું સંગઠન કરવા માગે છે, એમાં એમનો આશય આ બધા ગુણોનો વિકાસ કરવાનો હોય છે. પ્રજાસંગઠનની પ્રવૃત્તિઓજ એવી હોવી જોઇએ કે જેમાંથી આ પ્રકારની શક્તિ પેદા થવા માંડે. આવા ગુણો પર જે સંગઠન રચાતું જાય છે તેમાં ભારેમાં ભારે ક્રાન્તિનું બળ પડેલું છે. સ્વમાન માટે જે પ્રજા મરી ફીટવા તૈયાર હોય છે અને પ્રેમપૂર્વક શિસ્તપાલનમાંજ કર્તવ્યપરાયણુતાનો વિકાસ જે પ્રજા કરે છે તેનું સંઘબળ સાચી ક્રાન્તિના ઘડતરમાં સૌથી વધારે ઉપયોગી થઇ પડે છે. જનતાના સંપર્કમાં અને પ્રજાના સંગઠનમાં ગાંધીજીનો ઉદ્દેશ આ રહેલો છે, કારણ કે એ સંપર્કનો ઉપયોગ એમને ક્રાન્તિમાં કરવો છે.

ક્રાન્તિની યોગ્ય ભૂમિકા તૈયાર કરવામાં ગાંધીજીએ આપણુને આવા માર્ગો સૂચવ્યા છે. ગાંધીજી કર્મયોગી છે એટલે જે વાતાવરણુ નિર્માણુ કરવાના પોતે મનોરથો સેવે છે તે વાટે એમણે એવીજ અત્યંત ઉપયોગી રચનાત્મક પ્રવૃત્તિઓ દર્શાવી છે. ગાંધીજીની વ્યવહારકુશળતા, સાચા મુત્સદ્દીની એમની અદ્‌ભુત કુનેહ અને રાષ્ટ્રીય ક્રાન્તિકારિણી એમની અલૌકિક શક્તિ એ સર્વનાં દર્શન આપણુને એમના રચનાત્મક કાર્યક્રમમાં થાય છે. પ્રજાશુદ્ધિ, પ્રજાસંપર્ક, પ્રજાજાગૃતિ અને પ્રજાનું સંગઠન, એ સર્વની સાધના એમની રચનાત્મક પ્રવૃત્તિઓમાં પડેલી છે. આથીજ ગાંધીજીને એજ પ્રવૃત્તિઓ સૌથી વધારે પ્રિય છે અને એમાંજ એમને તો સ્વરાજ્યનાં અથવા સંપૂર્ણ સ્વતંત્રતાનાં દર્શન થતાં જાય છે. ક્રાન્તિનું બળ એમાંથીજ જાગવાનું છે. સ્વરાજ્યના છેવટના સમરાંગણુની પ્રેરણા અને શક્તિ એમાંથીજ મળવાનાં છે. ગાંધીજીએ એ રચનાત્મક કાર્યક્રમનો ૨૦ વર્ષોમાં બહુ વ્યવસ્થિત વિકાસ કર્યો છે અને ધીમે ધીમે પ્રજાના સંગઠનમાં એ પ્રવૃત્તિને પૂરેપૂરી રીતે વ્યાપક કરવા માટે યોગ્ય અને વ્યવસ્થિત

સંસ્થાઓ પણ ઊભી કરી છે. એ રચનાત્મક પ્રવૃત્તિઓ આજે છ છે: (૧) ખાદી, (૨) ગ્રામઉદ્યોગ અને ગ્રામસુધારણા, (૩) સંપૂર્ણ દારૂ-નિષેધ, (૪) અસ્પૃશ્યતાનિવારણ અથવા હરિજનપ્રવૃત્તિ, (૫) સર્વ કોમ-ની એકતા અને (૬) ઉદ્યોગમય રાષ્ટ્રીય કેળવણી.

આ છએ પ્રવૃત્તિઓ એવી વિરાટ છે કે, જો મહાસભાના બધા કાર્યકરો એક વર્ષ માટે પણ ચોવીસે કલાક શ્રદ્ધાપૂર્વક એ પ્રવૃત્તિ-ઓમાં એકાગ્ર અને તન્મય થઈ જાય તો પ્રજામાં અજબ ચેતન પ્રગટી ઊઠે અને ક્રાન્તિકારી પરિવર્તનો થવા માંડે. સ્વાવલંબન અને સ્વાશ્રયનું અમોઘ બળ એ પ્રવૃત્તિઓમાંથી પ્રગટી ઊઠે છે અને આત્મશુદ્ધિનું એવું પાવનકારી વાતાવરણ ફેલાઇ જાય કે પડેલી અને કચડાતી પ્રજા પોતાની બધી નિર્માલ્યતા અને નિર્બળતા ખંખેરી કાઢી ભારેમાં ભારે ક્રાંતિના જંગ ખેલવા શક્તિશાળી થાય છે. રચનાત્મક કાર્યમાં આવી અજબ શક્તિ પડેલી છે; એટલેજ ગાંધી-જીને એમાં અસાધારણ શ્રદ્ધા છે અને એમાંજ સાચા સ્વરાજ્યનાં દર્શન એમને થાય છે. સ્વમાની, સ્વાશ્રયી અને નીડર બનેલી પ્રજાની આત્મશુદ્ધિમાં એવું અમોઘ બળ રહેલું હોય છે કે, એ પ્રજાએ સાચું સ્વરાજ તો એ પ્રવૃત્તિઓમાંજ મેળવી લીધું હોય છે. એવી પ્રજાને પછી રાજકીય સ્વતંત્રતા સિદ્ધ કરવી એ રમત છે. ૧૯૩૦-૩૪ની લડતના ઇતિહાસનું સૂક્ષ્મ અવલોકન આપણે કરીશું તો દીવા જેવું સ્પષ્ટ લાગે છે કે, તેજ પ્રદેશમાં સત્યાગ્રહની ચળવળ વધુ ઉગ્ર, વધુ તેજસ્વી અને વધુ વ્યાપક બનેલી કે જે પ્રદેશોમાં ગાંધીજીના રચના-ત્મક કાર્યને સૌથી વધારે વેગ મળેલો. સ્વતંત્રતાને માટે પછી આખરી યુદ્ધ ખેલવું પડે તોયે આવી નીડર, સ્વાશ્રયી અને સ્વમાની પ્રજામાં એ પ્રસંગ માટે પૂરતું ક્રાન્તિબળ ખીલેલું હશે. બેઠા બળવાની તાકાત એ રચનાત્મક પ્રવૃત્તિમાંથી પ્રજાએ મેળવેલી હશે. અહિંસાની પ્રતિકાર-શક્તિનું ઘડતર પણ એ પ્રવૃત્તિઓમાંજ થતું જાય છે. જ્યારે પણ ક્રાંતિ આવશે—છેવટના રણસંગ્રામો જ્યારે ખેલાશે ત્યારે સ્વમાન, નીડરતા—કર્તવ્યપરાયણતા, કડક શિસ્તપાલન અને મરી ફીટવાનું ત્યાગબળ જેટલા પ્રમાણમાં કાર્યકરોમાં અને પ્રજામાં કેળવાયાં હશે,

તેટલા પ્રમાણમાંજ એ આખરી યુદ્ધમાં આપણે વિજયી નીવડવાના છીએ. એ બધા ગુણો અને સંસ્કારોની સાચી તાલીમ, રચનાત્મક પ્રવૃત્તિઓ સિવાય બીજી કઇ રીતે આટલી વિશાળ પ્રજાને આપણે આપી શકીએ એમ છીએ? અહિંસક યુદ્ધની એજ કવાયત છે. એ પ્રવૃત્તિઓજ આપણો શસ્ત્રસરંજામ છે અને એજ આપણી સાચી છાવણીઓ છે. રાષ્ટ્રીય સંગઠનની એ છએ પ્રવૃત્તિમાં અહિંસક ક્રાન્તિની પ્રયોગશાળા છે. પ્રજાશક્તિનો વિકાસ કરનારી સાચી તાલીમશાળા છે. એમાંજ રોકાયેલી પ્રજા દિવસે દિવસે વધુ ને વધુ બળવાન થતી જાય છે, વધુ ને વધુ સ્વાશ્રયી થતી જાય છે.

આ છ પ્રવૃત્તિઓની બીજી ખૂબી એ છે કે એ કેળવણી ક્રાન્તિની તૈયારીજ નથી, એમાં તો ક્રાન્તિનો સદુપયોગ કરવાનું તેમજ તેનું સંરક્ષણ કરવાનું અદ્ભુત બળ પડેલું છે. લોકકલ્યાણ અને લોકશક્તિનો વિકાસ રચનાત્મક પ્રવૃત્તિઓના અણુએ અણુમાં વ્યાપી રહેલાં છે. આદિમાં, મધ્યમાં તેમજ અંતમાં લોકકલ્યાણની સતત સાધના એમાં થયા કરે છે. સ્વરાજ આપણે મેળવીશું—રાજકીય સ્વતંત્રતા આપણને મળી જશે ત્યારે પણ એનો સદુપયોગ તો આપણે લોકકલ્યાણમાંજ કરવાના છીએ. એ લોકકલ્યાણનું કાર્ય આ છ પ્રવૃત્તિઓમાં થતુંજ આવેલ છે, એટલે સ્વરાજ્યની પ્રસાદી ઝૂંપડે ઝૂંપડે પહોંચતી કરવાનું અનુકૂળ વાતાવરણ આ પ્રવૃત્તિઓએજ તૈયાર કરી મૂકેલું હશે. રચનાત્મક કાર્યમાં રોકાયેલા સેવકો ક્રાન્તિના સૈનિકો તો થયાજ હોય છે. સ્વરાજ્ય મંત્રના પ્રચંડ રચનાત્મક કાર્યના એજ સેવકો સાચા સંદેશવાહકો નીવડવાના છે. સાત પ્રાંતોની મહાસભાવાદી સરકારોમાં લોકકલ્યાણના જે સરકારી પ્રયોગો થઇ રહ્યા છે, તેમાં આજ વસ્તુનો સાક્ષાત્કાર થતો જાય છે. સ્વરાજ્ય મેળવવામાં, મેળવેલા સ્વરાજ્યનો સદુપયોગ કરવામાં અને એ સ્વરાજ્યને ટકાવી રાખવામાં જો કોઇ કાર્ય સૌથી વધુ ઉપયોગી થઇ શકે તો તે આ રચનાત્મક કાર્યજ છે. એમાં એટલી પ્રચંડ શક્તિ પડી છે. ક્રાન્તિનું બળ એમાંજ રહેલું છે, રેંટિયા પર કંતાતો સૂતરનો તાંતણો, ઘરની ઘંટી કે સાંબેલું,

શેરડીનો ગોળ કે ઘાંચીની ઘાણી, ભંગીનું ઝાડુ કે શરૂઆતમાં ચીંથરા જેવો લાગતો હાથબનાવટનો કાગળ, આ બધી વસ્તુઓ આમ બહુ નજીવી અને ક્ષુલ્લક લાગે છે; પરંતુ અહિંસક ક્રાન્તિનું સાચું બળ એમાંજ પડેલું છે. પ્રજા જો એ બધી વસ્તુઓનું મહત્ત્વ સમજી લે અને ઘેર ઘેર એનો પ્રચાર થઈ જાય, તો એવી રીતે સ્વાશ્રયી બનતું એક એક ઘર અને ઝૂંપડું આપણી સ્વતંત્રતાની લડતની સાચી છાવણી થઇ જશે. આટલી પ્રચંડ શક્તિ જેમાં પડી છે એ પ્રવૃત્તિઓ આમ કેટલી સહેલી છે! રોજ થોડું કાંતવું કે ખાદી પહેરવી, ઘંટીનો લોટ વાપરવો અને હાથછડના ચોખા ખાવા, ઘાણીના તેલનો આગ્રહ રાખવો કે ગામના રસ્તાઓની સફાઈ કરવી એ કંઇ બહુ મોટી વસ્તુઓ નથી. ગાંધીજી, પ્રત્યેક સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાજન પાસે આટલીજ માગણી કરે છે અને જો આપણે એમની એ માગણી સહર્ષ સ્વીકારી લઇએ તો ગાંધીજી કહે છે તેમ સાચેજ પૂર્ણ સ્વતંત્રતા હાથમાંજ છે. ક્રાન્તિકારી હોવાનો દાવો કરનાર આપણે ક્રાન્તિનો એ માર્ગ લઇશું? ઇન્કિલાબ ઝિંદાબાદનું આ રહસ્ય આપણે જીવનમાં ઉતારીશું? (‘લોકવાણી’ વાર્ષિક અંકમાંથી)

---

# ५—सस्ता बनेला सत्याग्रहो

## અમોઘ શસ્ત્રનો પરિહાસ થતો અટકવો જોઇએ

ક્ષુલ્લક અને નજીવા કારણસર સત્યાગ્રહ, આમરણાંત ઉપવાસો અને એવા માર્ગો આજે હાલતાં ચાલતાં લોકો લેવા લાગ્યા છે. આ એક અનિષ્ટ છે. સત્યાગ્રહ એ કોઇ એવી નજીવી વસ્તુ નથી કે જેનો ઉપયોગ જે તે વસ્તુ માટે તથા જે તે માણસો કરી શકે.

આ લેખમાં આ ‘હાલી નીકળેલા સત્યાગ્રહીઓ’ સામે પ્રજામતને જાગૃત કરવા પ્રયાસ કરવામાં આવ્યો છે અને એ રીતે સત્યાગ્રહની વિશુદ્ધતા જાળવવા વિનંતિ કરવામાં આવી છે.

ઓરિસ્સાની મહાસભા સરકાર સામે તબીબી કોલેજના વિદ્યાર્થીઓએ તાજેતરમાં કરેલા સત્યાગ્રહનો અંત આવ્યો છે એવા સમા-

ચાર સર્વ અખબારોમાં પ્રસિદ્ધ થયા છે. આસામમાં પણ કોઈ સ્થળે કોઇ કારણસર શરૂ થયેલો સત્યાગ્રહ બંધ રહ્યાની વાત હમણાં પ્રસિદ્ધ થઇ હતી.

દેશભરમાં ભાગ્યેજ એક પ્રાંત એવો હશે કે જ્યાંથી એક કે બીજા પ્રકારના સત્યાગ્રહોની વાતો નહી આવતી હોય.

થોડાવખત પહેલાં મુંબઈમાં કોઇએ અખબારો સામેના સરકારના કહેવાતા દમનકારી વલણ માટે સત્યાગ્રહરૂપી અપવાસો કર્યા હતા. વળી બીજી કોઈ સંસ્થાએ શિવાજીના જન્મદિવસને જાહેર તહેવાર જાહેર કરાવવાને માટે વડા પ્રધાનના મકાને સત્યાગ્રહ કર્યો હતો.

## સસ્તો સત્યાગ્રહ

મદ્રાસમાં હિંદી વિરોધી સત્યાગ્રહ તો ચાલે છે. તે પહેલાં જેલમાંથી છૂટેલા કોઇ રાજદ્વારી કેદીને નોકરી ન મળતાં, તેણે તે માટે સત્યાગ્રહ કરેલો.

રાજકોટમાં ભાયાતો ને મુસ્લિમો સત્યાગ્રહની વાતો કરે છે. મુસ્લિમ લીગે પણ સત્યાગ્રહની ધમકી પટણામાં ઉચ્ચારી હતી. મોરબીમાં વળી કોઇએ આમરણાંત ઉપવાસ જાહેર કર્યા છે. પાલીતાણામાં પણ એવા ઉપવાસની જાહેરાત થયેલી.

બસ, આ રીતે સર્વત્ર ને સર્વ માણસો સત્યાગ્રહની વાતો કરે છે. ગાંધીજીએ થોડા વખત પહેલાં એકરાર કર્યો હતો કે, "હું દિલગીર છું કે મેં સત્યાગ્રહ સસ્તો બનાવ્યો છે."

આજે ભાજીમૂળાની માફક માણસો સત્યાગ્રહની વાતો કરે છે. વાજબી ગેરવાજબી ગમે તેવી માગણી કરીને તે માગણીનો ઇન્કાર કરવામાં આવે એટલે તત્કાળ 'સત્યાગ્રહ' ની વાતો કરવામાં આવે છે.

## હાસ્યાસ્પદ પ્રદર્શન

આનું કારણ જાણીને આ જાતનાં હાસ્યાસ્પદ પ્રદર્શન થતાં અટકાવવાની જરૂર છે; કારણ કે તેથી સત્યાગ્રહ જેવી અમૂલ્ય વસ્તુનાં મૂલ્ય ઓછાં થાય છે; એટલુંજ નહિ પરંતુ જે લોકો આ જાતની વાતો કરે છે અથવા તો આવું પ્રહસન કરવા પ્રેરાય છે, તે લોકો પોતાની માનસિક ક્ષુદ્રતાને વ્યક્ત કરે છે.

'સત્યાગ્રહ' ક્યારે થઇ શકે? તેનો ઉપયોગ શું હોય? કેવી વસ્તુ પ્રાપ્ત કરવા માટે તે થઇ શકે?

"તમે મારા મિત્રને નોકરીમાં રાખો, નહિ તો હું સત્યાગ્રહ કરીશ." "તમે વેચેલી આ ચીજ પાછી રાખો, નહિ તો હું સત્યાગ્રહ કરીશ." "કોટને બદલે તમે ઝભ્ભો પહેરો, નહિ તો સત્યાગ્રહ કરીશ." અમુક માણસને રજા આપો, નહિ તો સત્યાગ્રહ થશે." અહિં કૂવો ગાળી આપો, નહિ તો સત્યાગ્રહ થશે." એવી રીતે ટ્રેનનો સમય બદલાવવા, કે મોટરનાં લાઇસન્સ રદ કરાવવા, જૂના કિલ્લાને તોડી પાડતાં અટકાવવા કે ગામમાંથી શ્વાનને દૂર કરવાના વિરોધ તરીકે, એમ કલ્પી શકાય તેવા સર્વ સ્વરૂપોમાં સત્યાગ્રહનો આશરો લેવાની વાતો થઇ ગઇ છે, થઇ રહી છે.

## સંકુચિત દૃષ્ટિ

આ માટે પ્રથમ તો જે માણસો આવી વાતો કરે છે, તે માણસો પોતાની સંકુચિત દૃષ્ટિ વ્યક્ત કરે છે. પોતાની નજીક જે પ્રશ્ન હોય, પછી તે ગમે તેવો ક્ષુદ્ર હોય છતાં તેને માનવી એટલું બધું મહત્ત્વ આપી દે છે કે જાણે તે પ્રશ્નનો ઉકેલ ન થાય તો દુનિયા ઊંધી વળી જાય તેમ તેને લાગે છે. તેમનામાં એવું ઝનૂન વ્યાપી જાય છે કે તેઓ બીજા કોઈ પ્રશ્નને જોઇ શકતા નથી. દુનિયા આખીમાં તેમના મગજમાં સ્ફુરેલો વિચારજ સર્વશ્રેષ્ઠ છે એમ તેમને લાગે છે ને તેનો નિકાલ પોતાની ઇચ્છા પ્રમાણે આવે તેમજ તેઓ ઇચ્છે છે.

આ રીતે સંકુચિત દૃષ્ટિ ઉપરાંત આવા સત્યાગ્રહના પ્રણેતાઓની અહંતા પણ મુખ્ય ભાગ ભજવે છે. કેટલાક માણસો એવા હોય છે કે જેઓ પોતાની જાતને ખૂબ મહત્ત્વ આપે છે. ગુમાની હોય છે તે પોતાની બુદ્ધિ, શક્તિ તથા સમજણ અસાધારણ છે એમ ગણે છે. તે પોતે જે વિચારને ગતિમાન કરે છે તે વિચાર બીજાઓએ સ્વીકારવોજ જોઇએ ને ન સ્વીકારે તો તેમની સામે તેનો રોષ ભભૂકી ઊઠે છે અને તે તેમની વિરુદ્ધ પ્રચાર કરે છે.

## અંગત ગુમાન

આ રીતે અંગત ગુમાન અને અંગત મહત્વાકાંક્ષામય કેટ-

લોક કહેવાતા સત્યાગ્રહોનો જન્મ થાય છે. "હું મળવા ગયો તો તેણે બરોબર જવાબ આપ્યો નહિ," "તેણે મારી સામે તોછડાઇ બતાવી," "મને તેણે અપમાન આપ્યું ને બિરાદરો! મારું અપમાન તે તમારું અપમાન છે." એમ કહીને સત્યાગ્રહની વાતો ચાલે છે.

પરંતુ ઘણા લોકો આ વાત જાણતા નથી, દૂર રહેલા લોકોને આની ખબર પણ હોતી નથી કે આ સત્યાગ્રહની ઉત્પત્તિનું કારણ શું હશે?

સત્યાગ્રહ શરૂ થતાંજ સત્યાગ્રહને પ્રિય એવાં 'સરઘસો' નીકળે છે. સભાઓ થાય છે. 'યુદ્ધ સમિતિ નિમાય છે. પ્રથમ સરમુખત્યાર ને દ્વિતીય સરમુખત્યાર એમ નિમણુંક થાય છે ને પછી તો આ અહિંસક સત્યાગ્રહ એટલે કોઇ પણ જાતના જોખમ વિના ગમે તે જાતનાં કૃત્યો થઇ શકે છે. તેમાં માત્ર અહિંસા વિના સત્યાગ્રહનું બીજું કોઈ તત્ત્વ હોતું નથી.

## સપ્રમાણ સાધનો

સત્યાગ્રહ ક્યારે થઇ શકે તે કોઈ જાણતું નથી. એક માણસને લઇ જવા માટે ચાર ડબ્બાની ટ્રેન નિરર્થક હોય છે. એક રતલના વજનની પેટીને ઊંચકી જવા એક મોટર ખટારો લાવવો તે હાસ્યાસ્પદ છે. તેજ રીતે જે વસ્તુ સિદ્ધ કરવાની હોય તે વસ્તુને અનુરૂપ સપ્રમાણ સાધનો ઉપયોગમાં ન લેવાય તો તે હાસ્યાસ્પદ બને છે.

એજ રીતે તમે નાની ક્ષુલ્લક વાતોમાં સત્યાગ્રહના શસ્ત્રની વાતો કરો તે સત્યાગ્રહની હાંસી કરવા બરોબર છે. સત્યાગ્રહ એ એક એવી ઉન્નત વસ્તુ છે કે, તેનો ઉપયોગ કોઇ એવા ઉન્નત હેતુ માટેજ થઇ શકે.

દુન્યવી હેતુઓની પ્રાપ્તિ માટે તેનો ઉપયોગ એ ભૂલજ નહિ પણ ગુનો છે ને એવી ગુનેગારી અટકાવવાનું જાગૃત પ્રજામતનું કાર્ય છે.

## સોનાનું શસ્ત્ર

સત્યાગ્રહ એ તો સોનાનું શસ્ત્ર છે, પણ જેઓ એવા શસ્ત્રનો ઉપયોગ કરી જાણતા નથી તેઓ તેને કલંકિત કરે છે ને ઉન્નત હેતુસર પણ સત્યાગ્રહનો આશ્રય, પાત્ર હોય તેજ લઈ શકે છે.

દેશની આઝાદી પ્રાપ્ત કરવી એ એક ઉન્નત આદર્શ છે. તેને માટે સત્યાગ્રહ એ શ્રેષ્ઠ સાધન છે ને તે છતાં આઝાદી હજુ પ્રાપ્ત

થઇ નથી; એટલે દેશના અગ્રેસરો સતત સત્યાગ્રહ ચાલુ રાખતા નથી. આવા જીવનમરણના અને જરૂરી પ્રશ્ન માટે પણ સત્યાગ્રહનો ઉપયોગ થોડા થોડા અંતરે થયો હતો ને વળી બંધ રખાયો છે; એટલુંજ નહિ પરંતુ સત્યાગ્રહશસ્ત્રના પ્રણેતા ગાંધીજીએ જણાવ્યું છે કે, "આઝાદી માટે પણ સત્યાગ્રહનો આશ્રય દરેક જણ લઇ શકે નહિ. તે માટે તો સત્યાગ્રહીની યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ. જેણે એ યોગ્યતા પ્રાપ્ત કરી હોય તેજ તેનો આશ્રય લઈ શકે છે, બીજો નહિ."

## સત્યાગ્રહીની પાત્રતા

ને સત્યાગ્રહીની એ યોગ્યતા શી છે? પ્રથમ તો તેનામાં સ્વાર્થ ન હોવો જોઇએ. તેનું દિલ નિર્મળ હોવું જોઇએ. તેના મનમાં રાગ કે દ્વેષ ન હોવો જોઇએ. સત્ય અને અહિંસાનો પાઠ તે બરોબર ભણ્યો હોવો જોઇએ અને ચારિત્ર્ય, પ્રમાણિકતા સેવા તથા તપશ્ચર્યાથી તે શુધ્ધ કંચન સમો બન્યો હોવો જોઇએ. આવા માણસો સત્યાગ્રહી બનવાને યોગ્ય હોય છે ને તેઓ જ્યારે સત્યાગ્રહ આચરે છે ત્યારે શોભી ઉઠે છે તથા એમાં પરાજય થાય, એટલે કે ધારેલો હેતુ સિદ્ધ ન થાય તોપણ સત્યાગ્રહીની પ્રતિષ્ઠા ઘટતી નથી કે તેના પર કોઈ કલંક આવતું નથી. ગાંધીજી તેનું અનુપમ દૃષ્ટાંત છે.

આ રીતે સત્યાગ્રહનું શસ્ત્ર સામાન્ય માનવીઓને માટે નથી, તેમજ સામાન્ય હેતુ માટે પણ નથી ને તેથી જે તે બાબતોમાં તેનો થતો ઉપયોગ અટકે તે રીતે જાહેર પ્રજામતને આપણે જાગૃત કરવો જોઇએ. આનાં પગલાં તરીકે પ્રથમ તો સત્યાગ્રહ કરવાની પરવાનગી આપે તેવી તેવી સંસ્થાઓ વિભાગવાર ઊભી કરવી જોઈએ. અખબારોએ પણ આમાં સસ્તા સત્યાગ્રહની પ્રસિદ્ધિ આપવા ના પાડવી જોઇએ. કેટલાક સત્યાગ્રહો અખબારી પ્રસિદ્ધિના આકર્ષણે પણ થાય છે. તેવીજ રીતે આવા સત્યાગ્રહીઓને જરા પણ મહત્ત્વ આપવું ન જોઇએ. આ રીતે પ્રજામત કેળવાશે તો પછી જે તે માણસો ગમે તેમ સત્યાગ્રહ આદરી બેસીને 'સત્યાગ્રહ' નામને કલંક લગાડશે નહિ. ('જન્મભૂમિ' દૈનિકના એક અંકમાંથી)

# ૬–ગાંધીજીની પદ્ધતિજ ફળદાયી નીવડશે

(લેખક–શ્રી. મનુ સુબેદાર)

દુનિયાનો એ મોટામાં મોટો નિસ્વાર્થી માણસ છે. પોતાના જીવનની પળેપળ હિંદી જનતાનું કઇ રીતે હિત થાય એની વિચારણામાં તેઓ ગાળી રહ્યા છે. એ મહાન વ્યક્તિએ રજૂ કરેલા મહાન વિચારની આજે કેટલાયે માણસો ચકાસણી કરી રહ્યા છે. પોતાની શક્તિ અનુસાર ટીકા કરી રહ્યા છે. જે માણસોમાં કળાને ઓળખવાની તથા સમજવાની શક્તિ વિકાસ પામી નથી તથા જેમણે તે કેળવી નથી, તેઓ જ્યારે કળાનો સુંદર નમૂનો જુએ છે ત્યારે તેની કિંમત બરોબર આંકી શકતા નથી અને તે વખતે તેમના મનમાં જે વિચારો જન્મે છે તે પેલી વસ્તુની અપૂર્ણતા બતાવતા નથી; પણ તે તો તે વ્યક્તિમાં રહેલી અપૂર્ણતાજ ખાસ કરીને જાહેર કરે છે. આજ રીતે જ્યારે મહાત્મા ગાંધીજીએ સ્વાવલંબી કેળવણીનો વિચાર રજૂ કર્યો છે, ત્યારે પોતાને કેળવણીના ખાં ગણનાર તથા કહેવડાવનાર બધાએ એ વિચારનો તોડીફોડીને નાશ કરવા તેના પર હુમલા કરવા શરૂ કર્યા. પરિણામ શું આવ્યું ? એ વિચાર બધા હુમલામાંથી પસાર થઇ આજે પણ અસ્તિત્વ ધરાવી રહ્યો છે અને મને તો શ્રદ્ધા છે કે, હિંદી આમજનતાની કેળવણી માટે એજ પદ્ધતિ ભવિષ્યમાં ધોરણ તરીકે રહેશે.

મહાત્માજીએ રજૂ કરેલા કેળવણી અંગેના વિચારો અને પદ્ધતિની ટીકા કરનારાઓએ પોતાની કલ્પનાશક્તિનો જરાએ ઉપયોગ કર્યો જણાતો નથી. તેઓ તો ફક્ત શહેરો અને શહેરનાં બાળકોનોજ વિચાર કરે છે. તેમને તો પોતાના વર્ગના એટલે મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓનોજ વિચાર આવે છે. શાળાજીવનનાં પોતાનાં સંસ્મરણો બાજુએ મૂકી તેઓ વિચારજ કરી શકતા નથી. વેચાણ માટેનો પ્રશ્ન ન વિચારીએ પણ પોતાના ઉપયોગની કોઇ વસ્તુ પેદા કરવા અંગે આ લોકોએ કદી પોતાના હાથનો ઉપયોગ કર્યો નથી. આ ઊણપ

તેમને જણાતી નથી. ચાલુ ધરેડમાં કામ કરતાં જૂનવાણી શિક્ષકોનું શું થશે, એની તેમને ભારે ચિંતા થઇ રહી છે. તેમને તો આથી પણ વધુ ચિંતા એ થઇ રહી છે કે, નિશાળનાં બાળકો માલ પેદા કરવા માંડશે તો તૈયાર થયેલા ઢગલાબંધ માલનું શું થશે અને બીજું તો એ કે, તેથી નિશાળનાં બાળકો અને કારીગરો વચ્ચે ખોટી હરીફાઇ જામશે. ગાંધીજીની કેળવણી અંગેની પદ્ધતિ સફળ નહિ થાય એમ કહેનારા તેને માટે એવું તો નજ કહી શકે કે, તેને બહુ ભારે સફળતા મળશે. આ પદ્ધતિને પરિણામે બાળકોનો કસ કાઢવામાં આવશે. તેમનામાં પૈસાની તથા માલિકીની ભાવના પેદા થશે. શિક્ષકમાં પણ વ્યાપારી ભાવના પેદા થશે, એવું ઘણું આ ટીકાકારોએ કહ્યું છે.

આજની કેળવણીની ચાલુ પ્રથામાં આ બદીઓ મોટા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે, એમ મારું માનવું છે. બાળકોવાળાં સૌ માતાપિતા જાણે છે કે, મોટે ભાગે તેઓ તેમનાં બાળકોને નિશાળે એટલા માટેજ મોકલે છે કે, તેમને ભવિષ્યમાં સારી નોકરી કે ધંધો સાંપડી શકે. આમાં કાંઇ બધાને સફળતા મળતી નથી, એ તો અનુભવની વાત છે. આથી હું માનું છું કે, નવી પદ્ધતિ અંગે જે ભીતિ રાખવામાં આવે છે તે વધુ પડતી છે અને તે ભીતિ બતાવનાર વ્યક્તિઓ આ મહાન વિચાર પાછળ રહેલું સત્ય સમજવા અશક્ત છે.

પરદેશી તંત્ર નીચે કામ કરતા અધિકારીઓ એમ કહી શકે કે, નાણાંની તંગી હોવાથી દેશભરમાં બધે કેળવણીનો ફેલાવો કરી શકાય એમ નથી. સને ૧૯૦૫માં શ્રીગોપાળકૃષ્ણ ગોખલેએ કહ્યું હતું કે, "દેવું કરવું પડે તો તે કરીને પણ રાજ્યે કેળવણીનો વધુ ને વધુ ફેલાવો કરવો જોઇએ." આ દિશામાં આજ સુધી ગંભીરપણે કશુંજ કરવામાં આવ્યું નથી. આજે બ્રિટિશ અમલ દરમિયાન પહેલીજ વખત પ્રજાના પ્રતિનિધિઓ પ્રાંતોમાં સત્તા પર આવ્યા છે. તેઓ એમ તો નજ કહી શકે કે, તેમની પાસે નાણાંની પૂરતી સગવડ નહિ હોવાથી તેઓ કેળવણી સાર્વત્રિક બનાવી શકશે નહિ. પૈસાના કારણ ઉપરાંત આજે અપાતી કેળવણીનાં પરિણામોથી નથી વિદ્યાર્થીઓને સંતોષ થયો કે નથી સમાજને સંતોષ થયો. ગયા જમા-

નામાં કેળવણીનો ઉદ્દેશ વેપાર માટે કે સરકારી નોકરી માટે અંગ્રેજીનું જ્ઞાન મેળવવાનો હતો. જેમને સરકારી નોકરી કે વેપારમાં સ્થાન મળવાની જરાયે આશા ન હતી તેમને પણ કેળવણી લેવી હોય તો આજ જાતની કેળવણી લીધા સિવાય બીજો કોઈ રસ્તો ન હતો. છોકરીઓને પણ એજ માર્ગે જવાનું હતું. તેમ ન કરે તો કેળવણી વગર રહે. કેળવણીનો આ પ્રકાર મૂળભૂત ફેરફાર માગે છે અને આ કારણે કેળવણી અંગે રજૂ થયેલ નવો વિચાર ગંભીર વિચારણા માગે છે. દેશના સમર્થ લોકનાયકની વિચારણા અને અવલોકનમાંથી તેનો જન્મ થયો છે, એ વસ્તુ ધ્યાનમાં ન લો તોપણ તે ઉપરના કારણે ગંભીરપણે વિચારાવો રહ્યો.

દેશનાં પાંચ લાખથી વધુ ગામડાંમાં રહેતાં અને શાળામાં જવા જેટલી ઉંમરવાળાં લાખો બાળકોનો આપણે વિચાર કરવાનો છે. આજે તો આ બાળકો પોળો તથા શેરીઓની ધૂળમાં રમે છે અને ગમે તેમ મોટાં થાય છે. તેમને નથી હોતું સ્વચ્છતાનું કે નિયમિતતાનું ભાન, નથી તેમની એકેય ઇન્દ્રિયને રીતસરની તાલિમ મળી હોતી કે નથી તેમને કોઇ પણ પ્રકારની શારીરિક કે માનસિક કેળવણી મળી હોતી. આજ બાળકો મોટાં થઇને ખેડૂતો કે ખેતીના મજૂરો બને છે, શહેરોમાં ઘરગથ્થુ કામકાજ કરવા જાય છે, અથવા મકાનોનાં બાંધકામ કે કારખાનાંમાં મજૂર તરીકે જોડાય છે. આ બધા મજૂરોની કાર્યશક્તિ ઘણી ઓછી હોય છે, એવી ટીકાઓ વારંવાર સાંભળીએ છીએ. પણ જરા તપાસ કરતાં માલમ પડશે કે, એ ટીકા થવાનું મૂળ કારણ આ લોકોને તેમની બાળવયમાં જરૂરી કેળવણી મળી નથી હોતી તે છે. દેશની ભાવી પ્રજારૂપ બાળકોને મહાત્માજીએ રજૂ કરેલી શિક્ષણપદ્ધતિ મુજબ જો કેળવણી આપવામાં આવે તો તેથી તેઓ મોટાં થાય ત્યારે તેમને તથા સમાજને ભારે લાભ થાય, એમાં કોઇ શંકા ઉઠાવી શકે ખરું ?

ગાંધીજીએ રજૂ કરેલી પદ્ધતિ સફળ થશે કે નહિ, એ અંગે શંકાઓ ઊભી કરવામાં આવી છે. એક અર્થશાસ્ત્રી તરીકે તથા ઔદ્યોગિક જગતના વીસ વર્ષના જાતઅનુભવી તરીકે પૂરતો વિચાર

કર્યા પછી મારી ખાતરી થઇ છે કે, ગાંધીજીએ કેળવણીને અંગે જે વિચારો રજૂ કર્યા છે તેમાંથી એક સફળ યોજના ઊભી કરવી શક્ય છે. શું શું શક્ય છે તે બતાવવા હું સાદો દાખલો આપું છું. કામ કરવાની તથા રહેવાની જગા આપવાની, કામ અંગે જરૂરી કાચો માલ પૂરો પાડવાની, તૈયાર માલ લઈ લેવાની અને તે ઉપરાંત અમુક ચોક્કસ રકમ આપવાની શરતે જો ટોપી કે ચંપલ બનાવનાર કોઇ કારીગરને ગામડામાં લઈ જવામાં આવ્યો હોય, તો શું તે માણસ, રાજ્યે તેની પાછળ ખરચેલી રકમ રાજ્યને પાછી મળી રહે એટલું કામ નહિ આપે ? જો આવા કારીગરોને મદદ માટે નાના છોકરાઓ મળે તો તે જરૂર વધુ કામ કરી વધુ માલ પેદા કરે. શરૂઆતમાં વિદ્યાર્થીને ખાસ મહત્ત્વનું નહિ એવું કામ બતાવવામાં આવે પણ વરસે બે વરસે જેમ જેમ તેને કામનો વધુ અનુભવ થતો જાય, તેમ તેમ તેને વસ્તુ બનાવવાનું કામ કરવાની છૂટ આપવામાં આવે. આ વખતે પણ તે વિદ્યાર્થીઓ તો મુખ્ય કારીગરની દેખરેખ નીચેજ કામ કરતા હશે. પાંચ વરસને અંતે આ છોકરાઓ શાળાનો ખર્ચજ નહિ; પણ તે ઉપરાંત પોતાનો નિર્વાહ થઇ શકે એટલી કિંમતનું કામ કરતા થઈ ગયા હશે. સૂચના તો એ છે કે, એક વર્ષ સુધી આ બાળકોને તેમની ઇન્દ્રિયોનો વિકાસ કરવા દેવો જોઇએ, એટલે કે તેમને સ્પર્શ, વજન, રૂપ, રંગ વગેરેનું પૂરું ભાન થવા દેવું જોઇએ. સાથે જુદી જુદી જાતના કાચા માલથી તેમને માહિતગાર કરવા જોઇએ. આ બધું શીખવા માટે ગામમાંજ વગર કિંમતે તૈયાર થતો સસ્તો માલ મેળવવા જણાવવું જોઈએ. આનું કારણ એ છે કે, શીખતાં શીખતાં તેઓ માલ બગાડે તેથી ખાસ નુકસાન ન જાય. બીજા વરસથી ઉપર જણાવ્યા તેવા કારીગર પાસે તેઓ બેસશે...મારું તો એમ કહેવું છે કે, બની શકે તેટલાં ગામોમાં જુદી જુદી કારીગરી જાણનાર બે ત્રણ કારીગરોને રોકવામાં આવે. જો આમ થાય તો પાંચ છ વર્ષમાં એકથી વધુ ધંધામાં છોકરાઓ પાવરધા થઇ જાય. જ્યારે આ વિદ્યાર્થીઓ કારીગરના કામ ઉપરાંત વધારાનું કામ કરી માલ પેદા કરશે, ત્યારે તેની રકમ શાળાખાતે જમા થઈ શિક્ષકને

અપાતા ખર્ચમાં વપરાશે. આ ઉપરાંત બીજું ઘણું શિક્ષણ ગ્રામો-ફોન રેકર્ડ, ફિલ્મ તથા રેડિયોની મદદથી આપી શકાય. બીજું જે કાંઇ શિક્ષણ અંગે કરવાનું હોય તેને માટે દેશના સૌથી બુદ્ધિશાળી માણસો પાસે સરળ અભ્યાસક્રમ અને પાઠો તૈયાર કરાવી તે વડે થઇ શકે. હું આગળ વધીને એ પણ કહું છું કે આજે સંખ્યા-બંધ ભણેલાઓ બેકારીમાં સબડે છે. તેમને થોડીઘણી રકમ ખર્ચ પેટે આપવામાં આવે તો તેઓ આનંદથી આ શાળાઓમાં કામ કર-વાનું સ્વીકારી લેશે. કારણ, તેથી તેઓ દેશની સેવા કરી શકશે અને ગામડાંમાં જીવનનિભાવનું ખર્ચ ઘણું ઓછું આવતું હોઈ થોડી રકમમાં તેમનો ત્યાં નિભાવ થઈ શકશે.

હું પોતે તો માનું છું કે, ગ્રામોદ્યોગ વિકસાવવાનાં, ઔદ્યોગિક કેળ-વણી ફેલાવવાનાં અને બેકારોને રાહત આપવાનાં કામો એકીસાથે હાથ ધરવાં જોઇશે; કારણ તે બધાં એકબીજા પર આધાર રાખે છે. એમ થતાં પરિણામે ટૂંક સમયમાં પ્રમાણમાં ભારે પ્રગતિ થઇ હશે. આ બધામાં ધંધાદારી વ્યવસ્થાનું કામ વેપારી માણસને સોંપવું. દેશને ફરી પગભર કરવાના કામ પર દેખરેખ રાખવા આનંદથી પોતાનો સમય વગરવેતને આપે એવા સંખ્યાબંધ વેપારીઓ આપણે ત્યાં છે. તેમણે પૂરતી કમાણી કરી લીધેલી હોઇ અને વધુ કમાવાનો લોભ નહિ હોઈ તેઓ આજે વેપારથી છૂટા થઇ દૂર બેઠા છે. રાજ્ય-ના અધિકારીઓ કરતાં તેમની સલાહ અને તેમનો નિર્ણય વધુ પરિપક્વ હોવાનો. તેમણે, તેઓ સંભાળી શકે તેથી વધુ કામોની જવાબદારી ન લેવી અને જેટલાની જવાબદારી લે તેમાં બગાડ ન થાય, કોઇ કામ બેવડાઇ ન જાય અને માલ ગેરવલ્લે ન જાય તેની ખબરદારી રાખવી રહેશે. કાચો માલ ક્યાંથી સસ્તો મેળવવો અને તૈયાર માલની વધુમાં વધુ કિંમત કેવી રીતે મેળવવી તે તેઓ સહેજે ખોળી કાઢશે. ગામડાંની નિશાળોમાં હાથે બનેલો માલ નહિ વેચાય એવી મારા મનમાં જરાયે બીક નથી. એ બનવાજોગ છે કે, ગામ-ડાંની આ નિશાળોમાં હાથે બનેલા માલને લીધે દેશનાં કે પરદેશનાં કારખાનાંમાં બનેલા તેવા માલની ખપત ઘટે. પણ તે માટે ચિંતા

કરવાનું કારણ નથી. હિંદી કારખાનાંઓને લાગેવળગે છે ત્યાંસુધી કારખાનાંમાં અનેક પ્રકારની વિધવિધ જાતો તૈયાર થતી હોય તથા બદલાતી પરિસ્થિતિને અનુકૂળ બનવાની વેપારીઓની શક્તિને લીધે તેમને કશી મુશ્કેલી આવવાની નથી. ઊલટું બદલાયેલા વાતાવરણને ધ્યાનમાં લઈ તેઓ પોતાનાં કારખાનાંમાં તથા ઉદ્યોગમાં જરૂરી ફેરફારો કરી લેશે. વરસો થયાં કારખાનાંઓએ ગામડાંના ઉદ્યોગોને તથા ત્યાંના કારીગરોને દૂર દૂરના અંધારા ખૂણામાં ધકેલી દીધા. તેને માટે કોઇએ આંસુ વહાવ્યાં નથી. આજે તો હજુ ગ્રામોદ્યોગોને ઊભા કરવાની વાત ચાલે છે. એ પગભર થઈ કારખાનાં સાથે હરીફાઇ કરે એ દિવસો તો ઘણે દૂર છે, પણ તેમ ન થાય તો તેને માટે આંસુ સારવાની કશીજ જરૂર નથી.

ગુરુની સેવા કરતાં કરતાં ગુરુ પાસેથી જ્ઞાન મેળવવું એ તો જમાનાજૂની હિંદી રીતિ છે. કારખાનાંઓની અસમાન હરીફાઇને લીધે અને પાછળથી છોકરાઓની બાપનો ધંધો શીખવાની નામરજીને લીધે વંશપરંપરાગત ઊતરી આવતા ગૃહઉદ્યોગો નાશ પામ્યા છે. કામ શીખવા માટે કારીગરને ત્યાં ઉમેદવારી કરવાની પ્રથાને સજીવન કરવી અને ઉમેદવારીના સમયને શિક્ષણના સમય સાથે જોડી દેવો, એ હિંદની જૂની રીતિ સાથે સુસંગત છે. તે ફક્ત એકજ વસ્તુ સાથે અથડામણમાં આવે છે અને તે નવા જમાનાના વિચાર પ્રમાણે ચાલતી હોવાનો દાવો કરતી શાળાઓ સાથે. મારા અભિપ્રાય મુજબ કામ શીખવા માટેની ઉમેદવારી સાથે શિક્ષણનો કાર્યક્રમ આર્થિક દૃષ્ટિએ પણ બરોબર છે. આ એકજ કાર્યક્રમને આધારે લાખો ગામડાંઓમાં શાળાઓ ખોલવાનો પ્રશ્ન હાથ ધરવાની આપણે આશા રાખી શકીએ. આજે એવો એકે હિંદી નથી જે દેશને માટે ફરજિયાત પ્રાથમિક કેળવણીની આવશ્યકતા ન સ્વીકારતો હોય, પણ આજે પ્રાંતિક સરકારના આવકજાવકના આંકડા જોતાં એ માલૂમ પડે છે કે, એ ધ્યેયે પહોંચાવું શકય નથી. આમ હોઇ ગાંધીજીએ ઔદ્યોગિક શાળાઓનોજ માર્ગ ચિંધ્યો છે. તે માર્ગ ગ્રહણ કરવો એજ મારી નજરે સૌથી ઉત્તમ વસ્તુ છે. એ રસ્તે એક વર્ષમાં નહિ પણ પાંચ

વરસે શાળાઓ સ્વાવલંબી બને એમ ધારવામાં આવે છે; એટલે કે કાચા માલમાંથી શાળાના વિદ્યાર્થીઓ એટલો તૈયાર માલ પેદા કરતા થયા હશે કે જેથી તૈયાર માલની કિંમતમાંથી સામાન્ય શિક્ષણ માટે રાખેલા શિક્ષકનું ખર્ચ નીકળી શકશે. મારા અભિપ્રાય પ્રમાણે જો યોગ્ય કારીગરને પસંદ કરી કારીગરીના શિક્ષણ માટે ચોક્કસ પગારે રોકવામાં આવે તો તે જે માલ પેદા કરે તેમાંથીજ તેનો પગાર નીકળવા ઉપરાંત કેટલીક જમાએ તો થોડી વધુ આવક પણ થાય. વધુ આવક થાય એમ હું ભારપૂર્વક એટલા માટે જણાવું છું કે, વેચાણ અંગેનો ખર્ચ ઘણોજ ઓછો કરી નાખવામાં આવ્યો હશે. સહકારી ખરીદી અને સહકારી વેચાણમાં જેટલા ફાયદા થાય છે તે બધા ફાયદા આ ઔદ્યોગિક કેળવણીની પદ્ધતિ પણ ઉઠાવવાની છે. દેશને માટે કામ કરવા ઇચ્છતા ઘણા સારા માણસોની સેવા, સમય અને દરકાર આ કામમાં મળશે અને તેનું પરિણામ ઘણું ભવ્ય આવશે. એ પરિણામ જગતને બતાવી આપશે કે, ગરીબી અને સામાજિક અવ્યવસ્થામાં સબડતું હોવા છતાં દેશવ્યાપી વ્યવસ્થા ઊભી કરી, દેશની ભાવી પ્રજાને ઘડવાનું ભગીરથ કામ કરવા હિંદ શક્તિમાન છે.

હજી પણ એવા લોકો હોય કે જેઓ ગાંધીજીએ રજૂ કરેલા વિચારનું મહત્ત્વ અને ઉપયોગિતા, વસ્તુઓ કેવી રીતે તૈયાર થાય છે તેથી અજાણ હોઇ ન સમજતા હોય, તેમને હું તે યોજના સમજાવવા માગું છું. આપણા ઉપયોગમાં આવતી ઘણીખરી વસ્તુઓ જે કિંમતે વેચાય છે તેમાં વસ્તુમાં વપરાયેલ કાચા માલની કિંમત વેચાણ કિંમતના પ્રમાણમાં ઘણી ઓછી હોય છે. આપણા દેશી જોડામાં વપરાતા ચામડાની કિંમત આના–દોઢ આનાથી વધુ નથી હોતી. પાંચસાત રૂપિયે છૂટક મળતી ખુરસીમાં માંડ છઆઠ આનાનું લાકડું વપરાયું હોય છે. એવી ઘણી વસ્તુઓ છે, જેમાં વપરાયેલ કાચા માલની કિંમત કરતાં મજૂરીની કિંમત વધુ હોય છે. કાચો માલ તથા મજૂરી ઉપરાંત તેને મોકલવાનું ખર્ચ, તે બનાવનાર સંસ્થાનું ખર્ચ અને નફો વગેરે તે પર ચડે છે. રાજ્યની અને સમાજની સેવા મેળવી જો યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે તો વસ્તુની

કિંમત ખૂબજ ઘટાડી શકાય. વળી ગૃહઉદ્યોગો માટે જરૂરી એવાં સાધનો જેલોમાં તૈયાર કરાવી શકાય. આ યોજના પ્રમાણે તૈયાર થયેલા માલની જાત એકંદરે સારી હશે અને તેની કિંમત પણ ઓછામાં ઓછી હશે, એ બાબતમાં શંકાને સ્થાન નથી. આ યોજના પ્રમાણે કામ કરવાથી માલનો પુષ્કળ જમાવ થઈ જશે એવી બીક રાખવી નકામી છે. એક તો આ પ્રમાણે તૈયાર થતા માલમાં વિવિધતા ઘણી હશે અને બીજું તે પુષ્કળ સસ્તો હોઇ સમાજના જે નીચલા થરને તે આજે મોંઘો હોઈ મળતો નથી તે મળતો થશે. એ જાણી લો કે, હાથકારીગરીના માલ કરતાં કારખાનાનો માલ એકજ દષ્ટિએ પ્રભુત્વ ધરાવે છે અને તે કિંમતની દષ્ટિએ. જો હાથકારીગરીનો માલ કિંમતમાં સસ્તો મળતો થાય અને કારખાનાના માલને ઉત્તેજન આપવામાં ન આવે અને દેશમાં ભેગી થતી વધારાની મૂડી અને બચતને થોડેઘણે અંશે આ દિશામાં વાળવામાં આવે તો તેનું પરિણામ આવકારદાયક હશે. આવકારદાયક એટલા માટે કે દેશના ઊંડાણ પ્રદેશમાં રહેલી ગ્રામપ્રજા પર તેની ભારે અને ઉપકારક અસર થવા સાથે દેશભરની પ્રજાની કાર્યશક્તિમાં પણ ખૂબજ સુધારો તથા વધારો થશે. ( —'સર્વોદયના એક અંક'માંથી )

---

# ૭–मुट्ठीभर माणसोनी श्रीमंताई ने लाखोनी बेकारी

## તેના સત્વર ઉકેલ વિષે મહાત્મા ગાંધીજી

"જો શ્રીમંતો નિષ્ઠુર, બેદરકાર અને સ્વાર્થી રહે તો આમ જનતામાં બળવો ફાટી નીકળે અને પરિણામ ઘણાં અનીષ્ટ આવે. આવાં અનિષ્ટ પરીણામોને બદલે ઓછામાં ઓછું બળ વાપરીને શ્રીમંતો પાસેથી નાણાં શોષીને ગરીબોને ઇનસાફ આપવાથી બંનેની સેવા કરવી હિતાવહ નથી?"

મહાત્માજીને પુછાયેલા આ પ્રશ્નનો જવાબ આપતાં મહાત્માજી જણાવે છે કે, "મુરબ્બીવટભરી કે બીજી કોઇ જાતની સર મુખત્યારીમાં હું માનતો નથી. કેમકે આવી મુરબ્બીવટમાં ન તો શ્રીમંતો

ઓછા થશે અને ન ગરીબોનું રક્ષણ થશે. આવી સરમુખત્યારીમાં કેટલાક શ્રીમંતો અલબત્ત માર્યા જશે અને કેટલાક ગરીબોને પંપાળવામાં આવશે. મુરબ્બીવટવાળી સરમુખત્યારી છતાં વર્ગ તરીકે શ્રીમંતો રહેશે, તેમજ ગરીબો પણ રહેશે. ખરો ઉપાય તો અહિંસક લોકશાસન છે, જેનો બીજો અર્થ સત્ત્વની કેળવણી છે. શ્રીમંતોને ટ્રસ્ટીનો અને ગરીબોને સ્વાશ્રયનો સિદ્ધાંત શીખવવો જોઇએ."

## ભીખનું અનિષ્ટ

ભીખ વિષે લખતાં મહાત્માજી જણાવે છે કે, "ભીખ એ હિંદમાં જમાનાની જૂની સંસ્થા છે, હંમેશાં તે આવું અનીષ્ટ નહોતું અને તે ધંધો પણ નહોતો થઇ પડ્યો હવે. તો લુચ્ચાઓએ ભીખને એક ધંધા તરીકે અપનાવી લીધેલ છે. જે માણસ કામ કરી શકે તેમ હોય તેને ભીખ માગવા દેવીજ ન જોઇએ. જે લોકો ભીખ આપે તેને સજા કરવાથી આનો કાંઇક ઉપાય થઇ શકે. જો કે અશક્ત માણસો ભીખ માગે તેને પણ સજા થવી જોઇએ; પણ આ સુધારો તોજ થઇ શકે, જો મ્યુનિસિપાલિટીઓ કામ કરવાના બદલામાં ખોરાક આપી શકે તેવા કારખાનાં ખોલે. લંડનમાં સાલ્વેશન આર્મીએ દીવાસળીનું કારખાનું ખોલ્યું હતું. જ્યાં કામના બદલામાં તેઓ ખાવાનું આપતા. પણ આનો ખરો ઉપાય તો લોકોની આર્થિક સ્થિતિ સમતોલ કરવાનો છે. અત્યારે એક બાજુ ભીષણ ગરીબી અને બીજી બાજુ અતિશય શ્રીમંતાઇ, એ વસ્તુને સામાજિક રોગ ગણીને મિટાવવી જોઇએ. તંદુરસ્ત સમાજમાં થોડા મૂઠીભર માણસોના હાથમાં અતિશય દોલત અને લાખો બેકાર, એ એક મહાન સામાજિક સડો છે, જેનું નિવારણ થવું ઘટે.

# ८—युगदेव अमर रहो !

( લેખક—શ્રી. કેશવલાલ હ. દવે. )

( આશાભર્યાં તે અમે આવિયાં...એ રાગ )

ભારત માતાનો મોંઘો મોભીડો, ખમા ખમા ઓ યુગઅવતાર ! રે;
યુગદેવ અમર રહો !
જીવનજ્યોત તારી જળહળે, સત્ય, અહિંસા તેજ અંબાર રે;
યુગદેવ અમર રહો !
અમૃત ભરી તારી આંખડી, હસે મુખડું મીઠડાં હાસ્ય રે;
યુગદેવ અમર રહો !
હરદમ હરિજન સાંભરે, જેને કાજે જે પાથરે પ્રાણુ રે,
યુગદેવ અમર રહો !

( 'બાળમિત્ર'ના એક અંકમાંથી )

---

# फळोनी राणी केरी

( લેખકઃ-શ્રી. રમણુલાલ અંબાલાલ ભટ્ટ, લુણાવાડા )

કુદરતનો કાનૂન મનુષ્ય, વનસ્પતિ, પશુ, પક્ષી, દરેક પર એક-સરખો ચાલે છે. દરેકને ટાઢ, તાપ અને વરસાદથી સારીમાઠી અસર થાય છે. દરેક દેશની વનસ્પતિ, પશુ, પક્ષી વગેરેને એક બીજા દેશનાં હવાપાણી માફક આવતાં નથી; તેમ દરેક, દરેક ઋતુમાં માફક નથી આવતું તે સ્વાભાવિક છે. આ રીતે આપણા દેશનાં ફળ ઋતુ પ્રમાણે ખાવાથી કોઇ પણ જાતનું નુકસાન ન થવું જોઇએ એ એક કુદરતી વાત છે. તેમ છતાં દરેક વસ્તુનો અતિરેક થાય ત્યારે તો અમૃત પણ નુકસાન કરે છે.

**૧. ઉનાળામાં શાંતિ**—કેરી એ ઉનાળાનું ફળ છે. ઉનાળો એટલે પૃથ્વી પરના જળતત્ત્વનું શોષણ. એકલી પૃથ્વીમાંનુંજ નહિ

પરંતુ માનવી, પશુ, પંખી દરેકના શરીરમાં રહેલા જળતત્ત્વનું શોષણ અને એથીજ ઉનાળામાં દરેકને તરસ વધુ લાગે છે; એથીજ ઉનાળામાં ગમે તેવા તંદુરસ્તના પણ શરીરનું શોષણ થાય છે. આ વસ્તુનું પ્રતિનિધિત્વ જાળવી શકે. વધુ શોષણ ન થાય અને ત્રાજવાની દાંડી સરખી રહે તે બદલ કુદરતે જુદી જુદી જાતનાં ફળ જેમકે શેતુર, ફાલસાં, નારંગી, દાડમ અને કેરી જેવાં રસદાર ફળો ખરા ઉનાળામાં તૈયાર કર્યાં છે. આનો ઉપયોગ રીતસર અને વિધિસર કરવાથી શરીરની તાકાત, શરીરનું વજન અને શરીરની સ્ફૂર્તિ જેમની તેમ રહે છે.

**૨. ફળોનો મિથ્યાયોગ**—બધાં ફળોનું બન્યું તેમ કેરીને પણ એક મિષ્ટાન્ન વસ્તુ ગણી ભોજનમાં ઉમેરો કરવામાં આવ્યો અને તેથીજ કેરીના દોષો આટલા આટલા છે એમ ગણતરી કરવામાં આવી. ફળને ફળ તરીકે ન ખાતાં તેનો એક જલસામાં મિષ્ટાન્નની ચીજ તરીકે ઉપયોગ કરતાં તેની ઉપર જણાવેલી સારી અસર ન થતાં ઊલટી અસર થાય છે. જેમ કેળાં, સકરટેટી, રાયણાં વગેરેમાં કુદરતે રસો મૂક્યા છે, તે પ્રમાણેજ ન ખાતાં ઘી, સાકર, ભેળવી ઉપયોગ કરવામાં આવે છે; તેવી રીતે કેરીને સુધારી કકડા કરી ખાવાને બદલે મિષ્ટાન્નપ્રિય માનવીએ તેને ઘોળી, રસ કાઢી, તેમાં મસાલા, ઘી, દૂધ, વગેરે નાખી ઉપયોગ કરવા માંડ્યો; આથી કેરીની અસર અને રસની અસર જુદી પડી. કેરીને કકડા કરી ખાવાથી, કેરીને ચૂસીને ખાવાથી અને તે રસને સૂર્યના તાપની મદદથી ઘન બનાવી વાપરવાથી જુદી જુદી જાતની અસર થાય છે.

**૩. કેરીનું પૃથક્કરણ અને ઉપયોગ**—કેરી એટલે ઉપલું છોતરું, અંદરનો ઘટ્ટ ગર્ભ અને ગોટલો અને તેની અંદર છુપાયલું તેનું મગજ ગોટલી; આટલી વસ્તુઓ કેરીની અંદર સમાયેલી છે. આમાંના દરેક ભાગનો ઉપયોગ આપણા લોકો જુદી જુદી રીતે કરે છે.

કેરીની અપક્વ દશામાં તેની છાલનો ઉપયોગ અથાણા તરીકે થાય છે. તે સિવાય ગામડાંના સર્વ લોકો અપક્વ દશામાં તેનો ઉપયોગ ખાવામાં કરે છે. ગર્ભનો ઉપયોગ કકડા કરીને, છૂંદો કરીને

અને ખટાશ તરીકે સુકવણી કરીને થાય છે, પકવ દશામાં તે ગર્ભને મસળી, રસના રૂપમાં ચૂસવામાં અગર તો પાત્રમાં બહાર કાઢી ખોરાક સાથે ઉપયોગ કરવામાં આવે છે. બાકી રહ્યું ગોટલાની અંદરનું ખોપરીમાંનું મગજ–ઉત્તમમાં ઉત્તમ વસ્તુ ગોટલી–તેનો ઉપયોગ બાફીને, વધારીને ખાવામાં કેટલાકો કરે છે. તે સિવાય ગરમીને લીધે થતાં તાપોલિયાં પર ઘસી ચોપડવામાં આવે છે. આયુર્વેદમાં તેનો ઉપયોગ વધુ થાય છે. ખાસ કરી પાતળા ઝાડા અને આંતરડાંના અપચાને દૂર કરે છે, તેથી ઘણાંખરાં ઝાડા બંધ કરવાનાં દેશી ચૂર્ણોમાં, આનો ઉપયોગ (સુકવી ચૂર્ણ કરી) થાય છે. ગોટલી ખાધા પછી ઉપર પાણી પીવાથી પાણી મીઠું લાગે છે અને કેરી ખાધા પછી ખારું લાગે છે. તે પરથી લોકકહેવત પડેલી છે કે, 'ભાઇનો બહેન પ્રત્યેનો પ્રેમ કેરી જેવો છે અને બહેનનો ભાઈ પ્રત્યેનો પ્રેમ ગોટલી જેવો છે.' વધુમાં ગોટલી બીજ હોઈ તેમાં તૈલી પદાર્થ વધુ છે અને મગજ શાંત કરે તેવો ગુણ તેનામાં છે; તે આપણે ઘસીને બહાર ગડગૂમડ પર લગાવતાં ઠંડક આપે છે તે ઉપરથી સાબિત થાય છે. આ પ્રમાણે આપણે કેરીનાં અંગોનો ટૂંક પારચય કર્યો. હવે કઇ રીતે કેરી ખાવાથી વધુ વૈજ્ઞાનિક રીતે શરીર પર જોઇતી અસર થાય છે તે તપાસીએ.

**૪. કેરીમાં રહેલ ઍસિડ**—ઉનાળાની ગરમીથી મગજ અને જ્ઞાનતંતુઓને ઠંડાં રાખનાર વસ્તુ એ ઍસિડ છે. આમલીની અંદર વધુ પ્રમાણમાં ઍસિડ હોઇ સુગરતત્ત્વ પણ સાથોસાથ છે અને તેથી ઍસિડથી થતી નબળાઇ ઓછી કરવા સુગરની ખાસ જરૂર હોઇ આંબલીના રસમાં ખાંડ નાખી શરબત કરી પીવા માટે ભલામણ કરવામાં આવે છે અને જે શરબતો વપરાય છે તે સર્વે દાડમ, લીંબુ, નારંગી સર્વેમાં ઍસીડ હોઇને ગુણ કરે છે; તે પ્રમાણે કેરીમાં પણ ઍસિડ છે અને જેમ જેમ વધુ તાપ પડે છે તેમ તેમ કુદરત તે કેરીમાં ખાંડ ભેળવી તેને મીઠી, તાપમાં ખાવાલાયક બનાવે છે. મારા માનવા પ્રમાણે કેરી જ્યારે પાકે છે ત્યારે તેનું છોતરું ગર્ભથી જુદું પડે છે, અને પછી તેમાં ભુરાશનો ભાગ સિવાય કંઈ રહેતું નથી, જેનો ઉપયોગ કોઇ પણ જાતનો હોતો નથી. જ્યાંસુધી કેરી

કાચી હોય છે, ત્યાંસુધી છોતરું ગર્ભનું રક્ષણ કરવા માટે તેને ચોટીને રહેલ હોય છે. ગર્ભની પૂરેપૂરી ખીલવણી થયા બાદ પરોપકારી છોતરું પોતાનો નાશ કરવા માટે તૈયાર થાય છે. ગર્ભનું રક્ષણ કરવા તાપ સહન કરી, તેથી વધુ લીમડો, ચૂનો, અને ડુંગળીની ખરાબ વાસમાં પોતાના દેહનો રંગ સુદ્ધાં પણ બદલી નાખી, છેવટે પશુઓના ઉપયોગમાં આવે છે. આ છોતરાને આપણા સમાજે અન્યાય ન કરતાં અથાણામાં તેનો ઉપયોગ કરી ખરેખર ન્યાય કર્યો છે.

**૫. ચાવીને ખાવી**—કેરીની અંદર એસિડ છે તે આપણે ઉપર જોયું. જો તેને ચાવીને કકડા રૂપે ખાવામાં આવે તો સ્ટાર્ચ તેમાં ભળવાથી સુગર મળે છે અને તેથી સાંધાઓ તૂટવા વગેરે જે એસિડનું કાર્ય છે તે બનતું અટકે છે અને ત્યારપછી ચૂસવાની ક્રિયાથી થોડા થોડા પ્રમાણમાં પણ સ્ટાર્ચ ભળે છે. જ્યારે રસ કાઢીને ખાવામાં કંઈ ભળતું નથી અને તેથી આપણે બહારથી તેમાં સૂંઠ અને મીઠું નાખવું પડે છે, છતાં પેટમાં ગૅસ થઇ દસ્ત થાય છે. એવા કેટલાય દાખલાઓ બને છે કે દસ્તની કબજિયાત કેરીનો રસ કાઢી પીવાથી મટે છે. જ્યારે થયેલા દસ્ત કેરીના કકડા કરી ખાવાથી મટે છે. જ્યારે મિષ્ટાન્નપ્રિય જનતાએ રસને ભોજનમાં સ્થાન આપ્યું, ત્યારે તેની ઍસિડીટી મટાડવા ઘીનો ઉપયોગ કર્યો અને તે ઉપરાંત ખોરાકની સાથે શાકમાં કારેલાં અને મેથીનો મસાલો વાપરવા માંડ્યો.

**૬. કારેલાં અને મેથી**—કારેલાંમાં કડવાશ રહેલી છે અને તેનો ગુણ સંધિવાને મટાડવાનો છે. કારેલાંને વગર પાણીએ બાફી તેના ગર્ભને ખાવાથી કેટલાકના સંધિવાનો નાશ થાય છે અને તેથી કેરી અને કારેલાં એ બન્નેનો સાથે ઉપયોગ કરવાથી રસથી થતી હાનિને કારેલાં મારી નાખે છે. મેથીનો ઉપયોગ પણ આ રીતે ગરમ છે અને વાને મટાડનાર છે તે જાણીતું છે. તેથી કેરીની સાથે કારેલાં અને મેથીના મસાલાનો ઉપયોગ કરવો એ વધુ લાભદાયી છે.

દિવસમાં એકજ ગોટલી વધારીને અગર શેકીને ખાવાથી દિવસમાં ગમે તેટલી કેરી અગર રસ ખાધો હશે તોપણ નુકસાન કરશે

નહિ. કેરી સાથે ગોટલી, કારેલાં ને મેથીનો ઉપયોગ કરવાથી કેરીનો સ્વાદ સારી રીતે લેવાશે.

**૭. કેરીમાં રહેલાં લાભદાયક તત્ત્વો**—કેરીના ગર્ભમાં સુગર, થોડા પ્રમાણમાં ખટાશ અને કાષ્ઠતત્ત્વ છે અને તેની અંદર ફોસ્ફરસ આદિ બીજા ક્ષારો છે કે જે શરીરમાં દાખલ થઇ ઉનાળાની ગરમીથી પસીના વાટે શોષાઇ જતા લોહીના પ્રવાહી તત્ત્વને વધારે છે. ગરમીથી ઉશ્કેરાયલા જ્ઞાનતંતુઓને ખાંડ અને ફોસ્ફરસ શાંત બનાવી નવીન તાકાત અને જોમ અર્પે છે. હોજરી અને આંતરડાંને શક્તિ આપી પાચનક્રિયામાં વધારો કરે છે અને જે એકલી રોટલી બે-ત્રણ માંડ માંડ ખાઈ શકે તે કેરીના રસ સાથે અર્ધો ડઝન રોટલી ખાય છે. કેરીના રસનો વધુ ઉપયોગ થાય તોપણ તેથી બીજી હાનિ ન થતાં દસ્ત થઇ જાય છે.

**૮. ઉપસંહાર**—કેરી ગરીબોને જીવનદાતા, શ્રીમંતોને શાંતિદાતા અને વેપારીઓને ધનદાતા છે. કાચી કેરીના કકડાને સૂકવીને કરેલાં આંબોળિયાં રંગવાના કામમાં બહુજ વપરાય છે. અત્યારે કેરીઓ સ્ટીમરમાં બેસી યુરોપ, આફ્રિકાના દેશોમાં મુસાફરી કરે છે. કેરી માટે ભલભલા ચોરીનું કામ કરે છે અને તેથી કરી આંબાના રખવાળ રાખવાની જરૂર પડે છે. કોઈપણ જાતના જંગલના ફળનાં વૃક્ષને રખવાળ રાખવો નથી પડતો. બીજાં ફળો મોંઘાં હોઇ, સાધારણ જનતા તેનો છૂટથી ઉપયોગ કરી શકતી નથી, જ્યારે કેરીનો કરી શકે છે. ઉનાળાની સખ્ત ગરમીમાં એક કેરીનો સ્વાદજ ગરમીમાં શાંતિ આપે છે. પથરો મારવા છતાં પણ કેરીનું મધુર ફળ મળે છે. એ વનસ્પતિઓની ઉપકારવૃત્તિ છે. આંબાનો શીતળ છાંયો, તેનાં પાન, લાકડાં, મોર અને ફળ સર્વે કાંઇ પરોપકારાર્થેજ છે.

( "ગુજરાતીપંચ"ના એક અંકમાંથી )

# શું શું ભણ્યા ?



(લેખક-શ્રીયુત મણિભાઇ દ્વિવેદી)

મારા આંતરમંથનની એક વાત કહું ? સાંભળશો ? એક જમાનામાં હું વિદ્યાર્થી હતો અને શાળામાં ભણતો. મારી સાથે નાનુ, ભાનુ, વિનુ, કનુ બધા ભણતા. અમે શું ભણ્યા ? લેખાં ભણ્યા, હિસાબ ભણ્યા, પાઠ ભણ્યા, ઇતિહાસ-ભૂગોળ ભણ્યા અને કશુંય ન ભણ્યા ! ! મારું કહેવું વિચિત્ર લાગશે; પણ હું સાચુંજ કહું છું કે, અમે ભણ્યા અને કશુંજ ન ભણ્યા.

અમે લેખાં ભણ્યા પણ શાકભાજી, અનાજ અને તેલ-ઘી-ગોળના હિસાબમાં ગૂંચવાયા. અમને એ લેખાંના ઊકેલ નજ આવડ્યા. હિસાબ ગણ્યા-ત્રરાશી અને બહુરાશી બહુ બહુ માંડી વળ્યા. શાળામાં હિસાબની પાટી પહેલી નાખીને અમે રાચવા લાગ્યા. આ રીતે અમે હોશિયાર વિદ્યાર્થીઓમાં ખપ્યા; પણ કાપડિયો ગજ-કાતર ચલાવતો તસુ કાપડના હિસાબ મોઢે મોઢે કરી નાખે, વાણિયો આંગળીના વેઢે અટપટાં વ્યાજ ગણે તે જોઈ અમે ગૂંચવાયા. અમારા ગુણાકાર, ભાગાકાર, પૂર્ણાંક-અપૂર્ણાંક એ ગૂંચોની ઉકેલ ન કરી શકચા-એવું ભણ્યા.

શાળામાં પાઠ ભણ્યા, કવિતા ભણ્યા, પણ હાથના અક્ષર ઉકેલતાં ન આવડ્યા. હાથની લખેલી ભારતકથા વાંચવાનું કહે, ત્યારે ડસકાં ખાધા સિવાય અમે આગળ ન વધી શકચા. 'ભૂરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પ્હાડ સરખો' એ કવિવાણી આજ પણ યાદ રહી છે; પણ એ વિરાટકાય વટવૃક્ષનાં દર્શને જવા જેટલી ઘેલછા કોઇએ ન જગાવી.

"અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા,
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા."

એ કવિતા, શિક્ષકે ગોખાવી અને ગોખી, તેના અર્થ કર્યા, પણ અમે અંધારામાં છીએ એ જ્ઞાન ન થયું, સત્યની ઘેલછા ન લાધી; એવી રીતે કવિતા શીખ્યા ને શીખવી.

ભૂગોળમાં, દેશાંતરની નદીઓ અને ગામો ગોખી વળ્યા, પણ ગામનાં ગોંદરનાં ખેતરો ભૂલ્યા. ઇતિહાસ ભણ્યા-હિંદી પ્રજાની કાયરતા

તો અમે પાને પાને શીખ્યા—આ પરગજુ અંગ્રેજ સોદાગરો પેટે પાટા બાંધી સાત સાગર ઓળંગી આપણી વચમાં આવી ન ઊભા હોત, તો આ દેશની પ્રજાના ભુક્કા થઇ જાત ! બસ, આટલુંજ.

ભારતની પુરાતન વિદ્યાપીઠો, વાણિજ્ય, સાગરસાહસો, ધર્મપ્રચાર, બુદ્ધની અનુકંપા અને મૈત્રી, શંકરનો દિગ્વિજય, રજપૂત—શીખોની કુરબાનીઓ, મરાઠાઓનાં સાહસ, મોગલોની કલાપ્રિયતા એમાંનું કાંઇ ન શીખ્યા !

મસ્ત કવિ હાફેઝ શિરાઝી, ઉમર ખય્યામ, ફીરદોસી, તુસી, શેખ સાદી એમની મસ્તીનો પરિચય ન થયો. ભારતીય સાધકોને ન ઓળખ્યા, ન જાણ્યા. મનસુરની જાનનિસ્સારી, અરબની ભૂમિ પર ખુદાઇ ખિદમતમાં પ્રજાતંત્રવાદનાં મંડાણ, શૂલિ પર દેહ—વિમોચન કરતા જીસસ, સિદ્ધાંતને ખાતર ઝેરનો કટોરો ગટગટાવનાર સૉક્રેટિસ કે વીર રમણી કૃષ્ણાકુમારી, ગ્રીકનું તત્ત્વચિંતન, સ્પાર્ટા—રોમની વીરતા, જર્મનીની વૈજ્ઞાનિક જગતની કૂચ, ઇજિપ્તનાં સાગર—સાહસો ચીનની એકાગ્ર ઉદ્યોગપ્રિયતા, સ્વાધીનતાની રક્ષા માટે મૅક્સિકો—પેરુની કુરબાનીઓ, રશિયાનાં મહાગ્રંથનો એમાંનું કાંઇ ન ભણ્યા અને જે ભણ્યા, તેમાં અમને બાયલા કર્યા.

અંગ્રેજી ભણ્યા અને માબાપ કહેતાં શરમાયા. ફાધર—મધરથી કામ લેવા માંડ્યું. દેશથી આઘે જવા લાગ્યા. શ્રમમાં બખૂચકતા લાગવા માંડી. સાદાઇમાં જૂનવાણી જણાઇ. જાપાનનાં સસ્તાં મોજાં, અંગ્રેજી ટાઇ, ફ્રાન્સના 'ઑટો—ડ—રોઝે' ડાભેલની દોટી ભુલાવી, અમદાવાદની અતલસમાં જૂનો જમાનો જણાયો, પાટણનાં પટોળાં અને બનારસી અંબરમાં કાબરચીતરાપણું લાગવા માંડ્યું, રંગ નીતરતી કઠોર માંડવીની ચૂંદડીઓ ભવાયાના અસબાબ જેવી લાગવા માંડી, દેશી તેલોમાં માથાને ચીકણું કરી મૂકવાની ચીડ ભરાવા માંડી, પરદેશ સાથે સંબંધ બાંધી ફાંકડા તકલાદી બન્યા, બીજાને બનાવ્યા અને જુવાનીમાં માથાં ધોળાં કર્યાં, એવું તો અંગ્રેજી ભણ્યા.

શરીરરચના અને હાઇજિનનાં મૂળતત્ત્વો ભણ્યા, ત્યારથી ડોસીમાની કડવાટની પોટલી ભૂલ્યા અને સહેજ સહેજમાં દવાખાને

જઇએ, ત્યારે તબિયતનું ઠેકાણું પડે એવું જ્ઞાન લીધું. શાળામાં ડ્રીલ શીખ્યા અને પડઘમ સાથે પગલાં માંડી ઘણાઓને આકર્ષવા લાગ્યા. આ રીતે જવાંમર્દ બનવાની તાલીમ લીધી, પણ એક દિવસ રાતના માળિયા પર કંઇ ખખડાટ થતાં હું જાગ્યો, ત્યારે મારી પત્નીને ખાટલા પાસેથી નહિ ખસવાની હિંમત આપી સડાક દઇને હું શેરીમાં નીકળી અર્ધાક ડઝન લોક જગાડી લાવ્યો ત્યારે ઘરમાં પેઠો અને સાઠ વરસનાં માણેક ફોઇ હાથમાં દીવો લઇ માળિયા પર આગળ ચડયાં, ત્યારે નીચે ઊભા રહી હું તેમને હિંમત આપવાની હામ ભીડી શકયો. અમને મળેલી મરદાનગીની તાલીમે ઊજળે દહાડે કે વીજળીની રોશનીમાં લોક એકઠા કરવાની તરકીબ શીખવી; પણ રાતના અંધાર-ઢાંકણે તો ગામડે ઘડાયલી અને જમાનાથી પાછળ લાગતી મારી પત્નીની હૂંફે હું મર્દ કહેવાતો.

આગળ વધ્યા અને ત્રિકોણમિતિ, ફિઝિકસ, કેમીસ્ટ્રી એવું કંઇ કંઇ ભણ્યા, કંઇ કંઈ ગણ્યું; પાણી અને બરફ એવું કંઇ તોળી વળ્યા, પણ વાલ–ગદિયાણામાં ગૂંચવાયા અને વીઘાં વીસવાસીમાં મૂંઝાયા.

ઉપભાષા ભણ્યા—શીખ્યા. મહાકવિ બાણુની સારીયે કાદંબરી ઉથામી ગયા અને દુનિયામાં મહાશ્વેતાઓનાં મુખડાંપારખની પ્રવૃત્તિમાં પડ્યા; પણ પ્રતાપી હર્ષવર્ધનના યુગના રત્નમઢેલા આ દેશના વૈભવની યાદ ન રહી, એ બિનાનો સ્પર્શેય ન થયો, દષ્ટિયે ન ગઇ. રઘુવંશ અને કુમારસંભવ ભણ્યા, અજવિલાપ અને રતિવિલાપ વાંચી હૃદય હચમચ્યાં. વિના પરણ્યે કલ્પનામાં ઇન્દુમતિઓ ઊભી કરી વિરહના ધ્વનિ ગોઠવવા લાગ્યા. પણ—

"સીમને શેડે તલાવડી, માખણે બાંધી એની પાળ;
માખણ તવાયાં ને નીર વહી ગયાં—હાય રાજવી હાયે હાયે."

ગામને પાદરે ધખતા મધ્યાહ્નની ઉદાસીનતામાં ઉચ્ચારાતા રાજિયાના આ વિલાપમાં, આ વિશાળ જગતમાં કાયારૂપી સરોવરીઆની પાળો ક્ષણમાં નષ્ટ થઈ જાય એવા મુલાયમ માખણથી બાંધવામાં આવ્યાની વાસ્તવિક કલ્પના કરવામાં આવી છે. મહાકવિની કલ્પના કરતાં પણ વધુ વાસ્તવિક અને તાદશ ચિતાર રજૂ કરતી આ કલ્પના

છે અને આ રીતે લોકવાણીમાં શરીરની ક્ષણભંગુરતાનો જવાબ અપાયો છે, તેની તુલના કરવા તરફ કોઈ દિવસ દૃષ્ટિ નજ વળી.

મેઘદૂત ભણ્યા અને બહુ મૂંઝાયા. કેટકેટલી અલકાપુરીઓ ખડી કરવા લાગ્યા અને શાળામાંજ કોઈ રાજહંસ સંદેશાના સાથીદાર મળે એવી શોધમાં પડ્યા, પણ—

"धूमज्योतिः सलिलमरुतां सन्निपातः क्व मेघः

એ એકજ ચરણમાં તો મહાકવિએ મર્ત્ય અને અમર્ત્ય અંતરિક્ષની સામગ્રીનો સમન્વય કરી જીવંત મૂર્તિ ખડી કરી, જગતના માનવીને વ્યોમનો-વિરાટનો સાથી-મિત્ર બનાવ્યો,તે સૂઝ ભણતરમાં તો નજ પડી.

કવિકુલગુરુ વાલ્મીકિની પ્રગલ્ભ વાણી રામાયણમાં ન વાંચી. ભારતકથા,જમાનાને પ્રતિકૂળ થોથું લાગ્યું. પુરાણો હિંદુઓની મૂર્ખાઇના નમૂનાનો સંગ્રહ હોવાનું મેકોલોએ કહ્યું અને વિના વાંચ્યે અમે તે માન્યું. વેદોને માટે પણ બહારનાઓએ કહ્યું અને અમે પણ તેમના સૂરમાં સૂર પૂરી ભરવાડોની ભટકતી જાતિઓનાં ગીતો ગણી આગળ વધ્યા.

'બે શહેરની વાર્તા' ભણવા માંડી અને ફ્રેંચ ક્રાંતિના ચિતારે કંઇક રંગાયા. ત્યાં રોમીઓ-જુલિયેટ અને સરોવરની સુંદરીની પ્રણયકથાઓએ અમને પણ 'રોમાન્સ' તરફ વાળ્યા. આવું આવું ભણ્યા અને ઘણું ઘણું ભણ્યા. શિક્ષકોએ, વિદ્યાની પીઢોએ ભણાવ્યું અને અમે ભણ્યા. અમે કેળવણી પામેલા ગણાયા. સુધરેલા બન્યા અને ભણેલા કહેવાયા; પણ આજીવિકા માટે અરજીનો મુસદ્દો તો જગાકાકાએ ઘડી આપ્યો, ત્યારેજ અમે તેની નકલ કરી શક્યા.

શાળામાંથી બહાર આવીને જોયું, તો કાના-માત્ર વિનાનું લખવાનું ભણીને જોધપુર તરફની ગાડીમાંથી એક કોથળામાં સરસામાન લઇ ઉતરેલો મેઘો મારવાડી એજ વરસમાં મેઘજી શેઠ બની ગયો અને સુરતના શરાફ બજારમાં તેના રુક્કા સ્વીકારાવા લાગ્યા ધોરાજી તરફથી બાપુની ગાડીમાં બેસી આવેલો અને જંગલમાં પાલિયાં પાણીની ધારે દુકાનની ધૂણી માંડી બેઠેલો, એક નામ અલ્લાનું ભણીને આવેલો ગની મેમણ થોડા વખતમાં ગનીશેઠ બની ગયો.

( 'સ્થાનિક સ્વરાજ્ય પત્રિકા 'ના માર્ચ '૪૦ ના અંકમાંથી. )

# ग्रंथस्वीकार

નીચેનાં પુસ્તકોનો સાભાર સ્વીકાર કરી જણાવવાનું કે, અત્રે આવતાં પુસ્તકો વાંચી-વંચાવી અભિપ્રાયાદિ છાપવાનું ધોરણ રખાયું નથી; પરંતુ યોગાનુયોગ નીચે પ્રમાણે માત્ર પુસ્તકોનાં નામ, ઠામ, કદ, મૂલ્ય ઇત્યાદિ જણાવાય છે.

## ૧–ગુજરાત વર્નાકયુલર સોસાયટી–અમદાવાદનાં પુસ્તકો:–

**ભારતીય અર્થશાસ્ત્ર**—લેખકઃ–શ્રી. ચીમનલાલ એમ. ડૉકટર, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૪૦૮, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**સ્ત્રીઓના વિકાસમાં નડતાં કાયદાનાં બંધન**—લેખકઃ–શ્રી. પ્રભુદાસ બાલાભાઇ પટવારી, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૬૪, સાદું પૂઠું, મૂલ્ય ০।

**કવિચરિત્ર ( ભાગ ૧ લો )**—લેખકઃ–શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૨૯૬, સાદુ પૂઠું, મૂલ્ય ૧)

**સાહિત્ય અને વિવેચન ( ભાગ ૧ લો )**—લેખકઃ–શ્રી. દી. બ. કેશવલાલ હ. ધ્રુવ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૩૦૪, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**કાવ્ય તત્ત્વવિચાર**—લેખકઃ–શ્રી. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૩૪૦, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**દાયકે દશ વર્ષ**—લેખકઃ–શ્રી. ડાહ્યાભાઈ હ. જાની, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૦૦, સાદું પૂઠું, મૂલ્ય ০।

**આપણું વિવેચન સાહિત્ય**—લેખકઃ–શ્રી. હીરાબહેન ક. મહેતા, ૫×૭ાા, પૃષ્ઠ ૩૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**નિબંધમાળા**—લેખકઃ–શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૩૭૨, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**ગુજરાતનો મધ્યકાલિન રજપૂત ઇતિહાસ** (વિભાગ ૨ જો)—લેખકઃ-શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૫૧૨, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો અહેવાલ**—સને-૧૯૩૮ની સાલનો.

## ૨-શ્રી ગીતાપ્રેસ-ગોરખપુરનાં હિંદી પુસ્તકોઃ-

**ભક્ત સુમન**—સંપાદકઃ-હનુમાનપ્રસાદ પોદ્દાર, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૦।=

**ભક્ત સરોજ**—સંપાદક હનુમાનપ્રસાદ પોદ્દાર, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૨, સાદું પૂઠું, મૂલ્ય ૦।=

**ભક્ત સૌરભ**—સંપાદકઃ-હનુમાનપ્રસાદ પોદ્દાર, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૨, સાદું પૂઠું, મૂલ્ય ૦।-

**પ્રાચીન ભક્ત**—સંપાદકઃ-હનુમાનપ્રસાદ પોદ્દાર, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૫૨, સાદું પૂઠું, મૂલ્ય ૦॥

**પ્રેમીભક્તઃ**—લેખક શાંતનુવિહારી, દ્વિવેદી સંપાદકઃ હનુમાનપ્રસાદ પોદ્દાર. કદ ૫×૭॥, પૃષ્ઠ ૬૪, સાદુંપૂઠું, મૂલ્ય ૦)॥

**ઢાઈહજાર અનમોલ બોલ**—સંપાદકઃ-હનુમાનપ્રસાદ પોદ્દાર, કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૪૮, સાદુંપૂઠું, મૂલ્ય ૦॥=.

**શ્રીરામચરિત માનસ**—(મૂલ ગુટકા) કદ ૩॥×૫॥, પૃષ્ઠ ૬૭૨, પાકું પૂઠું, મૂલ્ય ૦॥.

**માયસ્ટીસીઝમ ઇન ધી ઉપનિષદ**—લેખકઃ-બાંકે બિહારી, કદ ૫×૭॥. પૃષ્ઠ ૧૨૦, પાકું પૂઠું, મૂલ્ય ૦॥=.

## ૩-સસ્તુ સાહિત્ય મંડળ-ન્યુ દિલ્હીનાં હિંદી પુસ્તકો

**લોક સાહિત્ય માલા**—લેખકઃ-શ્રી. ચૌધરી મુખત્યારસિંહ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૮૪, સાદું પૂઠું, મૂલ્ય ૦॥

**ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિ**—અનુવાદકઃ-શ્રી. જૈનેન્દ્રકુમાર, કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૪૦, સાદું પૂઠું, મૂલ્ય ૦॥

**બાલ સાહિત્યમાલા** (શીખની વાતો)—લેખકઃ-શ્રી. માર્તંડ ઉપાધ્યાય, કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૨, સાદું પૂઠું, મૂલ્ય ૦)=

**રાષ્ટ્રીય પંચાયત**—સંપાદકઃ-શ્રી. યશપાલ બી. એ. એલ. એલ. બી., કદ ૫॥×૯, પૃષ્ઠ ૫૬, સાદું પૂઠું મૂલ્ય ૦। 

**સત્યાગ્રહ, ક્યોં, કબ ઔર કૈસે**—લેખકઃ-શ્રી મહાત્મા ગાંધી, કદ ૫॥×૯, પૃષ્ઠ ૫૬, સાદું પૂંઠું મૂલ્ય ૦)≡

**યુદ્ધસંકટ ઔર ભારત**—સંપાદકઃ-શ્રી. યશપાલ બી. એ. એલ. એલ. બી., કદ ૫॥×૯, પૃષ્ઠ ૭૦, સાદું પૂઠું, મૂલ્ય ૦।

**બાલસાહિત્યમાલા** (દૂસરી)—લેખકઃ-શ્રી. અશોક, કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૮, સાદું પૂઠું, મૂલ્ય ૦)=

**લોકસાહિત્યમાલા** (પુસ્તક ૮)—લેખકઃ-શ્રી. ચતુરસેન શાસ્ત્રી, કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૮, સાદું પૂઠું, મૂલ્ય ૦)=

**હિંદુસ્તાનકી સમસ્યાયેં**—લેખકઃ-શ્રી. પંડિત જવાહરલાલ નેહરુ, કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૮, સાદું પૂઠું, મૂલ્ય ૦॥

## ૪–અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકોઃ–

**આરોગ્ય ડાયરી**—પ્રકાશકઃ-શ્રી બાલ આરોગ્ય ભુવન, ઠે. રાવપુરા, વડોદરા, કદ ૪॥×૬॥, પાકું પૂઠું, મૂલ્ય ૦॥=.

**માનસનાં મોતી**—લેખકઃ-વલ્લભજી ભાણજી મહેતા, પ્રકાશકઃ-સંચાલક 'મોઢ મહોદય' ભાવનગર. કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૦૮, સાદું પૂઠું, મૂલ્ય ૦॥=

**શ્રીનિરાંત કાવ્ય**—સંપાદકઃ-બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી ગોપાળરામ ગુરુદેવશંકર શર્મા, ઠે. નિરાંતમંદિર, ફતેહપુરા, વડોદરા. કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૧૬, સાદું પૂઠું, મૂલ્ય ૧)

**નફાકારક હુન્નરો (ભાગ ૨ જો)**—(ઘરના ઉદ્યોગો) પ્રકાશકઃ-શ્રી. મૂળજી કાનજી ચાવડા, સિનુગરા-(કચ્છ) કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૭૨, સાદું પૂઠું, મૂલ્ય ૨)

**કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ**—લેખક-શ્રી. મનુભાઇ જોધાણી. પ્રકાશકઃ- ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૯૨, પાકું પૂઠું, મૂલ્ય ૧ાા,

**પ્રવાસીકી કહાણી**—(હિંદી) લેખકઃ-ઠાકુર રાજબહાદુરસિંહ; કથાકાર સ્વામી ભવાનીદયાળ સંન્યાસી, કદ ૫×૭ાા, પૃષ્ઠ ૨૮૦, સાદું પૂઠું, મૂલ્ય ૩).

**શ્રીસત્યનારાયણની વ્રતકથા**--અનુવાદકઃ-અમૃતલાલ રેવાશંકર આચાર્ય, પ્રકાશકઃ-વિષ્ણુપ્રસાદ વેણીલાલ બક્ષી. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૫૬, સાદું પૂઠું, મૂલ્ય ૦ા~.

**આરોગ્ય જ્ઞાન**—લેખક-વૈદ્ય ગોપાળજી કુંવરજી ઠક્કુર, પ્રકાશકઃ-સિંધ આયુર્વેદિક ફાર્મસી, ઠે. નાનકવાડા, કરાંચી. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૮૪, સાદું પૂઠું, મૂલ્ય ૦ાા.

**આત્મમીમાંસા-અર્થાત્ આત્માકી સત્તા કે પ્રમાણ**—લેખકઃ-શ્રી. નંદલાલ ખન્ના, એમ. એ. એલ. એલ. બી., ગુરુકુળ કાંગડી, હરદ્વાર. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૪૬૮, મૂલ્ય ૨).

**અર્શરોગ ચિકિત્સાપદ્ધતિ**—સંપાદક અને પ્રકાશકઃ-વૈદ્ય શશીકાંત ભૂલાભાઇ પંડયા, ઠે. શ્રીનારાયણ આયુર્વેદ ચિકિત્સાલય, પાંજરાપોળને નાકે, અમદાવાદ. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૧૨૦, પાકું પૂંઠું, મૂલ્ય ૦ાાા

**દત્તનામ સ્મરણ**—લેખક-રંગઅવધૂત, પ્રકાશક—દેવદત્ત ઇચ્છા-શંકર ત્રિપાઠી, એફ. આઇ. સી. એ. મુ. સરખેજ કદ ૩ાા×૫, પૃષ્ઠ ૩૨, સાદુપૂઠું, બહેન જ્યોત્સ્નાના સ્મરણાર્થે અમૂલ્ય.

## ૫-રિપોર્ટો, વૃત્તાંતો ઇત્યાદિઃ-

**ખાનકૂવા સેવામંડળનો** પ્રથમ વર્ષનો વાર્ષિક અહેવાલ.

**શ્રી ગ્રામ્ય સેવાસદનનો** તા. ૧-૧-૩૭ થી ૩૧-૧૨-૩૯ સુધીનો ત્રણ વર્ષનો અહેવાલ.




## सत्याग्रहनुं स्वरूप

**सत्यमेकाक्षरं ब्रह्म सत्यमेकाक्षरं तपः।**
**सत्यमेकाक्षरं यज्ञ सत्यमेकाक्षरं श्रुतम्॥ व्यास॥**

સત્યાગ્રહનો અર્થ આત્મબળ છે. સૃષ્ટિના આદિકાળથી અત્યાર સુધી તેનો ઉપયોગ વ્યક્તિગત વિચાર–સ્વાતંત્ર્ય અથવા ધાર્મિક આંદોલનોમાં વારંવાર કરવામાં આવતો હતો, પણ જ્યારથી ધાર્મિક જગતની પડતી થઈ અને યુરોપીય અર્થવાદે પ્રબળતા પ્રાપ્ત કરી, ત્યારથી સત્યાગ્રહ યાને આત્મબળના પ્રયોગો અને તેની ઉપયોગીતાને દુનિયા વીસરી ગઈ.

જગત વિકારમાત્ર છે. તેમાં વિરોધ રહ્યો છે અને રહેશે, પણ એમ કહેવું જોઈએ કે, વિરોધ પણ જુદે જુદે વખતે દુનિયાની પુનરાવૃત્તિ કરતો રહ્યો છે. પહેલાં એ વિરોધ સત્યાગ્રહ યા આત્મ-

બળના સ્વરૂપમાં વપરાયો હતો અને હવે યુરોપના અર્થવાદે તલવારના વિરોધને જન્મ આપ્યો છે. આત્મબળનો વિરોધ જેટલો શાંત, સ્થિર અને જીવનદાયી હતો, તેટલોજ આ તલવારનો વિરોધ અશાંત, અતૃપ્ત અને ઘાતક છે. વાસ્તવિક રીતે વિરોધ-માં કંઇ પાપ નથી; પરંતુ તે અત્યાચાર નહિ પણ અત્યાચારની વિરુદ્ધજ હોવો જોઇએ.

વિરોધ બે જુદા જુદા પક્ષોમાં હોય છે. તેમાંથી જો એક પક્ષ ન્યાયી હોય તો બીજો અવશ્ય અત્યાચારી હોવો જોઇએ. કારણ-કે અત્યાચાર સિવાય ન્યાય કોઇનો વિરોધી નથી. અત્યાચારી પક્ષ સ્વેચ્છાચારી, સ્વાભિમાની, સ્વાર્થી અને અવિવેકી હોય છે, તેથી તે પોતે બળવાન અને આગળ પડતો ગણાવા માટે કોઇ પણ પ્રકારની સમાજિક, ધાર્મિક યા અન્ય શૃંખલાની અથવા જવાબ-દારીની પણ પરવા નથી કરતો. તેને પોતાના માર્ગમાં ન્યાય, દયા વિચાર અને ત્યાગની જરૂર નથી લાગતી અને એટલાજ માટે આત્મ-બળ તેનો વિરોધ કરે છે. કેમકે તે પરોપકાર અને સાર્વજનિક હિતની દૃષ્ટિએ ન્યાય, દયા, વિચાર, ત્યાગ અને સામાજિક જવાબ-દારી ચાલુ રાખવા માગે છે. હવે જો તે વિરોધ કરતી વખતે ન્યાય, દયા વગેરે સ્વાભાવિક ધ્યેયોની ઉપેક્ષા કરીને અત્યાચારીના વિરોધનો જવાબ તેનીજ જેમ અત્યાચારથી દે, તો તેને ન્યાય, દયા અથવા સાર્વજનિક સ્વાર્થોના પક્ષનો અધિકાર નથી રહેતો. તે દુરાગ્રહ વા અત્યાચારજ કહેવાય છે. કેમકે તે સામા પક્ષવાળાના જે દુર્ગુણોની ઘૃણા કરે છે, તેનું પોતેજ અનુકરણ કરતો હોય છે.

વાસ્તવિક રીતે જેમ ચોરીની શિક્ષા ચોરી નથી, ખૂનની શિક્ષા ખૂન નથી, પાપની શિક્ષા પાપ નથી, તેજ રીતે અત્યાચાર-ની શિક્ષા પણ અત્યાચાર નથી,

જો કોઈ ન્યાયનો પક્ષ લઇ અત્યાચારી સાથે યુદ્ધ કરવા ઇચ્છે, ને તે યુદ્ધમાં પોતે પણ અત્યાચાર કરે, તો ઘણે ભાગે તેનો વિજય નહિ થાય. પણ જો તે અત્યાચારીના વિરોધમાં સત્યાગ્રહ અથવા આત્મબળ ઉપર દૃઢતાપૂર્વક ટકી રહેશે, તો તે જરૂર વિજયી થશે. કારણકે અત્યાચાર માત્ર પશુબળની વૃદ્ધિથીજ થાય છે અને તે ઉચ્છૃંખલ અને અનિયંત્રિત થવાથી પોતાના પશુબળના પ્રયોગોમાં અને તેની યોજના કરવામાં બહુ ભારે સ્વાધીનતા અને સગવડ રાખે છે. પણ ન્યાયના પક્ષપાતીને તે સર્વ સાધન તથા સગવડ મળતાં નથી. તે સરખામણીમાં હલકો, કમજોર અને ઓશિયાળો રહેશે. એક તો સરખામણીમાં સર્વ પદાર્થો તે મેળવી શકશે નહિ અને બીજું તે મળેલી વસ્તુઓનો એટલી સારી રીતે ઉપયોગ કરી શકશે નહિ; કેમકે ખરૂં જોતાં અત્યાચાર તે તેનું લક્ષ્ય નથી, પણ તેની દૃષ્ટિએ તે ઘૃણાસ્પદ છે. તે તો માત્ર અત્યાચારનો નાશ કરવાને પથ્થરને પથ્થર મારવાની નીતિનું અવલંબન કરી રહ્યો છે, તેથી તે પશુબળમાં હમેશાં નિર્બળ રહેશે અને હારશે. તેથી ઊલટું અત્યાચારીમાંથી આત્મબળ નાશ પામે છે; કેમકે ન્યાય, દયા અને લોકહિતની કોમળ વૃત્તિઓ નાશ પામવાથીજ તે અત્યાચારી બન્યો છે અને તેજ આત્મબળને પોષણ આપનાર ખોરાક છે. એથી ઊલટું સત્યાગ્રહીનું આત્મબળ વધે છે, કેમકે તેની હિલચાલનો પાયો આત્મબળ ઉપર છે, તેથી સત્યાગ્રહી અત્યાચારી ઉપર અવશ્ય વિજય મેળવે છે.

વિરોધ કેટલાય પ્રકારના છે. વિરોધ માટે તે પોતાના પ્રતિપક્ષીની શક્તિની સામે ટક્કર ઝીલે તેટલું બળ તો રાખતોજ હોય, ગમે તો તેથી વધારે. વધારે નહિ તો તેની બરોબર તો હોવુંજ જોઇએ. તેટલું હોવા છતાં પણ તેનોજ વિજય થશે એ નક્કી નહિ, કારણકે જે પોતાનું બળ વધારે કુશળતાથી વાપરશે તેજ

વિજયી થશે. પણ એ નિયમ બધી જાતનાં સજાતીય પશુબળ માટેજ છે. જ્યાં અત્યાચારનો વિરોધ અત્યાચારથી કરવાની હલકી પદ્ધતિ છે, ત્યાં એક તો સરખું બળ હોવુંજ કઠણ છે, બીજું હોવા છતાં વિજયમાં પણ શંકા છે; કારણકે પશુબળના ઉપયોગના ઉત્તમ કૌશલ્યની અત્યાચારીનેજ ખબર હોય છે. પણ વિજાતીય વિરોધમાં સમાન–અસમાન કંઇ હોતું નથી. એક સત્યાગ્રહી મચ્છર દુરાગ્રહી ને અત્યાચારી હાથી ઉપર જરૂર વિજય મેળવશે. ત્યાં સરખા બળના વિરોધનો પ્રશ્ન નથી રહેતો, બલકે તુલના પણ નથી થઇ શકતી. તુલના સજાતીય દ્રવ્યોમાં થાય છે. અત્યાચાર એકજ જાતમાં હોય છે. તેમાં છૂટ નહિ હોય કે, ન્યાય પક્ષવાળાનો થોડો અત્યાચાર છે અને અન્યાય પક્ષવાળાનો વધારે અત્યાચાર છે તેથી ન્યાયનો વિજય થવો જોઇએ. નહિ, જ્યાં અત્યાચાર અધિક હશે ત્યાંજ વિજય થશે. અથવા એ નક્કી છે કે, અત્યાચાર અત્યાચારી પાસેજ અધિક હશે, તેથી તેનો વિજય થશે; કેમકે મુકાબલો અત્યાચાર અત્યાચાર વચ્ચે થઈ રહ્યો છે. ન્યાય અન્યાયનો નહિ. પણ સત્યાગ્રહ અર્થાત્ આત્મબળ અત્યાચારનો વિજાતીય વિરોધ છે. જેમ બે તલવારથી લડનાર યોદ્ધાઓનું સરખા હોવું એજ યોગ્ય છે, તેમ તેઓ ગદા અથવા ધનુષ્યમાં પણ સરખા જોઇએ. કારણકે એક યોદ્ધો તલવાર ચલાવવામાં ગમે તેટલો તીસમારખાં હોય, પણ બંદૂક ચલાવનાર એક બાળક પણ તેને એક ગાંડા કૂતરાની માફક મારી શકે છે; કેમકે બન્ને વિજાતીય પદ્ધતિના યોદ્ધાઓ હતા, તેથી બળમાં નહિ પણ યંત્રમાંજ મહત્ત્વ રહ્યું. તેમજ કહેવાઇ ચૂકયું છે કે, અત્યાચારના કરતાં સત્યાગ્રહ ઉત્તમ યંત્ર છે. સત્યાગ્રહી ગમે તેટલો નિર્બળ હોય પણ તે જરૂર જીતવાનો.

એ સિવાય આત્મબળ ધન છે ઋણ નથી. તે પોતાની સત્તા

કોઇને નથી આપતું. તે હઠ તો જરૂર છે, પણ એ હઠ કોઇના ઉપર નૈતિક યા આત્મિક બોજો નથી લાદતી. તે પોતે અત્યાચાર સહન કરે છે, કોઇના પર અત્યાચાર કરતી નથી; તેથી પશુબળમાં અને એમાં આટલું ભારે અંતર પડી ગયું છે કે, જ્યાં પશુબળના સિપાઇઓ જેમ જેમ નાશ પામતા જાય છે, તેમ તેમ પશુબળ ક્ષીણ થતું જાય છે; કેમકે સિપાઇઓની તુચ્છ અને અસ્થાયી શરીરસંપત્તિજ પશુબળનું મૂળ ધન છે. પણ સત્યાગ્રહના સિપાઇ જેમ જેમ નાશ પામતા જાય છે,તેમ તેમ આત્મબળનો પક્ષ વિજયી થાય છે; કેમકે સત્યાગ્રહનું મૂળ ધન અક્ષય આત્મબળ છે. જે વાત હજારો વર્ષોથી પ્રસિદ્ધ છે કે, " नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावक " વગેરે અને જે મોહનો ત્યાગ કરવાથી શક્તિમાન થાય છે.

ઘણા લોકો કે જે સત્યાગ્રહના સ્વરૂપને નથી સમજતા તે એમ ધારે છે કે, સત્યાગ્રહ નિર્બળનું બળ છે. પણ એ ધારણા ખોટી છે. જો કે પહેલાં એમ કહેવાતું કે, સત્યાગ્રહીને કોઇના બળની તુલના કરવી પડતી નથી. તેથી સત્યાગ્રહી મચ્છર પણ દુરાગ્રહી હાથી સામે થઈ શકે છે. આ જાતના દાખલાઓથી ઉપલી ધારણા સાચા જેવી દેખાય છે, પણ સિદ્ધાંત તરીકે માનવામાં નથી આવતી. સત્યાગ્રહ નિર્બળોનું બળ નથી. વાસ્તવિક રીતે નિર્બળ પુરુષ તો સત્યાગ્રહી થઈ શકતો નથી અને નિર્બળોને સત્યાગ્રહની કંઇ કિંમત પણ હોતી નથી. દાખલા તરીકે બકરાં, ગાય, બળદ, ઘેટાં અને મૂગાં તથા જાતજાતનાં પશુપક્ષી, કસાઇઓ સામે હમેશથી સત્યાગ્રહ કરતાં આવ્યાં છે. આ બધાં કસાઇઓના અત્યાચારને પોતે સહન કરવા છતાં પણ તેમનો નાશ નથી કરી શકતાં. બલકે લોકોએ સત્યાગ્રહનો અર્થ એજ સમજી લીધો કે, એ અમારા ખોરાક માટે કાપવાજ બનાવાયાં છે, કાયદો ને ન્યાય પણ તે તરફ આંખ આડા કાન કરે છે.

વાસ્તવિક રીતે સત્યાગ્રહ આત્મબળ છે અને આત્મબળ એ મહાન બળ છે.નિર્બળ તો શું, પણ સાધારણ બળવાળો પુરુષ પણ સત્યાગ્રહ કરી શકતો નથી. જો માણસમાં થોડી પણ નિર્બળતા હોય તો તે શાંતિને સમયે ગમે તેટલો સત્યાગ્રહી રહ્યો હોય, પણ વખત આવ્યે દુરાગ્રહી બનીજ જશે. શક્તિ હોય તોજ ક્ષમાનું મહત્ત્વ છે. કોઇ કમજોરના મોં પર જો કોઇ જબરજસ્ત આદમી તમાચો મારે અને તે કહે કે, ક્ષમા કરી, તો તેની જરૂર મશ્કરી થવાની. હા, બળવાન પુરુષ નિર્બળના અપરાધજ નહિ, પણ અત્યાચાર તરફ ક્ષમાની દૃષ્ટિએ જુએ તો તેમાં મહત્તા છે અને જો તે ક્ષમાના બળ ઉપર તેને કાબૂમાં રાખે, બરાબરની અસમાનતા ઉપર ધ્યાન પણ ન આપે તો તે આત્મબળ છે—તેજ સાચો સત્યાગ્રહ છે.





# अध्याय २ जो–सत्याग्रहना प्रकार

સત્યાગ્રહના મુખ્ય ચાર પ્રકાર થઇ શકે છેઃ–(૧) વ્યક્તિગત સત્યાગ્રહ. (૨) સામાજિક સત્યાગ્રહ. (૩) રાષ્ટ્રીય સત્યાગ્રહ અને (૪) ધાર્મિક સત્યાગ્રહ.

વ્યક્તિગત સત્યાગ્રહ:—યોગ્યતાને અનુકૂળ વિચાર સ્વાતંત્ર્ય અને નિર્ભયતા તથા આત્મવિશ્વાસના કારણથી સંસાર સામે કોઈપણ એક સિદ્ધાંત યાં અનેક સિદ્ધાંતો પર પોતાની જુદી સંમતિ સપ્રમાણ રજૂ કરે અને જનતા અવિશ્વાસ–પરંપરાના પ્રવાહમાં પડીને તેની દલીલ ન સાંભળે, તેના સિદ્ધાંત ન સ્વીકારે, ઊલટા તેને પણ તે સિદ્ધાંતોમાં માનતો અટકાવે યા પોતાના અંધવિશ્વાસ યાને પરંપરાના પ્રવાહમાં ઘસડી જવા ઇચ્છે, તો તે એકજ વ્યક્તિનું સર્વ સાથે યુદ્ધ થશે અને તે "વ્યક્તિગત સત્યાગ્રહ" કહેવાશે.

એ સિદ્ધાંત એવા હોવા જોઇએ કે, સમાજની સંગઠન–પ્રણાલી અને તેની બાહ્યવ્યવહાર–પરંપરા પર પોતાની ભિન્નતાનો પ્રભાવ કંઇ પણ ન પાડી શકે. એ સિદ્ધાંત કાં તો આધ્યાત્મિક હોવા જોઇએ કે ભૌતિક અથવા વૈજ્ઞાનિક; પણ આધ્યાત્મિક, ભૌતિક, વૈજ્ઞાનિક એટલી હદ સુધી હોય કે, જ્યાંસુધી તે અપ્રત્યક્ષ સિદ્ધાંતમાત્ર હોય, સમાજ તેના સંબંધમાં કોઇ ને કોઇ રીતનો એવો વિશ્વાસ રાખતો હોય કે જે લગભગ સાંભળવા અને માનવા માત્રનો

હોય તેમજ પ્રત્યક્ષ સામાજિક જીવનમાં તેનો કદી પણ વ્યાવહારિક ઉપયોગ ન થતો હોય.

સામાજિક સત્યાગ્રહઃ—આ સત્યાગ્રહનો ઉપયોગ માત્ર કઢંગા રિવાજોની વિરુદ્ધ કરવામાં આવે છે. સંસારને ઉત્પન્ન થયે અને સમાજને સંગઠિત થયે આટલા દિવસો થઇ ગયા, પણ હજુ સુધી સમાજની શૃંખલામાં નિર્દોષતા નથી આવી. સર્વ પ્રકારની શક્તિઓની હમેશથી ઓછીવત્તી વહેંચણી થતી રહી છે અને તેથીજ તેનો દુરુપયોગ થતો રહ્યો છે. જેણે અસંખ્ય કઢંગા રિવાજોને જન્મ આપ્યો છે, સારોયે સંસાર કઢંગા રિવાજોમાં ફસાઇ પડયો છે, સમસ્ત સમાજ કઢંગા રિવાજોની દુર્ગંધથી સડી રહ્યો છે, દેશના મહાન પુરુષોએ જુદે જુદે વખતે એ રિવાજોના વિરોધમાં સત્યાગ્રહ કર્યો છે અને કોઈ કોઇ વાર તો તેને આખર હદ સુધી પહોંચાડી પણ દીધો છે.

સામાજિક સંગઠનમાં જયાં વિષમતા હોય અને એકબીજાની જવાબદારીની અવગણના કરવામાં આવે, નિર્બળોનો અધિકાર બળવાન પચાવી પાડે અને સમાજનો અધિકારી વર્ગ તેમાં હાથ ન ઘાલે, અજ્ઞાનથી યા પ્રમાદથી અથવા અત્યાચારથી સમાજના કોઈ અધિકાર–યોગ્ય અંશ પોતાના સમાન કે પોતાથી બળવાન તેવા અંશના સ્વેચ્છાચારને સહન કરે અને સ્વીકારી લે, પછી સામાજિક સત્તા દ્વારા તેજ તેનું કર્તવ્ય બની રહે અને અત્યાચારી અંશને નિયમસર તે અધિકાર આપવામાં આવે; તેમજ જીવનનિર્વાહના પ્રયત્નોમાં અને તેના ફળની વચમાં હાથ ઘાલવામાં આવે અથવા ઊલટી યોજના કરવામાં આવે, એ સર્વ સામાજિક કઢંગાપણું છે. બીજી કોઇ વ્યક્તિનો પક્ષ ન લઇને એવાજ કોઇ કઢંગા રિવાજના વિરોધમાં આત્મબળની એવી હિલચાલ

કરવામાં આવે કે, જેનો ન્યાયી પ્રભાવ, બન્ને અંશો–દબાયલા અને અત્યાચારી–પર ન્યાયની રીતે પડે અને સામાજિક બંધન, સત્તા તથા જવાબદારીમાં કોઈ આક્ષેપ યોગ્ય હુમલો ન હોય, તો તેને સામાજિક સત્યાગ્રહ કહેવાશે.

આ પ્રકારની હિલચાલમાં સ્વચ્છંદીપણાનો દુરાગ્રહ ન હોવો જોઇએ. અથવા કોઇ મહાન પુરુષ પોતાની મહત્તા અને અધિકાર તથા લોકપ્રિયતાને એવા સ્વરૂપમાં ન વાપરે કે, તે સમાજના જુદા જુદા ભાગો પર વિરોધી પ્રભાવ પાડે. તેના સિવાય જે ધર્માંધતા, પરંપરા તથા જાતીયતાનાં એવાં ચિહ્ન છે કે, જે કાઢયાં કાઢી શકાશે નહિ. પરંતુ પરસ્પર વિરોધી અવશ્ય છે અને જેના કારણથી વખતે વખતે સામાજિક સંગઠનમાં ખળભળાટ થતો રહ્યો છે, તે પણ કઢંગા રિવાજોજ છે, પણ તેનો વિરોધ વધારે સાવચેતીથી કરવો જોઇએ.

ધાર્મિક સત્યાગ્રહ:—ધાર્મિક સત્યાગ્રહ બહુ નાજુક છે. કેમકે તેમાં જે અત્યાચારનો વિરોધ કરવો પડે છે તેનો પ્રભાવ કેવળ આત્મા ઉપરજ પડે છે. બીજા અત્યાચારો માફક તે છરી યા ગોળીથી મારતો નથી. તે ઝેરી મીઠાઇ સમાન છે. સત્યાગ્રહી એ મીઠાઈથી નહિ લલચાતાં અને તેનો અસ્વીકાર કરીને છરી ખાઇને મરી જાય છે. બીજા અત્યાચારો તો તેનો પ્રભાવ તન, મન, સમાજસુખ અને શાંતિ બધાંની ઉપર પાડે છે માટે અસહ્ય થઈ જાય છે, પણ ધર્મનો અત્યાચાર માત્ર મન ઉપર થાય છે. તે પણ લાલચોથી પૂર્ણ અને મીઠો હોય છે. તેથી કહેવાય છે કે, ધાર્મિક સત્યાગ્રહ સર્વથી વધારે નાજુક અને મહત્ત્વનો છે. અને હજુ સુધી સંસારે ધાર્મિક અત્યાચારના વિરોધમાંજ વધારે સત્યાગ્રહ કર્યો છે. કેમકે તેનો આત્મા સાથે ઘણો નિકટ સંબંધ

હતો અને સત્યાગ્રહ તો આત્મબળજ છે.

જીવનનો કોઇ એવો વિશ્વાસપૂર્ણ ક્રમ કે જેને કોઇ પોતાની ઐહિક અને પારલૌકિક સ્પૃહાઓને તૃપ્ત કરવા માટે યોગ્ય સમજતો હોય અને જેથી સમાજમાં કોઈ અડચણ યાને ઉચ્છૃંખલતા ઉત્પન્ન ન થાય, તેને જો કોઇ સત્તા પોતાના વિચાર યાને વિશ્વાસથી તેના શરીર પર બળાત્કાર કરવાની પેરવી કરીને તેને દૂર કરવા ઇચ્છે, તો તે ધાર્મિક અત્યાચાર છે અને તેને ચુપચાપ સહન કરીને પોતાના સિદ્ધાંતને અચળપણે વળગી રહેવું એ ધાર્મિક સત્યાગ્રહ છે.

રાષ્ટ્રીય સત્યાગ્રહઃ—અધિકારીઓની અતુલનીય શક્તિ શાસનના રૂપમાં ન્યાયને બહાને મનમાન્યો ફેર કરવા લાગે અને રાજનૈતિક પ્રપંચના પાયા ઉપર કાયદાઓ ઘડે. કાયદા ઘડનાર કાયદા બનાવતી વખતે ન્યાયની પરવા નહિ કરતાં પોતાની સગવડ અને સ્વાર્થરક્ષાના પક્ષને મુખ્યરૂપે જુએ અને એ સર્વનું પરિણામ રાજ્યવ્યવસ્થામાં ન્યાય અને નીતિનો અબાધિત સહયોગ ન થવાથી, ન્યાય કાયદાને તાબે અને નીતિ અર્થપ્રાપ્તિની ઉત્કંઠામાં જતી રહે અને તેથી પ્રજાના મનુષ્યત્વ અને નાગરિકતાના અધિકાર માર્યા જાય, તો તે અધિકારોની રક્ષા માટે પ્રજા જે સત્યાગ્રહ કરે તે રાષ્ટ્રીય સત્યાગ્રહ કહેવાય.

આ પ્રકારનો સત્યાગ્રહ આત્માથી વિશેષ દૂર હોવાને લીધે તેનો ધીરે ધીરે પ્રયોગ કરવો જોઇએ. કારણકે તેમાં નિર્બળ અને અશિક્ષિત પ્રજાને સાથે લેવાની હોય છે અને જ્યાં સુધી પ્રજાએ સહનશક્તિ અને ક્રોધ ઉપરનો કાબૂ કેળવ્યો ન હોય, ત્યાંસુધી તેના પૂર્ણ પ્રયોગને રોકી રાખવો જોઈએ યા કેવળ અભ્યાસ માટે વારંવાર પ્રયોગ–સંહાર કરવો જોઇએ.



# अध्याय ३ जो–सत्याग्रहनो प्रयोग–संहार

પ્રયોગ–સંહાર શબ્દ બહુ જૂનો છે અને તે સૈનિકની પરિભાષાનો શબ્દ છે. યુદ્ધ સમયે અસ્ત્ર ફેંકવું તેને પ્રયોગ અને તેને પાછું ખેંચી લેવું તેને સંહાર કહે છે. સત્યાગ્રહ અમોઘ અસ્ત્ર છે. સાધારણ અસ્ત્રોનો પ્રયોગ અને સંહાર થઇ શકતો નથી. કેવળ અમોઘ અસ્ત્રોનોજ થઇ શકે છે. હવે વિચારવાનું એ છે કે, સત્યાગ્રહનો પ્રયોગ અને સંહાર કેવી રીતે કરવો જોઇએ ?

અમોઘ અસ્ત્રોનો પ્રયોગ–સંહાર સાધારણ યોદ્ધો સાધારણ ઢબથી કરી શકતો નથી. તેને માટે લાંબા વખત સુધી અભ્યાસ, ટેવ, તપશ્ચર્યા અને અનુષ્ઠાન કરવાં પડે છે. ત્યારે તેને પ્રયોગ–સંહારની શક્તિ પ્રાપ્ત થાય છે. ત્યારબાદ હરકોઇ ઉપર તે તેનો પ્રયોગ કરી શકતો નથી. જ્યારે પોતાના વિરોધીને તે સાધારણ શસ્ત્રથી દબાવી શકતો નથી, ત્યારે તેને તે શસ્ત્રનો ઉપયોગ કરવો પડે છે. અને તે ધ્યાન રાખે છે કે, તેનું અપમાન ન થાય, તે ખંડિત ન થાય, વ્યર્થ ન જાય અને વીર્યહીન ન નીવડે.

આ પ્રકારે સત્યાગ્રહ–મહાસ્ત્રના પ્રયોગમાં અને સંહારમાં સંભાળ અને સાવચેતી રાખવી જોઇએ. થોડી પણ અસાવધાનીથી મહાસ્ત્ર વ્યર્થ થઈ જાય છે. પછી તો તેનો સંહાર પણ થઇ શકશે નહિ અને સંહાર કરતાંજ તેનો સર્વનાશ કરી દેશે.

પ્રત્યેક વ્યક્તિ આત્મવાન છે પણ સર્વ પાસે આત્મબળ નથી. આત્મબળને પુષ્ટ અને સર્વોપરી બનાવવા માટે ભારે તપની આવશ્યકતા છે. જે માણસ આત્મબળનો અધિષ્ઠાતા થવા ઇચ્છતો હોય તેણે કામ, ક્રોધ, લોભ, મોહ અને ઇન્દ્રિયોના સર્વ વિકાર, ઇચ્છા, દ્વેષ વગેરે ઉપર વિજય મેળવવો જોઇએ. સાધારણ રીતે ઇન્દ્રિયો પર મનનું જોર હોય છે. મનની ઉપર બુદ્ધિ અને બુદ્ધિ ઉપર આત્માનું પ્રાબલ્ય હોય છે. પણ આત્મબળ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ તો આત્માનેજ સર્વાધિકાર–સંપન્ન કરવાનો હોય છે. બાકી મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને તેને સર્વથા અધીન રહેવું પડે છે. તેણે એવા બની જવું જોઇએ કે, કદાપિ મન, ઇન્દ્રિય અને બુદ્ધિ પર અત્યાચાર થાય, નિર્દયતાપૂર્વક તેને હણવામાં આવે, અસહ્ય વેદનાની આગમાં બાળવામાં આવે, ત્યારે પણ આત્મા ચલિત ન થાય, તેની દયા ન યાચે, તેની ભલામણ ન કરે, તેની લાલચ ન રાખે, તેને ભલેને નાશ પામવા દે; પણ તેની ખાતર તે પોતાની દૃઢતામાંથી ચલિત ન થાય. મન, બુદ્ધિ, ઇન્દ્રિય વગેરે વસ્તુઓ ગમે તો નાશ પામે; તોપણ ચિંતા નહિ–તે ફરીથી પ્રાપ્ત થશે, કેમકે આત્મા તેનો અધિષ્ઠાતા છે અને એ અધિષ્ઠાતાનું પદ આત્માને હમેશાં મળેલું છે. તેના નાશ પામવા છતાં તે સર્વ નવીન રૂપમાં ફરીથી તરત દૈવીશક્તિ દ્વારા આત્માને મળશે. આત્મામાં તેના નિર્માણની સત્તા છે, યોગ્યતા છે અને પ્રભુતા છે.

આત્મબળની આ સ્થિતિ વ્રત, ઉપવાસ, તપ અને હઠના નિરંતર અભ્યાસથી પ્રાપ્ત થઈ શકે છે. મનને પ્રથમ ધ્યાનમાં લગાડવાનો અભ્યાસ કરવો. મનના નિર્વિષયીપણાને ધ્યાન કહે છે. મન જેટલું ચંચળ અને વ્યવસાયી છે. તેટલુંજ તેનું નિર્વિષયી થવું બહુ કઠણ છે. પણ અભ્યાસથી તે નિર્વિષયી થઈ જશે. તેનો સુગમ ઉપાય પ્રાણાયામ છે. ગણિતના અઘરા દાખલા ગણ-

વાથી પણ મનની ચંચળતા ઓછી થાય છે અને હઠપૂર્વક જ્યાં મન જાય ત્યાંથી રોકીને બીજી જગાએ જ્યાં તેને જવું ગમતું ન ન હોય ત્યાં લગાવવાથી પણ મન વશ થઇ શકે છે. એકાંતવાસ, સેવા, વ્રત, પરોપકારની આગ્રહપૂર્વક ઇચ્છા અને તેના સેવનથી મનમાં પવિત્રતા આવે છે અને તેની ચંચળતા એક ઉપયોગી માર્ગમાં ખપી જઈ એવી બની જાય છે કે, પછી તે થોડી મહેનતથી નિર્વિષયી થઇ શકે છે.

ઇંદ્રિયોની વાસનાઓની ઉપેક્ષા કરવી, તેની જરૂરિયાતો ઓછી કરવી અને કાર્યોને બળપૂર્વક વ્યવસ્થિત કરવાં, તેની પ્રવૃત્તિઓના વિરોધમાં પ્રયત્નશીલ રહેવું, એ સર્વ ઉપાયોથી ધીરે ધીરે ઇન્દ્રિયો ઉદાસીન યાને શાંત થઇ જાય છે અને મનને ઉશ્કેરતી નથી. પછી જેમ કોઇ દુર્વ્યસની ધનવાન યુવકને ચંડાળ-ચોકડીમાંથી છોડાવી સુધારવો સરળ થઇ પડે છે, તે પ્રમાણે મનને ઉશ્કેરીને વધારે ચંચળ કરનાર ઇન્દ્રિયોના દમનથી તે થોડીઘણી શાંતિ પામે છે અને જલદી વશ થાય છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, હિંસા, ઇચ્છા, દ્વેષ, છળ, જૂઠ એ સર્વ મન અને ઇન્દ્રિયોનું ષડ્યંત્ર છે. સરકારી છૂપી પોલીસની પેઠે હમેશાં તેની તપાસમાં બેસી રહેવું જોઇએ અને વખત આવતાં તેનો તરતજ જડમૂળથી નાશ કરવો જોઇએ.

કદી પણ એમ ન માનો કે, આ સર્વ કાંઇ કઠણ યા અલૌકિક કામ છે. વાસ્તવિક રીતે એ કારકુનની નોકરીથી વધારે કઠણ અને ભયંકર નથી. પ્રત્યેક કારકુને પોતાનાં માન–મર્યાદા, ક્રોધ, ઇચ્છા અને વખત સર્વ પોતાના શેઠને આપવાં પડે છે. તે નિરપરાધી હોવા છતાં અપરાધનો સ્વીકાર કરે છે, તેથી વધારે મનનો સંયમ કયો કહેવાય? તફાવત એટલોજ કે, એ સંયમ

થોડા પૈસા માટે છે, પણ એ આત્મબળ માટે હોવો જોઇએ.

અત્યાચારમાં એક પ્રચંડ આકર્ષણશક્તિ છે, જે પોતાના પ્રતિપક્ષીને પોતાના પર મોહ પમાડે છે અથવા પોતાની સમાન કરી લે છે. લગભગ એવા થવાથીજ સત્યાગ્રહનું અમોઘ અસ્ત્ર મિથ્યા થઇ જાય છે. જે પ્રકારે વૈદ્ય રોગ વિરુદ્ધ યુદ્ધ કરે છે અને રોગ ગમે તેટલો ફેલાયલો, ભયંકર યા ઘાતક હોય, છતાં વૈદ્ય વિલક્ષણ શાંતિ અને સંયમથી, ક્રોધ કર્યા વિના તેનો ઉપાય કરે છે; તેવીઃરીતે સત્યાગ્રહ–અસ્ત્ર પ્રહાર કરતી વખતે અસ્ત્ર ચલાવનારે પરમહંસ અને નિર્લેપ બની જવું જોઇએ.

સત્યાગ્રહીમાં સર્વથી પહેલો ગુણ આત્મવિશ્વાસ યાને પોતાની જાત પર શ્રદ્ધા હોવી જોઇએ.જે વ્યક્તિ કોઇ પણ કાર્યનું સારી રીતે મનન અને અભ્યાસ કરે છે, તેને તે પર જરૂર આત્મ-વિશ્વાસ ઉત્પન્ન થાય છે. તેથી જે અત્યાચાર ઉપર સત્યાગ્રહ મહાસ્ત્રનો પ્રયોગ કરો, તેના પર પોતાનો આત્મવિશ્વાસ ઉત્પન્ન કરો. બધા લોકો તમારા પર વિશ્વાસ રાખે એવો પ્રયત્ન ન કરો, નહિ તો સત્યાગ્રહી બનીજ શકશો નહિ! વ્રત કરો, અપવાસ કરો, ઇન્દ્રિયોનું દમન કરવાનો દૃઢ નિશ્ચય કરો. એક વાર મન અને ઇન્દ્રિય ઉત્તેજિત થશે–તનમનાટ કરશે, પણ તે વખતે તેને ન ગણકારતાં વ્રત કરો. એકાંતવાસ કરો, મૌનવ્રત લો, મનન કરો, જાગરણ કરો અને તે સર્વ એટલું બધું કરો, કે પ્રવૃત્તિઓ સાથે યુદ્ધ કરતાં કરતાં તે હારી જાય. જાગરણ કરવામાં એટલી સિદ્ધિ પ્રાપ્ત કરો કે સૂવાની ઇચ્છા પણ ન થાય. ઉપવાસનો એટલો અભ્યાસ કરો કે ભોજનની ઇચ્છા પણ ન રહી જાય. એ સ્થિતિ થોડી વારમાં પ્રાપ્ત થશે. તેથી ઇન્દ્રિયોમાં પહેલાં મહા-વિકરાળ ક્ષોભ ઉત્પન્ન થશે. ભૂખના માર્યા નળ ફૂલી જશે. ઊંઘને

લીધે મચ્છર હાથી જેવડો દેખાશે. આ સર્વ પ્રવૃત્તિનું યુદ્ધ છે. તેના ઉપર વિજય મેળવો. અંતે ભૂખ, તરસ, નિદ્રા વગેરે વશ થઈ જશે. ઇન્દ્રિયો નિર્મળ અને નિર્વિકાર થાય, મન સ્વચ્છ અને પ્રસન્ન થાય, બુદ્ધિ સ્થિર અને પારદર્શક થાય અને તે સર્વ ઉપર આત્મબળનું આધિપત્ય જામે ત્યારે અત્યાચાર ઉપર વિચાર કરો, માત્ર અત્યાચાર ઉપરજ વિચાર કરો. અત્યાચારીને ન જુઓ, અત્યાચારીની વાત પણ ન કાઢો, અત્યાચાર પર વિચાર કરો. તેની સંસારના ન્યાયે તુલના કરો, સાર્વજનિક ન્યાયે તુલના કરો, અહિંસા ધર્મ પર તેની પરીક્ષા કરો, પરમાર્થની કસોટીએ ચડાવો, સમાજની શાંતિ–સ્વતંત્રતા અને અધિકાર તેના હાથમાં દેવાની કલ્પના કરીને જુઓ, શું પરિણામ આવશે ? વ્યકિતગત જવાબદારી પર તેનું પ્રભુત્વ સ્થાપીને જુઓ. આ સર્વ પરીક્ષણ પછી જો તેને અશાંતિ કરનાર, આત્મબળ વિરોધી, સામાજિક અને વ્યક્તિગત જવાબદારીમાં વિરોધાભાસ અને માનાપમાન કરનાર જુઓ, તો તેને પોતાના આત્મવિશ્વાસથી અત્યાચાર માનો અને તેના પર સત્યાગ્રહ મહાસ્ત્રનો પ્રયોગ કરો.

ઉપર જે વ્રત વગેરે બતાવવામાં આવ્યાં છે, તે પરમ આવશ્યક છે. તેના વિના આત્મનિર્ણય શંકાશીલ રહે છે. એ સર્વ કંઈ કઠણ અને ન થઇ શકે તેવું નથી. પવિત્ર દિવસોમાં આત્માની સ્વચ્છતા તથા મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોની પવિત્રતાને માટે લોકો વ્રત રાખેજ છે. બહુ માણસો જન્મભર એક વખતજ ખાય છે. ઘણા લોકોનો ધંધોજ રાત્રિ–જાગરણ કરવાનો છે અને બહુય જણનો કારભાર એવો હોય છે કે, જાગરણ કરવું પડે છે. એ રીતે ઉપલો નિયમ કંઈ કઠણ નથી. આગ્રહથી, ક્રમે ક્રમે અને ધૈર્યથી તેનો અભ્યાસ કરવો જોઇએ. એ જાતેજ જો કે સાધારણ નિયમ છે, પણ તેનું પરિણામ બહુ અસાધારણ–અલૌકિક અને અમોઘ

છે, અને તેથીજ દૃઢ આત્મવિશ્વાસ પ્રાપ્ત થાય છે.

પોતાના આત્મવિશ્વાસ દ્વારા જ્યારે કોઈ કાર્યને અત્યાચાર માનો ત્યારે ધૈર્યથી તેના પર સત્યાગ્રહનો પ્રયોગ કરવાની તૈયારી કરો. ધૈર્ય, દૃઢતા અને શાંતિ એ બીજા દરજ્જાના ગુણ સત્યાગ્રહી રથીઓમાં હોવા જોઇએ. પછી બ્રહ્મા આવે તોપણ તેણે પોતાના આત્મવિશ્વાસમાંથી ખસવું ન જોઇએ. તેના કોઇ ટુકડે ટુકડા કરી નાખે યા સમજાવે યા લાલચ આપે, તોપણ તેણે પોતાના આત્મવિશ્વાસમાંથી ચલિત ન થવું જોઇએ. એમાંજ ધૈર્ય, દૃઢતા, એકનિષ્ઠા અને શાંતિની જરૂર પડે છે. એ ગુણ ન હોય તો લક્ષ્ય અસ્થિર થઇ જશે અને નાશ પામશે, અને ગુણો જો દુર્બળ થયા તો સત્યાગ્રહ મહાસ્ત્ર ઊલટું તેનોજ સંહાર કરશે. જેમાં એ ગુણ ન હોય તેણે સત્યાગ્રહ મહાસ્ત્રનો ઉપયોગ નહિ કરવો જોઇએ.

એ ગુણો ઘણે ભાગે ઉપલી તપશ્ચર્યાથીજ પ્રાપ્ત થઇ જશે; કેમકે ઇન્દ્રિયોનો ક્ષોભ અને પ્રવૃત્તિઓનો વિકાર પણ તેનો બાધક છે. ઉપર્યુક્ત તપશ્ચર્યા તેનો નાશ કરે છે; તથાપિ તે ગુણોને પ્રૌઢ કરવા માટે તેણે પોતાના ઉપર સત્યાગ્રહ મહાસ્ત્રનો પ્રયોગ કરવો જોઈએ. પ્રયોગ કરતી વખતે પોતાનો કે બીજાનો ભેદ ન રાખવો જોઇએ. જે ઇન્દ્રિયનો જેટલો અત્યાચાર હોય તેના પર તેટલો પ્રબળ પ્રયોગ કરવો જોઇએ. એમ કરવાથી શરીર નાશ પામે તો તેની કંઇ પરવા નહિ. એમ કદી ન વિચારવું કે, શરીર નાશ પામશે તો સત્યાગ્રહ કોણ કરશે ? આત્મા અમર છે. વિચારશક્તિ અને ઇચ્છાની ધારા અવિશ્રાંત વેગથી વાયુમંડલમાં આવજા કરે છે અને શરીરની સાથે મરતી નથી, તેમજ નિર્બળ થતી નથી. તે સજીવ રહે છે, સતેજ રહે છે અને પાત્રમાં એકઠી થતી જાય છે. તે પોતેજ પોતાને માટે શરીરને નિર્માણ કરે છે. કે જે

તે નાશ પામેલા શરીર કરતાં હજારોગણા પ્રમાણમાં તેમાં ઓતપ્રોત થઇને રહે છે.

મહાસ્રપ્રયોગ કરતાં પહેલાં પુરશ્ચરણ કરવાનો રિવાજ છે. તે કેવળ મન, વચન અને કર્મને પવિત્ર અને નિઃસંશય કરવા માટે કરવામાં આવે છે. તેનો અભિપ્રાય એ હોય છે કે, આપણા વિરોધમાં દુરાગ્રહ યા અત્યાચાર લેશમાત્ર પણ રહેવા ન પામે. સત્યાગ્રહના પ્રયોગના પ્રારંભમાં વ્રત કરવાં ઉચિત છે, કેમકે ઇંદ્રિયો નિર્મળ, નિઃસ્પૃહ અને નિરુદ્વેગ થાય અને તેવી સ્થિતિમાં અસ્રપ્રયોગ કરવામાં આવે. અસ્રમાં જેટલું બળ લાવવું હોય તેટલું તેનું પુરશ્ચરણ કરવું જોઇએ અને અત્યાચાર જેટલો વ્યાપક હોય તેટલુંજ અસ્રને બળ આપવું જોઇએ.

પાછળ કહેવામાં આવ્યું છે કે, સત્યાગ્રહ-અસ્રના પ્રકાર ચાર છે. પ્રયોગ કરતી વખતે તેનું ધ્યાન રાખવું જરૂરનું છે. જો સત્યાગ્રહ વ્યક્તિગત કરવાનો હોય, તો તેમાં એટલી સાવચેતી રાખવી જોઇએ કે તેને દુરાગ્રહ કહેવાનો સમાજને પ્રસંગ પણ ન મળે અને જનતા એમ પણ સમજી જાય કે એ અત્યાચારના વિરુદ્ધમાંજ પ્રયોગ કરવામાં આવ્યો છે. એ કાર્ય કઠણ અને નાજુક છે; કેમકે વ્યક્તિગત જવાબદારી હોવા છતાં એનું સ્વચ્છંદીપણું સાબિત ન થવા દેવાનું કાર્ય ઘણું કઠણ થઇ પડે છે.

સામાજિક સત્યાગ્રહના પ્રયોગનાં બે સ્વરૂપ હોય છે. એક તો પોતાની વ્યક્તિગત સત્તાથી એવી રીતે પ્રયોગ કરવો કે, તેનો પદ્ધતિમૂલક સમાજના અધિકાર પર ઠીક પ્રભાવ પડે. બીજું સમાજની એકત્રિત, પણ ચૂંટેલી સંઘસત્તાથી પ્રયોગ કરવો.

રાષ્ટ્રીય સત્યાગ્રહનો પ્રયોગ સર્વથા સંઘસત્તાથીજ થવો જોઇએ; કેમકે રાષ્ટ્રીય અત્યાચારના વિસ્તાર અનુસારજ સત્યા-

ગ્રહાસ્ત્ર પ્રયોગનું બળ વિસ્તૃત રાખવું પડશે. ધાર્મિક સત્યાગ્રહનો પ્રયોગ કેવળ વ્યક્તિગત સત્તાથીજ હોવો એ વધુ ઉચિત છે. કેમકે ધર્માંધતાને લીધે સંઘપ્રયોગથી દુરાગ્રહ થવાનો સંભવ છે.

આ પ્રમાણે વ્યક્તિગત સત્યાગ્રહ અને બીજા એવા સત્યાગ્રહ જે વ્યક્તિગત તો નથી, પણ વ્યક્તિગત સત્તાથી પ્રયોગમાં આવ્યા છે, તેમાં એટલું અંતર રહેશે કે વ્યક્તિગત સત્યાગ્રહના પ્રયોગનો પ્રભાવ સમાજ, રાષ્ટ્ર યા ધર્મ પર પરાણે નહિ પડે પણ બીજાઓનો પડશે. પછી ભલેને તે વ્યક્તિગત સત્તાથીજ કેમ ન કરવામાં આવ્યો હોય? વ્યક્તિગત સત્યાગ્રહ સિવાય બીજા સત્યાગ્રહોમાં જ્યાં વ્યક્તિગત સત્તાથી પ્રયોગ થઈ રહ્યો છે, ત્યાં બીજા સત્યાગ્રહીઓ પણ વ્યક્તિગત પ્રયોગ કરી શકે છે. તેને વ્યક્તિગત નિયંત્રણમાં કેવળ એટલાજ માટે નાખવામાં આવ્યો છે કે, તે વિચાર–વૈચિત્ર્ય વા બીજા કારણોથી જો તેને અત્યાચાર ન માને તો સ્વાધીન રહે, પણ રાષ્ટ્રીય સત્યાગ્રહાસ્ત્ર સંઘસત્તા વિના ચાલી શકતુંજ નથી, એમ ન હોવાથી જ્યાં અત્યાચાર રાષ્ટ્રનો નાશ કરશે ત્યાં સત્યાગ્રહ પણ રાષ્ટ્રનો નાશ કરશે. અથવા એમ પણ થશે કે સત્યાગ્રહાસ્ત્રમાં અત્યાચારની આગ લાગશે.

પરમહંસપણું યાને માનાપમાનમાં પૂર્ણ વીતરાગપણું અને કષ્ટસહિષ્ણુતા એ બંને સત્યાગ્રહનાં બળ છે. એ જેટલાં જબરજસ્ત હશે તેટલો સત્યાગ્રહ સબળ થશે. આ સર્વ ઉપર્યુક્ત અભ્યાસથી પ્રાપ્ત થાય છે.

અત્યાચારી આંધળો અને અવિચારી હોય છે. તેથી તે સામા પક્ષને દુઃખ દઇને તેનો ઉપયોગ કરે છે. સત્યાગ્રહીએ તે દુઃખને સહન કરી લેનાર બનવું જોઇએ અને તેણે પોતાના દુઃખ આપવાના સઘળા વેગને ત્યાંજ વાપરવો જોઇએ. તેનું પરિણામ એ

આવશે કે તેથી તેને થાક લાગશે, અત્યાચારની ગ્લાનિ થશે અને તે પોતે તેને ત્યાજ્ય સમજશે. એ પ્રકારે સત્યાગ્રહાસ્ત્ર અત્યાચારનો નાશ કરશે, પણ અત્યાચારીનો વાળ પણ વાંકો નહિ થાય.

શત્રુ ઉપર વિજય મેળવવાની આજ ઉચ્ચ પદ્ધતિ છે. જે પ્રમાણે રોગીને મારીને રોગનો નાશ કરવો પ્રશંસનીય નથી, તેજ પ્રમાણે શત્રુને મારી શત્રુતાનો નાશ કરવો પ્રશંસનીય નથી. જેમ શીતળા કઢાવવાથી તેનું બધું જોર એક ફોલ્લા પર આવીને નિર્બળ થઈ જાય છે અને પછી શરીરમાં કંઈ વિકાર નથી થતો, બરાબર એજ પ્રમાણે સત્યાગ્રહી પોતાના અમોઘ અસ્ત્રના બળથી અત્યાચારીના અનિયંત્રિત અત્યાચારને કબજે કરીને, પોતાના ઉપર પ્રયોગ થવા દઇને, અત્યાચારને નિર્વીર્ય બનાવી દે છે.

એ તો સ્પષ્ટજ છે કે, અત્યાચાર પાપ છે અને તેના પરિણામમાં કદી તૃપ્તિ અને શાંતિ નથી, પણ અત્યાચાર નાશ ન પામવાનું કારણ એ છે કે, તેના વિરોધમાં પણ અત્યાચાર થતો રહે છે અને તેથી તેની વૃદ્ધિ થતી જાય છે. જેમ નવાં નવાં લાકડાં મળવાથી આગ બળ્યાજ કરે છે, તેમ વિરોધમાં અત્યાચાર ન થતાં સત્યાગ્રહ થાય તો અત્યાચારનો અંત આવશે અને તેથી અત્યાચારીને વૈરાગ્ય આવશે.

એવો એક નિયમ છે કે, ગમે તો આખો સંસાર પોતે અત્યાચારી હોય, પણ તે અત્યાચારીને સાથ નથી આપતો અને તેની પ્રશંસા નથી કરતો; પણ એવા લોકોને પણ કમમાં કમ ખુલ્લી રીતે દુઃખીઓ ઉપર સહાનુભૂતિ અને દયા ઉત્પન્ન થાય છે અને તે તેનો પક્ષ લઈ દુઃખ દેનારને ધિક્કારે છે. આ સર્વ કારણોથી અત્યાચારીને આત્મગ્લાનિ અને વૈરાગ્ય થાય છે અને એ રીતે સત્યાગ્રહીનો વિજય થાય છે. અત્યાચારી ગમે તેટલો સબળ અને

અધિકારસંપન્ન હોય અને સત્યાગ્રહી ગમે તેટલો દીનહીન હોય, પણ પ્રજા સત્યાગ્રહીની સાથે રહેશે અને તે તેની સાથે દીનહીન થવામાં આનંદ અનુભવશે.

બીજાઓને માટે દુઃખ ભોગવવામાં પ્રાણીને જે આનંદ આવે છે, તે પોતાને માટે સુખ ભોગવવામાં પણ નથી આવતો. તેથી સત્યાગ્રહીનું આત્મબલિદાન દેદીપ્યમાન અને ઉત્તેજક હોય છે અને લોકમાં તેની પ્રતિષ્ઠા જામે છે.

એક વાત બહુ નાજુક અને ધ્યાનમાં રાખવા યોગ્ય છે તે એ કે, જેમ બીજાં મહાન શસ્ત્રોમાં એક નિયમ હોય છે કે, અમુક પ્રકારના શત્રુ ઉપર અમુક અવસ્થામાં તે પ્રયોગ નથી થઈ શકતો તેમ સત્યાગ્રહ-શસ્ત્રનો પ્રયોગ જો કે અત્યાચાર પરજ થાય છે, પણ બધી જાતના અત્યાચારો પર નથી થઈ શકતો અને અનિયમિત રીતે પ્રયોગ કરવાથી તે મિથ્યા થઇ જાય છે.

જે અત્યાચાર પ્રત્યક્ષ અત્યાચાર છે, તે પર ઘણું કરીને સત્યાગ્રહશસ્ત્રનો ઉપયોગ ન કરવો જોઇએ. તેનો પ્રતિકાર બીજી રીતોએ કરવો જોઇએ. જેમ ચોર-લૂંટારા-ઠગ વગેરેનો અત્યાચાર થાય છે, તેના ઉપર સત્યાગ્રહનો ઉપયોગ ન કરવો જોઇએ. સત્યાગ્રહનો પ્રયોગ એ અત્યાચારો ઉપર કરવો જોઇએ કે, જે વાસ્તવિક રીતે અત્યાચાર છે, પણ પદ્ધતિમૂલક નિયમોના સ્વરૂપમાં તે પોતાના આત્મા અને ઇચ્છા વિરુદ્ધ સ્વીકારવાને દબાવતા જાય છે? જેને ન્યાય, ધર્મ, શાંતિ અને નૈતિક શૃંખલાના સ્થાપકના સ્વરૂપમાં રજૂ કરવામાં આવે છે અને તેની વિરુદ્ધ કોઇ દલીલ યા પ્રમાણયુક્ત વિરોધ સાંભળવામાં નથી આવતો.

આવી દશામાં સત્યાગ્ર-હશસ્ત્રનો પ્રયોગ કરવો જોઇએ. શાંત અને નિરુદ્વેગ ચિત્તથી દઢતાપૂર્વક કહી દેવું જોઇએ કે, એ

અપ્રગટ પ્રપંચી અત્યાચાર છે. તેનો હું સ્વીકાર નહિ કરૂં, તેની શિક્ષા હું સ્વીકારી લઈશ.

જો કે અત્યાચારનો અસ્વીકાર કરવાની શિક્ષા પણ અત્યાચાર છે, પણ તે પ્રપંચી અત્યાચાર નથી. પ્રત્યક્ષ અત્યાચાર છે. તેથી તેનો સ્વીકાર કરી લેવો જોઇએ. તેની વિરુદ્ધ સત્યાગ્રહ ન કરવો જોઇએ. તેમાં કોઇ વિઘ્નિ કે અડચણ ન કરવાં જોઇએ.

જેમ મશીનનાં બે દાંતાવાળાં પૈડાં એકબીજાના ઘસારાથી એકબીજાની વિરુદ્ધ બાજુએ ફરીને મશીનની ગતિને ચાલુ રાખે છે. એજ પ્રમાણે સત્યાગ્રહ-શસ્ત્રની ગતિ અત્યાચારનો અસ્વીકાર કરી, તેના દંડનો સ્વીકાર કરવાથી સતત ગતિથી ચાલુ રહેશે અને અત્યાચારને એવી કુશળતાથી નાબૂદ કરશે કે અત્યાચારીનો વાળ પણ વાંકો નહિ થાય.

કોઈ કોઇ વાર, સત્યાગ્રહ-શસ્ત્ર અત્યાચાર ઉપર નહિ પડતાં અત્યાચારી ઉપર પડે છે. તેનો નાશ કરે છે અને કોઇ કોઇ વાર અત્યાચાર સાથેજ અત્યાચારી આપોઆપ નાશ પામે છે; જો કે એ સારી વાત નથી, પણ કોઇ કોઇ વાર એમ બની જાય છે. એવી દુર્ઘટના ઘણું કરીને રાષ્ટ્રીય સત્યાગ્રહના પ્રયોગમાં થાય છે. જ્યારે અત્યાચારી દળ અતિશય પ્રબળ હોઇને પોતાનાજ એક અંશને અત્યાચારીના રૂપમાં નહિ, પણ અત્યાચારના સ્વરૂપમાં સત્યાગ્રહ-શસ્ત્ર સંમુખ ખડો કરે છે. આવી ઘટનાઓ સત્યાગ્રહ-પ્રયોગનાં ઉત્કૃષ્ટ ઉદાહરણ તો નહિ પણ અસ્વાભાવિક નથી.

સત્યાગ્રહ-પ્રયોગનો આ મુખ્ય વિધિ છે કે, છળપૂર્ણ અત્યાચારનો સ્પષ્ટ રીતે અસ્વીકાર કરવો અને તેની શિક્ષાનો વિરોધ કર્યા સિવાય સ્વીકાર કરવો. શિક્ષામાં જે પ્રત્યક્ષ અત્યાચાર છે, તેનોજ કેવળ સ્વીકાર કરવો અને જે પ્રપંચી અને અપ્રત્યક્ષ છે

તેના ઉપર સત્યાગ્રહનો પ્રયોગ કર્યે જવો. અર્થાત્ તેનો સ્વીકાર ન કરતાં તેની શિક્ષા સહન કરવી. આ પ્રકારે અત્યાચારને બળપૂર્વક પ્રત્યક્ષ અને સ્પષ્ટ અત્યાચારીના રૂપમાં સંસાર સમક્ષ પ્રગટ કરવો અને છળનાં સર્વ આવરણોને છિન્નભિન્ન કરી નાખવાં તે સત્યાગ્રહ–મહાસ્ત્રનો વિજય છે.

શિક્ષા કરનાર જે અધિકારી–મંડળ હોય, તેને શત્રુ ન સમજવા, તેમના કાર્યમાં અટકાવ ન કરવો, બલકે તેમના કાર્યમાં સહાયતા આપવી જોઇએ. યાદ રાખવું જોઇએ કે, શિક્ષા કરનાર અધિકારી સત્યાગ્રહાસ્ત્ર પ્રયોગનું ધનુષ છે. તેની સાથે ભાઇ સમાન વ્યવહાર કરવો, પણ તેની સહાનુભૂતિ યા છૂટછાટ કદાપિ ન ઇચ્છવી. એ ધનુષ જેટલું કઠોર હોય તેટલું સારૂં.

હા, જો તેનું કોઇ કામ છળપૂર્ણ યા સંદિગ્ધ હોય, યા દેખાડોજ હોય, યા તે તમને છૂટ આપે, યા સત્યાગ્રહથી ડરે, યા સહાનુભૂતિ રાખે, તો તેના ઉપર સત્યાગ્રહાસ્ત્રનો પ્રયોગ કરવો. તેને કર્તવ્યભ્રષ્ટ થવા ન દેવો. તેને ઢીલો થવા ન દેવો. યાદ રાખવું કે તે ધનુષ છે, તેના દ્વારા સત્યાગ્રહાસ્ત્રનો પ્રયોગ થશે. તે જેટલું ઢીલું હશે તેટલોજ તમારા હથિયારનો વેગ ઢીલો હશે.

જે અત્યાચારો વિરુદ્ધ સત્યાગ્રહ–પ્રયોગ કરાશે તે પ્રત્યક્ષ તો નહિ હોય યા તો કાયદાકાનૂનના રૂપમાં હશે, અથવા બહુમાન્ય પ્રથાના સ્વરૂપમાં હશે અને એ પ્રપંચને લીધે તે સત્યાગ્રહીના મારામાં આવી ગયો છે અને તેનો વિરોધ પાપ નથી મનાયો. પણ કોઈ સત્યાગ્રહીના અનાડીપણાથી સત્યાગ્રહ–પ્રયોગ કરતી વખતે કોઇ એવી ભૂલ થઈ ગઇ કે, તે પોતે અત્યાચારી સાબિત થયો અને તે એવી સ્થિતિમાં આવી ગયો કે, ન્યાયથી પણ તે શિક્ષાને યોગ્ય સાબિત થયો, તો તે સત્યાગ્રહ–પ્રયોગનો અધિકારી ન ગણાય. તેથી પોતે સત્યાગ્રહ–યુદ્ધ કરતી વખતે

સત્યાગ્રહીએ આ બાબતમાં સાવચેત રહેવું જોઇએ કે તે કોઇ ન્યાયનું ઉલ્લંઘન તો કરતો નથી? અમારો અભિપ્રાય એવો છે કે, અત્યાચાર વિરુદ્ધ શિક્ષા સહન કરવી એ તો વીરતા છે, પણ ન્યાયથી શિક્ષા ભોગવવી તે ઘોર નિંદાસ્પદ છે.

સંહાર એ આ અસ્ત્રની બીજી બાજુ છે. નિવારણને-અસ્ત્ર પાછું ખેંચવાને સંહાર કહે છે. જેટલાં મહાસ્ત્રો હોય છે તે બધાં શત્રુનો નાશ કરી પાછાં આવે છે. સત્યાગ્રહનો સંહાર પ્રયોગથી કેટલોય વધારે નાજુક અને કઠણ છે. સત્યાગ્રહીએ હમેશાં આ વાતમાં સાવચેત રહેવું જોઇએ કે સંહારનો વખત ક્યારે આવે છે? કેમકે કોઇ કોઇ વાર એવાં કારણ બને છે કે, અસ્ત્રને અપૂર્ણ પણ સંહાર કરવું પડે છે, યા થોડા વખત માટે બંધ કરવું પડે છે અને કોઇ કોઇ વાર પ્રાણાંતે પણ સંહારનો વખત નથી આવતો. જ્યાં પ્રયોગ કરતી વખતે ધૈર્ય, ત્યાગ, અહિંસા અને કર્મઠતા-ની બહુ જરૂર હોય છે, ત્યાં સંહાર કરતી વખતે એ ગુણો સિવાય વિવેચના, દૂરદર્શિતા, તાત્ત્વિકતા અને ગંભીરતાની પરાકાષ્ઠાની જરૂર પડે છે. જ્યારે યોદ્ધો દેખે કે એવો દાવ આવ્યો છે કે, સત્યાગ્રહી યોદ્ધા પર દુરાગ્રહનો પ્રયોગ ચાલી શકે છે, યા તેના સાથીઓ દુરાગ્રહી થઇ ગયા છે, યા સત્યાગ્રહ-પ્રયોગ કરતા રહે-વાથી તે દુરાગ્રહી થઇ જશે, તો વચમાંજ તેણે મહાસ્ત્રનો અપૂર્ણ સંહાર કરી લેવો જોઇએ. પછી વ્રત-અપવાસ દ્વારા મનને શાંત બનાવી સાવધાન થઇ ફરીથી પ્રયોગ કરવો જોઇએ.

જ્યારે જણાય કે એવી સ્થિતિ થઇ છે કે, પ્રાણદાન સિવાય સત્યાગ્રહમાં બળ નહિ આવે ત્યારે મુખ્ય મહારથીએ પ્રાણદાન દેવું જોઇએ. જ્યારે સાધારણ યુદ્ધોમાં સાધારણ યોદ્ધા કરતાં સેનાપતિ વધારે સુરક્ષિત રહે છે, ત્યારે સત્યાગ્રહ-સંગ્રામમાં ઊલટું સેનાપતિનું પ્રાણબળ મેળવીને સત્યાગ્રહ બહુ બળવાન થાય છે.



# अध्याय ४ थो–व्यक्तिगत सत्याग्रह

## (૧) ભીષ્મ પિતામહ

ભીષ્મનો અર્થ તો ભયંકર છે, પણ ભીષ્મનું સ્વરૂપ ભયંકર ન હતું. તે પોતાની યુવાવસ્થામાં બહુ સુંદર, સભ્ય અને સહૃદય યુવક હતા. એક વાર કાશીરાજની મોટી કન્યાને તે મળ્યા હતા. આંખ મળતાંજ બન્ને એકબીજા ઉપર મોહિત થઇ ગયાં હતાં. બન્નેએ એક કાચે તાંતણે પોતાની ભાવી આશા બાંધી રાખી હતી. જો કે એક વાર મળ્યા પછી બન્ને નહોતાં મળ્યાં, પણ ક્ષણ-માત્ર પણ એકબીજાને નહોતાં ભૂલ્યાં. ભીષ્મનું પહેલાંનું નામ દેવવ્રત હતું. જે તેના સ્વરૂપના જેટલું સુંદર હતું. જ્યારે દેવવ્રત વનમાં, લતાકુંજમાં, એકાંત શય્યામાં, પોતાના ભાવી ગૃહજીવનનું કલ્પના–ચિત્ર બનાવતા ત્યારે તેમના હોઠ આનંદથી ફૂલી ઊઠતા, આંખોની નસો ઊભરાઇ આવતી અને કોઇ કોઇ વાર તો તેમના મોગરાની કળી જેવા દાંત બહાર જણાઇ આવતા. તેમના આ સુખનું કારણ એ હતું કે, તેમને પોતાના વિવાહમાં કોઇ પણ જાતનું વિઘ્ન નહોતું દેખાતું. કેટલીય વાર તો તે સ્વપ્નમાં પણ વિવાહ કરી ચૂકયા હતા.

દેવવ્રત પોતાની આ મધુર કલ્પના–કુંજમાં મસ્ત રહેતા હતા. તેમણે પિતાજીને પોતાના વિવાહનો આ શુભ પ્રસ્તાવ કેટ-

લી વાર કહેવા ઇચ્છા કરી હતી. અત્યાર પહેલાં તેમના પિતા શાંતનુએ પોતાનું ઘડપણ યાદ કરાવીને કેટલીયે વાર તેમને કહેવડાવ્યું હતું કે, " તારા યોગ્ય કન્યા ખોળી કાઢીને તારી ઇચ્છા હોય તો વિવાહ કરીએ." કન્યા તો બહુ પહેલેથી–બાળપણમાં ખોળી કાઢી હતી. સ્નેહની જડ હૃદય–તળ સુધી પહોંચી ગઇ હતી. પણ ભીષ્મ આ ગુપ્ત વાત હજુ સુધી કહી શકયા ન હતા. હવે તેમણે વિચાર્યું કે, " જો પિતા હવે પૂછશે તો સ્પષ્ટ કહી દઈશ." પણ પિતાએ એ પ્રસંગ ન આણ્યો. સાથે સાથે દેવવ્રતને લાગ્યું કે, પિતા સુખી નથી. રાજકાજમાં તેમનું મન જરા પણ ચોટતું નથી. તે કોઇને મળતા નથી, બોલતા નથી અને દિવસે દિવસે સુકાતા જાય છે. મંત્રી પણ ચિંતામાં છે. ભીષ્મે સાહસ કરી એકાદ વાર પિતાને પૂછયું પણ ખરૂં, પણ તેમણે જવાબ ન આપ્યો. પછી પોતાના પિતાની ભયભીત દૃષ્ટિ જોઇને દેવવ્રત સમજ્યા કે, મામલો ગંભીર છે. આખરે તેમણે મંત્રીને આગ્રહપૂર્વક પૂછયું. ત્યારે મંત્રીએ કહ્યું કે, " તમારા પિતા એક માછીની કન્યા ઉપર મોહિત થયા છે, પણ માછી તેની પુત્રીનાં જે સંતાન થાય તેજ રાજ્યનાં અધિકારી થાય તો વિવાહ કરવા ખુશી છે. પરંતુ તમારા જેવા યુવરાજ હોવા છતાં એમ કેમ બને ? " એ બાબતમાં ભીષ્મે કંઈ પણ ન કહ્યું. તે સીધો માછીને ઘેર ગયો અને કહ્યું: " તમારી શરત હું સ્વીકારૂં છું. હું રાજ્યાધિકાર છોડી દઉં છું. તમારી પુત્રીનો પુત્રજ રાજ્યાધિકારી થશે. જાઓ, મહારાજને કન્યા આપો." માછીએ પ્રથમ તો પ્રસન્નતાથી દેવવ્રતની વાત માની, પણ ફરી વિચાર કરીને તેણે કહ્યું કે, "આપ તો મહેરબાની કરીને રાજ્યાધિકાર છોડી દેશો પણ આપની પ્રજા જો દાવો કરે તો શું થાય ? હું ઇચ્છું છું કે આપ આજન્મ બ્રહ્મચર્યવ્રત પાલન કરો." દેવવ્રતના હૃદયમાં આથી વજ્રાઘાત લાગ્યો. કાશીરાજની

અપ્સરા જેવી કન્યાનું દેવરૂપ તેના હૃદયમાંથી નીકળી આંખોમાં આવ્યું, આંખોમાંથી નીકળી સામે મૂર્તિમાન થયું, પછી આખા વિશ્વમાં રમી રહ્યું. દેવવ્રત એ અતૃપ્તિમાં જડવત્ ચુપચાપ ઊભા રહ્યા. તેને એમ ચુપચાપ ઊભેલો જોઇ માછીએ કહ્યું: "કદાચ યુવરાજને આ પણ કઠણ લાગતું હશે." એ સાંભળતાંજ દેવવ્રતની મોહ–નિદ્રા ભંગ થઇ. તેણે તરત સાવધાન થઇ કહ્યું: "હા, હું આજન્મ બ્રહ્મચારી રહીશ. આજથી સંસારની કન્યાઓ મારી બહેનો છે અને સ્રીઓ માતા છે." એ પછી તેમણે પોતાના હૃદયના ઊંડાણમાં છુપાઇ રહેલી કાશીરાજની કન્યાની મધુર મૂર્તિ કાઢીને ફેંકી દીધી, હૃદયનું સૌંદર્ય છિન્નભિન્ન કરી નાખ્યું. એ પ્રતિજ્ઞાને લીધે તે દિવસથી દેવવ્રતનું નામ 'ભીષ્મ' પડ્યું.

શાંતનુનો વિવાહ થઇ ગયો, બૂઢાનો ઉત્સાહ યુવતીના કામાગ્નિમાં તરતજ સ્વાહા થઇ ગયો. હવે તેમના કામનો નશો ઊતર્યો. ભીષ્મનું દુઃખ જોઇને શાંતનુની છાતી ફાટવા લાગી. તેણે વિચાર્યું કે, 'જેને જન્મ આપીને માતા ચાલી નીકળી હતી, જે આઠ ભાઇઓમાં એકલો બચ્યો હતો, જેને માતાનો પ્રેમ નથી મળ્યો, હાય! તેને પોતાની પત્નીનો પ્રેમ પણ ન મળ્યો! મારો દેવવ્રત સ્રીહૃદયથી હમેશ માટે વંચિત રહ્યો! જન્મભર રહેશે!' શાંતનુનું આ દુઃખ પહેલા કરતાં ભારે હતું. તે કઢવા અને ઝૂરવા લાગ્યો. તેણે કહ્યું: "હે ભગવન્! મેં સદ્બુદ્ધિ કેમ ગુમાવી દીધી?" શાંતનુ બહુ ઘરડો થઇ ગયો: પણ માછીની કન્યા સત્યવતીને અક્ષય યૌવન મળ્યું હતું. તે તેવીજ સુંદરી રહી હતી. શાંતનુ તેને જોઇ જોઇને બળી મરતો હતો. અંતે શાંતનુનો અંતસમય આવ્યો. તેણે ભીષ્મને વિવાહ માટે બહુ કહ્યું, પણ ભીષ્મ તે તો ભીષ્મજ હતા. તેને પિતાએ ઇચ્છા–મૃત્યુનું વરદાન આપ્યું.

શાંતનુ મરી ગયો. સત્યવતીને બે અજ્ઞાન બાળક થયાં હતાં,

શાંતનુ તેમને ભીષ્મને સોંપી ગયા હતા. ભીષ્મે તેમના વિવાહનો બંદોબસ્ત કર્યો. કાશીરાજને ત્રણ કન્યાઓ હતી. તેણે સ્વયંવર કર્યો, પણ હસ્તિનાપુરમાં નોતરું ન મોકલ્યું. તેને ભીષ્મની પ્રતિજ્ઞાની ખબર હતી અને માછણના પુત્રોને કન્યા આપવા તે ઇચ્છતો ન હતો. ભીષ્મે અપમાનથી ક્રોધાયમાન થઇ કન્યાઓનું હરણ કરી લાવવાનો વિચાર કર્યો. તેણે ધનુષ–બાણ લીધું અને કાશી તરફ પ્રયાણ કર્યું. પણ જેમ જેમ કાશી પાસે આવતું ગયું, તેમ તેમ ભીષ્મનું હૃદય ધ્રૂજતું ગયું. તેને બહુ દિવસ પહેલાંની વાત યાદ આવી. આહ્–તે કેવું મધુર સ્મરણ હતું!

ભીષ્મ કાશી પહોંચ્યા. ફરી એક વાર કાશીરાજની કન્યા સાથે તેમનું એકાંતમિલન થયું. પોતાના હૃદયદેવતા–કે જેને વર્ષોથી હૃદયમાં વિરાજમાન કરી તે પૂજતી હતી, તેને જોતાંજ તેનું મન કબજામાં ન રહ્યું. તે ત્યાંજ માથું પકડી બેસી પડી. ભીષ્મ પણ સ્થિર થઇ ગયા. પણ તે ભીષ્મ હતા. તેમણે શાંત અને ગંભીર વાણીથી કહ્યું: "અંબા! તું સુખી તો છે?" અંબા ભીષ્મના ચરણોમાં પડી ડૂસકે ડૂસકે રડી પડી. તેણે કહ્યું: "સ્વામી! તમે ક્યાં હતા? આ દુર્બળ હૃદયમાં આગ સળગાવી ક્યાં સંતાઇ ગયા હતા? હું તો આજ મરી જવાની હતી, કેમકે પિતાએ તમને નહોતા બોલાવ્યા. તમારી બાબતમાં જાતજાતની વાતો ઊડી રહી છે. નાથ! બહુ મહેરબાની કરી. મારાં અભાગિણીનાં ભાગ્ય ખુલ્યાં." ભીષ્મની આંખોમાં પણ બે ચાર આંસુ ભરાઇ આવ્યાં. પણ તેણે તેને ટપકવા ન દીધાં. આંસુ ત્યાંજ સુકાઇ ગયાં. ત્યારે ભીષ્મે હૃદય કઠણ કરીને કહ્યું: "બહેન અંબા! આ પ્રસંગ જવા દે. ભગવાન આપણને સદ્બુદ્ધિ આપો. હું તને એજ કહેવા આવ્યો છું કે, મને અને મારા ધ્યાનને છોડી દે. આ આપણો છેલ્લો મેળાપ છે."

અંબાના કાળજાના ચૂરેચૂરા થઈ ગયા. તેનું ગળું રૂંધાઇ ગયું. તે ગાંડીની માફક ભીષ્મ તરફ જોઇને કહેવા લાગીઃ " શું કહ્યું? શું કહ્યું?" ભીષ્મે રૂંધાયલા સ્વરે કહ્યુંઃ " હા છેલ્લો મેળાપ; મારોતારો આ છેલ્લો મેળાપ છે."

અંબાએ નિસાસા નાખીને હાથ ચોળતાં ચોળતાં કહ્યુંઃ " તો હું જે સાંભળું છું તે શું સત્ય છે?"

ભીષ્મે કહ્યુંઃ " હા, સત્ય છે. મેં આજન્મ બ્રહ્મચર્યવ્રતની ભીષ્મ પ્રતિજ્ઞા કરી છે." અંબા આ આઘાત ન સહી શકી. તે મૂર્છા ખાઇ જમીન પર પડી ગઇ. જો ઘટના પહેલેથીજ ન બદલાઇ ગઇ હોત, તો શું દયાળુ દેવવ્રત ઊભા ઊભા પોતાની આરાધ્ય મૂર્તિનું દુઃખ સહન કરત? તેને ધૂળમાં આળોટતી દેખત? તેનું હૃદય ચસકવા લાગ્યું. તે તરતજ ત્યાંથી ચાલ્યા ગયા. એ પછી સંભળાય છે કે, અંબાએ ઘોર વનમાં જઇ ભીષ્મ માટે આજન્મ તપશ્ચર્યા કરી હતી!

આ પછી કેટલાય દિવસ પછી જ્યારે સત્યવતીના પુત્રો અપુત્ર મરી ગયા, ત્યારે સત્યવતીએ પોતે ભીષ્મને વિવાહ કરવા કહ્યું, પણ ભીષ્મ પર્વત સમાન અચળ રહ્યા. પછી વખત જતાં તે વૃદ્ધ થયા. તેમના પૌત્ર–પ્રપૌત્રોનું રાજ્ય થયું, તે ઘરડા થયા. વિવાહનો સમય જતો રહ્યો. પણ તેમના સત્યાગ્રહની બીજી પરીક્ષા થઇ. કૌરવપાંડવોમાં ભેદ પડયા. કૌરવો અત્યાચાર કરવા લાગ્યા. ભીષ્મ કેમે કરી તેમને સીધે રસ્તે ન લાવી શકયા. કૃષ્ણ પણ થાકયા. અંતે મહાભારતનું પ્રસિદ્ધ યુદ્ધ આરંભાયું અને લોકોએ જોયું કે, પાંડવોનો પક્ષ કરનાર–પાંડવોનો જય મનાવનાર ભીષ્મ, કૌરવો તરફથી પાંડવો વિરુદ્ધ લડી રહ્યા છે. ઇચ્છા–મૃત્યુને લીધે જ્યારે મરતા નથી, ત્યારે પોતાના મરવાની રીત

પણ બતાવી દે છે. એ ચમત્કારી ઘટના નથી ? ખરી વાત એ હતી કે, ભીષ્મને વિશ્વાસ હતો કે પાંડવો ધર્મના પક્ષમાં છે અને કૌરવો અત્યાચારી છે. પાંડવો અત્યાચારની શિક્ષા કરી રહ્યા છે. હું હમેશાં અત્યાચારી સાથે રહ્યો, અત્યાચારીનું અન્ન ખાધું, પણ દુઃખની વાત છે કે તેમને સન્માર્ગે ન વાળી શક્યો. ત્યારે હું પણ ન્યાયની દૃષ્ટિએ અત્યાચારી અને શિક્ષાપાત્ર છું. હવે જો શિક્ષા વખતે તેમનો સાથ છોડી શિક્ષા કરનારના પક્ષમાં મળી જાઉં તો તે કામ બહુ ધૃણાસ્પદ ગણાય. મને જ્યારે દંડ દેવાનો અધિકાર અને બળ હતું ત્યારે મેં ચુપચાપ અત્યાચાર થવા દીધા. એ વાતોનો વિચાર કરી ભીષ્મે મહાભારતના મહાયુદ્ધમાં પ્રાણ છોડયા. તે મૃત્યુમાં દુઃખ, ગ્લાનિ, ભય, યા કષ્ટ કંઇ પણ ન હતું. એ તેના ઉત્કૃષ્ટ ચમત્કારી સત્યાગ્રહનું પરિણામ હતું.

તેજ બાળબ્રહ્મચારી ભીષ્મપિતામહ કહેવાયા. સંતાન ન હોવાથી તે અપુત્ર રહ્યા, પણ તેમ છતાં જગતના પિતામહ કહેવાયા. એ સત્યાગ્રહની શક્તિનું પરિણામ છે.

## (૨) ભગવાન પાર્શ્વનાથ

મહાત્મા ઈશુખ્રિસ્તની પહેલાં લગભગ આઠસો વર્ષની હકીકત છે. પાર્શ્વનાથ બનારસના રાજા અશ્વસેનના પ્રતાપશાળી પુત્ર હતા. તેમની માતાનું નામ વામાદેવી હતું. પોતાના વખતના તે જૈન ધર્મના પ્રવર્તક તીર્થંકર હતા. તે બાળપણથીજ વિષયોથી ઉદાસીન રહેતા હતા. તેમની હમેશાં એજ ભાવના રહેતી હતી કે, મારા દ્વારા સંસારનું કંઈ પણ ભલું થાય અને એ ભાવનાવશ થઇને એક ચક્રવર્તી સમ્રાટના મહિમાવાન રાજકુમાર હોવા છતાં પણ તેમણે વિવાહ ન કર્યો. એક વાર પિતાએ વિવાહ સંબંધી પ્રશ્ન ઉઠાવ્યો, ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે:—

यद्योजयति भोगाङ्गे जानन्नपि यो मनः ।
अतः कूपनिपातोयं दीपहस्तस्य देहिनः ॥

અર્થાત્ મહારાજ ! જે ભોગોને દુઃખોનાં કારણરૂપ સમજવા છતાં પણ તેમાં મન લગાવે છે, તેનાથી પાછા નથી હઠતા, તે માણસ હાથમાં દીવો હોવા છતાં પણ કૂવામાં પડે છે એમ જાણવું. આ સર્વ બાબતો પાર્શ્વપ્રભુને વિષય-ભોગથી પરાવૃત્ત કરી સ્વ-પર-કલ્યાણ માટે પ્રેરણા કરતી હતી. પાર્શ્વપ્રભુની પરહિત સાધવાની ભાવનાઓ દિવસે દિવસે એટલી વધી કે હવે તેમને એક ક્ષણભર પણ ઘરમાં રહેવું ખરાબ લાગવા લાગ્યું. તે નાની ઉંમરમાંજ યોગી થઇ ગયા અને પૂર્ણ આત્મબળ પ્રાપ્ત કરવા માટે વિવિધ પ્રકારનાં તપ કરવા લાગ્યા.

એક કમઠ નામનો તેમનો પૂર્વજન્મનો શત્રુ હતો. તેની દુશ્મનાવટનું કારણ એ હતું કે, પૂર્વજન્મમાં કમઠ-અને પાર્શ્વનાથ બન્ને ભાઇઓ હતા. તે વખતે પાર્શ્વનાથનું નામ મરુભૂતિ હતું. કારણવશાત્ મરુભૂતિ એક વાર ક્યાંક બહાર ગયા હતા. અહીં કમઠ તેની સ્ત્રી વસુંધરાને જોઇ તેના પર મોહિત થઇ ગયો અને તેને છળથી પોતાને ત્યાં બોલાવી તેણે તેના સતીત્વનો ભંગ કર્યો. આ વાત જ્યારે તક્ષશિલાના રાજા અરવિંદના જાણવામાં આવી ત્યારે તેણે કમઠને દેશપાર કર્યો. કમઠે માન્યું કે, મને ભાઇએજ દેશપાર કરાવ્યો છે. કેમકે મરુભૂતિ અરવિંદનો મંત્રી હતો. બસ, એજ દિવસથી કમઠના હૃદયમાં મરુભૂતિ પ્રત્યે અત્યંત દ્વેષ વ્યાપી ગયો અને તેજ સંસ્કાર તેના બીજા જન્મમાં આવ્યા કે જેને લીધે તેણે પાર્શ્વનાથને બહુ દુઃખ દીધું.

એક દિવસ પાર્શ્વપ્રભુ યોગ સાધતા હતા. તે વખતે કમઠ કોઇ જગ્યાએ જતો હતો. જતાં જતાં તેણે પાર્શ્વનાથને જોયા.

તેમને જોતાંજ તે દ્વેષથી બળી ઊઠયો. તેની આંખો ક્રોધથી લાલ-ચોળ થઇ ગઈ. તેમાંથી આગ વરસવા લાગી. પછી તો શું કહેવું? તે પાર્શ્વનાથને ઘોર દુઃખ દેવા લાગ્યો. તેમને તેણે સેંકડો ગાળો ભાંડી, કટુવચન કહ્યાં, પથ્થરોનો વરસાદ વરસાવ્યો, તેમની ચારે બાજુએ આગ સળગાવી, ઝેરીલા સાપો પકડીપકડીને તેમના તરફ ફેંકયા. મૂશળધાર પાણી રેડયું. તેની જેટલી શક્તિ હતી તેટલી તેણે વાપરી દીધી, પણ ભગવાનને તે પોતાના યોગથી–સત્યાગ્રહથી જરા પણ ચલિત ન કરી શકયો. ભગવાન મેરૂપર્વતની માફક અચળ રહ્યા. અલૌકિક શાંતિથી તેમણે સર્વ કંઇ સહન કર્યું. આવા ઘોર શત્રુ ઉપર તેમણે જરા પણ ક્રોધ ન કર્યો. એક કવિએ યોગીઓના આ દુઃખ–સહનનું બહુજ સુંદર ચિત્ર દોર્યું છેઃ–

**निरपराध निर्बैर महामुनि तिनको दुष्ट लोग मिलि मारें।**
**केई खेंच खंभसों बांधत केई पावकमें परिजारें॥**
**तहाँ कोप नहीं करें कदाचित् पूरब कर्म–विपाक विचारें।**
**समरथ होय सहें वध-बंधन ते गुरु भव-भव शरण हमारे॥**

અર્થાત્ નિરપરાધી, નિર્વૈર, મહામુનિને દુષ્ટ લોક ભેગા મળી માર મારે, કોઇ ખેંચીને થાંભલા સાથે બાંધે, કોઇ અગ્નિમાં બાળે; છતાં પણ કદાપિ કોપ ન કરે અને પૂર્વકર્મનું ફળ છે એમ માને, સમર્થ હોવા છતાં વધ–બંધન સહન કરે, એવા ગુરુ અમારા જન્મોજન્મ શરણદાતા હો.

આ મહાકષ્ટો વખતે ભગવાને જે આત્મબળ પ્રગટ કર્યું, છે તે તેમની કૈવલ્યપ્રાપ્તિના કારણરૂપ નીવડયું. કૈવલ્ય પ્રાપ્ત કરીને ભગવાને સંસારના અનંત પ્રાણીઓને સત્યમાર્ગે ચડાવ્યાં–તેમને

દુઃખથી છોડાવ્યાં. જ્યાં જ્યાં ભગવાન જતા હતા, ત્યાં ત્યાં દૂર-દૂરથી લોક તેમનો પવિત્ર ઉપદેશ સાંભળવા આવતા હતા અને તેમના મહાન "અહિંસા ધર્મ"ના ઝંડા નીચે પરમ શાંતિનો લાભ પ્રાપ્ત કરતા હતા.

## (૩) ભગવાન મહાવીર

જૈનધર્મના તે છેલ્લા તીર્થંકર યાને ધર્મપ્રવર્તક હતા. વર્તમાન 'વીર સંવત' તેમના નામથી પ્રચલિત છે. ભગવાન્ મહાવીરને થયે આજ લગભગ ૨૪૫૦ વર્ષ વીતી ગયાં છે. તેમના વખતમાં ભારતવર્ષની સ્થિતિ બહુ ખરાબ હતી. વૈદિક હિંસાએ પવિત્ર આર્યભૂમિ ઉપર લોહીની નદીઓ વહેવડાવી હતી. દરરોજ હજારો મૂગાં પ્રાણીઓનું ધર્મના નામે બલિદાન આપવામાં આવતું હતું. જાતિ–ભેદ અને ઊંચ–નીચના ભેદભાવથી લોકોનાં હૃદય ભરાયાં હતાં. ધર્મનો ઇજારો તે દિવસોમાં એક ખાસ જાતિનાજ હાથમાં હતો. મનુષ્યજાતિના એક વિશિષ્ટ ભાગને અસ્પૃશ્ય ગણી તેમને પોતાનાથી જુદા કર્યા હતા. તે કૂતરાંની માફક પોતાના ભાઇઓથીજ ભાગતા ફરતા હતા. સામાજિક અને ધાર્મિક બન્ને જાતના અત્યાચારોની તે દિવસોમાં સીમા ન હતી અને આ બધું પવિત્ર ધર્મના નામે થતું હતું! તે સમયે એક એવી મહાન શક્તિના અવતારની ઘણીજ જરૂર હતી કે, જે આ સર્વ વિષમતાઓને જડમૂળથી ઉખાડી ફેંકી દે! સમગ્ર માનવ-જાત માટે સમતાથી ધર્મનાં દ્વાર ખોલે અને ભાઈભાઈઓને ભેટાવી આભડછેટના રાક્ષસી ભાવને નાબૂદ કરે અને થયું પણ તેમજ. ભગવાન મહાવીર આ મહાન કાર્ય માટે પૃથ્વી પર ઊતર્યા. લોકોનાં હૃદયમાં તેમણે પ્રેમજળ સિંચવાનો આરંભ કર્યો. પ્રેમના મહાસિદ્ધાંતને સામે રાખી એ ધાર્મિક અને સામાજિક અત્યાચારોનો તેમણે બહુ જોરથી વિરોધ કર્યો. તેમના

આ વિરોધમાં દ્વેષને જરા પણ જગા ન હતી. તે બહુ શાંત અને પ્રેમના પાયાપર સ્થિત હતા. સત્યનો તેમાં એટલો આગ્રહ હતો કે, લોક ધર્મને નામે મરીફીટવાને તૈયાર રહેતા હતા. તેના વિરોધથી તેઓ પાપ–માર્ગનો ત્યાગ કરી તેમના દિવ્ય, ઉજ્જ્વળ "અહિંસા ધર્મ" ના ઝંડા નીચે આવતા જતા હતા. ભગવાન મહાવીરે આ સત્યાગ્રહમાં જે અપૂર્વ વિજય પ્રાપ્ત કર્યો, તેનું પરિણામ એ આવ્યું કે, આખી બ્રાહ્મણ જાત[1] ઉપર અહિંસાની સજ્જડ છાપ પડી, અને તે આજ સુધી પોતાનો થોડોઘણો પ્ર-

---

૧. "**अहिंसा परमो धर्मः**" આ ઉદાર સિદ્ધાંતે બ્રાહ્મણ-ધર્મ ઉપર ચિરસ્મરણીય છાપ મારી છે. યજ્ઞ–યાગાદિમાં પશુઓનો વધ કરીને "યજ્ઞાર્થ પશુ–હિંસા" આજકાલ નથી થતી. જૈન-ધર્મે એ એક બ્રાહ્મણ ધર્મ ઉપર જબરી છાપ બેસાડી છે. પૂર્વ-કાળમાં યજ્ઞ માટે અસંખ્ય પશુઓની હિંસા થતી હતી. તેનું પ્રમાણ 'મેઘદૂત' કાવ્ય તથા બીજા અનેક ગ્રંથોમાંથી મળી આવે છે. રંતિદેવ નામના રાજાએ જે યજ્ઞ કર્યો હતો, તેમાં એટલાં બધાં પશુઓનો વધ થયો હતો કે, નદીનું પાણી લોહીથી લાલ રંગનું થઈ ગયું હતું! તે વખતથી એ નદીનું નામ ચર્મણ્વતી તરીકે પ્રસિદ્ધ છે. પશુવધથી સ્વર્ગ મળે છે. આ વિષયમાં ઉપલી કથા સાક્ષીરૂપ છે! પરંતુ આ ઘોર હિંસા બ્રાહ્મણ ધર્મમાંથી વિદાય થવાનું પુણ્ય જૈન ધર્મના ભાગમાં છે.

બ્રાહ્મણ ધર્મમાં બીજી ત્રુટી એ હતી કે, ચારે વર્ણ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોને સમાન અધિકાર ન હતો. યજ્ઞયાગાદિ કર્મ માત્ર બ્રાહ્મણોજ કરતા હતા. ક્ષત્રિય અને વૈશ્યોનો એમાં અધિકાર ન હતો અને બિચારા શૂદ્ર તો એવા બહુ વિષયોમાં અભાગિયા હતા. આ પ્રમાણે મુક્તિ પ્રાપ્ત કરવાની ચારે વર્ણમાં એકસરખી રજા ન હતી. જૈનધર્મે આ ત્રુટીને પણ પૂર્ણ કરી છે.

—લોકમાન્ય તિલક

ભાવ રાખી રહી છે. મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુરે ભગવાન મહાવીરના આ વિજય ઉપર લખ્યું છે કે:—" મહાવીરે ભારતવર્ષમાં એવો સંદેશો ફેલાવ્યો છે કે, ધર્મ કેવળ સામાજિક રૂઢિ નથી, પણ વાસ્તવિક સત્ય છે. મોક્ષ, બહારના કર્મકાંડને પાળવામાં નથી, પણ સત્ય ધર્મનો આશ્રય લેવાથી મળે છે. ધર્મમાં મનુષ્ય મનુષ્ય પ્રત્યે કોઇ સ્થાયી ભેદભાવ રહી શકતો નથી. કહેતાં આશ્ચર્ય થાય છે કે, મહાવીરની આ શિક્ષાએ સમાજના હૃદયમાં જડ જમાવી બેઠેલી એ ભેદની ભાવનાને બહુ જલદી નાબૂદ કરી દીધી અને આખા દેશને પોતાને સ્વાધીન કરી લીધો. તદુપરાંત તે ક્ષત્રિય ઉપદેશકના પ્રભાવે બ્રાહ્મણોની સત્તાને પૂર્ણરૂપે દબાવી દીધી છે."

આ તો મહાવીર ભગવાનના સામાજીક સત્યાગ્રહનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. હવે તેમના વ્યક્તિગત સત્યાગ્રહની એક ખાસ ઘટનાનો ઉલ્લેખ કરીએ છીએ. જૈનધર્મના દિગંબર સંપ્રદાય પ્રમાણે મહાવીર ભગવાન આજન્મ કૌમારવ્રતી રહ્યા. તે નાની ઉંમરમાંજ યોગ ધારણ કરીને પૃથ્વી પરના સામાજિક અને ધાર્મિક અત્યાચારોને નાબૂદ કરવા માટે દેશમાં સર્વ જગાએ ભ્રમણ કરવા લાગ્યા. લોકોને પ્રેમ અને શાંતિનો ઉપદેશ આપીને સન્માર્ગે લાવવા લાગ્યા. એક દિવસ ભગવાન એક વનમાં તપશ્ચર્યા કરી રહ્યા હતા. તેમની પરમ શાંત મુખમુદ્રા અલૌકિક દિવ્ય તેજથી પ્રકાશિત થઇ રહી હતી. નાસિકા પર દૃષ્ટિ રાખી પ્રભુ આત્મારાધનમાં લીન હતા. એ વખતે એક ગોવાળ પોતાના બળદોને ચરાવતો ચરાવતો ત્યાં આવી પહોંચ્યો. ત્યાં તેણે મહાવીરને જોયા. પોતાના બળદોને તે ત્યાંજ મહાવીરને ભરોસે મૂકી કોઈ કામ માટે ઘેર ચાલ્યો ગયો. થોડી વાર પછી જ્યારે તે પાછો આવ્યો ત્યારે જોયું તો બળદ ન હતા. તે ચરતાં ચરતાં કેટલેક

દૂર નીકળી ગયા હતા અને તેને દેખાતા ન હતા. ત્યારે તેણે મહાવીરને પૂછ્યું કે, "મારા બળદ ક્યાં ગયા?" ધ્યાનસ્થ પ્રભુએ તેની વાતનો કંઇ જવાબ ન આપ્યો, તેથી તેને બહુ નિરાશા થઇ. ત્યારબાદ તે પોતે તેમને શોધવા ચાલ્યો. પણ તેને બળદોનો કંઇ પત્તો ન લાગ્યો. તે મહાવીર પાસે પાછો આવ્યો ને જોયું તો ત્યાં બળદ ઊભા છે! આ જોઇ તેણે વિચાર્યું કે, આ બધું આનુંજ કાવતરું છે. આ બહુ ઢોંગી છે, તેની દાનત સારી નથી. બળદો ચોરી જવા માટે તેણે તેમને આઘાપાછા કરી દીધા હતા અને મને જતો રહ્યો સમજી બળદ પાછા લઇ આવ્યો છે. એવો વિચાર કરી તે મહાવીરની ખબર લેવા લાગ્યો. તેણે તેમને હજારો ગાળો આપી, નિંદા કરી, ધિક્કાર કર્યો અને પછી પોતાની કુહાડી ઉઠાવી મારવા દોડ્યો. એ વખતે ઇન્દ્રે આવીને તેને રોક્યો અને સમજાવ્યું કે, "ભાઇ! આ તો મહાતપસ્વી યોગી છે. તેમને તારા બળદની શી જરૂર? એ તો રાજપુત્ર છે અને પોતાની વિશાળ રાજસંપત્તિ છોડી સંસારના ભલા માટે યોગી થઇ ગયા છે." ગોવાળ ઇન્દ્રના વચનોથી શાંત થઇ પોતાને ઘેર ચાલ્યો ગયો. ત્યારબાદ ઇન્દ્રે પ્રભુને પ્રાર્થના કરી કે, "ભગવન્!

भविष्यति द्वादशाब्दान्युपसर्गपरम्परा।
तां निषेधितुमिच्छामि भूत्वाहं पारिपार्श्वकः॥

આ રીતે બાર વર્ષ પર્યંત એક પછી એક ઘોર પ્રસંગ આપના પર આવતા રહેશે; હું પારિપાર્શ્વક—આપનો શરીરરક્ષક થઇને તેનું નિવારણ કરવા ઇચ્છું છું." તેના ઉત્તરમાં ભગવાને જે ઉત્તર આપ્યો તે, તેમના આત્મબળની દૃઢતાનું સર્વોત્કૃષ્ટ ઉદાહરણ છે અને પરાધીનતાની ગુલામીમાં ફસાયેલા આજના ભારત-આત્મામાં સંજીવની શક્તિ ફૂંકનાર તે મહામંત્રને

હૃદયંગમ કરી આચરણમાં લાવે તો તેને સ્વાધીન થવામાં—સ્વરાજ્ય પ્રાપ્ત કરવામાં— જરા પણ વાર ન લાગે. ભગવાને બહુ તેજોમય ભાષામાં ઇંદ્રની વાતનો જવાબ આપ્યો.

नापेक्षां चक्रिरेऽर्हन्तः परसाहायिकं क्वचित् ।
नैतद्भूतं भवति वा भविष्यति जातुचित् ।
यदर्हन्तोऽन्य साहाय्यादर्जयन्ति हि केवलम् ॥
केवलं केवलज्ञानं प्राप्नुवन्ति स्ववीर्यतः ।
स्ववीर्येणैव गच्छन्ति जिनेन्द्राः परमं पदम् ॥

અર્થાત્ " અર્હંતલોક કદી બીજાઓની સહાયની અપેક્ષા નથી કરતા; તેમજ અર્હંત બીજાઓની સહાયથી કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કરે, એમ બન્યું નથી, બનતું નથી અને બનવાનું નથી. તે કેવળ પોતાના આત્મબળથીજ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કરે છે અને આત્મબળથીજ પરમપદ મેળવે છે." આત્મામાં સ્વાધીનતાની પરમજ્યોતિ પ્રજ્વલિત કરનાર કેવો દિવ્ય મંત્ર છે! સ્વાધીનતાની હદ વળી ગઇ !

ત્યારબાદ ભગવાને બાર વર્ષ સુધી ઘોરથી ઘોર પ્રસંગોને પરમ ધીરતા અને પરમ શાંતિ સાથે સહન કર્યા અને જીવમાત્ર માટે પરમ કલ્યાણકારી 'અહિંસા ધર્મ'નો પ્રચાર કર્યો, તેમજ પોતાના મહાન સત્યાગ્રહના બળ ઉપર સંસારના એક બહુ મોટા ભાગને તે 'દયાધર્મ'ના ઝંડા નીચે આણી મૂકયો.

## (૪) ભકતરાજ પ્રહ્લાદ

પ્રાચીન કાળમાં ભારતભૂમિ પર અનાર્ય—દૈત્યોનો પ્રતાપ તેજસ્વી આર્યો સમાનજ હતો. તેમની સાથે હમેશાં આર્ય દેવતાઓને યુદ્ધ અને છેડાછેડ થયા કરતી હતી. તેજ દૈત્યોના

વંશમાં હિરણ્યકશ્યપુ નામનો એક ઉગ્ર દૈત્ય રાજા થયો કે, જે બહુ નિષ્ઠુર, નાસ્તિક અને અનાર્ય હતો. પણ જે પ્રમાણે કાદવમાંથી કમળ ઉત્પન્ન થાય છે, તેમ એ દુષ્ટનો નાનો પુત્ર પ્રહ્લાદ પરમ આસ્તિક, ધૈર્યવાન અને બાળપણથીજ વીર સત્યાગ્રહી થયો. એ બાળકના હૃદયમાં પ્રકૃતિનાં નૈસર્ગિક દશ્યો જોઈને, સ્વભાવથીજ તેના બનાવનાર પ્રત્યે આદર અને કુતૂહલનો ભાવ ઉત્પન્ન થયો હતો. એક વાર નારદઋષિએ તેને અકસ્માત મળીને ભગવાનનું નામ અને મહિમા સમજાવી દીધાં. ભાવિક બાળકને તે દિવસથી ભક્તિનો રંગ લાગ્યો. ભગવાનનું નામ લેવું તે દૈત્યપુરીમાં અસંભવિત હતું, એટલે તે છૂપું ન રહ્યું. અનાચારી પિતાએ પુત્રને બોલાવીને સમજાવ્યો--ધમકાવ્યો–ફટકાર્યો, પણ બધું વ્યર્થ. અંતે તલવારથી મારવાના, આગમાં બાળવાના, સમુદ્રમાં ડૂબાડવાના, ઝેર દેવાના અનેક પ્રયત્ન કરવામાં આવ્યા, પણ તેનું કંઇ ફળ ન આવ્યું. વ્રતધારી બાળક સત્યને વળગી રહ્યો. તેની શાંતિ અને ધારણા ચલિત ન થયાં. અંતે ભગવાને પાપીનો નાશ કર્યો અને ભય ઉપર પ્રેમે વિજય મેળવ્યો. આસુરીબળ ઉપર સત્યાગ્રહનું સંમાન વધ્યું. તેજ ભક્તરાજ રાજા થયો. તેજ દૈત્ય આસ્તિક થયો. સત્યની મર્યાદા ટકી રહી.

હજારો વર્ષોની વાત છે, પણ ભારતવર્ષનાં બાળકબાલિકાઓને તે જીભને ટેરવે છે. બાળકની દઢતાને આજ પર્યંત ઘરડા ઘરડા પણ આશ્ચર્યની દૃષ્ટિથી જુએ છે, ત્યારે પણ જોતા અને અનંતકાળ સુધી જોશે.

## (૫) સાવિત્રી

સાવિત્રી અશ્વપતિ રાજાની પુત્રી હતી. તે બહુ સુંદર, સુશીલ અને શાંત કન્યા હતી. પોતાના પિતાની તે એકની એક

પુત્રી હતી. બહુ લાડકવાઇ હતી. એક વખત મહર્ષિ નારદ તેને ઘેર આવ્યા. રાજાએ સત્કાર કરી બેસાડ્યા અને પુત્રીને બોલાવી ઋષિના ચરણોમાં મૂકી દીધી. ઋષિએ પ્રસન્ન થઇ કન્યાને આશીર્વાદ આપ્યો. રાજાએ હાથ જોડીને પૂછ્યું, " મહારાજ ! કન્યા તો પારકું ધન છે. અત્યારે તો તે મારી આંખોની કીકી થઇ પડી છે. આગળ કેવો વર મળશે, કેવું સુખ મળશે તે હું નથી જાણતો, કેમકે વર મળવા દુર્લભ થતા જાય છે. આપ ત્રિલોકમાં ભ્રમણ કરો છો, તો કૃપા કરી આને લાયક વર શોધી આપો."

ઋષિએ વિચાર કરીને કહ્યું: " રાજન્! તેને યોગ્ય વર તો સત્યવાન છે. તે સર્વ ગુણસંપન્ન અને સર્વ રીતે યોગ્ય છે, પણ તેનામાં બે દોષ છે. તે રાજ્યભ્રષ્ટ છે, તેના પિતાને શત્રુઓએ હરાવી અને આંધળો કરીને દેશપાર કર્યો છે અને તે દુઃખથી તેની માતા પણ આંધળી થઇ ગઇ છે. તે બિચારાં વનમાં પોતાના દિવસો ક્ષોભ અને કષ્ટમાં વિતાડી રહ્યાં છે અને તે વીર મન, વચન અને કર્મથી તેમની સેવામાં રચ્યોપચ્યો રહે છે. તેને વાસનાયે નથી અને કામના પણ નથી. બીજો દોષ એથી પણ ભારે છે કે, તે યુવકના આયુષ્યમાં માત્ર એકજ વર્ષ બાકી છે."

રાજાએ ઉદાસ થઇ કહ્યું: " તો મહાત્મન્ ! એ કેમ બની શકે? બીજો કોઇ વર બતાવો." ઋષિ તો ચાલ્યા ગયા, પણ સાવિત્રીએ નિશ્ચય કરી લીધો કે, ગમે તેમ થાઓ પણ તે તો સત્યવાનનેજ પરણશે. જ્યારે રાજા તેને માટે વર શોધવા લાગ્યા, ત્યારે તેણે ધીરતાથી સ્પષ્ટ કહી દીધું કે, " પિતાજી ! ઋષિરાજ જે આજ્ઞા કરી ગયા છે, તેમાં ફેરફાર ન કરવો જોઇએ. સત્યવાન મારા પતિ થઇ ચૂકયા છે. આપ બીજી યોજના ન કરશો."

રાજાએ તેને બહુ સમજાવી; પણ તેણે કહ્યું, "નહિ, જે એકવાર થઇ ગયું તે થઇ ગયું. આર્યધર્મમાં કન્યાનું વાગ્દાન એકજ વાર થાય છે." એટલું કહી તેણે સત્યવાનની શોધમાં જવાનું નક્કી કર્યું અને કોઇપણ વિરોધ અને ભયને ન ગણકારતાં તે એકલી પોતાના પતિની શોધમાં ચાલી નીકળી.

એકલી બાલિકા-રાજકુમારીએ સત્યની હઠથી સંસારમાં ઝંપલાવ્યું. તેની મુશ્કેલીઓનો કયાં પાર હતો? તે વખતે રેલ ન હતી, પાકી સડકો ન હતી અને આવાં શહેર પણ ન હતાં. તેને મોટાં મોટાં નદીનાળાં, વન પર્વત, વટાવવાં પડ્યાં. હિંસક પશુઓ વચ્ચે રાતો ગાળવી પડી. આખરે તે પોતાના ભાવી પતિની ઝૂંપડીએ આવી અને સાસુના ચરણોમાં માથું મૂકીને તેણે કહ્યું: "માતા! હું આપની દાસી-પુત્ર-વધૂ છું, અશ્વપતિ રાજાની પુત્રી છું અને ઋષિરાજ નારદે મને આ સૌભાગ્ય આપ્યું છે." વૃદ્ધ અને લક્ષ્મી વિનાની વનવાસી રાણીએ કેટલાય વખતથી આવું સુખકર, મધુર અને પ્રેમપૂર્ણ વાકય સાંભળ્યું ન હતું. તે આંખોથી તો લાચાર હતી. તેણે બાલિકાના મુખ ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું કે, "હે મારી જીવન-દાત્રિ! તું દેવી છે કે માનવિ! બેટા! મારા પ્રાણને ઠંડા પાડવા કયાંથી આવી છે?" એમ કહી વિહ્વળ થઇ જઇ તેણે તેને છાતી સરસી ચાંપી અને સ્વામીને બોલાવીને કહ્યું: "મહારાજ! જુઓ, આ તમારા ઘરમાં ભાગ્યલક્ષ્મી આવી છે." વૃદ્ધ રાજા આનંદથી ગદ્ગદ્ થઇ ગયો. તેણે કહ્યું: "બેટા! તું રાજસુખ છોડી આ દીન-કંગાળના દુઃખમાં ભાગ લેવા કેમ આવી છે? અમે આંધળાં અનાથ તારી શી બરદાસ કરીશું-તને કેવી રીતે સુખી કરીશું? તું ફૂલની છડી અહીં વનમાં કેમ શોભશે?" સાવિત્રીએ નમ્રતાપૂર્વક કહ્યું કે, "પિતાજી! હું આપની દાસી છું, આપને કંઇ દુઃખ નહિં દઉં." એટલામાં સત્યવાન વનમાંથી લાકડાં લઇને

આવ્યો. તેણે જોયું તો ઝૂંપડીમાં અજવાળું થઈ રહ્યું છે. એક અનિંદ્ય, સુંદર બાળા આખા સંસારની લાજ અને વિનય ભેગાં કરી ત્યાં બેઠી છે. નિશ્વાસ નાખી માતાએ કહ્યું. "બેટા સત્યવાન ! શું તું આવી પહોંચ્યો ?" સાવિત્રીએ દૃષ્ટિ ફેંકીને જોયું કે, તે કંદર્પસમાન સુંદર યુવક તેનો પતિ છે. તેણે મનોમન તેને, ઋષિ નારદને અને જગતના સ્વામી ભગવાનને પ્રણામ કર્યાં. સત્યવાન ઊભો રહી તે અપરિચિત બાળા તરફ ચકિત થઇને ચુપચાપ જોવા લાગ્યો. પછી તેણે પૂછયું: "માતા ! આ દેવીપુત્રી કોણ છે, જેણે આપણી ઝૂંપડી શોભાયમાન કરી દીધી છે ?" વૃદ્ધાએ કહ્યું: "પુત્ર ! એ ગૃહલક્ષ્મી છે, મારી પુત્રવધૂ છે, રાજા અશ્વપતિની પુત્રી છે અને આપણા સર્વને માટે સ્વર્ગ લઇને આવી છે. આજ આનંદનો દિવસ છે." વૃદ્ધ મહારાજે કહ્યું: "જા, પુત્ર ! બધા ઋષિઓને નિમંત્રણ દઇ આવ. આજ રાતેજ વિવાહ થઇ જવો જોઇએ." સત્યવાન પ્રેમ, ઉત્કંઠા, આશ્ચર્ય અને ઉદ્વેગથી શરીર અને મનને સ્થિર ન રાખી શકયો. તેની સુધબુધ જતી રહી.

વિવાહ થઇ ગયો અને સાવિત્રી મન, વચન અને કર્મથી પતિ તથા સાસુસસરાની સેવા કરવા લાગી. પતિએ, સાસુએ, સસરાએ, ઝૂંપડીએ, બહારનાં ઝાડોએ–ઝાડની આશ્રિત વેલીઓએ–સર્વેએ નવ–જીવન પ્રાપ્ત કર્યું. સર્વે ખીલી ઊઠયાં. શોભાયમાન થઈ ગયાં. દીપી ઊઠયાં. સાવિત્રીના મનમાં એક કાંટો હતો. તે એક એક કરીને એક દિવસને યાદ કરતી હતી. તે દિવસની તેને બહુ ચિંતા થતી હતી. તેજ દિવસ સુધી તેનું સૌભાગ્ય હતું. પણ તેણે જે આત્મબળ અને સત્યાગ્રહથી રાજ્યસુખનો ત્યાગ કર્યો–ભયંકરતા પસંદ કરી, તેજ બળ પર તે કહેતી હતી કે, "નહિ, હું વિધવા નહિ થાઉં. પતિભક્તા–પતિમ્બરા–સુશીલા કદી વિધવા નથી થઇ શકતી. હું વિધવા નહિ થાઉં."

અંતે તે દિવસ પાસે આવ્યો. બાલિકાનું હૃદય વહેમથી ભરાઇ ગયું. બેચેની વધી ગઈ. તે ભગવાનના નામ પર પોતાના આત્મબળને દઢ કરવા લાગી. તેણે ત્રણ દિવસ પહેલાંથી અપવાસ કરવા શરૂ કર્યા. માથાના વાળ છૂટા કર્યા, હઠથી જાગરણ કર્યાં અને આત્મયોગમાં મન લગાડયું. ત્રણ દિવસના કઠણ વ્રતથી તેના આત્મામાં બળ આવ્યું. તેને એક નાનકડી જ્યોત હૃદયમાં દેખાવા લાગી. જાણે કે તે આશ્વાસન આપતી હતી, " ડરીશ નહિ. તારૂં સૌભાગ્ય અચળ છે."

તે દિવસ આવ્યો. સાવિત્રી સૂર્યોદય પહેલાં સ્નાનાદિથી પરવારી સજ્જ થઇ ગઇ. આજ સત્યાગ્રહનો મહા મોરચો હતો. સત્યવાન કુહાડી હાથમાં લઈ વનમાં લાકડાં કાપવા ચાલ્યો. સાવિત્રીએ વિનયથી કહ્યું: "સ્વામિ ! આજ આ દાસીને પણ આપની સાથે લઇ જાઓ. બહુ દિવસથી ઇચ્છા છે. વન કેવું છે તે જોવાની બહુ ઇચ્છા છે."

સત્યવાન તેની સરળતા અને ભોળપણથી હસી પડચો. તેના મધુર હોઠમાં નિર્મળ હાસ્ય જોઇને સાવિત્રીની આંખમાંથી આંસુ નીકળી પડચાં. સત્યવાને ગભરાઇને કહ્યું: " હેં ! આ શું? રડવું શા માટે? હું તો એ વિચારતો હતો કે, વનમાં શું જોવાનું છે?" સાવિત્રી એકી ટસે જોઇ રહી. તેની આંખોમાંથી બે ચાર બીજાં આંસુ પણ ટપકચાં. સત્યવાને કહ્યું: " આટલું બધું કેમ? એવી ઇચ્છા છે તો ચાલો." સાવિત્રી ચુપચાપ કછોટો મારી સત્યવાનની પાછળ પાછળ ચાલી. હૃદયમાં તેણે બળ ભેગું કર્યું. ભગવાનનું નામ લીધું, સાસુ-સસરાનો ચરણસ્પર્શ કર્યો અને વિશ્વદેવ પાસે સૌભાગ્યની આશિષ માગી. તેણે જોયેલું વન અને વૃક્ષ સર્વે સૌભાગ્ય વર્ષાવવા લાગ્યાં. બાલિકાએ મનમાં દઢતાથી કહ્યું. " ના ! હું વિધવા નહિ થાઉં."

બપોર થઇ ગયા. સત્યવાન કૌતુક કરતો જતો હતો અને લાકડાં કાપી રહ્યો હતો. તેણે બે ભારા બનાવ્યા. સાવિત્રી તેની સાથે હાસ્ય કરી રહી હતી, પણ તેનું મન ચંચળ થઇ રહ્યું હતું. તે ઘડીએ ઘડીએ આત્મબળ શોધી રહી હતી. સત્યવાનનું લક્ષ્ય ત્યાં ન હતું. તે તેની મશ્કરી કરતો કરતો લાકડાં કાપતો હતો. સાવિત્રીએ કહ્યું: "હવે બસ કરો, ભાર બહુ થઇ ગયો છે." સત્યવાને પણ તરત કુહાડી ફેંકી દીધી અને હસીને કહ્યું: "ઠીક છે. પણ મારૂં માથું બહુ દુખે છે." સાવિત્રીના કાળજામાં ફાળ પડી પણ તેણે પોતાના મનમાં કહ્યું: "નહિ, હું વિધવા નહિ થાઉં." પછી તેણે વિચાર્યું, "પણ ઋષિએ મને સૌભાગ્યની આશિષ આપી દીધી છે. ગમે તેમ હો. હું વિધવા નહિ બનું."

સત્યવાનનું દર્દ વધતું ગયું. તેણે વ્યાકુળ થઇને કહ્યું: "હું જરા સૂઇ જઇશ." સાવિત્રીએ ધૈર્યથી તેને પોતાના ખોળામાં સુવાડ્યો. કઠણ ઘડી આવી પહોંચી. પરંતુ તે વખતે સાવિત્રીમાં પૂર્ણ રીતે આત્મબળનો સંચય થઇ ગયો હતો. તેનામાં હવે જરા પણ નિર્બળતા નહોતી રહી.

પુરાણોમાં લખ્યું છે કે, સત્યવાનના પ્રાણ લેવા યમરાજા પોતે આવ્યા. તેમના દૂતો સતીના આત્મબળ સામે ઊભા રહેવાનું સાહસ ન કરી શક્યા. યમને જોઈ સાવિત્રી ડરી નહિ, તેણે તેમને પ્રણામ કર્યા. યમે કહ્યું: "દેવિ ! વિધિના ખેલ અટળ છે. હું તારા આદર માટે આવ્યો છું અને તારા વિનયથી પ્રસન્ન થયો છું, પણ સૌભાગ્યનું વરદાન નથી આપી શકતો. સત્યવાનનો પ્રાણ મને આપ. એ સિવાય બીજું વરદાન માગ." સાવિત્રીએ કહ્યું: "મહારાજ ! મારાં સાસુસસરાને આંખો મળે." યમે કહ્યું: "તથાસ્તુ. લાવ, સત્યવાનનો પ્રાણ આપ." સાવિત્રીએ કહ્યું: "મહારાજ ! આપે

સ્વામીનો પ્રાણ ન માગવાની આજ્ઞા કરી છે, તે હું માથે ચઢાવું છું; પણ હું સ્વામીનો પ્રાણ નહિ આપું. આપ બળપૂર્વક લઇ જાઓ." યમે કહ્યું: "બેટા, હઠ ન કર. તારા સાહસ અને પતિપ્રેમ પર હું પ્રસન્ન છું. સત્યવાનના પ્રાણ સિવાય બીજું કંઇ માગી લે." સાવિત્રીએ કહ્યું: "મારા સસરાના શત્રુઓનો નાશ થાઓ અને તેમને ગયેલું રાજ્ય પાછું મળો." યમે કહ્યું: "તથાસ્તુ. લાવ સત્યવાનનો પ્રાણ આપ." સાવિત્રીએ કહ્યું: "દેવ! પતિવ્રતા પતિના પ્રાણ યમને કેવી રીતે આપી શકે? બળપૂર્વક લઇ જાઓ." યમે કહ્યું: "પતિવ્રતા પાસેથી બળપૂર્વક તેના પતિના પ્રાણ લેવાની મારામાં શક્તિ નથી, પણ ભાગ્યફળ અચળ છે. તું તેમાં વિઘ્ન નાખી અનાચાર ન કર. લાવ પ્રાણ આપ. તેના બદલામાં બીજું જે કંઇ વરદાન માગવું હોય તે માગી લે." સાવિત્રીએ કહ્યું: "ઠીક, એ વરદાન આપો કે મારે સો પુત્ર થાય." યમે કહ્યું: "તથાસ્તુ. લાવ, હવે સત્યવાનના પ્રાણ આપ." સાવિત્રીએ હસીને કહ્યું: "દેવાધિપતે! મારો વિજય થયો, આપની ઇચ્છા હોય તો સ્વામીના પ્રાણ લઇ જાઓ, પણ પતિવ્રતા સાવિત્રીને સો પુત્ર થવામાં વાર લાગશે." યમરાજ અવાક્ થઇ ગયા. તેમણે કહ્યું: "હું હાર્યો. સત્યવાનને હું તને સોંપુ છું. એ દીર્ઘાયુ થયો, તું જરૂર સો પુત્રની માતા થઈશ."

આ વાર્તા સત્યયુગની છે. લાખો વર્ષ વીતી જવા છતાં પણ આજ સુધી વટ–સાવિત્રીને દિવસે આ સત્યાગ્રહી બાળાની પૂજા જેઠ વદ અમાવાસ્યાને દિવસે સમગ્ર ભારતવર્ષમાં થાય છે.

## (૬) શાહ સૈયદ સરમદ

એ ઔરંગઝેબના વખતમાં એક ઇશ્વરવાદી સાધુ હતા. એક ઝવેરીના અમીચંદ નામના પુત્ર સાથે તેને અપ્રતિમ પ્રેમ હતો. તેજ આવેશમાં તે તેને ખુદા કહ્યા કરતા હતા. તે બહુધા

નગ્ન રહેતા હતા. એ જમાનામાં જે દિલ્હીનો કાજી હતો, તેનું નામ કાજી કવિ હતું. તેણે ઔરંગઝેબ પાસે ફરિયાદ કરી કે, “સરમદ નામનો એક શખ્સ આખા શહેરમાં નાગો ફરે છે. કલ્મા પઢતો નથી અને અમીચંદને ખુદા કહે છે.” ઔરંગઝેબે તરત સિપાઇઓને મોકલી તેને કેદ કરાવ્યો અને પોતાના દરબારમાં બોલાવ્યો. તેની સાથે જે વાતો થઈ, તે “મુન્તખિબુલ-નફાઇસ” નામની ફારસી ચોપડીમાં આ પ્રમાણે લખેલી છે.

ઔરંગઝેબઃ–સરમદ, આ દુનિયામાં તારો ખુદા કોણ છે?

સરમદઃ–હું નથી જાણતો કે અમીચંદ સિવાય બીજો કોઇ છે.

ઔરંગઝેબઃ–સરમદ! કપડાં કેમ નથી પહેરતા?

સરમદઃ–જે માણસે તને મુલક અને બાદશાહત આપી અને મને તમામ વિરહનાં સાધન આપ્યાં છે, તેજ માણસે જેમાં એબ જોઇ તેને પોશાક પહેરાવ્યો છે અને એબ વિનાનાને નગ્નાવસ્થાનો પોશાક આપ્યો છે.

બાદશાહ—સરમદ! કલ્મા કેમ નથી પઢતા?

સરમદ—કેવી રીતે ભણું? કેમકે મારો સેતાન જબરજસ્ત છે.

બાદશાહ આ વાતચીતથી બહુ નારાજ થયા. તેમણે હુકમ આપ્યો કે, “જો તે પોતાના વિશ્વાસને ન બદલે તો તેને ગર્દન મારજો.” તમામ દરબારીઓને સમજાયું કે, તે આ ત્રણે બાબતો માટે માફી માગી લે, પણ સરમદે સાફ કહી દીધું કે, “હું મારામાં કોઇ એબ યા ચોરી યા કપટ નથી જોતો કે જેથી હું માફી માગું. મારો આત્મવિશ્વાસ મારી સાથે છે અને તે પવિત્ર છે. કોઇના રસ્તામાં હું અડચણ નથી કરતો. હું માફી નહિ માગું.”

ત્યારબાદ મારાને બોલાવવામાં આવ્યા. તે જમાનામાં મારાઓ લાલ પોશાક વાપરતા હતા. સરમદે જ્યારે મારાને લાલ કપડાંમાં આવતા જોયા, ત્યારે તે બહુ હસ્યો અને આનંદમાં આવીને આ પ્રમાણે બોલ્યો કે,

"ગમે તે જાતનાં તને મનપસંદ કપડાં પહેરી લે, પણ હું તો કદની ખૂબસૂરતીથી તને ઓળખું છું."

નિદાન–મારાએ આગળ આવીને એક ઘા લગાવ્યો અને તેનું માથું ગરદનથી અલગ કરી દીધું. ગરદન જમીન ઉપર પડવાને બદલે સહેજ ઊંચી થઇ ગઇ અને તે વખતે પણ તેના મુખથી નીચે પ્રમાણે બોલાયું:–

"જે મારો પરમમિત્ર હતો તેજ માશુકે મારૂં માથું જુદું કર્યું. ચાલો, કિસ્સો ખલાસ થઇ ગયો, નહિં તો બહુ માથાકૂટ પડત."

મુસલમાની પુસ્તકોમાં વિદ્વાનોએ આ કામને સારી દૃષ્ટિથી નથી જોયું. મુસલમાન હજુ સુધી સૈયદ સરમદને ઓલિયા માને છે. તેની કબર દિલ્હીમાં પૂર્વ દરવાજાની તરફ જુમ્મા–મસ્જિદ સામે પીરની પાસેજ છે, જ્યાં આજસુધી હિન્દુ–મુસલમાન તેની માનતા કરે છે. કોઇ મુસલમાન કવિએ આ ગીત પણ લખ્યું છે.

सर कटा है जबसे सरमदका
तख्त ताराज हो गया है हिन्दका

—સાહેબજાદા જમીરખાં સાહેબ જાવરા

# सामाजिक सत्याग्रह

## (૧) ભગવાન રામચંદ્ર

ભગવાન રામચંદ્રનું પુણ્યનામ સંસારનાં સર્વ કોઈ, સ્ત્રીઓ અને બાળકો સુધ્ધાં જાણે છે. તેમનો સત્યાગ્રહ દૈવી હતો. સંસાર પ્રલય કાળ સુધી તેમની સ્પર્ધા કરે તોપણ તેમને પ્રાપ્ત ન કરી શકે. તેમના બળથી તે દૈવી મહાપુરુષ કહેવાયા અને મર્યાદા-પુરુષોત્તમનું અપ્રતિમ પદ તેમણે મેળવ્યું.

તેમને શું અપ્રાપ્ય હતું? તે ચક્રવર્તી સામ્રાજ્યના એકચ્છત્રં રાજા હતા. કામદેવ જેવું તો રૂપ હતું. વીરતામાં તેમના સમાન કોઇ ન હતું. તેમના ભરત જેવા ધર્મબંધુ, લક્ષ્મણ જેવા મહાવીર અને શત્રુઘ્ન જેવા રથી ભાઇઓ હતા. પ્રલયકાળ પર્યંત સતી-ત્વનો આદર્શ રાખનાર રૂપ–ગુણ અને શીલમાં અપ્રતિમ સીતા-દેવી તેમનાં સૌભાગ્યલક્ષ્મી હતાં. વસિષ્ઠ જેવા બ્રહ્મ–વિજયી જ્ઞાની ગુરુ હતા. સંસારના તે સમયના ઐશ્વર્યના પ્રદર્શન સ્વ-રૂપ અયોધ્યા તેમની રાજધાની હતી. તેમને–માતાપિતા, ભ્રાતા, સેવક, પ્રજા, એ સર્વનો દુર્લભ અખંડપ્રેમ પ્રાપ્ત થયો હતો. એવું કોઇ ન હતું કે, જે રામના નામ પર પ્રાણ ન્યોછાવર ન કરે–રામનું શુભ ન ઇચ્છે. એ સર્વ દૈવી ગુણ, અલૌકિક ઐશ્વર્ય, અક્ષય કીર્તિ સંસારમાં કેટલા મહાપુરુષોને મળે છે? પણ આટલું હોવા છતાંય તે સત્યાગ્રહી વીરે એ સર્વનું આત્મબળની વેદી ઉપર બલિદાન આપ્યું હતું! તે ઘડપણ સુધી જીવ્યા, પણ જીવનની એક ક્ષણ પણ સુખી ન થયા અને કોઇ પણ ઐશ્વર્યને ન ભોગવ્યું. તેમના ઉપર કોઇ અત્યાચારી વ્યક્તિ કે સમાજ ન હતાં. સર્વે તેમને માટે ન્યોછાવર થઇ જતા હતા. તેમના હાથથી તેમનાં સુખ

અને ઐશ્વર્યને કોઇએ બળાત્કારે છીનવી લીધાં. નહોતાં. ઉત્તમ સુખનો છલાછલ કટોરો, તે ખૂબ તરસને વખતે હોઠ સુધી લગાડવા જતા હતા, એટલામાં તેમણે તે સત્યાગ્રહના નામ પર ન્યોછાવર કરી દીધો. તે છતાં પણ કોઇએ તેમના ચહેરા પર ખેદ ન જોયો, આત્મબળની હદ કરી ! તેમનો એ ત્યાગ, એ સત્ય તેમના સ્વતંત્ર આત્મબળ પર હતાં. બે પ્રકારના સત્યાગ્રહી હોય છે. એક તો એ કે, જે સત્યાગ્રહ માટે મરે છે, બીજા એ કે, જે સત્યાગ્રહ માટે જીવે છે. મરવા કરતાં જીવવું કઠણ છે. દુઃખ જોઇને મરી ફીટવું સહેલું છે, પણ જીવતા રહીને સર્વ કંઇ સહન કરવું બહુ કઠણ છે. ભગવાન રામ એવાજ અલૌકિક સત્યાગ્રહી હતા.

તેમના ત્યાગ અને સત્યાગ્રહમાં સીતાનો ત્યાગ બહુ મહત્ત્વનો છે. સંસાર જો રામનું અનુકરણ કરવા ઇચ્છે તો કરી શકે તેમ છે અને રામની બરાબર થઇ શકે તેમ છે; પણ સીતાનો ત્યાગ અલૌકિક આત્મબળનો નમૂનો છે. તેનું કોઈ અનુકરણ કરી શકશેજ નહિ. સંસારમાં એટલું આત્મબળ છેજ નહિ.

રામ અને સીતાનો પરસ્પર કેવો વ્યવહાર હતો, એ સમજવાથી તેનું મહત્ત્વ સમજાઇ જશે. ભગવાન વાલ્મીકિ પોતાના સીધા અને સ્વાભાવિક શબ્દોમાં કહે છે કેઃ—

“ प्रकृत्यैव प्रियासीता रामस्यासीन्महात्मनः ।
प्रीयभावः स तु तया स्वगुणैरेव वर्द्धितः ।
हृदयं त्वेव जानाति प्रिति योगं परस्परम् ॥

અર્થાત્ દેવી સીતા સ્વભાવથીજ મહાત્મા રામને વહાલાં હતાં. તેજ વહાલનો ભાવ તેમણે ( સીતાએ ) પોતાના ગુણોથીજ વધારી દીધો હતો. વધારે શું કહેવું ? એકબીજાના પ્રીતિ—યોગને

હૃદયજ જાણે છે, એ કહેવા–સાંભળવાનો વિષય નથી.”

કેવું થોડું પણ ગંભીર વર્ણન છે! સીતાના હરણ પછી રામની વિરહ–વેદના કેવી કરુણ અને દારુણ હતી અને રામનો લંકા જઇ સીતાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કેટલો મુશ્કેલ હતો? એથી શું એમ સિદ્ધ નથી થતું કે, રામ સીતાને સારા બ્રહ્માંડથી પણ અધિક ચાહતા હતા. એ વિરહવેદના કામાતુરો જેવી હતી એમ રખે સમજતા. ૧૪ વર્ષનો વનવાસ, સ્ત્રી સાથે રહેવા છતાં, એવા એકાંતમાં, તેમણે કઠણ બ્રહ્મચર્ય–વ્રત પાળીને ગાળ્યો હતો. શું એ સાધારણ વાત છે? રામે જ્યારે ફરીથી અયોધ્યામાં પ્રવેશ કર્યો ત્યારે સીતાને ગર્ભ રહ્યો, પણ રામે એ અમૂલ્ય રત્ન કે જેને કેટલાંય દુઃખ વેઠીને મેળવ્યું હતું, તેનો એવી નાજુક દશામાં ત્યાગ કર્યો! આ આઘાત રામને અસહ્ય લાગ્યો, પણ તેમણે પોતાના વ્યક્તિગત સુખની કે તરસની પરવા ન કરી. તેમણે સામાજિક જવાબદારીના આધારે, તેજ ઉદ્દેશથી જેણે તેનું આજન્મ પાલન કર્યું હતું, તેવી સીતાનો–પોતાના હૃદયનો–વાસનાઓની તૃપ્તિનો–જીવનના આશરાનો–સર્વનો ત્યાગ કર્યો. આપ શું એમ સમજશો કે, સીતા આ નિરપરાધ અત્યાચારથી પણ શું નારાજ થઇ હતી? નહિ. તે અપ્રતિમ પતિભક્તા હતી. તે પોતાના પતિ રામને પણ ઓળખતી હતી અને મર્યાદા-પુરુષોત્તમ–સત્યાગ્રહી મહાપુરુષ રામને પણ જાણતી હતી. વનમાં જઇને જ્યારે તેને અચાનક માલૂમ પડ્યું કે, તેનો ત્યાગ કરવામાં આવ્યો છે, ત્યારે તેમણે જે ઉદ્ગાર કાઢ્યા છે તે સાંભળવા યોગ્ય છે.

“कल्याणबुद्धेरथवा तवायं न कामचारो मयि शङ्कनीयः।
ममैव जन्मान्तरपातकानां विपाकविस्फूर्जथुरप्रसह्यः॥

उपस्थितां पूर्वमपास्य लक्ष्मीं वनं मया सार्धमसि प्रपन्नः ।
तदास्पदं प्राप्य तयातिरोधात् सोढास्मि न त्वद्भवने वसन्ती ॥
निशाचरोपप्लुतभर्तृकाणां तपस्विनीनां भवतः प्रसादात् ।
भूत्वा शरण्या शरणार्थमन्यं, कथं प्रपत्स्ये त्वयि दीप्यमाने ॥
किं वा त्वयात्यन्तवियोगमोघे कुर्यामुपेक्षांहतजीवितेस्मिन् ।
स्याद्रक्षणीयं यदि मे न तेजस्त्वदीय मन्तर्गत मन्तरायः ॥
साऽहं तपः सूर्यनिविष्टदृष्टिरूर्ध्वं प्रसूतेश्चरितुं यतिष्ये ।
भूयो यथा मे जननान्तरेऽपि त्वमेव भर्ता न च विप्रयोगः ॥

અર્થાત્ શુભ બુદ્ધિવાળા આપ મારા ઉપર વ્યભિચારની શંકા કદાપિ નહિ કરી શકો. મારાંજ પૂર્વજન્મનાં પાપોનું આ અસહ્ય પરિણામ આવ્યું છે. પહેલાં વનવાસ વખતે, આપોઆપ મળેલી રાજલક્ષ્મીને છોડી આપ મારી સાથે વનમાં ગયા. તેજ રાજલક્ષ્મી આજ આપને પ્રાપ્ત કરી મારૂં તમારી પાસે રહેવું કેમ કરીને સહન કરી શકે ? આપની કૃપાથી ઋષિપત્નીઓ મારે શરણે આવતી હતી. કેમકે તેમના પતિઓને રાક્ષસો સતાવતા હતા. તેજ હું આજ આપની હયાતી હોવા છતાં બીજાઓને શરણે કેમ કરીને જઈશ ? અથવા આપના વિયોગથી નિષ્ફળ થયેલા આ જીવનનેજ હું શા માટે ન છોડી દઉં ? પણ વાંધો એટલોજ છે કે, આપનો ગર્ભ મારી કુખમાં છે. હું પુત્રને જન્મ આપ્યા પછી સૂર્ય તરફ દૃષ્ટિ રાખીને તપ કરવાનો પ્રયત્ન કરીશ, જેથી બીજા જન્મમાં આપજ મારા પતિ થાઓ અને વિયોગ ન થાય.”

(રઘુવંશ, સર્ગ ૧૪ મો)

કેટલું કરુણ, ઉત્તેજક અને પવિત્ર ભાષણ છે! જો કે તે વખતમાં અનેક સ્ત્રીઓ પરણવાની કુરીતિ પ્રચલિત હતી. પણ

સત્યાગ્રહી ભગવાને સીતાનો ત્યાગ કર્યા પછી પણ વિવાહ ન કર્યો. બન્નેનો આત્મા એકબીજાને ચાહતો રહ્યો. બન્ને એક-બીજાને દેખી તો ન શક્યાં, પણ એકબીજાનું શુભ ઇચ્છયા કરતાં હતાં. વીસ વર્ષ પછી જ્યારે ગુરુ વસિષ્ઠે અશ્વમેધ યજ્ઞ કરવાની આજ્ઞા આપી, ત્યારે સ્ત્રીનો પ્રશ્ન ઊઠયો. ગુરુએ બીજું લગ્ન કર-વાની આજ્ઞા કરી, ત્યારે રામે ગદ્ગદ કંઠે ગુરુને ચરણે પડી કહ્યું: “ સ્વામિ! બીજું જે કંઇ કહો તે કરવા તૈયાર છું, પણ આપ એવા શબ્દો ન કહો. હમણાંજ મેં સત્યાગ્રહને નામે મારા પ્રેમ ઉપર અત્યાચાર કર્યો છે. હું સતીત્વના અવતાર રૂપ સીતા ઉપર અત્યાચાર કરૂં એવું પ્રભુ ન કરે!” કર્મવૃદ્ધ તપસ્વીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. અંતે સોનાની સીતા બનાવી યજ્ઞનું અનુ-ષ્ઠાન કરવામાં આવ્યું.

આજ લાખો વર્ષ વીતી ગયાં છે, પણ મહાપુરૂષ મર્યાદા-પુરુષોત્તમ રામ આજ પણ જીવિત છે. પૃથ્વીમાં તેમની જોડી પેદા નથી થઇ.

## (૨) મહાત્મા બુદ્ધ

મહાત્મા બુદ્ધ એક અદ્વિતીય અને અપૂર્વ સત્યાગ્રહી થઈ ગયા છે. કંઇ કંઇ એવાં પ્રમાણ મળવા લાગ્યાં છે કે, ઈશુખ્રિસ્ત તેમના શિષ્ય હતા. ગમે તેમ હો,પણ મહાત્મા બુદ્ધ એક અલૌકિક સત્યાગ્રહી હતા.

તે એક રાજપુત્ર, ગાદીના ઉત્તરાધિકારી, પરમ સુંદર સાધ્વી સ્ત્રીના પતિ અને સર્વ ભોગ પ્રાપ્ત થવાથી ભાગ્યશાળી હતા. તેમણે આત્મબળની શોધમાં મનથી ધૈર્ય, શાંતિ અને અનુદ્વેગ સર્વ કંઈનો ત્યાગ કર્યો. પોતે આત્મબળની શોધમાં તપસ્વીઓ,

મુનિઓ અને વિદ્વાનોના શરણુમાં ગયા. કોઇએ તેમને ધર્મશાસ્ત્ર ભણુવાનું કહ્યું, તો કોઇએ દર્શનશાસ્ત્ર ભણુવાનું કહ્યું, પણ તેમની રુચિ ભણુવામાં ન હતી. બહુ શોધતાં શોધતાં પણ તેમને વિદ્યામાં, તર્કમાં અને વિજ્ઞાનમાં શાંતિ ન મળી. આત્મબળ ન પ્રાપ્ત થયું. બધા ગ્રંથોને તે તુચ્છ અને અશ્રદ્ધાથી જોવા લાગ્યા. તેમને મૂર્ખ અને આળસુ કહીને વિદ્યાર્થીઓએ ધક્કા મારીને કાઢી મૂક્યા. ગુરુઓએ ભણાવવાની ના પાડી. અંતે તે એકાંતમાં એક ઝાડ નીચે બેસી વિચારવા લાગ્યા. ધીરે ધીરે તેમની મનન–શક્તિ વધી, આત્મબળનું તત્ત્વ સમજાયું અને પોતેજ સંસારમાં આત્મબળના લગભગ પ્રથમ યોદ્ધા બન્યા.

તેમના વખતમાં દેશભરમાં માંસાહારી લોકો રહેતા હતા. અસંખ્ય જીવોને દરરોજ મનુષ્યોના પેટને માટે જબરજસ્તીથી તરફડાવી મારી નાખવામાં આવતાં. તેમણે દયાર્દ્ર ચિત્તથી તે મૂગાં પ્રાણીઓનો પક્ષ લઈ તે હત્યારી પ્રથાનો વિરોધ કર્યો. એકલાને સમસ્ત સંસાર સાથે યુદ્ધ કરવું પડયું. અંતે સત્યાગ્રહનો વિજય થયો, ભારતવર્ષમાં એક વખત એવો આવ્યો હતો કે, અર્ધી પૃથ્વી બુદ્ધને ચરણે ઢળી પડી હતી. આજ પણ પુરાતત્ત્વમાં જો કોઇ જીવિત પ્રમાણુ હોય તો તે બુદ્ધના શિષ્યોના કેટલાક લેખો છે.

# धार्मिक सत्याग्रह

## (૧) મહાત્મા ઈશુખ્રિસ્ત

તે એક એવા મહાપુરુષ છે કે, જેના ચરણોમાં આજ અર્ધી દુનિયા છે અને બાકી અર્ધી તેમના શિષ્યોના ચરણોમાં છે. એ મહાપુરુષ જે વખતે જે દેશમાં થયા, તે વખતે તે દેશમાં કોઇ વાંચતાંલખતાં નહોતું જાણતું. ભારે વિદ્વાન તાત્ત્વિક લેખકો ત્યાં-

સુધી નહોતા થયા. આજ જેવા અદ્ભુત વૈજ્ઞાનિક શોધકો ન હતા. ઇશુખ્રિસ્ત પાસે તલવાર ન હતી, વિદ્યા ન હતી, પણ એક આત્મબળ હતું. તેનો ઉપદેશ પ્રેમનો હતો, તેમનું કથન એ હતું કે, પરમેશ્વર એકજ સર્વોપરી છે. તે જમાનામાં મૂર્તિપૂજકોનું બહુ જોર હતું, પણ ઇશુખ્રિસ્તે શાંતિપૂર્વક એવો પ્રચાર કર્યો કે, પથ્થરની મૂર્તિઓ એ કદાપી પરમેશ્વર નથી. રાજાપ્રજા વિરુદ્ધ આ અવાજ હતો. હજારો વર્ષના અંધવિશ્વાસ વિરૂદ્ધ આ ઘોષણા હતી. તેના જવાબમાં તેમને કેટલાં કેટલાં દુઃખ દેવામાં આવ્યાં, તેમના ઉપર પાપ ચડાવવામાં આવ્યાં. પણ મહાત્મા ઇશુખ્રિસ્ત શાંતિ, ધર્મ અને સત્યની મૂર્તિ હતા. તે પોતાના આત્મવિશ્વાસમાં અચળ હતા. તે શત્રુઓને ક્ષમા કરતા હતા, તેમનું કૌશલ્ય ઇચ્છતા અને તેમનું હિત ઇચ્છયા કરતા હતા. તે વીર સત્યાગ્રહીએ અલૌકિક સ્થિરતાથી અત્યાચારનો મુકાબલો કર્યો. તેમણે ધીરજ રાખીને પ્રતિકાર કર્યા સિવાય પોતાના ઉપર અત્યાચાર થવા દીધો, કે જેથી અત્યાચારી સમજી જાય કે તે અત્યાચાર કરી રહ્યો છે. અંતે તેમને વધસ્તંભ ઉપર લટકાવીને તેમના હાથપગમાં લોઢાના ખીલા મારવામાં આવ્યા અને તે, ભગવાન પાસે એ અત્યાચારીઓ માટે ક્ષમા માગતા, શાંતિપૂર્વક મૃત્યુ પામ્યા. તેમણે અઢી વર્ષ સુધી ઉપદેશ આપ્યો હતો. એજ અઢી વર્ષની કમાણી જુઓ કે, ઇશુખ્રિસ્તના ઝંડા નીચે અર્ધી પૃથ્વી છે અને બાકીની અર્ધી તેમને ચરણે છે. આ ઈશુખ્રિસ્તના સત્યાગ્રહનું ફળ હતું. ખ્રિસ્તના પછી તેમના શિષ્યોએ પણ એવો અપૂર્વ સત્યાગ્રહ કર્યો કે જેથી ધાર્મિક અત્યાચાર સંસારમાંથી સમૂળો નાબૂદ થઈ ગયો.

## (૨) પાવલ પ્રેરિત

ઈશુખ્રિસ્તના પછી ખ્રિસ્તી સમાજનો સૌથી પહેલો સત્યા-

ગ્રહી યોદ્ધો પાવલ હતો. તે મૂર્તિપૂજકોમાં તેમના વિશ્વાસ વિરુદ્ધ ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરતો હતો. તેમણે આશ્ચર્યજનક સંકટ સહન કર્યું, પણ સત્યાગ્રહ ન છોડ્યો. પાંચ વાર યહૂદીઓની માફક અને ત્રણ વાર રોમનોની માફક તેમણે કોરડા ખાધા, એક વાર પથ્થર મારવામાં આવ્યા અને ચાર વાર તેમની હોડી પર મારો ચલાવવામાં આવ્યો. એક રાત–દિવસ તે સમુદ્રમાં રહ્યા અને અંતે ખ્રિસ્તીધર્મ પર વિશ્વાસ રાખવાના અપરાધ માટે તેમને મારી નાખવામાં આવ્યા.

આ મહાપુરુષે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર બહુ નિર્ભયતા અને પ્રચંડ ઉત્સાહથી કર્યો અને ખૂબ ધૈર્ય અને સહિષ્ણુતાથી સર્વ દુઃખો સહન કર્યાં. તેમણે એશિયા, યુનાન, ફિલિપ્પી, થિસલની, વિરિથ, ઇફિસ અને મિલીત નગરોમાં પ્રચાર કર્યો અને બહુ શિષ્યો બનાવ્યા. અંતે જેરૂસલેમમાં તેમને ફરી પકડવામાં આવ્યા અને બે વર્ષ કેસરિયા નગરમાં કેદી તરીકે રાખીને પછી રોમમાં મોકલી દેવામાં આવ્યા.

તે દિવસોમાં રોમ નગર સંસારનાં મોટાં મોટાં શહેરોમાંનું એક હતું. આખી દુનિયાના જુદી જુદી ભાષાઓવાળા વેપારીઓ રોમનાં બજારોમાં ફરતા હતા. ધારો કે, એ પોતે એક નાનું સરખું જગત હતું. યુરોપ, આફ્રિકાના ઉત્તર ભાગ અને એશિયાના પશ્ચિમ ભાગના સઘળા ઉત્તમ અને સુંદર પ્રદેશ તેમને તાબે હતા. તે નગરનો બહુ મોટો વિસ્તાર હતો અને તે સાત પહાડો ઉપર વસ્યું હતું. તેમાં ત્રીસ લાખ માણસો રહેતાં હતાં. તેમાં એક હજાર સાતસો એંશી સરકારી ઇમારતો હતી, જેમાં નેરો રાજાનો રાજમહેલ અપ્રતિમ હતો. દેવતાઓનાં ચારસોથી વધારે મંદિર હતાં. જેમાં કેપિટોલ નામના જ્યુપિટર દેવતાનું

મંદિર કેપિટોલી પહાડ પર બન્યું હતું. તે બહુ વિશાળ હતું અને તેની મહત્તા બહુ પ્રસિદ્ધ હતી. તેની મૂળ કિંમત એક કરોડ રૂપિયા ગણાતી હતી. એવી એ મહાન નગરી હતી કે, જ્યાં પહેલી વાર પાદરીઓને સત્યાગ્રહ કરવો પડ્યો હતો.

રોમના બાદશાહ નેરોની નિષ્ઠુરતા પ્રસિદ્ધ છે. ગાદી પર બેસતાંજ પ્રથમ તેણે પોતાના ગુરુ, રક્ષકો, માતા, સ્ત્રી વગેરેનો વધ કરાવ્યો. પછી તેણે મદમસ્ત થઈને એ નિશ્ચય કર્યો કે, પ્રથમ હું આખા રોમને બાળીને ભસ્મ કરી નાખું. પછી બીજી વાર આથી પણ વધારે ભભકાવાળાં શહેર વસાવું અને મારૂં નામ પ્રસિદ્ધ કરૂં. એવા દુષ્ટને પોતાનો વિચાર અમલમાં લાવતાં શી વાર હતી? તેણે આખા શહેરમાં આગ લગાડાવી અને આખું શહેર બળી ઊઠ્યું. સ્ત્રીઓનાં આક્રંદ, બાળકોની ચીસો અને મનુષ્યોના નિસાસા પૃથ્વીથી આકાશ સુધી ભરાઈ ગયા. આ પ્રકારે સાત દિવસ સુધી આ અગ્નિકાંડ ચાલુ રહ્યો અને શહેરના પાંચ ભાગ ઉજ્જડ થઈ ગયા. ત્યારે તે કુકર્મી એ વાતથી ડર્યો કે, નગરવાસીઓ કોપાયમાન થઈ તેને શિક્ષા કરશે અને પ્રજા તેનો દ્રોહ કરશે. એમ વિચારી તેણે સઘળો દોષ ખ્રિસ્તીઓને માથે ચડાવ્યો અને આખું શહેર ક્રોધમાં દાંત પીસીને તે નિરપરાધીઓ ઉપર તૂટી પડ્યું. તેમણે કોથળા પર ચૂનો લગાવી તેમાં ખ્રિસ્તીઓને ભર્યા. પછી ચારે બાજુએ શણ ભરી ભરીને કોથળાનાં મોઢાં સીવી લીધાં અને તેમને થાંભલા સાથે બાંધીને હારબંધ ઊભા રાખી તેમાં આગ સળગાવી દીધી. એ આગની રોશનીમાં રોમના લોકો ભાતભાતની ગમત કર્યા કરતા હતા. કોઈકોઈને તેમણે જંગલી પશુઓનાં ચામડાંમાં સીવીને શિકારી કૂતરાં આગળ ફેંકી દીધા. તેમણે તેમના ટુકડે ટુકડા કરી નાખ્યા. એ સિવાય હજારો ખ્રિસ્તીઓને બાદશાહના મહેલમાં

વધસ્તંભ ઉપર લટકાવવામાં આવ્યા. એજ ધર્મયુદ્ધમાં પાવલ-ધર્મીઓએ પણ પ્રાણ આપ્યા.

## (૩) યાકૂબ

એ ઈશુખ્રિસ્તનો ભાઇ હતો અને જેરૂસલેમમાં ખ્રિસ્તિ ધર્મનો મુખ્ય પ્રચારક હતો. રોમના ઉપદ્રવ વખતથીજ તેના ઉપર પણ કોપ થયો. જ્યારે તેને ન્યાયાલયમાં ખડો કરવામાં આવ્યો, ત્યારે તેણે વીરતાપૂર્વક કહ્યું: "ઇશુખ્રિસ્ત પ્રભુને જમણે હાથે બેઠો છે અને આકાશનાં વાદળો ઉપર ચઢીને ફરીથી આવશે." આ વાત માટે તેને પથ્થરોથી ગરદન મારવાની શિક્ષા કરવામાં આવી. પથ્થરોનો વરસાદ જ્યારે તેના ઉપર વરસવા લાગ્યો, ત્યારે તેણે જરા વખત મળતાં પોકારીને કહ્યું: "હે પિતા, આમને ક્ષમા કરજો, કેમકે તેઓ નથી જાણતા કે તેઓ શું કરી રહ્યા છે?" તે વખતે તે એક સોટીના ભારે ઘાથી પડી ગયો.

## (૪) શિમિયોન

એ જેરૂસલેમનો ધર્માધ્યક્ષ હતો. જ્યારે તેને પકડવામાં આવ્યો, ત્યારે તે એકસો વીસ વરસનો બુઢ્ઢો હતો. તેણે કેટલાય દિવસ સુધી કોરડા ખાધા, પણ તે ન મર્યો. અંતે થાકીને હત્યારાઓએ તેને વધસ્તંભ પર ચડાવ્યો.

## (૫) ઇગ્નાટ્રિય ટ્રાજન

તે અંતેખિયા નગરનો મંડળાધ્યક્ષ હતો. શિમિયોનના પછી ત્રણ વર્ષે ખ્રિસ્તી થવાના અપરાધથી તેને પ્રાણઘાત કરવાને રોમ નગરમાં મોકલવામાં આવ્યો. તેણે રોમના અધિકારીઓને ચિઠ્ઠી લખીને કહેવરાવ્યું કે, "સિરિયાથી રોમ સુધી હું

જંગલી પશુઓ સાથે લડતો લડતો ચાલ્યો આવું છું. હું દસ ચિત્તા અર્થાત્ યોદ્ધાઓની સાથે જંજીરથી જકડાયેલો ચાલું છું અને હું હમેશાં જેટલો તેમની સાથે ભલાઇથી વર્તું છું, તેટલોજ મારા ઉપર તેઓનો કોપ વધે છે. તેઓ ગમે તો મને સિંહો આગળ ફેંકે, વધસ્તંભ ઉપર ચઢાવે અને ગમે તો મારા શરીરના ટુકડા કરે. હું પ્રભુ ઈશુખ્રિસ્તના નામ પર આનંદ કરૂં છું, તો મને એ યાતનાઓથી શું થશે ? ”

રોમમાં પહોંચ્યા પછી તેને લોકોની સામેજ પ્રદર્શનનાં જંગલી પશુઓ સામે મૂકવામાં આવ્યો. પણ જ્યારે તેણે સિંહોને ગાજતા સાંભળ્યા ત્યારે તેણે કહ્યું કે, “ હું પ્રભુ ઈશુખ્રિસ્તના વીણેલા ઘઉંનો દાણો છું. જ્યાંસુધી જંગલી પશુઓના દાંતથી દળાઉં નહિ, ત્યાંસુધી રોટલી નહિ બનું. ”

સિંહોએ એકદમ તેને ફાડી ખાધો. બાદ તેનાં જે થોડાં ઘણાં હાડકાં બચી ગયાં હતાં. તેને અંતેખિયા નગરમાં દાટવામાં આવ્યાં.

## (૬) પ્લૂકાર્પ

એ સ્મર્ના નગરનો સન ૧૬૭માં મંડલાધ્યક્ષ હતો અને યોહન પ્રેરિતનો શિષ્ય હતો. તેને ખ્રિસ્તી થવાના ગુના માટે જીવતો બાળી મૂકવાનો હુકમ કરવામાં આવ્યો હતો. તે વખતે તેની ઉંમર ૮૦ વર્ષની હતી. લોકોએ દયા કરીને તેને સમજાવ્યો કે, “ તમે તમારો ધર્મ છોડી દો.” ત્યારે તેણે કહ્યું: “ મેં ચાર કોડી ને છ વર્ષ પ્રભુ ઈશુખ્રિસ્તની સેવા કરી છે અને તેમણે કદી મારો અપરાધ નથી કર્યો. તો જેણે મને ખરીદી લઇને તાર્યો છે, તેનો હું વિશ્વાસઘાતી શા માટે બનું ? ” જ્યારે તે બળતણ સમક્ષ ઊભો રહી પ્રાર્થના કરી રહ્યો, ત્યારે આગ સળગાવવામાં આવી.

મોટી મોટી જ્વાળાઓ લાગી ઊઠી. પણ આશ્ચર્ય એ હતું કે તે બળ્યો નહિ. પછી તેને તીરથી વીંધી મારવામાં આવ્યો અને તેના મૂડદાને બાળીને ખાખ કરવામાં આવ્યું.

## (૭) બ્લાડીના

એ નામની એક બહુ સુકુમાર અને દુર્બળ દાસી હતી. ખ્રિસ્તીઓને ભય હતો કે, તે દુઃખ પડતાં જરૂર ફરી જશે. પણ જ્યારે પ્રાતઃકાળથી સાંજ સુધી તેના પર માર પડ્યો, અને તે એટલે સુધી કે, તેની ચામડીનાં છોડાં ઊખડ્યાં, શરીર વળીને કમાન થઈ ગયું અને ઠેકઠેકાણે એવાં છાલાં પડી ગયાં કે, હત્યારાઓને તેના જીવતા રહેવાથી બહુ આશ્ચર્ય થતું હતું. પણ તે અંતિમ શ્વાસ સુધી કહેતી ગઇ કે, " હું ખ્રિસ્તી છું." અંતે તેને હાથ લંબાવીને થાંભલા સાથે બાંધી દીધી અને તેની ઉપર પશુ છોડી મૂક્યાં કે તેને ફાડી નાખે. પણ દરેક પશુ તેને સૂંઘીસૂંઘીને ચાલ્યું ગયું. કદાચ તેમને દયા આવી હશે. એટલે તેને આગલા દિવસ માટે છોડી મૂકી. બીજે દિવસે જ્યારે તેને મરવા માટે બોલાવવામાં આવી, ત્યારે આનંદથી પગલાં ભરતી તે વધસ્થાન પર ગઇ. આખરે એક જાળમાં લપેટીને તેને એક સાંઢની આગળ મૂકવામાં આવી. એ રીતે તેનો અંત આવ્યો.

## (૮) પરપિટુ

એ એક બાવીસ વર્ષની વિવાહિત સ્ત્રી હતી. તેના ખોળામાં એક નાનું બાળક હતું. જ્યારે તેને ખ્રિસ્તી થવાના અપરાધ માટે વધનો હુકમ મળ્યો, ત્યારે પ્રથમ તેનું બાળક છીનવી લઈ બહુ ક્રૂરતાથી તેને મારી નાખવામાં આવ્યું. પછી તેને વધસ્થળ પર લઇ ગયા. તે નિર્ભય થઇ મૃત્યુ સામે ગઇ. તેનો પિતા મૂર્તિપૂજક

હતો અને બહુ ઘરડો હતો. તેણે ઘૂંટણિયે પડીને તેને વિનય-પૂર્વક કહ્યું કે, " બેટા, મારૂં ઘડપણ જોઇ દયા કર. જો તું મને પિતા માનતી હોય, તો મારા ઉપર કરુણા કર." એમ કહીતે તેનો હાથ ચૂમીને તેને પગે પડ્યો અને રોઇને કહેવા લાગ્યો કે, " હું હવે તને દીકરી નહિ, પણ મારા ધર્મની અધિકારિણી કહું છું."

પણ તેણે વીરતાપૂર્વક કહ્યું: " પિતા! શાંત થાઓ, આ ધર્મયુદ્ધમાં શું પાછા ફરવાનો વખત છે ? આત્મામાં બળ આવવા દો. પ્રભુની ખાતર તેમાં વિઘ્ન ન કરો." એટલું કહીને તે વધસ્થાન પર આવીને ખડી થઇ અને પશુઓએ તેને ફાડી ખાધી.

## (૯) લિકસ્ત

સન ૨૬૦માં રોમની ખ્રિસ્તીઓની મંડળીનો લિકસ્ત નામનો પ્રમુખ માર્યો ગયો. જ્યારે નગરના અધિકારીએ સાંભળ્યું કે, મંડળી પાસે બહુ ધન–સંપત્તિ છે, ત્યારે લોરેન્તિય નામના મુખ્ય સેવકને બોલાવીને તેને હુકમ આપ્યો કે, સઘળું ધન હાજર કરી દે. તેણે કહ્યું, " સઘળી ધનસંપત્તિ સંભાળવા અને તેનું ભરતિયું બનાવવા માટે મને ત્રણ દિવસની મુદત આપો."

ત્રીજે દિવસે તે આખા રોમના ગરીબોને એકઠા કરી પ્રધાનના મહેલમાં આવીને હાજર થયો, અને તેણે પ્રધાનને કહ્યું કે, "અમારા પ્રભુની સંપત્તિ સંભાળી લો. આપનું આખું આંગણું સોનેરી પાત્રોથી ભરેલું પડ્યું છે." પ્રધાને બહાર આવીને જ્યારે ગરીબોનું ટોળું જોયું, ત્યારે તે ઘણો ક્રોધ પામ્યો અને તેણે ચકચકતી આંખોથી લોરેન્તિય તરફ જોયું. તેણે કહ્યું: " તમે ક્રોધાયમાન કેમ થાઓ છો ? આપ જે સોનાને ઇચ્છો છો તે જમીનની એક સાધારણ ધાતુ છે. જે માણસને સઘળાં પાપોમાં

ફસાવે છે, વાસ્તવિક રીતે ઈશ્વરનું ધન તો આજ છે. જુઓ, કેટલાં મણી, રત્ન, સુવર્ણ-મુદ્રા ઝગમગી રહ્યાં છે! આ કુમારિકાઓ અને વિધવાઓ મહાન મહાન રત્નો છે!" પ્રધાને ધમકાવીને કહ્યું, "મારી મશ્કરી કરે છે? ઊભો રહે.તેં માત્ર મરવા માટેજ કમર કસી છે પણ તું નથી જાણતો કે, તને સહેલાઇથી નહિ મારવામાં આવે. ઠીક, કપડાં ઉતાર." પ્રધાને તેનાં કપડાં ઉતરાવ્યાં અને તેને લોઢાની મોટી સાંકળો પર સુવાડીને ધીમી આગ પર શેકવા માંડ્યો. તે ધૈર્યપૂર્વક એક પાસે શેકાઈ રહ્યો, ત્યારે તેણે પ્રધાનને પોકારીને કહ્યું: "આ પાંજરૂં તો પાકી ચૂક્યું, હવે બીજું પાસું ફેરવાવો." બીજું પાસું ફેરવતાં જ્યારે તેનું જીવન ક્ષીણ થઇ ગયું, ત્યારે તેણે રોમવાસીઓ માટે સુખ અને આરોગ્યનો આશીર્વાદ માગ્યો અને સદાને માટે તે મૃત્યુને ખોળે સૂતો.

એજ વર્ષે કેસરીઆ નગરમાં કુરીલ નામનો એક નાનોસરખો-બાળક રહેતો હતો, તે ઈશુનું નામ હમેશાં લેતો હતો. તેટલા માટે તેના સાથી છોકરાઓએ તેને માર્યો, બાપે ઘરમાંથી કાઢી મૂક્યો, અંતે તેને રોમના ન્યાયાધીશ પાસે મોકલવામાં આવ્યો. ન્યાયાધીશે તેને સમજાવીને કહ્યું: "બચ્ચા! તું બહુ સુકુમાર છે. તું આ કેવું પાપ કરે છે કે, ઈશુનું નામ લે છે! તેને છોડી દે. હું તને તારા બાપ પાસે મોકલી દઇશ અને વખત આવતાં તું તેની સંપત્તિનો અધિકારી થઇશ."

પરંતુ બાળકે તેજસ્વી સ્વરથી કહ્યું કે, "આપની આ કૃપા માટે આપને ધન્યવાદ ઘટે છે, પણ હું પ્રભુના નામ પર દુઃખ ભોગવવા તૈયાર છું. પ્રભુ ઈશુખ્રિસ્તે પણ કષ્ટ ભોગવ્યાં છે. મને ઘરનો મોહ નથી, કેમકે મારા પ્રભુનું ઘર એથી ઉત્તમ છે અને મને મરણનો ડર નથી; કેમકે પ્રભુનો ઉપદેશ છે કે, મૃત્યુજ ઉત્તમ જીવન આપે છે."

ન્યાયાધીશ તેના જવાબથી દીંગ થઇ ગયો. તેને ડરાવવા માટે વધસ્થળ આગળ લઇ જવાની આજ્ઞા કરવામાં આવી. ન્યાયાધીશને આશા હતી કે, બાળક ભયંકર આગ જોઇ બી જશે. પણ જ્યારે પાછો આવીને પણ તે એટલોજ સતેજ અને નિર્ભય રહ્યો, ત્યારે ન્યાયાધીશ બહુ વિચારમાં પડ્યો. તે દયાવશ થઇ તેને મારવા નહોતો ઇચ્છતો. તેણે ફરીથી તેને સમજાવ્યું. બાળકે કહ્યું: “ આપની તલવારનું કામ તરતજ પૂર્ણ કરો, કે હું પ્રભુ પાસે જાઉં. આ જીવન મારાથી એક ક્ષણ પણ સહન થતું નથી. ”

જે લોકો આસપાસ ઊભા હતા તેઓ રડવા લાગ્યા. તેણે સર્વને ઉત્સાહપૂર્ણ વાક્યોમાં કહ્યું: “ ખેદની વાત છે કે, હું કેવા સુંદર નગરમાં જાઉં છું તે તમે જાણુતા નથી. આ વાત જો તમે જાણુતા હોત તો જરૂર આનંદ પામત. ” એટલું કહી તે બહુ આનંદથી વધસ્થળ તરફ ગયો.

આ પ્રકારનાં ઉદાહરણોથી ખ્રિસ્તીધર્મનો ઇતિહાસ ભરેલો છે. તેમને સાંભળવાનું સાહસ કોણ કરી શકે છે? એ અત્યાચારો વિરુદ્ધ આટલી ઉગ્રતાથી સત્યાગ્રહ–મહાસ્ત્રનો પ્રયોગ કરવાનું એ પરિણામ આવ્યું કે, આજ અર્ધી દુનિયા ખ્રિસ્તીધર્મના ચરણોમાં ઝૂકી રહી છે. અને ઇશુખ્રિસ્તનો ઝંડો સૂર્ય સમાન પ્રકાશીત થઇ રહ્યો છે. સત્યાગ્રહના વિજયનું આથી વધારે જ્વલંત પ્રમાણ બીજું શું હશે!

ઇ. સન ૧૬૪૧માં આયર્લેંડમાં જ્યારે ખ્રિસ્તી લોકો પોપનો ધર્મ છોડી પ્રૉટેસ્ટન્ટ થવા લાગ્યા, ત્યારે પોપે ફતવો બહાર પાડ્યો હતો કે, “ જે માણસો પ્રૉટેસ્ટન્ટ થઇ ગયા છે તે તમામને મારી નાખો. ” આ ઘોષણાના આધારે લગભગ બે લાખ ખ્રિસ્તીઓને બહુ નિર્દયતાથી મારી નાખવામાં આવ્યા હતા.

આ મહા વધની ખબર સાંભળી પોપે આયર્લેંડમાં એક બહુ ભારે ઉત્સવ કર્યો હતો.

આલવાનો ડ્યૂક કે, જે તે વખતે નેધરલેંડનો ગવર્નર હતો. તેણે હજારો ખૂની નોકરો રાખી મૂક્યા હતા, જેઓ પ્રૉટેસ્ટન્ટોની કતલ કરતા હતા. બે વર્ષમાં તેણે છત્રીસ હજાર ખ્રિસ્તીઓને મારી નાખ્યા હતા. જે ગામો અને વસ્તીમાં બચી ગયા હતા, તેમના ઉપર વધારાનો કર નાખીને આ અત્યાચારીઓ ચાર કરોડ રૂપિયા દર વર્ષે વસૂલ કરતા હતા. પોપના દરબારમાં તેનો બહુ આદરસત્કાર થયો હતો.

પોપોએ સ્પેન દેશમાં એક ગુપ્તસમાજ પહેલવહેલો બનાવ્યો. પછી ઇટાલીમાં અને પછી બીજા દેશોમાં પણ બનાવ્યો. તેનું નામ 'ઇન્કિવઝીશન' અર્થાત્ કસોટીનું મંડળ હતું. તેમાં માણસોને કસવાને યાને તેમનાં અંગ કાપવા માટે ભયંકર સંચાઓ રાખવામાં આવ્યા. કોઇ સ્ત્રી, પુરુષ યા બાળક જો આ અપરાધમાં પકડાઇ જતાં કે, તેને પોપના વિરોધી—પ્રૉટેસ્ટન્ટ ગણી તેમાં કસતા હતા, અને દુઃખ દઇને સર્વ ભેદ પૂછતા હતા. તેના સભાસદો રાત્રે લોકોના ઘરમાં પેસી જતા અને તેને સૂતેલો ઉઠાવી લાવી તેમાં કસતા હતા. એ સિવાય જે લોક આ સંચાઓમાં દબાવાથી ઘણા દિવસ સુધી મરતા ન હતા અને પોપનો ધર્મ પણ સ્વીકારતા ન હોતા તેમને જીવતા બાળી મૂકવામાં આવતા હતા. એક ટોલેડો નામનો બિશપ હતો. તે પ્રૉટેસ્ટન્ટ થઇ ગયો હતો. તેણે એ ઉપદેશ આપ્યો હતો કે, "પોપમાં ક્ષમા કરાવવાની શક્તિ નથી. તમારા પ્રભુ ખ્રિસ્તનું પ્રાયશ્ચિત્તજ બસ છે." આ અપરાધથી સભાએ તેને અઢાર વર્ષસુધી જેલમાં રાખ્યો હતો. આ હત્યારી સભા સન ૧૪૮૧થી સન ૧૮૦૮ સુધી ત્રણસો સત્તાવીશ

વર્ષ સુધી અખંડ રૂપે ચાલુ રહી અને તે વખતમાં તેણે ત્રણ:લાખ એકતાલીસ હજાર એકવીસ પ્રાણીઓનો વધ કર્યો ! જેમાં લગભગ બત્રીસ હજાર જીવતાં બાળી મૂકવામાં આવ્યાં, બે લાખ એકાણું હજાર ચારસો છપ્પન, અર્થાત્ ત્રણ લાખમાં થોડાં ઓછાંને આવાં મહાદુઃખ અને કષ્ટમાં નાખવામાં આવ્યાં, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. સાડાસત્તર હજાર એવાં હતાં કે, જે કેદમાં મરી ગયાં કે નાસી છૂટયાં હતાં. તેમનાં પૂતળાં બનાવી લોકોને ડરાવવા ખાતર બાળી નાખવામાં આવ્યાં હતાં.

આરવિન સાહેબ નામના એક વિદ્વાને હિસાબ કાઢયો છે કેઃ—

૧. પોપ જૂલિયસના રાજ્યકાળમાં સાત વર્ષમાં બે લાખ ખ્રિસ્તીઓ માર્યા ગયા હતા.

૨. ફ્રાન્સમાં પોપોએ ત્રણ માસમાં એક લાખ ખ્રિસ્તીઓને મારી નાખ્યા.

૩. પછી તેમણે વાલડેન્સી અને આલબીગન્સી ખ્રિસ્તીઓમાંથી દસ લાખ માણસોને કતલ કર્યા.

૪. યેસુવિત સમાજીઓના ત્રણ વર્ષમાં નવ લાખ ખ્રિસ્તીઓ મરાયા.

૫. ડયૂક ઑફ આલવાની આજ્ઞાથી છત્રીસ હજાર ખ્રિસ્તીઓને મારી નાખવામાં આવ્યા. આ પ્રકારે 'ધાર્મિક અત્યાચારની ભેટ તરીકે નિરપરાધી ચાર કરોડ ખ્રિસ્તી સ્ત્રી, બાળક, વૃદ્ધ, જુવાન વગેરે માર્યા ગયા. આટલું થવા છતાં પણ પ્રૉટેસ્ટન્ટ ધર્મ ન મરી શકયો. તે ઉજ્જ્વળ થઇ ગયો અને થશે. આ તેના અવિચળ સત્યાગ્રહનું પરિણામ હતું.

## (૧૦) શીખ જાતિ

આ ઇતિહાસ પણ ખ્રિસ્તીઓ માફક મુસલમાની ધર્મા-

ધતાથી ભરેલો છે. ગુરુ ગોવિંદસિંહનાં બાળકો અને હકીકતરાય જેવા અગિયાર વર્ષનાં બાળકોએ પણ વીરતાથી શીર કપાવ્યાં, છતાં સત્યાગ્રહ ન છોડયો. તે પરમ પિતાના પરમ અનુગ્રહથી હવે હિંદુ–મુસલમાન પરસ્પર ભાઇ ભાઇ માફક મળે છે અને પાછલા વેરનું પ્રાયશ્ચિત્ત કરવા લાગ્યા છે. તેથી હું સર્વ વાચકોને હાથ જોડીને એ પ્રાર્થના કરૂં છું કે, "આ બૂરાં ઉદાહરણોને આ વખતે યાદ કરવા માટે મને ક્ષમા કરશો."

# राष्ट्रीय सत्याग्रह

## (૧) લાઇકરગસ

"તમારા દેશમાં વ્યભિચારીઓ માટે સરકાર તરફથી શી શિક્ષા નક્કી કરવામાં આવી છે?" એ એક પ્રશ્ન સ્પાર્ટાના જીરાડિસ સાથે વાત કરતાં કરતાં એક વિદેશી મહેમાને પૂછયો.

જીરાડિસે જવાબ આપ્યો કે, "મારા મિત્ર! અમારા દેશમાં વ્યભિચાર છેજ નહિ."

મહેમાને ફરી પૂછયું: "તેમ છતાં પણ કોઇ વ્યભિચાર કરી બેસે, તો તેને શી શિક્ષા કરવામાં આવે છે?"

જીરાડિસે જવાબ આપ્યો કે," જો કોઇ વ્યભિચાર કરી બેસે તો તેનો, ટેરીટસના શિખર ઉપર ઊભો રહી યુજીટસ નદીનું પાણી પી શકે એવડો લાંબો બળદ લઈ લેવામાં આવે છે."

વિદેશીએ આશ્ચર્યથી પૂછયું કે, "ભલા, એવડો લાંબો બળદ દુનિયામાં કદી હોઇ શકે ખરો?"

જીરાડિસે મશ્કરી કરીને કહ્યું કે, "જો આટલો લાંબો બળદ મળવો અસંભવિત છે, તો સ્પાર્ટામાં વ્યભિચારી મળવો અસંભવિત છે!"

વિદેશી આ ઉત્તરથી ચૂપ થઇ ગયો, પણ દરેકને એ આશ્ચ-

ર્ય થાય છે કે, આખરે સ્પાર્ટામાં એવા કયા કાયદા હતા કે, જેથી સ્પાર્ટાની આવી સારી હાલત હતી ? જ્યારે આપણે સ્પાર્ટાના કાયદા ઘડનાર ઋષિકલ્પ લાઇકરગસના જીવન તથા કાયદાઓ તરફ દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે આપણું આશ્ચર્ય વાતની વાતમાં શાંત થઇ જાય છે. અહીં અમે ટુંકાણમાં હેનરી માર્લેના " લાઇકરગસ અને એનસાઇક્લોપિડિયા " ના આધારે તેનું સત્યાગ્રહપૂર્ણ જીવન આપીએ છીએ.

લાઇકરગસ હરક્યુલીસની છઠ્ઠી પેઢીએ ગણાય છે. તેનો કાળ ઇસ્વી–સન પૂર્વે ૮૯૮નો માનવામાં આવે છે. તેના પિતાનું નામ યુનોમસ હતું. યુનોમસને બે સ્ત્રીઓ હતી. પહેલીથી એક પુત્ર થયો. તેનું નામ પોલિડિક્ટ્સ હતું. બીજી સ્ત્રીના પુત્રનું નામ લાઇકરગસ હતું. પોલિડિક્ટ્સ લાઇકરગસથી ઉંમરમાં મોટો હતો. જ્યારે યુનોમસ બાદશાહને કતલ કરવામાં આવ્યા, ત્યારે તેમના મોટા દીકરા પોલિડિક્ટ્સને સર્વની સંમતિથી સ્પાર્ટાનો બાદશાહ બનાવવામાં આવ્યો. પણ થોડા દિવસમાંજ તે મરી ગયો. હવે લાઇકરગસ સિવાય બીજો કોઇ ગાદીનો ધણી ન હતો. કાઉન્સિલે એકે અવાજે લાઇકરગસને બાદશાહ તરીકે સ્વીકાર્યો, પણ લાઇકરગસને માલૂમ પડ્યું કે, તેના ભાઇની સ્ત્રી ગર્ભવતી છે. એ જાણતાજ તેણે આખા રાજ્યમાં ઢંઢેરો પિટાવ્યો કે, " ગાદીનો વાસ્તવિક માલિક ઉત્પન્ન થવાનો છે. જો બાળક છોકરો હશે તો હું ગાદી તેને સોંપી દઇશ. ત્યાંસુધી હું પ્રબંધક તરીકે કામ કરીશ અને જ્યાં સુધી છોકરો વારસ ન થાય, ત્યાં સુધી હું તેના શિરછત્ર તરીકે રહીશ. કાઉન્સિલે લાઇકરગસને શિરછત્ર( સરનશીન ) નો ખિતાબ આપ્યો.

" પણ જ્યારે તેની ભાભીને આ વાતની ખબર મળી, ત્યારે તેણે લાઇકરગસને ગુપ્ત સંદેશો કહાવ્યો કે, " જો સ્પાર્ટાના બાદ-

શાહ બનીને તરતજ તમે મારી સાથે લગ્ન કરવાનું વચન આપો, તો બાળક પેદા થતાંજ હું તેને મારી નાખીશ અથવા ગર્ભપાત કરીશ.” લાઇકિરગસને તેની દુષ્ટતા ઉપર બહુ ક્રોધ થયો. પણ તેણે વિચાર્યું કે, જો હું સખ્તાઇથી કામ લઇશ તો તે ગર્ભપાત કરશે એવો સંભવ છે. તેથી બાળક જન્મતાં સુધી નરમાશથી કામ લેવું જોઇએ. એમ વિચારી તેણે તેને કહેવડાવ્યું કે, “ હું તમારી યોજના વિરુદ્ધ કંઇ પણ નથી કહેતો. પણ તમે ગર્ભપાત કરવાનો કોઈ પણ પ્રયત્ન ન કરશો. એમ કરવાથી તમારો જાન જોખમમાં આવી પડશે અથવા સ્વાસ્થ્યને હાનિ પંહોંચશે. હું એવો પ્રબંધ કરી લઇશ કે, પેદા થતાંજ બાળકનો નાશ કરવામાં આવે.” આ રીતે લાઇકરગસે એ સ્ત્રીને ભયંકર દુષ્કર્મમાંથી બચાવી લીધી.

ત્યારબાદ જ્યારે તેના દિવસો ભરાઇ ગયા અને લાઇકરગસને ખબર મળી કે, આજ બાળક જન્મવાનું છે, ત્યારે તેણે પોતાના મુખ્ય મુખ્ય અધિકારીઓને પ્રસૂતિ–ગૃહ તરફ એવી સૂચના સાથે મોકલ્યા કે, તેઓ સાવચેત રહે અને જો પુત્રી જન્મે તો તે અંતઃ-પુરની સ્ત્રીઓને સોંપવામાં આવે અને પુત્ર જન્મે તો ગમે તે દશામાં બેઠો હોઉં છતાં પણ તેને તરતજ મારી પાસે લઇ આવવો. અહીં દૈવયોગથી પુત્રનો જન્મ થયો અને તેને તરત તેની પાસે લઈ જવામાં આવ્યો. લાઇકરગસ તે વખતે કેટલાક ઉમરાવો જોડે ભોજન કરતો હતો. તેણે ઉમરાવો તરફ જોઇને કહ્યું કે, “ હે સ્પાર્ટાના સજ્જનો ! આ તમારો બાદશાહ પેદા થયો છે.” એમ કહીને તેણે બાળકને ગાદી પર સુવાડ્યો. લાઇકરગસની આ ઉદારતાથી બધા વિસ્મય પામ્યા અને તે બાળકનું નામ ચારીલસ ( યાને આનંદદાતા ) પાડ્યું. આ રીતે લાઇકરગસની હકૂમતનો આઠ મહિનામાં અંત આવ્યો.

લાઇકરગસ સ્પાર્ટાનો બાદશાહ ન હતો, પરંતુ લોકો તેના

ગુણોને લીધે તેનું ભારે સન્માન કરતા હતા. આટલું છતાં કેટલાક લોકો તેની ઇર્ષ્યા કરનારા પણ હતા. એવા લોકોમાં તેની ભાભીના સંબંધીઓ મુખ્ય હતા. એક વાર રાણીના ભાઇએ ચોખ્ખું કહી દીધું કે, "લાઇકરગસ બાળકને મારીને બાદશાહ થવા ઇચ્છે છે, તેથી તેણે તેની મા પાસેથી તેને લઇ લીધો છે." આ વાતનું તૂત એટલા માટે ઊભું કરેલું કે, દૈવયોગથી જો બાળકને કંઈ નુકસાન થાય તો તે પોતાની વાતનું સમર્થન કરી શકે. જ્યારે તેની ભાભીએ ખુલ્લી રીતે તેની વિરુદ્ધ આવી વાત કહેવા માંડી, ત્યારે તેણે દુઃખી થઇને દેશ છોડી દેવાનું નક્કી કર્યું અને રાજકુમાર પુખ્ત વયનો થયા પછી તેને ત્યાં પુત્ર જન્મે અને તે ગાદીનો વારસ જાહેર થાય ત્યાંસુધી પાછા નહિ ફરવાનો નિશ્ચય કર્યો. પછી તે આખા દેશની લાંબા વખત માટે વિદાય માગીને વહાણમાં રવાના થયો.

સૌથી પહેલો તે ક્રીટના ટાપુમાં પહોંચ્યો કે જે ગ્રીસની દક્ષિણે આવેલો છે. ત્યાંની સરકારના કાયદાનું તેણે ધ્યાનપૂર્વક મનન કર્યું. તેના કેટલાક નિયમો તેને એટલા પસંદ પડ્યા કે, તેણે સ્વદેશમાં પાછા ફરીને તેને પોતાના દેશમાં પ્રચલિત કરવાનો વિચાર કર્યો. અહીં તેના મિત્રો પણ બહુ હતા. જેમાંથી થેલિસ તેનો ગાઢ સ્નેહી હતો. લાઈકરગસે તેને કહ્યું કે, "તું સ્પાર્ટામાં જઇને રહે." તે પોતાની મોટાઇને લીધે બહુ પ્રસિદ્ધ હતો. એ સિવાય તે કવિતા પણ કરતો હતો. અને તેની કવિતાનો એટલો પ્રભાવ પડતો હતો કે, સામાન્ય જનતાને તે પોતાના પક્ષમાં કરી શકતો. તે જે કાયદાની જરૂરિયાત સમજતો તે પ્રજાની સંમતિના બળને લીધે પસાર કરાવી શકતો. આ ગુણને લીધે લાઈકરગસે તેને સ્પાર્ટામાં રહેવાનો આગ્રહ કર્યો હતો. ક્રીટથી નીકળીને એશિયાના બીજા દેશોમાં થઇને તે ભારતવર્ષમાં આવ્યો.

અહીં આવીને પ્રથમ તેણે અહીંના કાયદા જોયા. પછી

દેશના તપસ્વી, સાધુ અને સંન્યાસીઓનાં સાદાં જીવન અને તપને જોઇને તે મુગ્ધ થઇ ગયો. તેનો તેની ઉપર બહુ સારો પ્રભાવ પડ્યો. જો કે આર્યાવર્તનો સૌભાગ્ય—સૂર્ય તે વખતે અસ્ત થતો જતો હતો, તોપણ મોટા વાસણનાં ખાબડાંની માફક અહીં વિદેશીઓને તૃપ્ત કરવાનું બહુ બચી રહ્યું હતું. તેણે ગુરુકુળ—પદ્ધતિનું શિક્ષણ, કે જે તે વખતે ભાગીતૂટી દશામાં હતું તે જોયું અને તેની ઉપયોગિતા હૃદયંગમ કરી. આ કાળ ભગવાન બુદ્ધથી થોડો પહેલાંનો હતો. ત્યારે ભારતમાં સ્વયંવરવિવાહ ચાલુ હતા. તેણે એ નિયમો બહુ પસંદ કર્યા. ક્રીટ, સ્પેન, મિસર, લીવિયા અને ભારતમાં આવીને તેણે જે જે જ્ઞાન—અનુભવ મેળવ્યાં હતાં, તે સઘળાં ભેગાં કરીને સ્પાર્ટા માટે એક અજબ મિશ્રણ તૈયાર કર્યું.

આમ એક તરફ લાઇકરગસ દેશેદેશની સહેલ અને અનુભવ મેળવી રહ્યો હતો; જ્યારે બીજી તરફ તેની ગેરહાજરીથી સ્પાર્ટામાં બહુ અશાંતિ ફેલાઇ ગઇ. બાદશાહ તો બાળક અને અણસમજુ હતો. રાજ્યના પ્રધાનોએ લાઇકરગસને ખોળી લાવવા માટે ચારે બાજુ દૂત મોકલ્યા. જ્યારે તેમને લાઇકરગસનો પત્તો મળ્યો, ત્યારે તેને પ્રાર્થનાપૂર્વક અને ઘણી નમ્રતાથી કહ્યું કે, "દેશ નષ્ટભ્રષ્ટ થઇ રહ્યો છે, આપ કૃપા કરી પધારો ને અમારી રક્ષા કરો."

લાઇકરગસ સ્વદેશ પાછો આવ્યો અને સીધો ડલફી દેવીના મંદિરમાં પહોંચ્યો. તેણે દેવીને પ્રાર્થના કરી કે, "હું જે કાયદાઓને દેશની ઉન્નતિ માટે અમલમાં લાવવા માગું છું તેને આપ આશિષ આપો કે તે સફળ થાય."

દેવીએ કહ્યું કે, "હે દેવતાપ્રિય લાઇકરગસ! તને એપોલોનો આશીર્વાદ છે. તું દેશમાં કાયદાઓ શરૂ કર. તેની પ્રતિષ્ઠા થશે અને તે સંસારમાં પ્રખ્યાત થશે."

લાઇકરગસ આશીર્વાદ લઇને નગરમાં આવ્યો અને દરબારના સભ્યો પાસેથી સર્વ વાત સાંભળીને તેણે વિચાર કર્યો કે, થોડાઘણો ફેરફાર કરવાથી દેશ સુધરશે નહિ. જડમૂળમાંજ ફેરફાર કરવાની જરૂર છે કે જેથી આખા તખ્તને એકદમ પલટી નાખે. એમ વિચારીને તેણે મિત્રોની સલાહ લીધી કે, શું કરવું જોઇએ. મિત્રોએ વચન આપ્યું કે, " ચાહો તે કરો. અમે આપની સાથે માથું આપવાને તૈયાર છીએ. " આમ મિત્રોએ તેને સંમતિ આપી એટલે તેણે શહેરના ત્રીસ મુખ્ય સજ્જનોને હથિયારબંધ તૈયાર થઇ હાજર થવાની આજ્ઞા કરી. જ્યારે તે આવી ગયા, ત્યારે તેણે તેમને ખાસ ફોજદાર (સ્પેશ્યલ–કોન્સ્ટેબલ) બનાવીને કહ્યું: "તમે મારી સાથે રહો અને તમારા તથા તમારા પરિવારના જાન મારી પાસે ગીરો રાખો. હું મારા કાયદા દેશમાં ચાલુ કરવા માગું છું. તમે મારી સાથે રહી મને મદદ કરો અને જે કોઇ તેમાં ચૂંચાં કરે તેને કેદ કરો." આ સશસ્ત્ર દળને લઇને તેણે નગરના પ્રધાનો, વિદ્વાનો અને મંત્રીઓ સમક્ષ પોતાના કાયદા રજૂ કર્યા. પહેલાં તો બહુ ગડબડ મચી ગઇ. બાદશાહ પણ ડરી ગયો અને કિલ્લામાં જઇ ભરાયો. આ સશસ્ત્ર ટોળીને જોઇને તે સમજ્યો કે, મને કેદ કરવાની આ સર્વ તૈયારી છે; પણ જ્યારે તેની સમક્ષ સર્વ વાત સ્પષ્ટ થઇ, ત્યારે તે ખુશીથી લાઇકિરગસની મદદમાં ભળી ગયો. લાઇકરગસની આ પહેલી જીત થઇ.

પછી તે શહેરીઓ ઉપર પોતાનો દોર જમાવી શક્યો; એટલે તેણે ધીમે ધીમે પોતાના કાયદા અમલમાં મૂકવા શરૂ કરી દીધા. તે નીચે પ્રમાણે હતા:–

૧. રાજા–પ્રજામાં પ્રેમ અને વિશ્વાસ ચાલુ કરવા અને યોગ્ય રીતે ન્યાય મળે તે માટે એક ચૂંટણી કરેલા સભાસદોની કાઉન્સિલની જરૂર છે. જેનાં બીજાં કર્તવ્યો ઉપરાંત મુખ્ય કર્તવ્ય–એ

પણ હોય કે, તેઓ રાજાને એવો સ્વેચ્છાચારી ન બનવા દે કે, તે પ્રજા ઉપર મનમાન્યો અત્યાચાર કરી શકે અને પ્રજાને પણ એટલી ઉદ્ધત ન બનવા દે કે જેથી તે રાજાને એકદમ દબાવી દે. બંનેની વચ્ચે સામ્યતા હોવી ઉચિત છે.

આ રીતે તેણે અઠયાવીસ સભ્યોની ચૂંટણી કરી. તેમાં બાદશાહ પણ સામેલ હતો. આ પાર્લામેન્ટ બનાવીને પછી તેણે બીજી તરફ ધ્યાન આપ્યું. તેણે જોયું કે, દેશમાં બે જાતની પ્રજા છે. એક તો એવા લોકો છે કે જે બહુ ભારે સંપત્તિના માલિક છે અને તેમની આવક પણ અનહદ વધેલી છે. બીજા લોકો એવા છે કે જે આર્થિક સંકડામણવાળા ગરીબ અને દુઃખી છે, તેમજ તેમને પેટભર અનાજ મળવામાં પણ મુશ્કેલી પડે છે. પ્રજાના આ બંને વર્ગોમાં સમાનતા લાવવા માટે લાઇકરગસે બીજો કાયદો બનાવ્યોઃ–

૨. જેટલી જમીન સ્પાર્ટામાં છે તેટલી તેના રહેવાસીઓને સરખે ભાગે વહેંચી આપવામાં આવે.

આ કામ બહુ કઠણ હતું; કેમકે જેના કબજામાં ભારે જમીનદારીઓ હતી, તેઓ બળવો કરે એવો ભય હતો; પણ લાઈકરગસે પોતાનો દોર ઠીક જમાવ્યો હતો. એટલે કાયદો તરતજ અમલમાં આવ્યો અને જમીનના ઓગણચાલીસ હજાર ભાગ પાડીને તેટલાં કુટુંબોમાં વહેંચી દેવામાં આવ્યા. કોઇએ તે સામે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. આ રીતે લાઈકરગસે અમીરોને વધારે અમીર થતા અને ગરીબોને વધારે ગરીબ થતા બચાવીને સમાનતા સ્થાપી. ત્યાર પછી વધુ આગળ વધીને તેણે જંગમ મિલકત ઉપર પણ એ કાયદો લાગુ કરી દીધો.

આ કામ તો એથી પણ વિશેષ કઠણ હતું; કેમકે કોઇ મનુષ્ય પોતાના સંઘરેલા દ્રવ્ય અને પદાર્થને આ રીતે વહેંચી આપવા

તૈયાર ન હતો. દેશભરમાં શોર મચી રહ્યો, ઉત્પાત થયો, પણ લાઇકરગસે પોતાની બુદ્ધિથી એવી એક અજબ યુક્તિ ખોળી કાઢી કે જેથી આ કામ બહુ સરળતાથી પતી ગયું. તેણે સોના-ચાંદીના સિક્કાની જગાએ લોઢાના સિક્કા ચાલુ કરી દીધા. એ સિક્કા એટલા સસ્તા હતા કે દસ મણ સિક્કાની કિંમત મહા-મુશીબતે થોડા રૂપિયા થતી હતી; પણ તેને ઘરમાં રાખવા બહુ જગ્યા જોઈતી હતી. કોઈ કોઇ તો આ લોઢાના સિક્કાના ઢગલા ભેગા કરતા. સોનાચાંદીના રૂપિયા—મહોરો વગેરે તો ભારે કિંમતની એકનાની પેટીમાં રાખી શકાતા, પણ આ ભીમકાય સિક્કાના માત્ર એક હજાર રૂપિયા રાખવા માટે પણ બહુ મોટા ખજાનાની જરૂર પડતી. પરિણામ એ આવ્યું કે, જે લોકોએ સોનુંચાંદી સંતાડી રાખ્યું હતું તેનું સઘળું સોનુંચાંદી નકામું થઈ ગયું; કેમકે સરકાર સોનાચાંદીના સિક્કા કોડીની કિંમતે પણ લેતી નહિ. તે સોનાચાંદીમાં સુગંધ તો હતીજ નહિ કે જેથી તેનો બીજો ઉપયોગ થઈ શકે! અમીરોનાં માથાં પોતાના ગરીબ દેશબંધુઓ ઉપર ગર્વથી ભરેલાં રહેતાં, તે આ રીતે નીચાં કરી દીધાં. સર્વ એક-સરખી સ્થિતિમાં આવી ગયા. ધનને લીધે જે મોટા—નાનાનો ભેદ હતો તે ન રહ્યો. એ સિવાય ચોરી તો જડથી નીકળી ગઇ; કેમકે ચોર બિચારા શું ચોરવા માટે આવે? દસ બાર મણ લોઢું ચોરે ત્યારે બિચારાને થોડાઘણા પૈસા મળતા, પણ તેને છુપાવે ક્યાં? લઇ જાય ક્યાં? અને ત્રીજું લાંચનો ઝઘડો પણ શમી ગયો. લોઢાના સિક્કાની કોણ કેવી રીતે અને કેટલી લાંચ લે? કેમકે તેને ભાગીને નાના પણ કરી શકાતા નહોતા; તેને તપાવીને તેજાબમાં બોળીને પાણી ચડાવી લેવાતું. ચોથો લાભ એ થયો કે, દેશમાંથી ફાલતુ રોજગાર ઊડી ગયા અને જેના વિના કામ ચાલતુંજ નહિ એવા જરૂરી રોજગારજ ચાલુ રહ્યા.

વળી જે સ્પાર્ટાવાસીઓ પોતાના મોજશોખ માટે બીજા પરદેશોમાંથી કરોડો રૂપિયાનો માલ ખરીદતા હતા, તે બંધ થઇ ગયા. કોઈ પણ દેશમાં ન ચાલે એવા આ લોઢાના નકામા ટુકડા લેવાની કોને પરવા હોય? યુનાનવાસીઓ સ્પાર્ટાના એ સિક્કાની મશ્કરી કરતા. થોડા દિવસ પહેલાં જ્યાં દેશદેશનાં વહાણ જાતજાતના માલ ભરીને સ્પાર્ટાનાં બંદરો ઉપર આવતાં અને સ્પાર્ટાના પરસેવાની કમાણી ઘસડી જતાં હતાં, તે બિલકુલ હતું નહોતું થઈ ગયું. બંદરો પર કાગડા ઊડવા લાગ્યા. આ રીતે વિદેશીઓનો સંબંધ સ્પાર્ટાથી છૂટી ગયો, ત્યારે દેશમાં જરૂરની વસ્તુઓ બનાવવાનો ઉદ્યોગધંધો બહુ જોસબંધ ચાલવા લાગ્યો અને થોડાજ દિવસમાં શોખીન સ્પાર્ટાવાસીઓ મહેનતુ, સાદા, મજબૂત અને કરકસરિયા બની ગયા. તે કોઇ પણ વસ્તુ માટે કોઇ પણ દેશના ઓશિયાળા રહ્યા નહિ. પછી તેણે ત્રીજો કાયદો બનાવ્યોઃ–

૩. સરકાર તરફથી પ્રત્યેક શહેરના ટાઉનહોલમાં સહભોજનનો પ્રબંધ કરવામાં આવ્યો અને શહેરના દરેક માણસને, પછી તે ગરીબ હોય કે અમીર હોય, પણ સમયસર બન્ને વખતે તેને ત્યાંજ ભોજન લેવું પડતું. એટલુંજ નહિ, પણ સર્વને ભોજન એકસરખું મળતું હતું.

લાઇકરગસે જોયું કે, કેટલાક લોકો જાતજાતનાં સ્વાદિષ્ટ ભોજન અને માંસ ખાઇને હરામી બનતા જાય છે અને સ્વાદિષ્ટ માલમલીદા ઉડાવીને પોચી પોચી ગાદીઓ પર પડ્યા પડ્યા ઊંઘે છે. તેમને પરવા નથી હોતી કે, તેમના પાડોશીઓનાં છોકરાં રોટલાના ટુકડાના ઓશિયાળાં છે અને દેશ નકામો અને આળસુ થઇ રહ્યો છે. આથી તેણે ઉપલો નિયમ ચાલુ કર્યો. સ્વાદિષ્ટ જીભવાળા મોટા મોટા અમીરો અને અભિમાની અધિકારીઓને લાઇકરગસનો આ કાયદો બોજારૂપ લાગવા લાગ્યો. તેઓ ટીકા

કરી નાક-મોં ચડાવવા લાગ્યા અને પોતાને દુઃખી માનવા લાગ્યા; પણ તેમનું શું ચાલે ? લાઇકરગસ પોતે હાજર રહેતો અને ધ્યાન રાખતો કે, કોણ પેટ ભરીને ખાય છે અને કોણ ભૂખ્યો ઊઠે છે. એવા માણસોની તે સારી રીતે ખિજમત ઉઠાવતો અને તે વખતે સર્વ લોકોનું ધ્યાન એ તરફ ખેંચીને કહેતો કે, "તમને તમારા ભાઇઓ સાથે ખાવાનું નથી ભાવતું, એટલે તમે રાત્રે છુપાઇને મજેદાર માલ ઉડાવવાના છો. કેમ ખરૂં ને ?" આ સાંભળી સર્વ લોક એવા લોકોની મશ્કરી કરતા અને તે બહુ શરમાતા.

ભોજન વખતે લાઇકરગસે નિર્દોષ હાસ્ય કરવાની આજ્ઞા કરી રાખી હતી; એટલે ભોજન ચાલતું ત્યાંસુધી બહુ મજાનું હાસ્ય ચાલતું હતું. આ રીતે તરતજ સ્વાદીલી જીભો ઉપર લગામ ચડી ગઇ અને લોકોને સ્વાદીલા દાસોની સેવામાંથી મુક્તિ મળી; પણ આથી કેટલાક લોકો એટલા ગુસ્સે થઇ ગયા હતા કે, તેઓ લાઇકરગસને મારી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એક દિવસ લોકો તેને મારવા દોડ્યા. તે નાસીને એક મંદિરમાં પેસી ગયો. પણ ત્યાં પહેલેથીજ એક હૈયાબળ્યો સંતાઇ રહ્યો હતો, તેણે લાઇકરગસના માથામાં એક લાઠી ઉઠાવીને ઠોકી અને તેની એક આંખ ફોડી નાખી. તેનું નામ અલ્કંડર હતું. લાઇકરગસે તેના ઉપર કંઇ ક્રોધ ન કર્યો અને બહાર આવીને તેણે કહ્યું કે, "ભાઇઓ ! હું તમારા આ વર્તનથી અસંતુષ્ટ નથી થયો." જે લોકો તેના લોહીના તરસ્યા થઇ રહ્યા હતા, તેઓ શરમિંદા થઇને શાંત પડ્યા અને તેમણે અલ્કંડરને પકડીને લાઇકરગસને હવાલે કર્યો. લાઇકરગસે તેને પ્રેમથી પોતાને ઘેર રાખ્યો અને તેની સાથે એવું સારૂં વર્તન ચલાવ્યું કે તેણે ભરબજારમાં સર્વ સમક્ષ લાઇકરગસની ક્ષમા માગી અને પોતાના હાથે પાપી કામ થયું એમ સમજીને તે તેનો પૂર્ણ ભક્ત થઇ ગયો.

આ પ્રીતિ–ભોજનની પ્રથા સેંકડો વર્ષો સુધી બહુ જોરમાં ચાલુ રહી. એટલે સુધી કે જ્યારે સ્પાર્ટાનો એક બાદશાહ અગીસ એથેન્સ જીતીને સ્પાર્ટામાં પાછો આવ્યો અને તેણે પ્રીતિ–ભોજનના અધિકારીને દરખાસ્ત કરી કે,"હું ફતેહની ખુશીમાં મારી સ્ત્રી સાથે ઘેર ભોજન કરવા ઇચ્છું છું, તો મહેરબાની કરીને મારા ભાગનું ભોજન ત્યાં મોકલાવજો." આનો એ અધિકારીએ સ્પષ્ટ ઇન્કાર કર્યો અને જવાબ આપ્યો કે, "એમ બની શકશે નહિ. તમારે ટાઉન-હૉલમાં આવીને ભોજન કરવું જોઇશે." બાદશાહ બહુ ગુસ્સે ભરાયો અને તેણે પ્રીતિ–ભોજનમાં જવાની ના પાડી. કાઉન્સિલે આ ગુના માટે બાદશાહ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોયું અને તેનો દંડ કર્યો. લાઈકરગસની હયાતી પછી પણ આ ભાવના આટલી પ્રબળપણે ચાલુ રહી હતી.

ભોજનની સાથેજ લાઈકરગસે લોકોની રહેણીકરણી, ઘરબાર વગેરેને સાદાં બનાવવા ઉપર ભાર દીધો. કેમકે તે એશઆરામી જિંદગીની ઘૃણા કરતો હતો અને તે જાણતો હતો કે, રેશમી ગાદીઓ ઉપર સૂઈ રહેનારો સહિષ્ણુ થઇ શકતો નથી. તેથી તેણે આ ચોથો કાયદો બનાવ્યો:–

૪. જો કોઇ માણસ પોતાના મકાનને શણગારવા ઇચ્છે, તો તે મકાનની છતમાં કુહાડીઓ લટકાવી શકે છે અને દરવાજાના બન્ને છેડાઓ કમાનની પેઠે ગોઠવી શકે છે. એ સિવાય બીજી કોઇ વસ્તુથી જે પોતાનાં ઘરોને શણગારશે તો તે કાયદા વિરુદ્ધ ખર્ચ ગણવામાં આવશે અને તેને સજા થશે.

આ કાયદો બહુ અસરકારક થયો. મોજશોખ એકદમ નાબૂદ થઇ ગયો. છતમાં કુહાડી લટકાવીને કિનખાબની ચાદર ભલા કોણ બિછાવે? થોડાજ દિવસોમાં સ્પાર્ટામાંથી શણગાર અને

ભપકો જતો રહ્યો. તે એટલે સુધી કે જ્યારે સ્પાર્ટાનો એક માણુસ કારેન્થમાં ગયો, ત્યારે પોતાના મિત્રના ઘરની છત ઘાટીલાં લાકડાંઓથી બિછાવેલી જોઇને તે આશ્ચર્યચકિત થઇને પૂછવા લાગ્યો કે, " શું આપના દેશમાં ઝાડમાંથી આવો ઘાટદાર સામાન ઉત્પન્ન થયા કરે છે ? " આટલે સુધી તેમની સાદાઇ હતી. પણ શરીરબળ અને ચારિત્રસંગઠનમાં તો તેઓ જુદાજ હતા.

૫. યુદ્ધને માટે તેણે કાયદો બનાવ્યો હતો કે, એકજ શત્રુ સાથે વારંવાર યુદ્ધ ન કરો; એમ કરવાથી તે આપણાં રહસ્યો જાણી જશે અને આપણાંજ હથિયારોથી આપણા ઉપર વિજય મેળવશે.

સ્પાર્ટાવાસીઓ જ્યાંસુધી આ કાયદાનો અમલ કરતા રહ્યા ત્યાંસુધી વિજયી થતા રહ્યા. પણ બાદશાહ અજી સાઇલિસે થીવાવાસીઓ સાથે નિરંતર યુદ્ધ કર્યું અને અંતે હાર્યો; તે વખતે ઘાયલ થયેલા એ બાદશાહ પાસે ઊભેલા એક તત્ત્વવેત્તાએ કહ્યું: " થીવાવાસીઓએ આપને સારૂં ઇનામ આપ્યું છે. તે યુદ્ધ જાણતા ન હતા, પરંતુ આપે તેમને યુદ્ધકુશળ બનાવી દીધા, આ વખતે તેનીજ સજા આપને મળી છે ! "

આ સિવાય બાળકોના સંબંધમાં એક કાયદો બનાવેલો હતો જે બહુ અદ્‌ભુત અને પ્રશંસનીય હતો. લાઇકરગસનો એવો નિશ્ચય હતો અને તે ઠીકજ હતો કે, બાળકો માબાપનાં નહિ, પણ દેશની સંપત્તિ છે. જે મા અને બાપ કમજોર બાળક પેદા કરે છે તે પોતાના દેશનો નાશ કરવાની તૈયારી કરી રહ્યાં છે.

૬. આથી સરકાર એમ ઉચિત માને છે કે, તેણે એવી શાસનપદ્ધતિનો પ્રચાર કરવો કે જેથી દેશવાસીઓ સ્વસ્થ, કદાવર અને મજબૂત બાળકો પેદા કરે.

લાઇકરગસ દુઃખી થઇને કહ્યા કરતો હતો કે, " કેટલા ખેદની વાત છે કે, લોકો કૂતરા અને ઘોડાઓની ઓલાદ સુધારવાને તનતોડ મહેનત કરે છે, પણ મનુષ્યની ઓલાદ સંબંધી કંઈ પણ વિચાર કરતા નથી અને વ્યભિચારમાં ડૂબી રહ્યા છે ! "

તેણે પોતાના દેશને આ કમજોરીથી બચાવવા માટે તેના મૂળ ઉપર કુહાડી મારી. તેણે એ મૂળનેજ કાપી નાખ્યું. તેણે વિચાર્યું કે, જો બાળકોની સંભાળ તેમના જન્મતા પહેલાં નહિ લેવામાં આવે, તો દેશ કદી ઉચ્ચ સ્થિતિએ નહિ પહોંચે. એટલે તેણે કાયદો કર્યો કેઃ—

૭. સ્પાર્ટીનાં દરેક બાળકોની સંભાળ, માતાને ગર્ભ રહે ત્યારથીજ શરૂ કરવી જોઈએ.

લોકો ઉશ્કેરાઈ ગયા, પણ લાઇકરગસનો ખ્યાલ વૈજ્ઞાનિક હતો. તેણે ઉત્તમ માતા અને ઉત્તમ પિતા બનાવવાના જે નિયમો બનાવ્યા તે વિચિત્ર કહેવાયા, પણ વિચારી જોતાં તો તે બહુ ઉપયોગી અને કિંમતી સિદ્ધ થયા. સંસારમાં કોઇ પણ કામ ખરાબ નથી કહી શકાતું કે, જ્યાંસુધી તેના ગુણ ઉપર ધ્યાન રાખવામાં આવતું નથી. તેણે આ નિયમો બનાવ્યાઃ-

(क) કોઇ છોકરો ત્રીસ વરસની ઉમર સુધી વિવાહ ન કરે અને પૂર્ણ બ્રહ્મચર્ય પાળે.તેને માટે સખ્તમાં સખ્ત બંદોબસ્ત કર્યો.

(ख) કોઇ છોકરીને પડદામાં ન રાખવામાં આવે, બલકે તેમને માટે દોડાદોડી, કુસ્તી, ગોળા ફેંકવા વગેરે કસરતો પરમ આવશ્યક છે.

લાઇકરગસનો એ ખ્યાલ હતો કે, દુર્બળ છોકરીઓ સારાં બાળક પેદા કરી શકતી નથી. પ્રકૃતિએ કોઇ પણ પ્રાણી માટે

પ્રસૂતિ એ પીડા બનાવી નથી. કોઈ પણ પ્રાણીને પ્રસૂતિની પીડા થતી નથી. જે સ્ત્રીઓ જાતજાતના એશઆરામ ભોગવે છે, મહેનતથી દૂર ભાગે છે, પડદામાં છુપાઇ રહે છે, તેમનેજ આ દુઃખ ભોગવવું પડે છે. છોકરીઓ માટેના કસરતના કાયદાએ આ દોષ ઘણે ભાગે દૂર કર્યો. એ સિવાય છોકરા અને છોકરીઓની પરીક્ષા કાઉન્સિલ સમક્ષ થતી હતી. જે છોકરી ઘાટદાર, સુંદર, અને સ્વસ્થ હોય તેને કાઉન્સિલનું સંમાન-પત્ર મળતું અને જે દૂબળી-પાતળી હોય તેને શરમાવવા માટે સર્વ આગળ રજૂ કરવામાં આવતી કે જેથી તે પોતાના શરીરને સારૂં કરી શકે. પરીક્ષાને વખતે બહુ ભારે ગંભીરતા અને સભ્યતાનો ખ્યાલ રાખવામાં આવતો હતો. કોઇ પણ પ્રકારની અસભ્યતાને કાયદાનો ભંગ માનવામાં આવતો હતો. છોકરાઓનાં શરીરની પરીક્ષા પણ આ પ્રમાણે થતી હતી. વિવાહ વખતે પણ કાઉન્સિલ સરખા ગુણ અને સ્વભાવવાળા છોકરાછોકરીઓનો વિવાહ કરી આપતી હતી.

જે દેશમાં વ્યભિચારની તૃષ્ણાને આ રીતે મારી નાખવામાં આવી હતી, ત્યાં વ્યભિચાર ક્યાંથી હોય, એ દરેક સજ્જન સમજી શકે છે અને ત્યારબાદ તે ઉપર્યુક્ત પ્રશ્નોત્તરથી આશ્ચર્ય પણ નહિ પામે.





# अध्याय ५ मो–देशनी परिस्थिति अने सत्याग्रह

સંસાર પરિવર્તનશીલ છે અને કદાપિ કોઇ પણ દેશની પરિસ્થિતિ એકજ દશામાં રહેતી નથી. વખતે વખતે તેમાં ફેરફાર થાય છે, વિકાર પણ થાય છે, વિશેષતાઓ પણ થાય છે. વિકારોને જાતજાતની રીતે ઉખાડી નાખવામાં આવે છે અને વિશેષતાઓને તે દેશના સામાજિક જીવનના નમૂનાઓ રૂપે ઇતિહાસમાં રજૂ કરવામાં આવે છે.

ભારતની પરિસ્થિતિ બદલાતી રહી છે. તેમાં વિકારો આવ્યા છે અને વિશેષતાઓ પણ ઉત્પન્ન થઇ ગઇ છે. વિશેષતાઓનો સમાજે ઉદારતા અને મહત્તાથી ઉપયોગ કર્યો છે અને વિકારોનો પ્રબળ વિરોધ કર્યો છે. આ વિરોધો કરવામાં ઘણે ભાગે સત્યાગ્રહની મુખ્યતા છે અને તે એટલે સુધી કે, જ્યાં અત્યાચારની સામે શરીરબળનો ઉપયોગ કરવામાં આવ્યો છે, અર્થાત્ તલવાર પણ ઉપાડવામાં આવી છે, ત્યાં પણ આત્મબળ યાને સત્યાગ્રહનું અપમાન કરવામાં નથી આવ્યું. એવું દૃષ્ટાંત સંસારની બીજી પ્રજાઓમાં ભાગ્યેજ મળશે.

પરિસ્થિતિ અનુસાર દેશોમાં વ્યક્તિગત અને ધાર્મિક સત્યાગ્રહનો પ્રસંગોપાત ઉપયોગ થયો છે. પણ વર્તમાન પરિસ્થિતિ બદલાઇ ગઇ છે. એ સત્યાગ્રહોના અમોઘ પ્રયોગને લીધે

વ્યક્તિગત અને ધાર્મિક અત્યાચારો સંસારમાંથી નષ્ટપ્રાય થઈ ગયા છે અને જે થોડા ઘણા અત્યાચારો થાય છે તે એવા નિર્વીર્ય છે કે, અત્યારે તેના ઉપર સત્યાગ્રહાસ્ત્રના પ્રયોગની જરૂર રહી નથી. પણ આ જમાનામાં સામાજિક અને રાષ્ટ્રીય અત્યાચારોનો બહુ ભારે ઉપદ્રવ છે. એ ઉપદ્રવ ભયંકર, બહુજ અનીતિ-મૂલક, અનાચારપૂર્ણ અને ઘૃણિત તથા સર્વ-નાશકારી છે. સમસ્ત સંસાર આ અનાચારથી ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યો છે. પરિસ્થિતિ દિનપ્રતિદિન ભયંકર થતી જાય છે. સર્વથી પહેલાં સમાજે સામાજિક અત્યાચારનો અનુભવ કર્યો. અમેરિકામાં ગુલામો માટે લોહી વહેવડાવવામાં આવ્યું, યુરોપમાં સ્ત્રીઓએ પુરુષો ઉપર ખૂની હુમલા કર્યા, મજૂરોએ બળવા કર્યા; એટલેથીજ વાત સમાપ્ત ન થઈ; પરંતુ દોરદમામ અને પ્રભાવના ખોટા તેજમાં છુપાયેલો રાષ્ટ્રીય અત્યાચાર પણ હવે ઢાંકચો ન રહ્યો. તે ખરા સ્વરૂપે બહાર આવ્યો. તેનું શરૂઆતનું સ્વરૂપ પણ બહુ ભીષણ છે. આખી દુનિયા આજે હાથમાં ઉઘાડી તલવાર લઈને ઊભી છે. સમાજની, કાયદાની, પદ્ધતિની અને નીતિની પરસ્પર અથડામણ થઈ રહી છે. જનતા સમસ્ત જવાબદારી ભૂલી જઈને લોહી અને લોઢાની ધૂનમાં ઝઝૂમી પડી છે. દિવસે દિવસે મામલો ગંભીર બનતો જાય છે.

આમ છતાં સમસ્ત સંસારના માનવ-સમાજનો અત્યાચાર વિરુદ્ધનો આ બળવો ક્ષમાપાત્ર છે. સમાજે મરણિયા થઈને આ બળવો કર્યો છે. પોતાનાં સુખ, શાંતિ, ધન, જન અને જીવન સર્વનો તે હોમ કરી રહ્યો છે, છતાં પણ તે માર્ગ વખાણવા લાયક નથી. એ સત્ય છે કે, ભારત પણ સામાજિક અને રાષ્ટ્રીય ઘોર અત્યાચારોનો શિકાર બન્યું છે અને તેને અસહ્ય સમજીને તેના વિરોધમાં સંસારને સાથ આપવા ઇચ્છે છે. એવી દશામાં અમે

તેને અટકાવીને અત્યાચારનો પક્ષ નહિ લઇએ, પણ અમે માત્ર એટલીજ સંમતિ આપીશું કે, ભારતવર્ષે વિપ્લવ અને રક્તપાત છોડી દઇને સામાજિક અને રાષ્ટ્રીય સત્યાગ્રહાસ્ત્રનો પ્રયોગ–સંહાર કરવો જોઇએ. માનવ–સમાજ ઉપર નીચે પ્રમાણે અત્યાચારનું દોષારોપણ કરીએ છીએ.

૧. સંપત્તિ, અધિકાર, અને જીવનક્રમમાં ભયાનક અસમાન વહેંચણી થઈ છે. એક તરફ દેશમાં મોટા મોટા ધનવાન છે અને દિવસે દિવસે તેમનું ધન વધ્યે જાય છે; તેમ છતાં પણ તે તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે જાણતા નથી. બીજી બાજુએ ઘણા ગરીબ લોકો છે કે, જેમનો નિર્વાહ પણ મહા મુશીબતે ચાલે છે અને જેઓ આ દુઃખના કારણથી અર્ધી ઉમરે પહોંચતાંજ મરણશરણ થાય છે. દિવસે દિવસે તેમની ગરીબાઈ વધતી જાય છે. જ્યારે વેપારીઓ અને બીજા ધંધાદારી માણસો અનિયમિતપણે પણ વધારે કમાઈ શકે છે, ત્યારે બીજી તરફ આ ગરીબો બહુ મુશ્કેલીએ થોડાક આના કરતાં વધારે કમાઈ શકતા નથી; બીજી બાજુ ખર્ચમાં તેમની અને મોટા મોટા ધનિકો વચ્ચે અંતર રહેતું નથી; અર્થાત્ કમાણીમાં ધનવાન લોકો હજારગણું વધી જાય છે, ત્યારે ખર્ચમાં બંને બરાબર રહે છે. તેથી જીવન અત્યંત ક્ષીણ, દુઃખી અને નકામાં થઇ રહ્યાં છે. જેઓ પોતાના લાભના સેંકડો ઉપાયો શોધી કાઢે છે અને ગરીબોને પીસી નાખે છે; એટલુંજ નહિ, પણ કાયદા બનાવીને પણ પીસે છે, એવા જબરજસ્ત અત્યાચારીઓને સમાજે અધિકાર સોંપ્યા છે. દુષ્કાળ, પ્લેગ, ઇન્ફ્લ્યુએંઝા એ સર્વ તેનાંજ પરિણામ છે.

૨. અસ્પૃશ્ય, સ્ત્રી, કન્યા અને સંતાનો ઉપર સમાજ મનમાન્યો વ્યક્તિગત અત્યાચાર થવા દે છે. પાળેલાં કૂતરાંઓથી પણ હલકાં સમજીને તેમને ધુતકારે છે, સ્ત્રીઓને પગના જોડા જેવી

ગણવામાં આવે છે, પુરુષ ખુલ્લે ખુલ્લા તેને દેખાડી દેખાડીને વ્યભિચાર કરે છે અને નિર્લજ્જ થઇને તેને સતીત્વનો ઉપદેશ આપે છે. સમાજે પુરુષોના વ્યભિચારને ચાલુ રાખવા માટે બજારમાં વેશ્યાઓ વસાવી છે. પુરુષને બહુ સહેલાઈથી બીજી સ્ત્રી પ્રાપ્ત થઇ શકે છે. સ્ત્રીને બાળવિધવા હોવા છતાં પણ કઠણ બ્રહ્મચર્યવ્રતનો ઉપદેશ કરવામાં આવ્યો છે, અને પુરુષો અનેક વાર લગ્ન કરે છે. સ્ત્રીના મરણને દિવસેજ સ્મશાનમાં વિવાહ-ચર્ચા ચાલે છે. સાઠ, સિત્તેર વર્ષના બૂઢાઓ પણ બાળકન્યાઓ સાથે વિવાહ કરતાં અચકાતા નથી. એક બાજુ એક કુળવાન પુરુષ બસો વિવાહ કરે છે અને કન્યાને પતિનું મોં જોવાનો વખત પણ આવતો નથી. લોકો સંતાનોને પોતાની ઇચ્છાનુસાર પોતાના કામને લાયક બનાવે છે અને શિક્ષણ આપે છે. કોઢવાળો, ફેફ્-રાના રોગવાળો, ગરમીના રોગવાળો, કંગાળ અને ભિખારી પણ વિવાહ કરે છે અને સંતાન ઉત્પન્ન કરે છે. એ સંતાનોની અભિ-રુચિ તરફ તેઓ ધ્યાન આપતા નથી; તેમજ તેમનો વિકાસ થવા દેવાની પરવા પણ કરતા નથી અને બાળપણમાં વિવાહ કરીને તેનું સત્યાનાશ વાળે છે. પરિણામ એ આવ્યું છે કે, લાખો અસ્પૃશ્યો પરધર્મી થઇ રહ્યા છે અને પોતાનો કામધંધો, મર્યાદા, શીલ, સર્વનો ત્યાગ કરી રહ્યા છે. સ્ત્રીઓ કુલટા, વ્યભિચારિણી ને કંકાસ કરનારી થઈ પડી છે. ગર્ભપાત બેશુમાર થાય છે. ક્ષય, કુષ્ઠ, પ્રદર, હિસ્ટીરિયા વગેરે ભયંકર રોગ કે જે ચિંતા, દુ:ખ, અનૈસર્ગિક વ્યભિચાર વગેરેનાં પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે, તે વધતા જાય છે. સ્ત્રીઓમાંથી સંતાનોની ઉત્પાદક શક્તિનો નાશ થઇ રહ્યો છે, બાળકો કદ્રૂપાં, દુર્બળ, નકામાં અને અલ્પાયુષી થતાં જાય છે, વંશનો નાશ થઇ રહ્યો છે; કમાવાની, જીવવાની અને સુખ ભોગ-વવાની શક્તિનો નાશ થઇ રહ્યો છે.એ સિવાય લાખો બાળકો એવાં

છે કે જે છ માસ જેટલી નાની ઉમરમાં પોતાનાં મા–બાપનાં પાપે કોઢવાળાં કે ગળી ગયેલી આંગળીઓવાળાં થઇ જાય છે. આ બધા ઉપરાંત અઢી કરોડ વિધવાઓ અને છપ્પન લાખ નકામા ભિખારીઓ સમાજની ભયંકરતા દિનપ્રતિદિન વધારી રહ્યા છે.

૩. આચારને લોકો રૂઢિ–રિવાજ માને છે અને તેને તે પોતાના ચાલુ જીવનનો કોઇ ઉપયોગી ભાગ નથી ગણુતા.

સમાજે નીચે પ્રમાણે તેનું સંશોધન કરવું જોઇએ અથવા તેની વિરુદ્ધ સત્યાગ્રહના મહાસ્ત્રનો પ્રયોગ કરવો જોઈએ.

એવો પ્રબંધ થાય કે,ધનવાન વધારે ધનાઢ્ય થતો અટકે અને ગરીબ વધારે ગરીબાઈમાં જતો અટકે. એ આ પ્રમાણે થઇ શકેઃ–

(क) ધર્મ અને ઇમાનના સોગન લઇ વ્યાજ લેવાનું એકદમ બંધ કરવામાં આવે. રૂપિયાની લેણુદેણુ, ગીરોગાંઠણુ, ખત, દસ્તાવેજ, વદ્દન બંધ કરી દેવામાં આવે. પંચ અને શાહુકાર વગેરે વ્યાજખાઉ લોકોને સખ્ત સજા કરવામાં આવે અને તેમનો સર્વ સામાજિક વ્યવહાર બંધ કરવામાં આવે.

(ख) વિદેશી વેપાર, દલાલી, સટ્ટો એ બધું તદ્દન બંધ કરવામાં આવે; તેનું નામ પણુ ન રહે.

(ग) પૈસાદાર લોક પોતાના પૈસાથી ખેડૂત, કારીગરો અને વિદ્યાર્થીઓને એ રીતે સહાય કરે કે જેથી સંપત્તિશાસ્ત્રની રીતે તેને યોગ્ય આર્થિક લાભ પણુ થાય અને તે લાભમાં ઉપરના ત્રણે પ્રકારના ધંધાદારીઓ યોગ્ય રીતે સામેલ થાય. જેમકેઃ–

ખેડૂતોને વગરવ્યાજે રૂપિયા આપવામાં આવે અને તેની ઊપજનો પોતાની જામીનગીરીથી દેશમાં વિનિમય કરવામાં આવે. જ્યારે માલ ખેડૂતના ઘરમાંથી આવે, ત્યારે તેનો જે ભાવ હોય, તેનાથી જે વધારાના ભાવથી બીજા દેશમાં એ માલ

વેચાય, તેના નફાનો અર્ધો ભાગ ખેડૂત અને અર્ધો ભાગ વેપારી લે. મૂળકિંમત બધી ખેડૂતને મળે. આવા વેપારીઓ બહુ થોડા નીકળે અને ધીમે ધીમે એ વેપારીઓ પણ ઓછા થઈ જાય અને પરિણામે ખેડૂતો સ્વાવલંબી થઈ જાય.

આવોજ વહેવાર કારીગરો સાથે રહે. કારીગરોના માલની અને જાતની ગેરંટી રહે. વેપારી તે માલને પરદેશમાં વેચે. તેને કદી અહીં ન વેચે. ગ્રાહકો ત્યાંથીજ સીધો માલ ખરીદે અને કારીગર જે ભાવે સામટો માલ વેપારીને આપે, તેજ ભાવ લઈને પરચુરણ ગ્રાહકને આપે. અર્થાત્ વેપારી દેશ બહાર વેચવાની મજૂરી લઇ શકે, પણ તેજ સ્થાનની નહિ. એ ધંધાને ઉપયોગી એવાં ઉત્તમોત્તમ સાધનોનો, ખેડૂત અને કારીગરવર્ગ જો અસમર્થ હોય, તો વેપારીએ પોતાની સત્તાથી સંગ્રહ કરી આપવો જોઇએ.

ગામના વિદ્યાર્થીઓ માટે ઉદ્યોગધંધો, ચારિત્ર્યગઠન, શરીરરક્ષણ વગેરેના શિક્ષણનો પ્રબંધ સ્થાનિક પૈસાદારો અને વિદ્વાનો ઉપર હોય. તેઓ પણ તેની જવાબદારી લે. તેમની શિક્ષા–દીક્ષા અને ચારિત્રમાં કાંઈ ખામી ન રહે. વીસ વર્ષનો થયા બાદ કોઇ પણ વિદ્યાર્થી નકામો, રોગી, કમાઇ ન શકનાર, ચારિત્ર્યહીન, મૂર્ખ યા દુર્બળ હોય, તો તેનો જવાબ સ્થાનિક ધનિકો અને વિદ્વાનો પાસે માગવામાં આવે અને તે માટે તેમને સખ્ત શિક્ષા કરવામાં આવે.

ધનિક લોકો એવા ઉદ્યોગધંધા–કારખાનાં ખોલે કે જેથી દેશનો કાચો માલ તરતજ પાકો થઇ જાય અને તેનો દેશના દરિદ્ર મજૂરોને પૂરો લાભ મળે. તેઓ રખડેલ, ચોર, અલ્પાયુષી, જૂઠા અને બેધ્યાન દેખવામાં આવે, તો દેશના ધનિકોને સખ્ત શિક્ષા કરવામાં આવે. દેશને વાપરતાં વધેલો માલ વિદેશોમાં

મોકલવામાં આવે અને તેને બદલે નગદ રૂપિયા દેશમાં પાછા લાવવામાં આવે.

દેશમાં ચેપી રોગચાળો ફાટી નીકળે તો ધનિકોને નાસી જતા અટકાવવામાં આવે. તેમની પાસેથી મોટી મોટી રકમો લઈને રોગનો નાશ કરવાનો પ્રબંધ કરવામાં આવે. કોઇ પુરુષ ધન કે બળના જોરથી ગરીબની જમીન દબાવી ન બેસે. રહેવાનું મકાન કોઈ ન વેચી નાખે, ભાડે આપવા માટે કોઇ મકાન ન બનાવે, ભાડું લઇને કોઇને મકાન કે દુકાન આપે નહિ અને લે પણ નહિ. થિયેટર, વ્યાખ્યાનભવન અને સાર્વજનિક ધર્મશાળા, હોટેલ વગેરેની જરૂરિયાત અનિવાર્ય જણાતાં અપવાદરૂપે રહે; એ જગાઓ પણ માલિકીની હોય એજ ઉચિત છે. અર્થાત્ ધનવાન લોક પોતાનો અધિકાર જમાવી જમીનને ઘેરી લઈ મરજી મુજબ ન કરે. જમાદારો, રસોઇયાઓ, પટાવાળાઓ, નોકરો અને એવા બીજા લોકો કે જે સાર્વજનિક કાર્યોમાં નિકટના સંબંધી છે, તેમને સમાજ પોતાના બંદોબસ્તથી રહેવાની જગા આપે. ખાવાપીવાની વ્યવસ્થા કરે. તેઓ સ્વેચ્છાચારી ન રહી શકે; કેમકે તેમનાં સ્વાસ્થ્ય, ચારિત્ર અને જીવન સાથે જનતાને અને ખાસ કરીને બાળકોને ગાઢ સંબંધ હોય છે.

આ પ્રમાણે પહેલા દોષનું નિવારણ થઇ શકે. હવે બીજા દોષનું સંશોધન અમે આ પ્રમાણે ઇચ્છીએ છીએ.

(क) અંત્યજોને અસ્પૃશ્ય માનવામાં આવે નહિ. તેમને મંદિરો, ધર્માલયો, સ્કૂલો અને ઉત્સવોમાં સમાનતાથી દાખલ થવા દેવામાં આવે. તેમને સ્વચ્છ રહેવાનું, સભ્ય બનવાનું, દુષ્ટ રીતરિવાજોથી બચવાનું, ચારિત્ર્ય સુધારવાનું અને આચારની હદમાં રહેવાનું શિક્ષણ આપવામાં આવે અને યોગ્ય નિયમન પણ રહે.

(ख) સ્ત્રીઓના પડદા દૂર કરવામાં આવે. બહાર જતી વખતે દરેક સ્ત્રીપુરુષ સાથે રહે કે જેથી લંપટ પુરુષોની, વેશ્યાઓના મેડા અને પરસ્ત્રી તરફ તાકવાની આદત છૂટી જાય; કેમકે દરેક પુરુષ પોતાની સ્ત્રીની મર્યાદા રાખશે. સાથે એ પણ સમજશે કે, જેમ આપણે પરસ્ત્રી અને વેશ્યાઓ તરફ જોઇએ છીએ, તેમ કોઇ આપણી સ્ત્રીને પણ જોશે અને આપણી સ્ત્રી પણ પર-પુરુષને જોશે.

(ग) વેશ્યાઓ સાથેના સર્વ સંબંધનો ત્યાગ કરવામાં આવે. તેમનાં ઘર આગળ સ્વયંસેવક નીમવામાં આવે અને તેઓ ત્યાં જનાર આવનારનાં નામ લખે. જે અપરિચિત હોય તેની છબિ પાડી લે અને હમેશાં પ્રાતઃકાળે એ યાદી છપાવીને નગરમાં ચોટાડવામાં આવે કે, અમુકનો પુત્ર, અમુક નામવાળો, અમુક વખતે, અમુક વખત સુધી, અમુક વેશ્યાને ઘેર ગયો અને રહ્યો હતો. અપરિચિતોનાં ચિત્ર ચોડવામાં આવે તેથી ગામમાં ચળ-વળ ચાલશે, માનહાનિના દાવા થશે, ખૂનખરાબી થશે, આ બધાને ધૈર્યપૂર્વક સત્યાગ્રહાસ્ત્રદ્વારા ઝીલવાં પરંતુ કંઈ કહેવું કે સાંભળવું જોઇએ નહિ. હાઇસ્કૂલોના અધ્યાપક અને કોલેજોના પ્રોફેસરોનેજ આ કાર્યમાં સ્વયંસેવક તરીકે ચૂંટવામાં આવે; કેમકે એ લોકો દસ દસ વર્ષ પહેલાંના જૂના વિદ્યાર્થીઓને અટકાવવામાં પ્રભાવશાળી થશે અને તેઓ એ કાર્યમાં બેઇમાન-દારી કરતાં પણ ડરશે.

(घ) કન્યાઓના વિવાહ તેરથી સોળ વર્ષની ઉમરમાં કરવામાં આવે. વરની ઉમર તેનાથી પાંચથી નવ વર્ષ સુધી વધારે રહે. સ્વાસ્થ્યમાં બન્ને સરખાં હોય, એ ઉપર ખાસ નજર રહે. રૂપ, ગુણ અને ચારિત્ર્યનું પણ ધ્યાન રાખવામાં આવે. છોકરો વિદ્યાર્થી

અથવા રોજગાર વિનાનો ન હોય, તેમજ વારસાનો કે બીજો કોઈ ચેપી રોગ બન્નેમાં હોય નહિ તે પણ જોવામાં આવે.

(छ) વિધવાઓને વિવાહની સ્વતંત્રતા આપવામાં આવે, પણ તેની પ્રશંસા કરવામાં ન આવે. પુરુષ કે સ્ત્રી ગમે તે પુનર્લગ્ન કરે, પણ તેમને પરોક્ષ રીતે પવિત્ર જીવન ગાળવા તરફ ઉત્તેજિત કરવામાં આવે. કુંવારો છોકરો વિધવા સાથે અને કુંવારી કન્યા વિધુર સાથે પરણાવવામાં આવે નહિ. પવિત્ર જીવન ગાળનાર પુરુષો અને વિધવાઓની યોગ્ય પ્રશંસા કરવામાં આવે અને સમાજ તેમની પ્રતિષ્ઠા સ્વીકારે. તેમને યોગ્ય બનાવીને સમાજસેવાનાં કાર્યોમાં જોડવા ઉત્તેજન આપવામાં આવે. તે જાહેરજીવન ગાળનાર વ્યક્તિ બને. સ્ત્રીઓ સ્ત્રીઓને અને પુરુષો પુરુષોને શિક્ષણ આપે. આવાં સ્ત્રીપુરુષો ગૃહસ્થ સ્ત્રીપુરુષોને શિક્ષણ આપે, તે શિક્ષણ પુસ્તકિયા ન હોય. સ્ત્રીઓને પાકવિદ્યા, દરજીકામ, હિસાબ, ઘર સાફ કરવું, કરકસર, ઝાડપાન ઉછેરવાં, નાજુક કોતરણી, ચિત્રકળા અને ગાયનવિદ્યા શીખવે અને પુરુષોને સભ્યતા, વ્યવહારચાતુર્ય, દુકાનદારી, વ્યવહાર–જ્ઞાન, કળાકૌશલ્ય, સાધારણ શિલ્પકળા, ધંધા, ચારિત્ર્ય–રક્ષણ, ગંભીરતા વગેરે વિષયોનો અભ્યાસ કરાવે.

એમ કરવાથી વિધવા અને વિધુરો નકામાં નહિ રહે, વિકારોથી બચશે અને પ્રશંસાપાત્ર તથા સમાજમાન્ય થશે. લોક તેમનું અનુકરણ કરશે તથા તેમના પ્રયત્નોથી ઘર સ્વર્ગીય બની જશે.

(ज) કોઢવાળો, ગરમીવાળો, પ્રમેહવાળો, ફેફરાના રોગવાળો, ક્ષયવાળો, ગાંઠવાળો વગેરે રોગીઓ સાથે લગ્ન કરવા દેવામાં આવે નહિ અને તેઓ સંતાન પણ ઉત્પન્ન ન કરે. આવા છોકરાઓ

અથવા પુરુષો, જો તેઓ વિવાહ કરે તો, તેમને તથા તેમના હિમાયતીઓને સખ્ત શિક્ષા કરવી જોઇએ. એ લોકો સમાજથી જુદા રહે. તેમને માટે સ્થળે સ્થળે સેનિટોરિયમ ( સ્વાસ્થ્ય–ભવન ) તૈયાર કરવામાં આવે. તેઓ ત્યાંજ સાથે રહે, આરોગ્ય સાચવવા પ્રયત્ન કરે અને શિલ્પકામ તથા ઉદ્યોગ–ધંધો શીખે. માતા, પિતા અને ઘરનાં વૃદ્ધ માણુસોએ એવો નિયમ કરવો જોઇએ કે, યુવક–યુવતી ઋતુકાળમાંજ સાથે સૂએ. બીજે વખતે યુવક વૃદ્ધો પાસે સુએ અને સ્ત્રી સાસુ વગેરે પાસે સૂઇ રહે. પ્રસવ પિયેરમાં કરવાની રીત શરૂ કરવી જોઈએ અને ગર્ભ રહ્યાની ખાતરી થતાંજ બે માસની અંદર અને ત્રીજો મહિનો શરૂ થતા પહેલાંજ સ્ત્રી જાહેર રીતે ધામધૂમથી પિયેર મોકલી દેવી જોઇએ અને બાળક દોઢ વર્ષનું થાય ત્યાંસુધી ત્યાંજ રહે. જે યુવક પોતાનું સ્વતંત્ર નાનું કુટુંબ બનાવી પોતાના ભાઈઓથી જુદો રહેવા ઇચ્છે, તેનો તિરસ્કાર કરવામાં આવે, તેને સમાજ ઘૃણા–દૃષ્ટિથી જુએ, તેનાં છોકરાંના લગ્ન–વિવાહમાં અડચણ નાખવામાં આવે અને તેને એમ ઠસાવવામાં આવે કે, તેનો ક્રમ નિંદ્ય છે. દેશમાં સ્થળે સ્થળે એવી ખાસ શાળાઓ સ્થાપવામાં આવે કે જ્યાં દોઢ વર્ષથી પાંચ વર્ષ સુધીનાં બાળકોને વૈજ્ઞાનિક પદ્ધતિથી પાળવામાં આવે;અર્થાત્ જ્યારે સ્ત્રી સાસરામાં પાછી આવે, ત્યારે બાળકને એ શાળામાં આપતી જાય. બાળકો ત્યાંજ પાળવામાં આવે, ત્યાંજ તેમના સ્વભાવ અને પ્રકૃતિની પરીક્ષા થાય. ત્યાંના પ્રમાણપત્રના આધારેજ નિશાળ વગેરેમાં જેવી તેની પ્રકૃતિ હોય તેજ પ્રકારનું શિક્ષણ આપવામાં આવે. બાળકો વિદ્યાર્થીઆશ્રમમાં રહે. વિદ્યાર્થીઆશ્રમ ગામથી બહાર હોય. કન્યાઓ અને છોકરાઓનાં છાત્રાલયો તો જુદાં હોય, પણ તેમને પ્રાથમિક શિક્ષણ એક સાથે મળે કે જેથી બાળકોને શરૂઆતથીજ એકબીજા પ્રત્યે ખેંચાણ અને

ગલગલિયાં ઉત્પન્ન ન થાય. આગળ જતાં છોકરાછોકરીઓ પોતાના વિષયોનો જુદો જુદો અભ્યાસ કરે. કન્યાઓને ગૃહ-પ્રબંધનું પૂર્ણ શિક્ષણ મળે અને પુરુષોને વ્યવહારશાસ્ત્રનું શિક્ષણ મળે. એ વિષયો તો અનિવાર્ય છે, બાકીના વિષયો ભલે તેમની ઇચ્છાનુસાર થાય. પ્રત્યેક બાળકે કોઇ પણ એક વિષયમાં સન્માન પામવું અનિવાર્ય થાય અને તેજ વિષય તેનો મુખ્ય ધંધો હોય. કોઇ પણ યુવક અધૂરું શિક્ષણ લઈ કામકાજ કે નોકરીમાં ન પડે. સમાજ તેનું નિયમન કરે. બીજા દોષનું આ રીતે નિરાકરણ થઇ શકે છે.

હવે ત્રીજું સાંભળોઃ–

(क) પોશાક અને ભોજન જાતીયતાની દૃષ્ટિથી નક્કી કરી લેવામાં આવે અને દેશવિદેશમાં તેજ પોશાક, તેજ ભોજન અખંડરૂપે ચાલે. તેમાં ઋતુ અથવા સ્વાસ્થ્યને લીધે કોઇ ફેરફાર કરવો પડે તો તે માટે છૂટ હોય.

(ख) આખા દેશમાં એકજ ભાષાનો પ્રચાર થાય. એ ભાષા સરળ હોય, વધુ પ્રચલિત હોય અને પ્રૌઢ પણ હોય.

(ग) વિવાહ, મૃત્યુ, ઉત્સવ, તહેવાર વગેરેમાંથી જે વિષય-ની ઉપયોગિતા ન હોય, તેને કાઢી નાખવામાં આવે અને તેને બદલે બીજા યોગ્ય રીતરિવાજો શરૂ કરવામાં આવે.

(घ) મતમતાંતરો સંબંધી જક્કીપણું છોડી દેવું જોઇએ. સત્ય બોલવું, સર્વ સાથે પ્રેમ રાખવો, સર્વને આત્મવત્ સમજવા, દયા, પવિત્રતા, ઇન્દ્રિયોની સ્વાધીનતા વગેરે સર્વમાન્ય ગુણોના સાચા ધર્મસ્વરૂપને ઓળખવું જોઇએ. એ સિવાય જેઓ કોઇના માર્ગમાં વિરોધ ન કરતા હોય, એવા કોઈ પણ સજ્જનના વિચારસ્વાતંત્ર્ય પર તરાપ મારવામાં આવે નહિ. વ્યાવહારિક ઉપાયોથી તેને

પોતાની સાથે ભેળવવામાં આવે, કેમકે જુદાઇ સર્વત્ર ખરાબ વસ્તુ છે.

સમાજ આ સંશોધનનો સ્વીકાર કરે નહિ, તો તુરતજ મોરચો માંડી સત્યાગ્રહનું યુદ્ધ શરૂ કરી દેવું જોઇએ.

## પહેલો મોરચો

(क) જેણે જેના રૂપિયા વ્યાજે લીધા હોય તે એકદમ આપવાનો ઇનકારકરે અને પરિણામે જપ્તી કે લિલામ થાય તો થવા દે.

(ख) મજૂર, નોકર, ખિદમતગાર, રસોઇયા, પટાવાળા વગેરે સર્વ ખાનગી નોકરો કામ છોડીને સ્થાયી હડતાલ પાડે.

(ग) ખેડૂત, કારીગર અને નોકરિયાતવર્ગ, વેપારીઓને કોઈ પણ પ્રકારની સહાય કરે નહિ અને તેમને માલ પણ ન વેચે. જો શેઠ કે વેપારીનું કરજ હોય તો પોતાનો માલ બીજે (ઉપયોગ કરવાવાળાઓને—વેપારીઓને નહિ) વેચી વ્યાજ વિના નગદ રૂપિયા આપે. વ્યાજ માગે તો ન આપે, અદાલત સમન્સ કાઢે તો જપ્તી થવા દે અને જેલમાં પણ જાય.

(घ) કોઇ પણ માણસ વેપારી પાસેથી એક પૈસાનો માલ ખરીદ કરે, કે વેચે નહિ.

(ङ) જાતિભાઇઓ, અસ્પૃશ્યો અને પુરોહિતો તેની સાથેનો સઘળો સંબંધ છોડી દે.

## બીજો મોરચો

(क) અસ્પૃશ્ય લોકોને જે અસ્પૃશ્ય સમજે, તેમના હાથનું સમાજ ખાયપીએ નહિ, તેને તેઓ પણ અસ્પૃશ્ય સમજે, તેમના હાથનું તે ખાયપીએ નહિ. પોતાના પૂજા—ઉત્સવ વગેરેમાં તેમને ભાગ લેવા દે નહિ, તેમનું કામકાજ કે ટહેલટાંપુ વગેરે પણ કરે નહિ. ચમાર જોડા ન બનાવે અને ભંગી સાફસૂફ ન કરે. જ્યાંસુધી

બને ત્યાંસુધી તેમના વિના પોતાનું કામ ચલાવે અને તેમની પાસે-થી મદદ ન લે. કાયદા અને સરકારે તેમને જે સ્વતંત્રતા આપી રાખી છે તેનો યોગ્ય લાભ ઉઠાવે.

(ख) વ્યભિચારી પુરુષનો તેની સ્ત્રી ત્યાગ કરે અને પિયેર જતી રહે. તેની પાસે કદી ન રહે. તેમાં અડચણ કરે તો તે અદા-લતને શરણે જાય અથવા હઠ કરે. પુરુષને માથે બાળકોને મૂકી જાય. ગમે તો તે ફાવે તેટલાં નાનાં હોય અથવા ભલેને તે મરીયે કેમ ન જાય?

(ग) કોઇ વિધુરના વિવાહમાં એક પણ સ્ત્રી ભાગ લે નહિ. કન્યા અદાલતને શરણે જાય અને એ વિવાહમાં પોતાની અનિચ્છા પ્રગટ કરે. નાતના પંચ કે મુખી આવા માણસોનો સઘળો વહે-વાર બંધ કરી દે.

(घ) વૃદ્ધવિવાહ કરવાવાળા, કન્યાવિક્રય કરનારા અને બાળ-લગ્ન કરનારાઓની ખૂબ ઝાટકણી કાઢવામાં આવે, તેમનાં ચિત્રો શેરીએ શેરીએ ચોટાડવામાં આવે, ફજેતો કરવામાં આવે અને કન્યાને ઉપાડી જઇને તરતજ યોગ્ય વર શોધી કાઢી તેનો વિવાહ કરવામાં આવે. ગમે તો તેને જેલમાં જવું પડે, તોપણ આ નિયમને નરમ પડવા ન દે.

(ङ) શક્તિની દવા વેચનાર, ગર્ભપાત કરાવવાની દવા વેચ-નાર વૈદ્યડૉકટરોનો એકદમ બહિષ્કાર કરવામાં આવે. જે આવી જાહેરાત આપે તેનો સર્વ વ્યવહાર બંધ કરવામાં આવે, તેના ઓસડનો પ્રયોગ કરીને છાપવામાં આવે અને ભેદ ખુલ્લો કરી દે-વામાં આવે. અશ્લીલતાનો મુકદ્દમો ચલાવવામાં આવે અને તેના જૂઠને સર્વ રીતે પ્રગટ કરવામાં આવે.

(च) એક સ્ત્રી હોવા છતાં જે ફરી લગ્ન કરવા ઇચ્છે, તેની

સ્ત્રીએ પણ બીજો વર ખોળવાની પોતાના ઠામઠેકાણા સાથે નોટિસ છપાવવી જોઇએ અને તેની સગાઇ સાથે તેની સગાઇ, લગ્ન સાથે લગ્ન અને વિવાહ સાથે વિવાહ કરવો જોઇએ. યુવકમંડળ તેને પૂર્ણ સહાય કરે. આવા એક બે દાખલા બનતાંજ પુરુષોની સાન ઠેકાણે આવી જશે.

## ત્રીજો મોરચો

વિવાહ, મૃત્યુ અને ઉત્સવની અયોગ્ય અને બિનજરૂરી બાબતો, પછી તે ગમે તેટલી તુચ્છ હોય, તોપણ તેની સામે સખ્ત સત્યાગ્રહ કરવો. ધારો કે, જો ભોજન વખતે ફટાણાં ગાવામાં આવે તો આખી જાન ભોજન છોડીને ઊઠી જાય અને ફરીથી તે ઘેર ભોજન પણ ન કરે. બની શકે તો આવી બાબતોને લીધે વિવાહ કર્યા વિના પાછા આવવું જોઇએ. એકજ ઘટના આખા ગામને સેંકડો વર્ષો માટે પૂરતી છે.

છોકરાં, બાળકો યા પરિવારનાં માણસો સર્વ એકજ જાતનાં કપડાં પહેરે, એકજ જાતનું ભોજન કરે. આ ગોઠવણ સત્યાગ્રહ-સભા કરે. તેનાથી વિરુદ્ધ પક્ષનો સર્વથા બહિષ્કાર કરવો જોઇએ. વિદેશથી પાછો આવેલો માણસ પણ જો પોતાના આચાર-વિચાર સ્વદેશી ઢબના ન રાખે, તો તેની સાથે પણ એવોજ વ્યવહાર રાખવો જોઇએ.

નિશાળોમાંથી બાળકોને એકદમ ઉઠાડી લેવાં જોઇએ. તેમને પરચુરણ નાના કારીગરો, વિદ્વાનો અને ખેડૂતોના શિષ્ય બનાવવા જોઇએ અને બનતા સુધી કોઇ નોકરી કરે નહિ. ખાસ કરીને વિલાયતી ઢબે ચાલતી ઑફિસ, કચેરી કે કોઇ પણ વ્યક્તિની નોકરી કરે નહિ.

શહેરો છોડીને સજ્જન અને સમજુ માણસો ગામડાંમાં જઇને વસે.

આ સત્યાગ્રહ–યજ્ઞમાં સમાજનો જૂનો દોષ બળીને ખાખ થઈ જશે, સમાજની કુરીતિ નાશ પામશે અને તમારો વિજય થશે.

રાષ્ટ્રીય સત્યાગ્રહની જરૂર સરકારી શાસનપદ્ધતિની અનુદારતાથી ઉત્પન્ન થઇ છે.

અમે સરકારી શાસનપદ્ધતિ પર નીચેના દોષ મૂકીએ છીએઃ–

૧. ઇંગ્લૅંડમાં રાજસત્તા પ્રજાને અધિન છે અને પ્રજા રાજાને અધિન છે એવો શાસનક્રમ છે. કોઇ પણ કાયદો, નિયમ કે પ્રણાલી જેને પ્રજા પોતાના હિતને માટે જરૂરી સમજે છે, તેને (પ્રજાજ) બનાવે છે અને રાજા તો માત્ર સ્વીકારી લે છે. જો કોઈ કારણથી રાજા તેનો સ્વીકાર ન કરી શકે એમ હોય, તો એક વાર પ્રજાને અટકાવીને ફરી તેના પર વિચાર કરવા જણાવે છે; પરંતુ જો ફરી પણ પ્રજા એજ નિશ્ચયને વળગી રહે તો રાજા તેનો સ્વીકાર કરી અમલમાં લાવે છે.

નૈતિક જવાબદારીમાં ફેરફાર ન થાય એટલા માટે પ્રજાના બે ભાગ પાડવામાં આવ્યા છે–એક વિશિષ્ટ વ્યક્તિઓનો અને બીજો સર્વસાધારણ વ્યક્તિઓનો. બન્ને પક્ષોની જવાબદારીમાં ભેદ હોય એ સ્પષ્ટજ છે. સગવડ ખાતર બન્ને પક્ષોનાં પોતપોતાનાં હિતોનાં રક્ષણનું સ્થાયિત્વ રાખવા માટે બંને પક્ષોના મત જુદા જુદા લેવામાં આવે છે; પરંતુ પ્રતિષ્ઠિત સમૂહ પણ સર્વસાધારણની અનુમતિ વિના કોઇ રીતે પોતાના હિતનું સમર્થન કરી શકતો નથી. આ રીતે–ઉમરાવો, સમાજના મુખ્ય માણસો અને સાધારણ પ્રજા એકબીજાને અડચણ નહિ કરતાં પોતાનાં હિતોનું સરળતાથી પાલન કરી રહ્યાં છે.

અંગ્રેજી સામ્રાજ્યમાં રહેવા છતાં પણ ભારતવર્ષમાં આ નીતિનું અનુકરણ કરવામાં આવ્યું નથી. અહીં રાજ્યસત્તા પ્રજાને

તાબે કરવા તો ઇચ્છે છે, પણ પોતે પ્રજાને તાબે થતી નથી. કાઉન્સિલ સાથે સઘળો શાસનઅધિકાર વાઇસરૉય પોતાના હાથમાં રાખે છે. જો કે કાઉન્સિલમાં પ્રજામાન્ય નેતાઓ બેસે છે, પણ ઇંગ્લૅંડની માફક પ્રજાના ચૂંટેલા હોતા નથી; પરંતુ સરકારનિયુક્ત હોય છે. આમ છતાં તેમને પણ કાઉન્સિલની કાર્યવાહીમાં માત્ર મત આપવાનોજ અધિકાર હોય છે. વિરોધપક્ષમાં તેમની અંતિમ યુક્તિઓભરી દલીલોનું જોઇએ તેવું ખંડન કર્યા સિવાય અસ્વીકાર કરવામાં આવે છે અને જો પ્રજા તેમના પક્ષમાં હોય, તોપણ તેને ગણકારવામાં આવતી નથી. આ રીતે બાહ્ય-આડંબર માટે પ્રજાઅધિકારનો થોડો દેખાવ રાખીને સ્વેચ્છાચારનું રાજ્ય ચલાવે છે.

ભારતવર્ષ તેને અન્યાય અને અત્યાચારરૂપે સમજે છે અને તેની વિરુદ્ધ સત્યાગ્રહ-શસ્ત્રના પ્રયોગને આવશ્યક સમજે છે.

૨. સરકારનું મુખ્ય કર્તવ્ય પ્રજાની આંતરશક્તિને ધીમેધીમે પુષ્ટ કરવાનું હોવું જોઇએ અને તેનો સઘળો પ્રયત્ન આંતરશક્તિને વધારવામાં થવો જોઇએ. સઘળી સભ્ય સરકારોનાં દૃષ્ટાંત મોજૂદ છે અને ઇંગ્લૅંડમાં અંગ્રેજ સરકાર પણ તે પ્રમાણે વર્તી રહી છે. એ આંતરશક્તિ ત્રણ મુખ્ય ભાગોમાં વહેંચાયલી છે. (૧) શિક્ષણ, (૨) વેપાર અને (૩) યુદ્ધબળ.

શિક્ષણના સંબંધમાં અમને અત્યંત અસંતોષ છે. અમારાં બાળકોને શિક્ષણ આપવામાં જેવાં સાધનો જોઇએ તેવાં પૂરાં પાડવામાં નથી આવતાં અને શિક્ષણની ઉન્નતિ હાસ્યજનક ગતિએ ચાલી રહી છે કે જે બહુ ભયંકર છે. જ્યારે આખી દુનિયા ઝપાટાબંધ દોડી રહી છે, ત્યારે આપણે આ રગડપટ્ટીના વેગમાં કચરાયા વિના નહિ રહીએ. શિક્ષણ હદ કરતાં વધારે મોંઘું છે, અમારાથી

વીસગણા પૈસાદાર દેશનું શિક્ષણ પણ આટલું મોંઘું અને દુષ્પ્રાપ્ય નથી. એ સિવાય તે બિનઉપયોગી પણ છે. આ શિક્ષણે અમારી નૈતિક યા બીજી કોઇ પણ સ્થિતિને જરા પણ સુધારી નથી. આ શિક્ષણે અમારા જાતીય સ્વભાવને ભુલાવી દીધો છે. અમારી જાતીયતાથી અમને દૂર કર્યા છે. અમારા આત્મગૌરવ ઉપર જબરજસ્તીથી પડદો નાખવામાં આવ્યો છે. અમે માત્ર કલાર્ક કે મિસ્ટર રહ્યા છીએ. ઉદ્યોગ–ધંધો શીખવાની કંઈ યોજના નથી, ચારિત્ર્ય-સુધારણા માટે કોઇ પ્રબંધ નથી. ચારિત્ર્ય તો શિક્ષણ માટે જાણે કંઇ જરૂરનુંજ ન હોય એમ જણાય છે! ભણેલાગણેલા લોક ગરીબ, દુઃખી, કમજોર, રોગી, અલ્પાયુ અને નકામા સાબિત થયા છે.

આ ગડમથલ અમારી પ્રકૃતિ અને સ્થિતિને પ્રતિકૂળ હોવા છતાં, ઘણાજ થોડા અને મોંઘા શિક્ષણ માટે અમે સરકારની સામે વાંધો ઉઠાવીએ છીએ અને તેને અત્યાચાર સમજીએ છીએ.

વેપાર તો દેશમાં રહ્યોજ નથી. ભારતનો વેપાર દલાલી માત્રજ રહ્યો છે. ભારતના વેપારી દલાલ કે સટોડિયા છે. કોઇ પણ સભ્ય દેશમાં વેપારનું આવું ઘૃણાસ્પદ સ્વરૂપ નહિ હોય. સરકારની અબાધિત વેપારપદ્ધતિ, કાઉન્સિલ બિલ, હોમચાર્જ, એ સર્વ દેશના વેપારને ખેદાનમેદાન કરી રહ્યા છે. સરકાર એમ પ્રસિદ્ધ કરે છે કે, ભારત કૃષિપ્રધાન દેશ છે; અર્થાત્ કાચો માલ તૈયાર કરીને બહાર કોડીને મૂલ્યે મોકલવો અને ત્યાંથી તૈયાર થઇ આવેલ માલ સોનાના મૂલ્યે ખરીદી લેવો. બસ, એજ વેપારનું મુખ્ય અંગ રહી ગયું છે!

અંગ્રેજી સામ્રાજ્ય બહુ ઉન્નત અને વખણાયલું છે. તેને શી વાતની ખામી હોય? અંગ્રેજી રાજ્યમાં મોટા મોટા કારીગર

મશિન બનાવનાર અને જાત જાતના સંશોધકો છે. મોટાં મોટાં કારખાનાં અને ફર્મ એવી જગ્યાએ ચાલી રહ્યાં છે કે, જ્યાં કાચા માલનું ઓશિયાળાપણું રહે છે.

શું સરકારનું અહીં પણ એ કર્તવ્ય નથી કે, જ્યાં કાચો માલ જથાબંધ ઉત્પન્ન થતો હોય, ત્યાં તેને તૈયાર કરવા માટે કારખાનાં ખોલે કે જેથી મજૂરોને રોટી મળે અને દેશનું ધન દેશમાંજ રહે? અમારા દેશના નિર્ધન મજૂરો જ્યારે પોતાનાં બાળકોને ભૂખે તરફડિયાં મારતાં નથી જોઇ શકતા, ત્યારે ફિજી અને જમૈકા જઇને પોતાની ઇજ્જત–આબરૂને પારકાના પગ નીચે કચરાવા દે છે. સરકાર તેમનું રક્ષણ કરવાનું કોરે મૂકી તેમની અડચણોનો વેપાર કરી રહી છે અને દેશના ધનિક કોઇ ધંધો ન હોવાથી ગરીબો પાસેથી મનમાન્યું વ્યાજ લે છે, સુસ્ત પડ્યા રહે છે અને બગાસાં ખાતા ખાતા દહાડા પૂરા કરે છે. એક બાજુ જાપાન, અમેરિકા, ફ્રાંસ અને જર્મનીની વેપારી કોઠીઓએ ધમધોકાર વેપાર કરી દેશનું સત્યાનાશ વાળી દીધું છે અને ભારતસરકાર કાન બંધ કરીને ઊભી ઊભી જોયા કરે છે. શું આમાં સરકારનું કાંઇ કર્તવ્ય નથી?

જરૂર, સરકારની આ અકર્મણ્યતા યાને અત્યાચાર છે. લડાયક બળ જડમૂળથી નાશ પામ્યું છે. જર્મન સાથેના મહાયુદ્ધમાં જ્યારે અંગ્રેજ પ્રજાને યુદ્ધમાં લડવું પડ્યું, ત્યારે ભારતના લડાયક બળનું પોગળ ખુલ્લું થયું. ત્રીસ કરોડ ભારતવાસીઓએ જે લડાયક બળ આપ્યું તે લજ્જાસ્પદ હતું; ખરેખર શરમજનક હતું. પણ તેને માટે સરકાર જરૂર જવાબદાર છે. હજુ મોગલકાળનું લડાયક બળ લોકોમાંથી જતું રહ્યું નથી. બાદશાહની સેનાઓ રાજપૂતાનાના એકેએક રાજ્ય ઉપર દર વર્ષે વંટોળિયા માફક ઊડતીજ રહી અને એ રાજ્યોએ લાખોની સંખ્યામાં યોદ્ધાઓ સાથે

એકમેકને યુદ્ધમાં ભેટયા. દર વખત બાદશાહી અને વિદેશી બળ સામે ટક્કર ઝીલીને તે બળ નાશ પામ્યું; પણ આગલે વર્ષે તો એટલુંજ માલૂમ પડયું. જે ભારતની વીરતાની વહીઓ ગાવાયોગ્ય મનાય છે, તે ભારતનું લડાયક બળ કયાં નાશ પામ્યું ? કયા પાણીમાં ડૂબી ગયું ?

જરૂર, અંગ્રેજી રાજ્યના આવ્યા પછી લડાયક બળને ફાંસી મળી છે. હથિયારના કાયદાએ લોકોને હીજડા બનાવી દીધા છે. ચોર, ડાકુ, લૂંટારા, તથા જંગલી પશુઓથી રક્ષણ કરવા માટે પણ કોઇ હથિયાર રાખી શકતું નથી. નવજવાનો મિસ્ટર બનીને સ્વાસ્થ્ય ખોઇ રહ્યા છે. કોઇ અમીર હોવા છતાં બાયલા બની ગયા છે. બાકીના "હાય પેટ! હાય પેટ!" કહેતા રોતા રોતા ફરી રહ્યા છે. આજ જો સરકાર લડાયક બળની પરવા કરતી હોત તો તેને ઉત્તેજન આપત, લડાયક શિક્ષણ વિષયક કૉલેજ (વિદ્યાલય) ઉઘાડવામાં આવત, વહાણો બનતાં હોત, જળ–સ્થળ અને આકાશમાં ભારતનાં બાળકો અંગ્રેજોની સાથે ફરતાં હોત; ત્યારે ત્રીસ કરોડ વીરોની સાઠ કરોડ તલવારો જોઇને શું જર્મન આંગળી ઉપાડવાનું સાહસ પણ કરી શકત ? પણ દશા એથી ઊલટી થઈ. સરકારને આ વિપત્તિમાં જ્યારે શત્રુના નાશના ઉપાય શોધવાની ચિંતા હતી, ત્યારે ભારતને શત્રુઓથી બચાવવાની બહુ ફિકર થઇ પડી. આવો જુવાનોથી ભરેલો લાંબોપહોળો ભારત દેશ જાણે સરકારનું જનાનખાનું હતો ! છટ્, ભારતની મરદાનગી છીનવી લેવી એ શું અત્યાચાર નથી ?

૩. જો કે વખતે વખતે એવા શાહી ઢંઢેરા થયા છે કે જે બહુ ઉદાર છે અને કોઇ કાયદા પણ એવા થયા છે કે જે સરકારની શાસનપદ્ધતિને ઉત્કૃષ્ટ તથા ઉદાર સિદ્ધ કરે છે; પણ તેમાં અમે રાજનૈતિક કપટ જોઈએ છીએ. કેમકે તે પ્રમાણે કદી કામ કરવા-

માં આવ્યું નથી અને ઐતિહાસિક દુનિયામાં દેખાવ માટેજ તે કાયદા અસ્પૃશ્ય રાખવામાં આવ્યા છે. સરકારના નોકરો કે જેઓ તેના તરફથી દેશ પર રાજ્ય કરે છે, તે હમેશાં પ્રજાને ભિન્ન અને અવિશ્વાસુ તથા તુચ્છ સમજે છે અને કદી તેમની સાથે મળતા નથી. ન્યાયમાં, પદમાં અને અધિકારમાં પણ ગોરાકાળાનો ભેદ રાખવામાં આવે છે. ઊંચી ઊંચી જગાઓ કાળાઓને માત્ર રંગ ખાતરજ નથી મળતી. કાળાઓનો પગાર, તેજ લાયકાતના ગોરા અધિકારીની ગણતરીએ બહુ ઓછો રાખવામાં આવ્યો છે. પગારની બહુજ અસંતોષજનક વિષમ વહેંચણી છે. અહીંના અમલદારોના પગાર વિલાયતના તેજ દરજ્જાના અમલદારો કરતાં ચારગણા છે, જ્યારે લાયકાત વિલાયતના છટકેલ અમલદારો કરતાં ચોથા ભાગની પણ હોતી નથી અને અહીંના ઊતરતા દરજ્જાના અધિકારીઓનો પગાર ગોરા અધિકારીઓનો ચોથો ભાગ હોય છે, જ્યારે લાયકાતમાં એઓ ગોરા અધિકારીઓ કરતાં ચારગણા હશે. એ સિવાય ઉચ્ચપદની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે કાંટા નાખવામાં આવ્યા છે. એવી યુક્તિ કરવામાં આવી છે કે, ઉચ્ચ પદ મળવાજ ન પામે. વળી ચારિત્ર્યનું શિક્ષણ નથી આપવામાં આવતું, ઊલટું આત્મવિશ્વાસનો વિરોધ કરવામાં આવે છે. પરિણામે જે દેશી સરકારી અધિકારીઓ છે, તેમાંના ઘણાખરા તો બેઇમાન, લાંચિયા અને હરામી છે. તે એટલે સુધી કે પ્રજાને સરકારી ન્યાય ઉપર ‘ ત્યાં સત્યનો જય નથી થતો ’ એવો વિશ્વાસ બેસી ગયો છે. આ વાત બહુજ વિરોધ કરવા જેવી છે અને આ પ્રજા ઉપર નૈતિક અત્યાચાર છે.

જ્યારે સરકારની આવી શાસનપદ્ધતિ ઉપર આવા આક્ષેપો મૂકવામાં આવે છે, ત્યારે તેનું નિરાકરણ કરવાની વાત તો દૂર રહી પણ આ ત્રુટિઓની આલોચના કરનારાઓનો બળથી વિરોધ

કરવાની સરકાર ધમકી આપે છે)

આવી દશામાં આ શરતોએ સંધિ કરી શકાય એમ છે.

૧. કાયદો બનાવતી વખતે અમારાં અને સરકારનાં હિતોમાં વ્યક્તિગત ભેદ ન રહે.

૨. કાયદાના પાલન વખતે રાજનૈતિક કપટનો પ્રયોગ કરવામાં આવે નહિ.

૩. કાયદાનો પ્રભાવ સર્વથા સમાનભાવે પ્રજાની જેમ સરકારના સ્વેચ્છાચારને પણ નિયમમાં રાખે.

ન્યાયને નામે ભારતવર્ષ આ અધિકાર માગે છે અને આત્મગૌરવના નામ પર એ ઘોષણા કરે છે કે, જો સરકાર તેનો સ્વીકાર નહી કરે તો તેની પદ્ધતિ વિરૂદ્ધ સર્વસ્વનો નાશ થતા સુધી સામનો કરીશું.

જેમ જેમ પ્રજામાં શિક્ષણ, યોગ્યતા, બળ અને ધનની વૃદ્ધિ થાય, તેમ તેમ તેમાંથી સામ્રાજ્ય પુષ્ટ થવું જોઇએ. પ્રજાની યોગ્યતા સાથેજ સંગઠન, શાંતિ અને વૈભવની વૃદ્ધિ થવી જોઇએ; પરંતુ ખેદની વાત છે કે, ભારતવર્ષમાં જેમ જેમ શિક્ષણ વધતું જાય છે તેમ તેમ સરકાર અને તેની વચ્ચેનું વૈમનસ્ય પણ વધતું જાય છે અને અશાંતિ વધી રહી છે. કાં તો આ તેના શિક્ષણનો દુરુપયોગ છે અને કાં તો સરકારી પદ્ધતિની નીચતા છે. એટલે પ્રજા જેમ જેમ તે જાણતી જાય છે તેમ તેમ અસંતુષ્ટ બનતી જાય છે.

એ વાત સત્ય છે કે, અમને સરકાર માટે યુદ્ધ કરવું જેટલું શોભે છે, તેટલું સરકાર સામે યુદ્ધ કરવું શોભતું નથી. પરંતુ પોતાના અધિકારની પ્રાપ્તિ અને આત્મગૌરવના રક્ષણ માટે

સરકારનો સામનો કરવાનો સમય આવી પહોંચ્યો છે. કેમકે હવે બીજો કોઇ ઉપાય રહ્યો નથી.

ગત મહાયુદ્ધના પરિણામ તરફ અમે તાકીને જોઇ રહ્યા હતા. અમારાથી જે બન્યું તે અમારી યોગ્યતા પ્રમાણે આપ્યું. તે જો કે નજીવું અને અમારે માટે લજ્જાસ્પદ હતું; પણ સંતોષ એટલોજ છે કે, તેની જવાબદારી અમારે માથે નથી. હવે જ્યારે આખી દુનિયામાં ન્યાય, અધિકાર અને આત્મશાસનની વહેંચણી કરવામાં આવી, ત્યારે અમને ફિટકાર આપી આપીને કહ્યું કે, " ચુપચાપ આઘા ઊભા રહો,કાન નહિ ફોડો. અમને ઘણુંયે મળશે અને તેની ઊડેલી રજકણોથી તમારૂં પેટ ભરાઇ જશે." એટલે કે અમે તો અંગ્રેજ જાતિના ખરીદેલા ગુલામજ હતા ને!

અમારી આ પરિસ્થિતિને અમે સંતોષથી જોઈ શકતા નથી, ભારત આ અપમાન સાંખી શકશે નહિ; કાં તો બ્રિટિશ સામ્રાજ્યમાં અમને યોગ્ય સ્થાન મળવું જોઇએ, નહિ તો ભારતવર્ષ યુદ્ધ કરીને પણ જબરજસ્તીથી તે પ્રાપ્ત કરી લેશે.

અમારી આ લડત રક્તપાતની નહિ હોય; આ યુદ્ધમાં અમે લોહીને નહિ વેહેવડાવીએ; આ યુદ્ધમાં અમે સત્યાગ્રહનો પ્રયોગ કરીશું; તે અમને જરૂર વિજય અપાવશે. રાજસત્તા ઉપર પ્રજા જો રક્તપાત કરે તો તેને ધિક્કાર છે અને જે રાજા પ્રજા ઉપર અત્યાચારથી રક્તપાત કરે છે તેને પણ ધિક્કાર છે. અમારૂં નામ પરાપૂર્વથી સત્યબળ ઉપર ટકી રહ્યું છે. આધ્યાત્મિક જગતમાં અમે હમેશાં ગુરુસ્થાને રહ્યા છીએ, ધર્મ અમારૂં જીવન રહ્યું છે; તેથી અમારે આ મહાન અવસરે પણ અમારી તે અલૌકિકતા સંસારને દેખાડવી જોઇએ. આખી દુનિયા અમારી સરકાર સાથેની લડત જુએ કે જેમાં હિંસા નથી, પ્રતિહિંસા નથી, રક્તપાત

નથી, ક્રોધ નથી, કપટ નથી, અશાંતિ નથી અને હત્યા પણ નથી; છતાં અખંડ વિજય તો જરૂર છેજ. આ અલૌકિક, અપ્રતિમ અને નિરાળું દૃશ્ય અમારે સંસાર સમક્ષ રજૂ કરવાનું છે. સમસ્ત ભારતવાસીઓ સાવધાન થઇ કટિબદ્ધ થઇ જાય અને કઠણ સત્યાગ્રહ અસ્ત્રને હાથમાં લઇ તેના વ્રતધારી બનીને આ પ્રમાણે યુદ્ધ શરૂ કરી દે.

## પહેલો મોરચો

**સ્વદેશી વ્રતગ્રહણ**–દેશનાં બાળક, વૃદ્ધ, સ્ત્રી, નાનાં, મોટાં, સર્વેએ સ્વદેશીવ્રત ધારણ કરવું જોઈએ. માતા વસુંધરા કે જે તેમને માટે સર્વ જગાએ ઊભી છે, તેનું અપમાન કરવું જોઈએ નહિ. સર્વ જાતના વિદેશી પદાર્થો બાળી દેવા જોઇએ અને વિદેશી વસ્તુઓ ખરીદવી નહિ. તેને માટે સર્વ જાતની તકલીફ અને નુકસાન વેઠી લેવાં જોઇએ. પરદેશી વસ્તુ ગમે તેટલી કિંમતી, પ્રિય અને દુષ્પ્રાપ્ય હોય, તોપણ ઘર બહાર કાઢી તેનો નાશ કરવો જોઇએ અને વિદેશી વસ્તુ નહિ વાપરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ.

**ખાસ વાત**—સ્વદેશી શબ્દને યથાશક્ય સંકુચિત કરવો જોઇએ. એ જેટલો સંકુચિત હશે, તેટલો તેનો પ્રભાવ પ્રબળ અને જલદી થશે. જેમકે અજમેરનાં રહેવાસીઓએ અજમેરની-જ વસ્તુઓ સ્વદેશીવ્રત માટે વાપરવી જોઇએ. જે વસ્તુ અજમે-રમાં ન મળે, તેનો ઉપયોગ છોડી દેવો જોઇએ. ધારો કે, મેં અજમેરમાં રહીને વિલાયતી જોડા પહેરવા છોડી દઇ દિલ્હીના પહેર્યા, તો તેનું કંઈ સારૂં પરિણામ નહિ આવે. હા, અજમેરના પહેરૂં તો તેજ દિવસે તેની અસર થશે. કેવળ અજમેરના જોડાની પ્રતિજ્ઞાવાળા પચાસ પુરુષજ નીકળી આવે, તો તે વખતે અજમે-રના ચમારોની સ્થિતિ બદલાઇ જાય. બલકે ભારતવર્ષમાંથી ગમે

ત્યાંના જોડા પહેરીશું એ ભાવના રહે તો તે વ્યર્થ છે.

અભિપ્રાય એ છે કે,સ્વદેશીવ્રતથી કારીગરોને સહાયતા અને ઉત્તેજન મળવું જોઇએ, વેપારને નહિ. સ્વદેશીનો આપણે જેટલો વ્યાપક અર્થ કરીશું, તેટલીજ દેશભરની વસ્તુઓની લેવડદેવડ વધશે. એથી કારીગરો કરતાં વેપારને ઉત્તેજન મળશે. વેપાર તો દલાલી છે. તેને ઉત્તેજન મળવું જોઇએ નહિ. બીજું રેલવે, તાર, ટપાલ, કર, જકાત વગેરે કારણોથી તે ઘણે ભાગે સરકારનેજ તાબે છે, તેથી તેમાં આપણે સરકારની પરવા રાખવી પડશે, ઓશિયાળા બનવું પડશે અને દુઃખ વેઠવું પડશે. અથવા આપણે સરકાર સાથેના આ સત્યાગ્રહના યુદ્ધમાં દબાઇ જઈશું.

કોઈ ખાસ જગ્યાઓની પ્રસિદ્ધ વસ્તુઓ જેવી કે,મુરાદાબાદનાં વાસણ, ઢાકાની મલમલ વગેરે–તેનો વેપાર નાશ પામશે. હું જ્યાંસુધી સત્યાગ્રહ-યુદ્ધ ચાલુ હોય, ત્યાંસુધીને માટે આ નિયમ બનાવું છું. આજ માર્શલ–લૉ છે–ફોજદારી કાયદો છે. શાંતિને વખતે દેશભરમાં ઇચ્છા પ્રમાણે વેપાર ચાલે, પણ લશ્કરી કાયદા તો કઠોરજ હોય છે અને તે પ્રજાએ સહન કરવા જોઇએ.

## બીજો મોરચો

**વેપારની હડતાળ પાડી દેવી જોઇએ.** મોટી મોટી પેઢીઓ, મિલ, કોઠી, આડત અને જથાબંધ વેપાર; પછી ગમે તો તે પરદેશી હોય કે દેશનોજ હોય, તે સર્વ એકદમ બંધ કરી દેવો જોઇએ.

કેવળ જરૂરની વસ્તુઓ બનાવનાર વેચે અને તે તેનો સંગ્રહ કરનાર, પરદેશમાં મોકલનાર કે નફો ખાનાર ખરીદે નહિ; માત્ર વાપરનારાઓજ ખરીદ કરે. કહેવાનું તાત્પર્ય એ છે કે, સંચય ન થાય, કામ ચાલે અને ધંધા સાધારણરૂપે કામ આપે.

તેનો પ્રભાવ સરકાર ઉપર વિશેષ પડશે. તેની વાણિજ્ય-નીતિને આથી ધક્કો લાગશે, તેની કર વગેરેની આયાત ઓછી થશે અને આપણું આવશ્યક જીવન સર્વથા સ્વાધીન થઇ જશે.

## ત્રીજો મોરચો

**સાર્વજનિક સરકારી સહાયનો અસ્વીકાર**—રેલવે, તાર, નળનું પાણી, વીજળીની બત્તી, ટ્રામ, ટપાલ અને મ્યુનિસિપાલિટીની સહાય ન માગો, તેમજ તેનો સ્વીકાર ન કરો. તેમને નુકસાન કરવાની યા તેમના કાર્યક્રમમાં વિઘ્ન નાખવાની જરૂર નથી. એવો પ્રબંધ કરવો જોઇએ કે, એ નકામાં જેવાં થઇ પડે અને આપણું કામ તેના વિના ચાલી શકે.

પહેલા બે મોરચામાં જો સારી રીતે ફતેહ મેળવી શકાય, તો ત્રીજા મોરચામાં ફતેહ મેળવવી મુશ્કેલ નથી. ખાસ કરીને નળનું પાણી, રોશની, ટ્રામ અને મ્યુનિસિપાલિટીના અભાવને તો આપણે થોડી મહેનતે કે થોડું કષ્ટ વેઠીને પૂરા પડી શકીએ; બાકી રહેલી રેલવે, તાર અને ટપાલ–તેનું મહત્ત્વ પહેલા બે મોરચા ઓછું કરી દેશે.એ સિવાય મુસાફરોએ યુદ્ધના અંત સુધી પોતપોતાની જન્મભૂમિમાં આવીને રહેવું જોઇએ, પરદેશમાં કોઇ સજ્જન ન રહે.

યાદ રાખવું જોઇએ કે, માણસ ટેવનોજ ગુલામ છે. લોકોની સમજમાંજ નથી આવતું કે, રેલવે, તાર, ટપાલ વગેરે વિના કેમ ન ચાલી શકે? એમ પણ નક્કી માનવું કે, દુનિયાએ કરોડો વર્ષો-સુધી તેના વિના ચલાવ્યું છે અને એ વર્ષો આજના કરતાં કેટલીયે શાંતિ અને સુખનાં હતાં. આજથી દસ વર્ષ પછી જ્યારે હવાઈ વિમાન કલાકમાં અઢીસો માઈલની ઝડપે ચાલશે અને વગર તારના સંદેશા સર્વ–સાધારણ માણસને મળી શકશે, ત્યારે લોકોની

સમજમાંય નહિ આવે કે, હવાઇ વિમાન વિના પેસેન્જર રેલવેટ્રેનમાં લોકો ધીરે ધીરે કેવી રીતે મુસાફરી કરતા હતા ! આજે પણ દેશમાં એવાં સ્ત્રી-પુરુષો છે કે, જેમણે જન્મથી અત્યાર સુધી રેલવે, તાર, ટપાલ, નળ અને વીજળીનો કદી ઉપયોગ કર્યો નથી, તેમ છતાં તેમનું સર્વ કામ સારી રીતે ચાલે છે; તો પછી અમે તો સત્યાગ્રહ-યુદ્ધના વખત સુધીજ આ માર્શલ-લૉ શરૂ કરીએ છીએ.

## ચોથો મોરચો

આ જાતના કાયદાનો અસ્વીકાર કરવો જોઇએઃ-

૧. જે કાયદો અગ્રેસરો, વર્તમાનપત્રો, પ્રેસો અને પુસ્તકો સર્વસાધારણ જનતાના આંદોલનને તથા સ્વાતંત્ર્યને કારણ સિવાય બળથી રોકે, તેનું કારણ ન બતાવે અથવા તેને પોતાના દોષો સુધારવાની તક આપે નહિઃ

૨. જે કાયદો એવો અસ્પષ્ટ હોય કે જેનો સરકારી અધિકારી વર્ગ પોતાના રાજનૈતિક પ્રપંચની જરૂર પડતાં જોઇતો લાભ ઉઠાવી શકે; અર્થાત્ જેનો અર્થ એવો અસ્પષ્ટ હોય કે જેમાં ખેંચતાણ થઈ શકેઃ

૩. જે કાયદો સર્વસાધારણની સંમતિ વિરુદ્ધ જબરજસ્તીથી ચાલુ કરવામાં આવ્યો હોયઃ

૪. જે કાયદાથી ન્યાય અને શાસનના આરોપીની વિરુદ્ધ પડીને એકબીજાને મદદ કરે અને જેનાથી પોલીસની સત્તા ન્યાયની અદાલતમાં વધી જાયઃ

૫. જે કાયદાથી શકનો લાભ આરોપીને નહિ મળતાં ફરિયાદીને મળે અને જ્યાં ન્યાયાધીશની અયોગ્યતા, ભૂલ, બેઇમાની યા અત્યાચાર વિરુદ્ધ આરોપીને કંઈ પગલાં લેવાનો પ્રસંગ

ન મળે. અર્થાત્ જેનાથી મુકદ્દમાની દેખરેખ અથવા મુકદ્દમો બીજી કોર્ટે લઇ જવાનો અધિકાર લઈ લેવામાં આવે:

૬. એ સિવાય બીજા પણ જે કાયદાઓ સરકારી અધિકારીઓને સ્વેચ્છાચાર કરવાનો પ્રસંગ આપે અથવા પ્રજાની નૈતિક તથા સામાજિક સ્થિતિ ઉપર ખરાબ પ્રભાવ પાડે, તેનો અસ્વીકાર કરવો જોઇએ:

આ કાયદાઓનો અસ્વીકાર કરવામાં ક્રોધ કે જોશ ન દેખાડવાં જોઇએ. તેની શિક્ષા શાંતિ અને વિરોધ કર્યા સિવાય સ્વીકારીને સહન કરી લેવી જોઇએ. પોલીસ યા મૅજિસ્ટ્રેટ યા જેલના અધિકારીઓની આજ્ઞા ઉલ્લંઘવી જોઇએ નહિ. કોઇ પણ સત્યાગ્રહીના પકડાવાથી કોઇ સભા ભરવી નહિ, સરઘસ કાઢવું નહિ કે હડતાળ પાડવી નહિ પણ તેનું ઉત્સાહપૂર્વક અનુકરણ કરવું. તેને જેલમાં એકલો રહેવા દેવો નહિ. જેલ એ ઘર બનવું જોઇએ, તેથી સરકારનો જેલની શિક્ષામાં જે ઉદ્દેશ છે તે નકામો થઇ જશે. જેલમાં પણ સત્યાગ્રહ ચાલુ રાખવો.

યાદ રાખવું જોઇએ કે, કોઇએ પણ આવા ગુનાની શિક્ષામાં દંડ થાય તો તે ભરવો નહિ, તે વસૂલ કરવા જપ્તી થાય કે જેલ મળે તેનો વિરોધ કરવો નહિ.

## પાંચમો મોરચો

**સરકારી કાયદાની સહાય ન લેવી.** ફોજદારી અને દીવાની દરેક જાતની અદાલતોનો બહિષ્કાર કરવો. પંચાયત બનાવવી. તેમાં આપણા વિશ્વાસુ નાયકોને પસંદ કરવા. તેમની પાસે સર્વ ચુકાદા કરાવવા. વકીલો તેમને કાયદાની સહાય કરે. તેમના ચુકાદા પર વિશ્વાસ રાખવો અને શાંતિથી તેનું પાલન કરવું.

અદાલતની ટિકિટો–સ્ટૅમ્પ વેચાવા બંધ થઈ જાય. ન્યાયાધીશ એકલો ખુરશી પર બેઠો બેઠો ઊંઘ્યા કરે. કોઇ ચકલુંયે અદાલતમાં ન જાય, એવો પ્રબંધ કરવો.

આ છેલ્લો મોરચો બરાબર સમજી લેવો જોઇએ. આમાં ફતેહ મળી તો આપણો વિજય છે. યુરોપીય અર્થવાદ આપણા આત્મબળ આગળ નાક ઘસશે અને સરકારને આપણી શરતો મુજબ સંધિ કરવી પડશે.

એ સિવાય અને સત્યાગ્રહી સેનાપતિ જે આજ્ઞા આપે તેની સામે દલીલ કર્યા સિવાય તેને પરિસ્થિતિ અનુસાર અમલમાં મૂકવી જોઈએ. પરમકૃપાળુ પરમાત્માની દયાથી આપણને સત્યાગ્રહ–મહારથી ગાંધીજી મળી ગયા છે, કે જેને લીધે આપણે એવું અભિમાન લઇ શકીએ છીએ કે આખી દુનિયામાં આ યુગમાં સત્યાગ્રહી યોદ્ધો ઈશ્વરેજ અમને આપ્યો છે કે જેની અમારે જરૂર હતી. એ યોદ્ધાનો પૂર્ણ લાભ ઉઠાવવો એ અમારૂં કર્તવ્ય છે; કારણકે સંસારમાં હમેશાં સ્થાયી કોઇ રહેતું નથી. ખાસ કરીને ગાંધીજી જેવા મહાન આત્માને સંસારમાં રહેવાની નવરાશ પણ ઓછી હોય છે. આપણે એજ બતાવી આપવું શોભાસ્પદ છે કે, જયારે સમગ્ર સંસાર લોઢું અને યંત્રબળથી સ્વાધિકાર પ્રાપ્ત કરી રહ્યો છે, ત્યારે અમારો મહાન ભારતદેશ આત્મબળદ્વારા યોગની પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી રહ્યો છે. અસ્તુ !

## सत्याग्रह समाप्त



# असहयोग

## अध्याय १ लो–अतीत प्राचीनकाळ

મહર્ષિ સનત્કુમાર તપોવનના પોતાના આશ્રમમાં બેઠા હતા. પ્રખ્યાત દેવર્ષિ નારદ હાથમાં સમિધ લઇને (શિષ્યની માફક) આવ્યા અને તેમને પ્રણામ કર્યા. મહર્ષિએ પૂછ્યું: "વત્સ! તું કોણ છે?" નારદે કહ્યું: "હું નારદ છું." મહર્ષિ બોલ્યા: "શું ઇચ્છે છે?" ઉત્તરમાં નારદે કહ્યું: "ભણવા માગું છું." મહર્ષિએ ફરીથી પૂછ્યું: "અત્યાર સુધીમાં શું ભણ્યો છે?" નારદ કહે છે:—

"ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ, વેદોના વેદ (વ્યાકરણ), પિત્ર્ય (પારલૌકિક રહસ્ય), રાશિ (ગણિતશાસ્ત્ર), દૈવ (શુભ લક્ષણોનું શાસ્ત્ર), નિધિ (સમયશાસ્ત્ર), વાકોવાકય (તર્કશાસ્ત્ર), એકાયન (નીતિ–વિદ્યા), દેવવિદ્યા (શબ્દોની ઉત્પત્તિની વિદ્યા), બ્રહ્મવિદ્યા (ઈશ્વરજ્ઞાન), ભૂતવિદ્યા (પ્રાણીશાસ્ત્ર), ક્ષાત્રવિદ્યા (શસ્ત્રવિદ્યા), નક્ષત્રવિદ્યા (જ્યોતિષ-શાસ્ત્ર), સર્પ દેવંજન વિદ્યા, (અદૃશ્ય થવાની અને આકાશગમન કરવાની વિદ્યા) એ સર્વ હું જાણું છું."

આ ઘટનાનો ઉલ્લેખ છાંદોગ્ય ઉપનિષદના સાતમા પાઠકમાં

છે. જે વખતની આ ચમત્કારી ઘટના છે, તેને તો ઘણો વખત થઇ ગયો છે. પરંતુ યુરોપીય વિદ્વાનોના મત પ્રમાણે પણ એ ઘટના સાડાત્રણ હજાર વર્ષ પહેલાંની છે. એ ઘટનાથી સાબિત થાય છે કે, આજથી ત્રણ ચાર હજાર વર્ષ પહેલાં ભારતના શિક્ષણની કેવી ઉચ્ચ દશા હતી. ગુરુઓની વિદ્યા એથી પણ કેટલી ઉચ્ચકક્ષાની હશે તેને તોળવાને ત્રાજવાં છે નહિ. કેવળ શિષ્યની યોગ્યતાનું આ અપૂર્વ ઉદાહરણ છે, કે જેના તરફ દુનિયા અને અમે ચકિત થઇને પ્રલયકાળ સુધી ગર્વથી જોયા કરીશું.

હવે લગભગ એજ કાળની શાસન-પદ્ધતિ અને સમાજ-સંગઠનનું એક અપૂર્વ ઉદાહરણ સાંભળો.

કેકય દેશના રાજા અશ્વપતિએ એક યજ્ઞ કર્યો હતો. તેમાં ઋષિ શાલ, સત્યયજ્ઞ, ઇન્દ્રદ્યમ્ન, જનકુંડિલ વગેરે ઋષિઓને ઋત્વિજ બનાવવામાં આવ્યા હતા. ઉદ્દાલક આરૂણી એ સમયે તેના રાજ્યમાં થઇને ગયા. રાજાએ આ સમાચાર સાંભળ્યા કે તરતજ તે ઉતાવળે ઉતાવળે ઋષિની પાસે ગયો અને કહ્યું:–

"ભગવન્! મારા રાજ્યમાં ચોર નથી, બીકણ નથી અને દારૂડિયા નથી. એવો કોઈ નથી કે જે હમેશાં અગ્નિહોમ ન કરતો હોય. કોઇ મૂર્ખ નથી, કોઇ વ્યભિચારી નથી, કોઇ વ્યભિચારિણી નથી; છતાં આપ મારા રાજ્યમાં કેમ રહેતા નથી? આ યજ્ઞમાં આપ પણ ઋત્વિજ બનો અને જેટલો અન્ય ઋષિઓનો પૂજા-સત્કાર કરીશ, તેટલો આપનો પણ હું કરીશ. કૃપા કરીને મારા નગરમાં વાસ કરો."

આ વાર્તા શતપથ બ્રાહ્મણ (૧૦–૬–૧–૧) માં લખી છે અને છાંદોગ્ય ઉપનિષદમાં પણ છે.

ભારતવર્ષની તે વખતની સુરાજ્ય વ્યવસ્થાનું આ ઉદાહરણ

છે, જેનો આજ સુધી ઇતિહાસ પણ નથી થયો અને તે વિદેશી વિદ્વાનો કે જેઓ બે હજાર વર્ષ પહેલાં જંગલી અને પશુ સમાન હતા, તેમનાથી એ કાળની કલ્પના પણ નથી થઇ શકતી. તેઓ આ સમયને આજથી ચાર હજાર વર્ષ પહેલાંનો બતાવે છે; પણ વાસ્તવિક રીતે તો એ ભારતનો બહુ જૂનો કાળ છે. અમારે હિસાબે આ જમાનાને લાખો વર્ષ વીતી ગયાં છે; પણ આજ કોઈ રાજા આવા શબ્દો ઉચ્ચારી શકે છે? રાજ્યાભિષેક વખતે પુરોહિત જે શબ્દો વડે રાજાને ઉપદેશ આપે છે, તેની જરા ગંભીરતા સાંભળોઃ–

"જગતનું રાજય કરનાર પરમાત્મા તમને તમારી પ્રજાનું રાજય ચલાવવાની શક્તિ આપો. ગૃહસ્થો જે અગ્નિનું પૂજન કરે છે, તે અગ્નિ તમને ગૃહસ્થો ઉપર સ્વામિત્વ આપો. વૃક્ષોના સ્વામી સોમ તમને વનો ઉપર સ્વામિત્વ આપો. વાણીના દેવ બૃહસ્પતિ તમને બોલવામાં પ્રભુતા આપો. દેવતાઓમાં શ્રેષ્ઠ એવા ઇન્દ્ર-દેવતા તમને સર્વ મહત્તા આપો. જીવોનું પાલન કરનાર રુદ્ર તમને જીવો ઉપર પ્રભુતા આપો. સત્યના દેવતા મિત્ર તમને સત્યતામાં અતિશ્રેષ્ઠ બનાવો અને વરુણ કે જે પુણ્યકાર્યોના રક્ષક છે,તે તમને પુણ્યનાં કાર્યોમાં સર્વ શ્રેષ્ઠ બનાવો."

એથી પણ આગળ વધીને લખ્યું છેઃ–"જો તમે શાસક થવા ઇચ્છતા હો તો આજથી સમર્થ અને અસમર્થને બરાબર ન્યાય આપો. પ્રજાનું હમેશાં હિત કરવાનો દૃઢ વિચાર રાખો અને સર્વ આપત્તિઓથી દેશનું રક્ષણ કરો."

આ શુક્લ યજુર્વેદના મંત્રોના અર્થ છે. આ કાળનું કોઇ પ્રામાણિક માપ નથી જડતું અને જેનાથી આગળ વધીને આજની નવીન સભ્યતામાં રાજાને માટે ઉપદેશ શકયજ નથી. એજ શુક્લ યજુર્વેદના એક મંત્રમાં કેટલાક ધંધાદારીઓનું સૂચિપત્ર છે.

તેમાં "નાચનાર, વક્તા, સભાસદ, રથ બનાવનાર, સુથાર, કુંભાર, ઝવેરી, ખેડૂત, ધનુષ તથા તીર બનાવનાર, કૂબડા, આંધળાબહેરાઓના ખાસ વૈદ્ય, જ્યોતિષી, હાથી–ઘોડા અને પશુપાલન કરનાર, નોકર, દ્વારપાળ, રસોઇયા, લક્કડફોડા, ચિત્રકાર, નામ કોતરનાર, ધોબી, રંગરેજ, હજામ, અનેક સ્વભાવનાં મનુષ્યો અને સ્ત્રીઓનાં નામ, ચમાર, માછી, પારધી, સોની, વેપારી, જાતજાતના રોગી, નકલી વાળ બનાવનાર, કવિ અને ગવૈયા" વગેરેની યાદી છે.

જે કાળમાં અને જે સમાજમાં આટલી જાતના ધંધાદારીઓ વસતા હોય તે, રાજનૈતિક અને સભ્યતાની દૃષ્ટિએ કદી હલકો કે અસભ્ય કહી શકાયજ નહિ; એટલુંજ નહિ, પરંતુ તે સૂચિપત્રના આધારે તે સમયના સમાજને જો અમે ઉન્નતિના શિખરે પહોંચેલો કહીએ તો એમાં ખોટું શું છે ?

હવે જનસમાજની સુખી સ્થિતિનું એક ઉદાહરણ લો. એક અશ્વમેધમાં પુરોહિત કહે છે: "અમારા રાજ્યમાં બ્રાહ્મણો ધર્મથી રહે; અમારા યોદ્ધા શસ્ત્રો જાણનાર અને બળવાન થાઓ; અમારી ગાયો દુધાળી થાઓ; અમારા બળદો બોજો ખેંચો, અમારા ઘોડા તેજ થાઓ; અમારી સ્ત્રીઓ પોતપોતાનાં ઘરોની રક્ષા કરો; અમારા યોદ્ધા યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરો; અમારા યુવાનો રહેણીકરણીમાં સભ્ય થાઓ; વરસાદ દરેક દેશમાં વરસ્યા કરો; અમારાં ખેતરો ફૂલ્યાંફાલ્યાં રહો; અમારા મનોરથ સિદ્ધ થાઓ અને અમે સુખ પૂર્વક રહીએ." (શુક્લ યજુર્વેદ ૨૨–૨૨)

ઐતરેય બ્રાહ્મણ (૮–૨૨) માં લખ્યું છે કે, "અત્રિના પુત્રે દસ હજાર હાથીઓ અને ગળામાં આભૂષણોથી શણગારેલી દસ હજાર દાસીઓ કે જેમને જુદી જુદી દિશાઓમાંથી લાવવામાં આવેલી હતી, તેમનું દાન દીધું હતું.

ઉપનિષદ અને બ્રાહ્મણગ્રંથોને જોવાથી નીચેની બાબતોનો પત્તો લાગે છે.

સામાજિક અને વ્યક્તિગત સૂક્ષ્મ નિયમ થઈ ગયા હતા. રાજસભાઓ વિદ્યાઓનું કેન્દ્રસ્થાન હતું. તેમાં સર્વ જાતિ અને દેશના વિદ્વાનોને બોલાવવામાં આવતા અને તેમનો આદર-સત્કાર થતો હતો. વિદ્વાન અધિકારીઓ ન્યાય આપતા અને જીવનનાં સર્વ કામ નિયમાનુસાર કરવામાં આવતાં હતાં. નગર મજબૂત કિલ્લાઓથી અને ઘર મજબૂત દીવાલોથી સુરક્ષિત હતાં; પ્રત્યેક નગરમાં ન્યાયાધીશ, નગર–રક્ષક અને શિક્ષા કરનાર રહેતા હતા; ખેતીવાડીની ઉન્નતિ કરવામાં આવતી હતી અને રાજ્યાધિકારીઓ લોકોનું કામ કરીને મજૂરો અને ખેડૂતોનાં હિત તરફ નજર રાખતા હતા.

વિદેહ, કાશી અને કુરુપાંચાલ દેશની સભ્ય અને વિદ્વાન રાજાઓની સભાઓ તે વખતે વિદ્યાનું મુખ્ય કેન્દ્ર હતું. આવી સભાઓમાં યજ્ઞ કરવા અને વિદ્યાની ઉન્નતિ કરવા માટે વિદ્વાન લોકોને રાખવામાં આવતા હતા. જરૂરી પ્રસંગોએ દૂર દૂરના વિદ્વાન એકત્ર થઈને શાસ્ત્રાર્થ કરતા હતા. એ શાસ્ત્રાર્થ વ્યર્થ બકવાદ ન હતો, પરંતુ મનુષ્યનું મન, મરણ પછી આત્માનું ઉદ્દેશ્યસ્થાન, હવે પછીની દુનિયા, દેવતા, પિતૃ અને જુદાજુદા જીવો તથા સર્વવ્યાપી ઈશ્વર સંબંધી ગૂઢ વિષયોના નિર્ણય-સૂચક થતો હતો.

એ સભાઓ વિદ્યાનું કેન્દ્રસ્થાન હતી; એટલુંજ નહિ પણ વિદ્યા-ધ્યયન માટે ' પરિષદ ' ભરાતી હતી જેને અમે વિદ્યાલય કહી શ-કીએ છીએ. તેમાં બ્રહ્મચારી બાળપણથી પૂર્ણ યુવાવસ્થા સુધી વિદ્યા પ્રાપ્ત કરતા હતા. બૃહદારણ્યક ઉપનિષદ્ (૬–૨)માં એમ લખ્યું

છે કે, શ્વેતકેતુ વિદ્યા પ્રાપ્ત કરવા માટે પાંચાળોની પરિષદમાં ગયો હતો. પ્રો. મેકસમૂલરે પોતાના સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ટાંકેલાં વાક્યો ઉપરથી માલૂમ પડે છે કે, આવી પરિષદમાં દર્શન, વેદાન્ત અને વેદોના પૂર્ણજ્ઞાતા હોય એવા એકવીસ બ્રાહ્મણ હોવા જોઇએ. પારાશરનું કથન છે કે, કોઇ ગામમાં ત્રણ યા ચાર યોગ્ય વેદ જાણનારા વિદ્વાન કે જે અગ્નિહોત્રાદિ રાખતા હોય તેઓ પરિષદ બનાવી શકતા હતા.

એ પરિષદો સિવાય એક એક શિક્ષક પણ પોતપોતાની પાઠશાળા બનાવી લેતો હતો. ત્યાં જુદા જુદા સ્થળોના બ્રહ્મચારીઓ ઉપનયન સંસ્કાર કરાવીને વિદ્યાભ્યાસ માટે એકઠા થતા અને સ્નાતક થતા સુધી ગુરુસેવામાં રહેતા. ત્યારપછી ગુરુને યોગ્ય ગુરુ–દક્ષિણા આપી સ્નાતક થઇને પોતાને ઘેર જતા હતા.

સ્નાતક થઇને જ્યારે એ બ્રહ્મચારીઓ ગૃહસ્થ બનતા ત્યારે તેમને ગૃહસ્થના ધર્મપાલનને તાબે થવું પડતું. વિવાહ પછીજ એ ધર્મની શરુઆત થતી હતી. ગૃહસ્થધર્મ આ પ્રકારનો હતો:–

"સત્ય બોલો, પોતાનું કર્તવ્ય બજાવો, વેદાધ્યયન ન ભૂલો, હિતકારી વાતોની ઉપેક્ષા ન કરો, ભણતરમાં આળસ ન કરો, વેદ ભણવા–ભણાવવામાં આળસ ન કરો, દેવતા અને પિતૃઓના કામને ન ભૂલો, પોતાનાં માતાપિતા અને ગુરુને દેવતુલ્ય જાણો ને માનો, નિષ્કલંક કામ કરો અને પૂર્વજોનાં ઉત્તમ કાર્યોનું અનુકરણ કરો, હલકાં કાર્યોનું નહિ." ( તૈત્તિરીય ઉપનિષદ ૧–૨ )

આ ઉદાહરણ ઇતિહાસથી અગમ્ય એવા અત્યંત પ્રાચીન કાળની સામાજિક, રાજનૈતિક અને શિક્ષણ સંબંધી પરિસ્થિતિ ઉપર પ્રકાશ પાડવાને પૂરતું છે. તે જોઇને કોઈ પણ સમજદાર વ્યક્તિ એ સમય અને જાતિને ઉન્નત માનવાની આનાકાની કરશે નહિ.

અયોધ્યા, મિથિલા, કામ્પિલ્ય, હસ્તિનાપુર વગેરે જે પ્રાચીન રાજધાનીઓ હતી, તેને પાશ્ચાત્ય વિદ્વાનો આજથી ત્રણ હજાર વર્ષ પહેલાંની કહે છે, તે નગરો અને નગરવાસીઓનાં જીવનનું ચમત્કારિક વર્ણન સાંભળોઃ—

"મોટાં મોટાં નગરો ચારેબાજુએ દીવાલોથી સુરક્ષિત હતાં. નગરની વચ્ચે રાજમહેલ અને નાગરિકોનાં ગગનભેદી નિવાસ-ભવનો હતાં. કળશને લીધે તે ભવનોની શોભામાં વિશેષ વધારો થતો હતો. સડકો સાફ અને પહોળી હતી. ફુલવાડીઓ અને બગીચાઓ શહેરને શોભાયમાન કરતા હતા. રાજદરબાર સામંતો અને વિદ્વાનોથી ભરેલો રહેતો. ત્યાં કોલાહલ કરનાર સરદાર, અસખ્ય સિપાઇ, પવિત્ર ઋષિ અને પુરોહિત આવતા જતા માલૂમ પડતા હતા. સોનું, ચાંદી, ઝવેરાત, ગાડી, ઘોડો, ખચ્ચર, દાસ અને અન્ન—આ તે વખતના નાગરિકોની સંપત્તિ હતી.તે સર્વ યજ્ઞ કરતા હતા. અતિથિસત્કાર માટે પ્રખ્યાત હતા. દેશનો કાયદો તેમને માન્ય હતો. બજારોમાં ધંધાદારીઓ અને કારીગરો ભરેલા રહેતા. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનાં બાળકોને નાની ઉમરથીજ ગુરુને ઘેર મોકલવામાં આવતાં હતાં. ત્યાં તેઓ એક સાથે રહીને એકજ પાઠ ભણતાં, એકજ રીતે રહેતાં અને એકજ ધર્મનું શિક્ષણ પ્રાપ્ત કરતાં હતાં. પછી યુવાવસ્થા પ્રાપ્ત થતાં ઘેર આવતાં અને વિવાહ કરી ગૃહસ્થાશ્રમીઓ પેઠે રહેતાં હતાં.પુરોહિત અને ક્ષત્રિય લોકપણ સાધારણ સમાજનો એક ભાગ હતો. સાધારણ સમાજ સાથે તે વિવાહ અને ખાનપાનનો છૂટથી સંબંધ રાખતા હતા. કારીગર વગેરે લોકો પેઢી દરપેઢી પોતાના ધંધામાં લાગી રહેતા હતા. ખેડૂત પોતાનાં પશુ અને ખેતીની સામગ્રી માટે ગામમાં રહેતા હતા અને અનેક ઝઘડાઓનો ફેંસલો ગામની પંચાયતદ્વારા થતો હતો.

" સ્ત્રીઓ પરદામાં રહેતી નહોતી. સમાજમાં તેઓના તરફ માનની દૃષ્ટિથી જોવામાં આવતું. ક્ષત્રિયો તેમનું ભારે સન્માન કરતા હતા. તે પૈત્રિક સંપત્તિની માલિક થઈ શકતી હતી. યજ્ઞ અને ધર્મકાર્ય તેમના વિના થઇ શકતું નહિ. મોટા મોટા પ્રસંગોએ તેઓ મોટી મોટી સભાઓમાં જતી હતી. ઘણીખરી સ્ત્રીઓ તો તે વખતનાં શાસ્ત્ર અને વિદ્યામાં પૂર્ણ હતી. રાજનીતિ અને શાસનમાં તેમનો યોગ્ય અધિકાર હતો."

શું આ સભ્યતા અને સમાજસંગઠન અમારે માટે ગૌરવભર્યું નથી? હજુયે શું આપણે આપણા પૂર્વજોને તુચ્છ કહી શકીએ છીએ? હવે તે વખતની રાજનૈતિક યોગ્યતાની હકીકત સાંભળો. બૃહદારણ્યક ૧–૪–૧૫ માં ' કાયદા 'ની જે વ્યાખ્યા કરવામાં આવી છે તે આ પ્રમાણે છેઃ—

"–કાયદો બળનું બળ છે. તેથી કાયદાથી વધારે કશુંયે નથી. તદુપરાંત રાજાની સહાયતાની માફક કાયદાની સહાયતાથી દુર્બળ મનુષ્ય પણ પ્રબળ મનુષ્ય ઉપર રાજ્ય કરી શકે છે. આ પ્રમાણે કાયદો એજ વાત છે કે જેને સત્ય કહેવાય છે. જ્યારે કોઈ માણસ સત્ય વાત કહે છે ત્યારે લોકો કહે છે કે, તે કાયદો કહે છે અને જો કાયદો તે કહે તો લોકો કહે છે કે, જે સત્ય છે તેનેજ તે કાયદો કહે છે. એ પ્રમાણે સત્ય અને કાયદો બન્ને એક છે."

હું માનું છું કે, આખી દુનિયાના કાયદા જાણનારાઓ કાયદાની આથી વધુ સારી કોઇ વ્યાખ્યા નહિ કરી શકે.

ઉપર્યુક્ત સર્વ ઉદાહરણ અમે એ વિષયનાં આપ્યાં છે કે, જે વિષયમાં અત્યાર સુધી પાશ્ચાત્ય સભ્યતા ગર્વથી એમ કહે છે કે, અમેજ પૃથ્વીને સભ્યતા અને સામાજિકતા શીખવનાર છીએ. અમારા પહેલાં એવું કોઇ ન હતું. હજુ પ્રાચીન ભારતની એવી

યોગ્યતાનું એક વર્ણન કરવું રહી ગયું છે કે, પાશ્ચાત્ય સભ્યતા આજ દિનપર્યંત જેની સ્પર્ધા કરવા યોગ્ય થઇ શકી નથી અને તે ' અધ્યાત્મવાદ ' છે.

એ વિષય એવો છે કે જે પ્રત્યક્ષથી પર છે. ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે, વિચાર–કલ્પનાથી દૂર છે અને અનુભવથી અગોચર છે. તેમાં ઈશ્વર, જીવ, પ્રકૃતિ, તેમના વિકાર, સૃષ્ટિની ઉત્પત્તિ, ' પુનર્જન્મ ' અને ' મુક્તિના ' વિષયો છે. આ વિષયોમાં પૂર્વે ભારતની સ્પર્ધા કરે એવું કોઈ હતુંજ નહિ અને આજ પણ નથી. એ ગૂઢ તત્ત્વોને ઉપનિષદ અને દર્શનશાસ્ત્રામાં બહુ વિસ્તાર અને યોગ્યતાપૂર્વક વર્ણવવામાં આવ્યાં છે. અત્રે બૃહદારણ્યક ઉપનિષદના એક અધ્યાયનો એક ભાગ કે જે પવિત્રતા અને કલ્પનાની સુંદર રચના રૂપે છે તે આપીએ છીએ.

નચિકેતાના પિતાએ તેને મૃત્યુને સોંપી દીધો અને તેણે યમ વૈવસ્વતના નિવાસમાં જઇને ત્રણ વરદાન માગ્યાં. તેમાં છેલ્લું વરદાન એ હતું કે, " જ્યારે માણુસ મરી જાય છે ત્યારે એવી શંકા રહે છે કે કોઇ કહે છે કે, ' તે છે. ' કોઇ કહે છે કે, ' તે નથી.' આનો ખુલાસો હું તમારાજ મુખથી સાંભળવા ઇચ્છું છું, એ ત્રીજું વરદાન મને આપો."

પણ મૃત્યુ પોતાનો ભેદ ખોલવા ઇચ્છતું નહોતું; તેથી તેણે નચિકેતાને બીજું વરદાન માગવા કહ્યું. " સો સો વર્ષના આયુષ્યવાળા પુત્ર–પૌત્રાદિક માગ; ગાય, હાથી, ઘોડા અને સોનું માગ; પૃથ્વી પર લાંબા કાળ સુધીનો વાસ માગ અથવા તારી ઇચ્છા હોય, તેટલાં વર્ષનું જીવન માગ. જો તું એના જેવુંજ બીજું વરદાન ઇચ્છતો હોય તો ધનવાન અને લાંબા સમય સુધી જીવવાનું વરદાન માગ. હે નચિકેતા ! આખી પૃથ્વીનું રાજ્ય માગ, હું તારી સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરી શકું છું.

"મૃત્યુલોકમાં જે જે ઇચ્છાઓ પૂરી થવી કઠિન છે, તેમાંથી જે તારી ઇચ્છામાં આવે તે તું માગ; પોતાના રથ અને વાદ્ય સાથે સજ્જ થયેલી આ સુંદર કન્યાઓ કે જે મનુષ્યોને પ્રાપ્ત થવી પણ દુર્લભ છે તે હું તને આપું છું. તેમની સેવાનું સુખ માગ, પરંતુ મને મરણવિષયક ભેદ તું પૂછીશ નહિ."

નચિકેતાએ આ અમૂલ્ય લાલચોને તૃણવત્ સમજી કહ્યું:—

"હે મૃત્યુ! આ સર્વ વસ્તુઓ થોડા સમય સુધી ચાલશે; કારણકે એ સર્વ ઇન્દ્રિયોના બળનો નાશ કરે છે. સમસ્ત જીવન પણ થોડું છે. તમે તમારી એ સર્વ સંપત્તિ તમારી પાસેજ રાખો અને મને તેજ ભેદ બતાવો." દૃઢવ્રતી ધર્માત્મા જિજ્ઞાસુના આટલા આગ્રહથી મૃત્યુએ અંતે પોતાનો મહાન ભેદ પ્રગટ કરી દીધો. તે ભેદ એજ છે કે, જે ઉપનિષદોનો સિદ્ધાંત છે અને હિંદુ-જાતિનું એક અલૌકિક રત્ન છે.

"તે બુદ્ધિમાન પોતાના આત્માનું ધ્યાન ધરી, જેનું દર્શન પણ દુર્લભ છે એવા તે આદિબ્રહ્મને જાણી લે છે; જેણે અંધકારમાં પ્રવેશ કર્યો છે, જે ગુફાઓમાં છુપાયલો છે, જે ગંભીર ચિંતનમાં રહે છે, તે નિઃસંદેહ સુખ અને દુઃખને અત્યંત દૂર ફેંકી દે છે.

"એક નાશવંત જીવ, જેણે આ સાંભળ્યું અને માન્યું છે, જેણે તેનાવડે સર્વ ગુણોને જુદા કરી નાખ્યા છે અને જે આ પ્રમાણે એ સૂક્ષ્મ આત્મા સુધી પહોંચ્યો છે, તે આનંદના કારણરૂપ એવા તેને પ્રાપ્ત કરી લેવાથી પ્રસન્ન થાય છે. હે નચિકેતા! મને વિશ્વાસ છે કે બ્રહ્મનું સ્થાન ખુલ્લું છે."

એવો કોણ છે કે, જે આજે પણ પુરાતનકાળના આ શુદ્ધ પ્રશ્નો અને પવિત્ર વિચારોને જાણીને પોતાના હૃદયમાં નવા

ભાવોનો ઉદય થતો અનુભવતો નહિ હોય? પોતાની આંખો સામે નવો પ્રકાશ જોતો ન હોય? અજ્ઞાત ભવિષ્યનું રહસ્ય, મનુષ્યની બુદ્ધિ અને વિદ્યાથી કદી પ્રગટ થાય નહિ; પણ પ્રત્યેક દેશહિતૈષી હિંદુ અને વિચારવાન પુરુષને માટે આ રહસ્ય જાણવા માટે શરૂઆતમાં જે પવિત્ર, ઉત્સુક અને શુદ્ધ દાર્શનિક ભાવ જણાવ્યા છે, તેમાં સદા અનુરાગ કાયમ રહેશે.

જર્મનીના પ્રસિદ્ધ લેખક અને તત્ત્વવિચારક શોપનહોરે યોગ્યજ કહ્યું છે કે, " દરેક પદથી ગંભીર, નવીન અને ઉચ્ચ વિચાર ઉત્પન્ન થાય છે અને સર્વમાં ઉત્કૃષ્ટ, પવિત્ર અને સત્યભાવ મોજૂદ છે. ભારતીય વાયુમંડળ આપણી આસપાસ ફરી વળેલું છે અને અરૂપી આત્માઓના નવીન વિચાર પણ આપણી ચારે બાજુએ છે. સમસ્ત સંસારમાં મૂળ પદાર્થને છોડીને બીજી કોઇ વિદ્યાનું અધ્યયન ઉપનિષદોના જેટલું લાભકારી અને હૃદયને ઉચ્ચ બનાવનાર નથી. તેણે મારા જીવનને શાંતિ આપી છે અને તે મૃત્યુસમયે પણ મને શાંતિ આપશે. "

## મધ્યકાળ

જેનો પ્રામાણિક ઇતિહાસ ઘણો થોડો પ્રાપ્ત થઈ શક્યો છે, તેને હું મધ્યકાળ કહું છું. એ સમય આજથી લગભગ અઢીહજાર વર્ષ પહેલાંથી શરૂ થાય છે. ઇતિહાસમાં તેને બૌદ્ધકાળ તરીકે ઓળખવામાં આવે છે.

ઇ. સ. ૩૧૭ના અરસામાં યુનાનના રાજા સેલ્યુકસનો રાજદૂત મેગેસ્થિનીસ ભારતવર્ષમાં આવ્યો હતો અને ઘણા દિવસો સુધી સમ્રાટ ચંદ્રગુપ્તના દરબારમાં રહ્યો હતો. તેણે તે સમયના ભારતના વૈભવનું બહુજ સ્પષ્ટ વર્ણન કર્યું છે. તે કહે છે કે,

"આખો ઉત્તર હિન્દુસ્તાન ચંદ્રગુપ્તના રાજ્યમાં છે. તેની રાજધાની પાટલીપુત્ર છે; તે એક આબાદ શહેર છે. તે નવ માઇલ લાંબું અને બે માઇલ પહોળું છે. મજબૂત દીવાલોથી આ નગર રક્ષાયલું છે. એ દિવાલોમાં તીર ચલાવવા માટે બાકાં રાખવામાં આવ્યાં છે. તેની બહાર ચારે તરફ ખાઇ છે.

"અહીંના લોકો સમગ્ર ભારતવર્ષમાં બળ અને યશમાં પ્રબળ છે. સમ્રાટની સ્થાયી સેનામાં છ લાખ પાયદળ, ત્રીસ હજાર ઘોડેસવાર અને નવ હજાર હાથી છે."

તેમના યુદ્ધનું વર્ણન એરિયન આ પ્રમાણે કરે છે:—

"પાયદળ સિપાઇઓ પોતાની ઊંચાઇ જેટલાં લાંબાં ધનુષ્ય ધારણ કરે છે.તેને તેઓ જમીન પર ટેકવી, એક છેડાને પોતાના ડાબા પગથી દબાવી, કમાનની દોરી પાછલી બાજુ ખેંચીને તીર છોડે છે. તેમના તીરની લંબાઇ લગભગ ત્રણ ગજ હોય છે. ઢાલ, કવચ કે તેથી પણ વધારે મજબૂત એવી કોઇ રક્ષણની વસ્તુ નથી કે જે એ બાણાવળીઓના નિશાનથી બચી શકે. તેઓ પોતાના ડાબા હાથમાં માણસની ઊંચાઈ જેટલી લાંબી, બળદના ચામડાની ઢાલ રાખે છે. કોઇ સિપાઇ ધનુષ્યને બદલે એક ભાલો અને પહોળી ધારવાળી એક તલવાર રાખે છે. તલવાર ઘણું કરીને ત્રણ હાથ લાંબી હોય છે. યુદ્ધને વખતે તે પોતાના રક્ષણ માટે બન્ને હાથે તલવાર ચલાવે છે. ઘોડેસવારો પાસે બે ભાલા રહે છે અને તેમની ઢાલ થોડી નાની હોય છે. તેઓ ઘોડા ઉપર જીન બાંધતા નથી અને યુનાનીઓ માફક લગામ પણ રાખતા નથી. તેઓ ઘોડાના મોંની ચારેબાજુ બળદનું ચામડું બાંધે છે. એ ચામડાની નીચે લોઢા અથવા પિત્તળના આંકડા લગાવેલા હોય છે; ધનવાન લોકો હાથીદાંતના આંકડા પણ લગાવે છે.

" તેઓ ખેતીને પવિત્ર અને શાશ્વત માને છે. તેઓ પોતાના શત્રુની જમીનમાં આગ લગાડતા નથી કે જમીનને ઉજ્જડ કરતા નથી. જે કોઇ દુશ્મન શસ્ત્ર છોડી દઈ માથું નમાવીને અથવા હાથ જોડીને દયા માગે છે, તેને તેઓ અભયદાન આપે છે. ભયભીત, નશામાં દોડનાર, પાગલ, સ્ત્રી, બાળક, વૃદ્ધ, અને બ્રાહ્મણોને તેઓ મારતા નથી અને મરી ગયેલા સિપાઇઓની સ્ત્રીઓનો તેઓ નિર્વાહ કરે છે."

હવે સાધારણસમાજનું જીવન સાંભળો. મેગેસ્થિનિસ કહેછે કે,

" તેઓ સુખપૂર્વક રહે છે. તેઓ સાદા, સીધા અને કરકસરિયા છે. તેમનો મુખ્ય ખોરાક ચોખા છે. તેઓ યજ્ઞ કરે છે. કદી શરાબ પીતા નથી. ન્યાયાલયનો ઓછામાં ઓછો આશ્રય લે છે. ગીરો કે અનામત રાખવા સંબંધી તેમનો કદી કોઇ દાવો હોતો નથી. તેમને ખત કે સાક્ષીની જરૂર પડતી નથી. તેઓ વિશ્વાસ પરજ અનામત મૂકે છે. તેઓ પોતાનાં ઘર અને સંપત્તિને અરક્ષિત મૂકીને ગમે ત્યાં ચાલ્યા જાય છે. તેઓ સત્ય અને ધર્મ પ્રત્યે આદર રાખે છે. "

આગળ તે ખેતીનું વર્ણન કરે છે—" મોટાં મોટાં ઘણાં સુંદર અને ફળદ્રૂપ મેદાન છે. જેમાં કેટલીયે નદીઓ વહે છે. જમીનના મોટા ભાગને વ્યવસ્થિત રીતે પાણી પાવામાં આવે છે, તેથી વર્ષમાં બે ફસલ ઊતરે છે. તેમાં સર્વ જાતનાં પશુ, ઢોર અને જાતજાતનાં પક્ષીઓ મોટા પ્રમાણમાં હોય છે. તે સિવાય મોટા મોટા હાથી પણ બહુ છે. બાજરો, ઘઉં, કેટલીયે જાતની દાળ અને જનાવરોને ખાવાની અનેક જાતની ચીજો ઊગે છે કે જેની નોંધ લેવી પણ કઠિન છે. અહીં કદી દુકાળ પડ્યો નથી કે મોંઘવારી થઈ નથી. તેનું કારણ એ છે કે, વર્ષમાં બે વાર વરસાદ

થાય છે. પહેલો વરસાદ જેમ બીજા દેશોમાં થાય છે, તેમ શિયાળામાં ઘઉં વાવતી વખતે અને બીજો જ્યારે ચોખા, બાજરો અને તલ વાવવાનો વખત હોય છે ત્યારે ઉનાળામાં થાય છે. તેઓ હમેશાં ફસલ કાપે છે અને જો એક ફસલ કદાચ બરાબર ન ઊતરે, તો તેમને હમેશાં એવી ખાતરી રહે છે કે, બીજી ફસલ સારી ઊતરશે. એ સિવાય સ્વયં ઉત્પન્ન થનારાં વૃક્ષોનાં ફળ અને ખાવા યોગ્ય કંદ કે જે બહુ સ્વાદિષ્ટ હોય છે, તે પુષ્કળ થાય છે."

આજથી અઢી હજાર વર્ષ પહેલાંના આપણા દેશની આ ભાગ્યશાળી દશાનો જરા પણ પક્ષપાત વગર એક વિદેશીએ લખેલો વૃતાંત્ત આજ કોઇ પણ ભારતવાસી ગર્વ વિના વાંચે, એ અસંભવિત છે.રાજ્યની સાવધાની અને સુપ્રબંધ વિના, જાન અને માલના ઉત્તમ રક્ષણ વિના અને ઉત્તમ કાયદાઓની સહાય વિના આવી ઉન્નતિ થઇ હોય એમ વિચારવું અસ્થાને છે.

ઇશુના પહેલાં કેટલાંય વર્ષોથી ભારતની કારીગરીથી પશ્ચિમ એશિયાનાં અને ઇજીપ્તનાં બજાર ભરેલાં રહેતાં હતાં અને ફિનિશિયાના વેપારીઓ ભારતનાં બજારોમાં નાણું ખાલી કરતા હતા. મેગેસ્થિનિસ કહે છે કે,

"સ્વચ્છ પવનમાં રહેનાર અને બહુ ઉત્તમ પાણી પીનાર લોકો જેવા ચતુર હોય છે, તેવા આ લોકો શિલ્પકળામાં બહુ ચતુર છે. જમીનમાં સોનું, ચાંદી, તાંબું, લોઢું, કલાઇ તથા બીજી ધાતુઓની ખાણો છે. જેમાંથી ઘણી ઉપયોગી વસ્તુઓ, ઘરેણાં, હથિયાર અને જાતજાતનાં ઓજારો બને છે."

સ્ત્રીઓના પોશાક સંબંધી મેગેસ્થિનિસ લખે છે કે, "તેમની સીધી–સાદી ચાલ પર ધ્યાન આપતાં તેમને ઘરેણાં બહુ પ્રિય છે. તેમનાં કપડાંમાં સોનેરી કામ થાય છે. તેમાં રત્ન જડવામાં આવે

છે. તેઓ ઊંચી મલમલનાં ફૂલ–ભરતવાળાં કપડાં પણ પહેરે છે. તેમની પાછળ નોકરો છત્ર ધરીને ચાલે છે; કારણકે સુંદરતા પર તેમનું ધ્યાન વિશેષ રહે છે અને પોતાની સુંદરતા વધારવા માટે તે સર્વ જાતના ઉપાયો યોજે છે.”

હવે વ્યવહાર અને ઉત્સવની ધામધૂમનો હેવાલ સાંભળો.

“ તહેવારો પ્રસંગે જે સવારી નીકળે છે, તેમાં સોના અને ચાંદીનાં આભૂષણોથી શણગારાયલા ઘણા હાથીઓની હાર હોય છે. ચાર ચાર ઘોડા અથવા કેટલીય બળદની જોડ જોડવામાં આવેલી અનેક ગાડીઓ હોય છે; તે ઉપરાંત હાથમાં સોનાનાં મોટાં મોટાં વાસણ, વાડકા, થાળીઓ, લોટા, પવાલાં, તાંબાના પીવાના પ્યાલા, તેમજ પન્ના, માણેક, ફિરોજ આદિ જડિત અનેક શોભીતાં વાસણો સાથે ઘણા નોકર–ચાકર પૂર દમામમાં નીકળે છે. વળી સોનેરી કસબથી ભરેલાં વસ્ત્રો પર જંગલી જાનવરો જેવાં કે, માછલીઓ, ચિત્તા અને પાળેલા વાઘ, અનેક પ્રકારનાં રત્નો તેમજ મધુર ગીત ગાનાર પક્ષીઓની ભાત શોભી રહેલી હોય છે.”

હવે ઈશુની લગભગ ચોથી સદીમાં થઈ જનાર એક ધનવાન વેપારીની સ્થિતિ સાંભળો. આનો ઉલ્લેખ જૈન ગ્રંથોમાં મળી આવે છે. એ શેઠનું નામ આનંદ હતું. એ જૈન હતો. તે યતિ નહોતો પણ કેવળ જૈન ઉપાસક હતો. આથી દીક્ષાને નહિ ગ્રહણ કરતાં તેણે કેવળ પાંચ અણુવ્રતો (અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ)નો સ્વીકાર કર્યો હતો.

તેણે સર્વ પ્રાણીઓ સાથે કુવ્યવહાર, અસત્ય ભાષણ અને ચોરીનો મન, વચન ને કર્મથી ત્યાગ કર્યો હતો. તેની સ્ત્રીનું નામ શિવાનંદા હતું. તે એક પત્નીવ્રતવાળો હતો. તેણે પોતાની સંપત્તિમાંથી ચાર કરોડ સોનામહોરો જુદી સુરક્ષિત કાઢી રાખી

હતી, ચાર કરોડ મહોરો વ્યાજે મૂકી હતી, ચાર કરોડ મહોરો-ની તેણે જમીન ખરીદી હતી અને ચાર કરોડ મહોરોને વેપારમાં રોકી હતી. આ રીતે તેણે પશુઓનાં ચાર જૂથ રાખ્યાં હતાં. દરેક જૂથમાં દસ દસ હજાર પશુઓ હતાં. તેને પાંચસો હળ હતાં અને દરેક હળ માટે પાંચસો નિવર્તન (?) જમીન હતી. વિદેશી વેપાર માટે પાંચસો છકડાં (છ બળદવાળી ગાડી) અને પોતાના દેશના વેપાર માટે પાંચસો છકડાં નિયત કરેલાં હતાં. એ સિવાય પોતાના દેશ અને વિદેશને માટે ચારહજાર વહાણ જુદાં તૈયાર રહેતાં હતાં.

તેણે પોતાના સ્નાન માટે એક લાલ રંગનો અંગુછો, એક બહુ કિંમતી લીલા રંગનું દાતણ, એક જાતનું ફળ, આમળાના ગર્ભ સમાન બીજની અંદરનો ભાગ, શરીરે ચોળવા માટે બે જાતનાં તેલ, એક જાતનું સુગંધી અભ્યંગ, આઠ ઘડા પાણી, સુતરાઉ એક જોડી કપડાં (ધોતિયાં), અંબર, કેસર, ચંદન અને મિશ્રિત કરેલો સુગંધીદાર ધૂપ, સફેદ કમળનાં ફૂલ, કાનનાં (કુંડળ) અને પોતાનું નામ કોતરેલી વીંટી એટલો સામાન રાખ્યો હતો.

ભોજનમાં ચોખા–દાળના પ્રવાહી પદાર્થ અને ઘીમાં તળેલાં અને સાકર ચડાવેલાં ખાજાં તે લેતો હતો. એ સિવાય અનેક જાતના ચોખા, મગ, અડદની દાળ, શરદ્‌ઋતુમાં ગાયનું દૂધ અને ઘીની બનાવેલી અનેક મીઠાઇઓ, ચટણીઓ વગેરે; પીવા માટે વર-સાદનું પાણી અને છેવટે પાંચ પાનનું બીડું તે ખાતો હતો.

ચોથી સદીના આ શેઠનો વૈભવ,સંપત્તિ, વેપાર, ભોગવિલાસ, અને પવિત્ર જીવનનું આ વર્ણન કયા ભારતીય હૃદયમાં આત્મ-બોધ ઉત્પન્ન નહિ કરે?

સમસ્ત દેશમાં મોટી મોટી સડકો બનાવવામાં આવી હતી.

દૂરના પ્રદેશોને સામ્રાજ્યની રાજધાની પાટલીપુત્ર સાથે જોડી દેવામાં આવ્યા હતા. પાટલીપુત્રથી નીકળીને એક ધોરી રાજમાર્ગ સિંધુનદ સુધી ચાલ્યો જતો હતો. સડકો જુદી જુદી જાતની થતી હતી. જે સડકથી જેવું કામ લેવામાં આવતું તેવીજ તેની પ્રતિષ્ઠા હતી. જે સડક દક્ષિણમાં ગઇ હતી તેનું વિશેષ માન હતું; કેમકે એ બાજુ સોના, રૂપા અને હીરાની ખાણો હતી. એવી પણ સડકો હતી કે જેનો ઉપયોગ દેશના રક્ષણ માટે થતો હતો. સડકોનાં નામ બે રીતે પાડવામાં આવતાં હતાં. (૧) જે સડકનો જ્યાં છેડો આવતો તે સ્થાન અનુસાર તેનું નામ પડતું હતું; જેમકે, શ્મશાન–પથ. (૨) જે સડક પર જેવા પુરુષ અથવા જેવાં પશુ (ભારવાહક) ચાલતાં હતાં તેનું તેવું નામ પડતું હતું. જેમકે રાજમાર્ગ, ખરોષ્ટ્રપથ (ઊંટગધેડાંનો માર્ગ) વગેરે.

રાજમાર્ગ ચાર દંડ (બત્રીસ ફૂટ) પહોળો હતો. જ્યારે રાજા તેના ઉપર થઇને જતો હતો, ત્યારે બન્ને કિનારે પલટણની હાર ઊભી રહેતી હતી. જે સડક ઉપરથી રથ નીકળતો હતો, તેનું નામ રત્થા હતું. તે ચાર દંડ પહોળો હતો. નાની નાની ગાડીઓ માટે રથમાર્ગ હતો. જે ઘણે ભાગે દશ ફૂટ પહોળો હતો. એજ રીતે પશુમાર્ગ, મહા પશુમાર્ગ, ક્ષુદ્ર પશુમાર્ગ પણ હતા કે જે આઠ ફૂટ પહોળા હતા. ઊંટ અને ગધેડાં માટે ખરોષ્ટ્રમાર્ગ હતો. બળદગાડીઓ જ્યાં ચાલતી હતી તેનું નામ ચક્રપથ હતું. તે પ્રમાણે પાયદળ માણસો માટે પાદમાર્ગ પણ હતો. શહેરોમાં જનારા રસ્તા રાષ્ટ્રપથ (બત્રીસ ફૂટ) કહેવાતા હતા. એ રીતે મેદાનમાં પૂરી થનાર સડકનું નામ વિવીતપથ અને કિલ્લાઓમાં જનાર સડક દ્રોણમુખ કહેવાતી હતી. એ રીતે ખયોચોનીય (ખેતરોમાં જનારી), શ્મશાનપથ, વ્યૂહપથ, હસ્તિક્ષેત્રપથ અને વનપથ (સડકો) પણ હતા. કિલ્લાઓની અંદર ખચર્યા–સંચાર–

પ્રતોલી તથા દેવપથ હતા.

રાજાની આજ્ઞા હતી કે, સડકો ઉપર મુસાફરોની કે ગાડીઓની રોક–ટોક થાય નહિ. જાણીબૂજીને સડક બંધ કરી રાખનારને, સડકો પર ખાડા ખોદનારને, અથવા બીજીકોઇ રીતે મુસાફરોને અડચણ કરનારને સજા થતી હતી. ચાણક્યે વિવિતપથનું હિંસાવાળા પ્રકરણમાં વર્ણન કર્યું છે. એવા અધિકારીઓને બાર પણથી (એક જાતનો સિક્કો) માંડીને હજાર પણ સુધીનો દંડ કરવામાં આવતો હતો. સડકોની મરામત કરનાર મજૂરોને સરકારી કર આપવો પડતો નહોતો. દશ દશ સ્ટેડીઆ (જમીનનું એક જાતનું માપ) ઉપર અંતર સૂચવનાર નિશાન રાખેલાં હતાં. સડકો પર વૃક્ષો, કૂવા અને ધર્મશાળાઓનો પણ પ્રબંધ હતો.

રાજા,પ્રજા, અમીર કે ગરીબ સૌના કામમાં આવે એવી અનેક પ્રકારની ગાડીઓ બનતી હતી. રથ બહુ જાતના થતા હતા. જેમકે દેવરથ, પુષ્પરથ, સાંગ્રામિક (લડાઇ માટે), પારિયાત્રિક (આવવા–જવા માટે) અને પરપુરાભિવાયીક (દુશ્મનોના શહેરો પર ચડાઇ કરવા માટે). બળદ, ઘોડા, અને ઊંટથી ચાલતી નાની ગાડીઓ પણ હતી, જેને ગોલિંગમ, શકટ વગેરે નામથી ઓળખવામાં આવતી હતી. તે સિવાય શિબિકા (પાલખી) પીઠિકાનો પણ પ્રચાર હતો. જે રથ તથા ઘોડા ઉપર રાજા સવાર થતો હતો, તેના ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવતું હતું. રાજાના રથનો ચક્રધર (હાંકનાર) તથા તેના ઘોડાના અશ્વપાલ વિશ્વાસપાત્ર અને વંશપરંપરાના નોકર હતા.

સ્થલપથની માફક જળપથનો પણ ઉપયોગ કરવામાં આવતો હતો. પણ કૌટિલ્ય સ્થલપથનેજ વિશેષતા આપે છે; કેમકે સ્થલપથમાં જોખમ ઓછું હતું. નાની મોટી હોડીઓ તથા જળમાર્ગનો

પ્રબંધ એક જુદા વિભાગ મારફત થયા કરતો હતો. નદીઓ ઉપરાંત નહેરો પણ હતી જેને કુલ્યા કહેતા હતા. સમુદ્ર તથા મહાસમુદ્રમાં જનારી હોડીઓ પણ બનતી હતી. વેપારીઓ તે હોડીઓમાં બેસીને દેશવિદેશ જતા અને ભારતનો વેપાર વધારતા હતા. કૂલ–પથ (સમુદ્રને કિનારે કિનારે) તથા સંયાન–પથ (મહાસમુદ્રના રસ્તે) બન્નેથી કામ લેવામાં આવતું હતું. હોડીઓ બહુ જાતની થતી હતી, જેમકેઃ—

૧. સંયાત્થ્ય–જે મહાસમુદ્રમાં ફરતી હતી.

૨. પ્રવહણ–જે સમુદ્રમાં ફરતી હતી.

૩. શંખ–મુક્તા–ગ્રાહિણ—તેનું કામ સમુદ્રમાંથી પરવાળાં, મોતી, શંખ વગેરે વસ્તુઓ બહાર કાઢવાનું હતું. આ કાર્ય રાજાના અધિકારીઓને તાબે હતું. બધા સામાન્ય લોકોને એ વેપારમાં કાંઇ અધિકાર હતો નહિ.

૪. મહાનાવ–જે મોટી નદીઓમાં ચાલતું હતું.

૫. શાહી બજડા–જેના ઉપર સવાર થઇને રાજા નીકળતો હતો.

૬. સ્વતરણાવિ અર્થાત્ સરકારી તથા બિનસરકારી ઘાટનું નાવ–જેનાથી મુસાફરોને સામે કિનારે ઉતારવામાં આવતા હતા.

૭. હિંસ્રિકા નાવ–સમુદ્રમાં ફરતી ચાંચિયાઓની હોડીઓ. ચાણક્યે લખ્યું છે કે, જ્યાં દેખો ત્યાંથી તેનો નાશ કરો. વહાણો પર એક અધિકારી (કપ્તાન), એક નિયામક, દાતરડાં–દોરડાં રાખનાર (दात्र-रश्मि-ग्राहकाः) તથા પાણી ઉલેચનાર (उत्सेचकाः) નાવિકો પણ રહેતા હતા.

નાવાધ્યક્ષ ( એડમિરલને આધીન ), ખન્યધ્યક્ષ ( સમુદ્રની ખાણોના અધ્યક્ષ ) તથા પત્તનાધ્યક્ષ (બંદરોના અધ્યક્ષ) પણ રહેતા હતા.

નહેરો અથવા જળાશયોદ્વારા ખેતરોને પાણી આપવાની પ્રથા ભારતવર્ષમાં બહુ દિવસથી ચાલી આવે છે. ચંદ્રગુપ્તના વખતમાં નહેરો અથવા જળાશયોનાં પાણી વહેંચવા માટે એક જુદો વિભાગ હતો. દૂરદૂરના દેશમાં પણ પાણી પહોંચાડવાનો સારો પ્રબંધ થતો હતો. ગિરનાર પરનો લેખ એના પ્રમાણરૂપ છે, ત્યાં ખેતરોને પાણી આપવા માટે સુદર્શન નામનું જળાશય બહુ ખર્ચ કરીને બંધાવવામાં આવ્યું હતું.

મૌર્યોની સેના ઘણી વિશાળ હતી. મહાભારતના સમયમાં બન્ને પક્ષની જેટલી સેના તૈયાર હતી તેટલી સેના તો દરરોજ મૌર્યોને ત્યાં સામ્રાજ્યની રક્ષા માટે તૈયાર રહેતી હતી. ચંદ્ર-ગુપ્તે તેનો પ્રબંધ પણ બહુ ઉત્તમ રીતે કર્યો હતો. ત્રીસ સર-દારોની એક યુદ્ધપરિષદ હતી; જે છ વિભાગમાં વહેંચાયલી હતી. ચાર વિભાગોના હાથ નીચે અનુક્રમે પાયદળ, ઘોડેસવાર, હાથી અને રથનો પ્રબંધ હતો. પાંચમું ખાતું લડાયક હોડીઓ તથા નૌકાસૈન્યનો બંદોબસ્ત રાખતું હતું અને છઠ્ઠું ખાતું સેનાનાં ખાન–પાન, સીધુંસામાન, દારૂગોળો, અસ્ત્રશસ્ત્ર, ઘોડા, ગધેડાં, ખચ્ચર, નોકર, ચાકર, ગાડી, ઘોડાવાળા વગેરે યુદ્ધ સાથે સંબંધ રાખનાર બાબતોનો પ્રબંધ કરતું હતું. અત્યાર સુધી હિંદુરાજા સેનાને ચાર વિભાગમાંજ વહેંચતા હતા. નૌકાસૈન્ય તથા લડા-યક હોડીઓ તરફ ધ્યાન આપતા નહોતા અને લડાઇની સામગ્રી માટે એક જુદો વિભાગજ રાખતા હતા. ચંદ્રગુપ્તે આ ખામીને દૂર કરી. આ ઉત્તમ પ્રબંધને લીધેજ ચંદ્રગુપ્તની વિજયી સેના-સન્મુખ સમસ્ત ઉત્તર ભારતને હાર ખાવી પડી હતી; એટલે

સુધી કે ભુવનવિજયી સિકંદરની સેનાને પણ સેલ્યુકસને અધીન થઇને ચંદ્રગુપ્તની સામે નીચું જોવું પડયું હતું.

મૌર્ય–સમ્રાટની પ્રિય રાજધાની પાટલીપુત્રનો ધનવૈભવ અસીમ હતો. રોમ સામ્રાજ્યમાં રોમ નગરની જે પ્રતિષ્ઠા હતી, તેજ પ્રતિષ્ઠા મૌર્યોની રાજધાનીની હતી. રોમની માફક પાટલીપુત્ર પણ સમસ્ત સભ્યભારતનું શહેર ગણાતું હતું. ત્યાં દેશવિદેશના ધનવાન વેપારીઓ આવી વસતા હતા. આ વિશાળ નગરનો પ્રબંધ ત્રીસ નાગરિકોના એક મંડળને સોંપવામાં આવ્યો હતો. આ મંડળ છ શાખાઓમાં વહેંચાયલું હતું. દરેક શાખાનું કાર્ય જુદું જુદું હતું. શિલ્પ અને શિલ્પીઓની દેખરેખ એક વિભાગને સ્વાધીન હતી. મજૂરીના દર પણ તેઓ ઠરાવતા હતા. બીજું દળ વિદેશી લોકોની તપાસ રાખતું હતું. આ વિભાગને તાબે બહુ ગુપ્તચર હતા. ચાણક્યે લખ્યું છે કે, "નાગરિકોએ વિશ્વાસુ નોકરોદ્વારા વિદેશીઓનાં આચરણ તરફ નજર રાખવી જોઇએ." જ્યારે પરદેશી એક જગાએથી બીજી જગાએ જવા ઇચ્છતા હતા, ત્યારે તેમના રક્ષણ માટે રક્ષકોનો પ્રબંધ કરી આપવામાં આવતો હતો. વિદેશીઓ માટે રહેવાનું સ્થાન તથા બીજી જાતની સગવડની વ્યવસ્થા કરવામાં આવતી હતી. કોઇ પરદેશીના મરી ગયા પછી તેની સંપત્તિ તેના વારસોને પહોંચાડવામાં આવતી હતી. જન્મમરણનો રિપોર્ટ લખવા માટે એક જુદું દળ હતું. આથી કર નાખવામાં તથા શાસનકાર્યમાં સુગમતા થતી હતી. ચાણક્યે લખ્યું છે કે, "નાગરિકોનો ધર્મ છે કે નગરમાં આવનાર–જનારનું સૂચીપત્ર રાખે અને રહેવાસીઓનાં નામ, ઠામ, ધંધો, આવક, ખર્ચ, ધન અને સંપત્તિનું પૂરૂં વર્ણન લખતા રહે."

એક બીજું દળ બજારની ખરીદી અને વેચાણ પર ધ્યાન રાખતું હતું. તેની એ આજ્ઞા હતી કે, રાજ્યદ્વારા નક્કી કરેલા દર-

થી એકસરખી રીતે વ્યવહાર ચાલ્યા કરે. ઉદ્યોગધંધાઓનું નિરીક્ષણ કરવા માટે નાગરિકોનું એક જુદું દળ હતું. માલના વેચાણ પર રાજાનો જે કર હતો, તે એક છઠ્ઠા વિભાગદ્વારા વસૂલ કરવામાં આવતો હતો. જો કોઈ રાજાનો કર ખાઇ જવાનો પ્રયત્ન કરતો તો તેને ભારે શિક્ષા થતી હતી.

આ તો પાટલીપુત્રની વાત થઇ, પરંતુ ઉજ્જન, તક્ષશિલા, અને બેશાલી ઇત્યાદિ મોટાં મોટાં નગરોમાંપણ આ પ્રથા પ્રચલિત હોય એ સ્વાભાવિક છે.

દૂરના પ્રદેશોનો વહીવટ રાજ–પુરુષોદ્વારા થતો હતો. એમના ઉપર નજર રાખવા માટે ખબરપત્રીઓ નીમવામાં આવતા હતા.

સમાજની સાધારણ સ્થિતિ સારી હતી. ધનવાનો હાથી–ઘોડા રાખતા હતા અને સાધારણ વ્યક્તિ બળદથી પોતાનું કામ ચલાવતી હતી.

## અદાલત

ન્યાયાલય બે જાતનાં હતાં. 'ધર્મસ્થીય' તથા 'કંટકશોધન' એ બન્નેમાં જુદી જુદી જાતના મુકદ્દમા લેવામાં આવતા હતા. 'ધર્મસ્થીય' ન્યાયાલયમાં ત્રણ શાસ્ત્રજ્ઞ વિચારક યા ત્રણ પ્રધાન બેસતા હતા. 'કંટકશોધન' ન્યાયાલયમાં પણ ત્રણ પ્રધાન વા 'પ્રદેષ્ટાર' બેસતા હતા.

આજકાલ જે પ્રમાણે 'પબ્લિક લૉ' (સાર્વજનિક કાયદા) અને 'પ્રાઈવેટ લૉ' (ખાનગી કાયદા)નો ભેદ માનવામાં આવે છે તેવો ભેદ તે વખતે પણ હશે, એમ જણાય છે. એ ઉપર્યુક્ત બન્ને ન્યાયાલયની વ્યક્તિઓ(જ્યુરી)થી સ્પષ્ટ થાય છે.ધર્મસ્થીય શ્રેણીનાં ન્યાયાલયોમાં સર્વસાધારણ પ્રજાની ફરિયાદ સાંભળવામાં

આવતી હતી. એ અદાલતોને દંડ કરવાનો અધિકાર હતો. પરંતુ 'કંટકશોધન' શ્રેણીનાં ન્યાયાલયોમાં રાજ્યકર્તા અને પ્રજા સાથે સંબંધ ધરાવતા મુકદ્દમાજ વિચારાતા હતા. આ ન્યાયાલય પ્રાણદંડ સુધીની શિક્ષા પણ કરી શકતું હતું. ધર્મસ્થીય શ્રેણીનાં ન્યાયાલયોની હકુમતમાં નીચેના વિષયો હતાઃ—

વ્યવહાર સ્થાપના ( કબૂલાત—નામું ), પટ્ટા સાથે સંબંધ રાખનાર દેવું આપવા સંબંધી ( કરજ વસૂલ કરવું ),વાક્યપારુષ્યમ્ ( માનહાનિ ), સીમા, વિવાદ, વસ્તુનું વેચાણ, વિવાહ, ધર્મ, વારસામાં મળેલી મિલકત સંબંધી અને વારસાહક. એજ રીતે 'કંટકશોધન' શ્રેણીની અદાલતોમાં આ વિષયો હતાઃ—કારુકરક્ષા (કારીગરોની રક્ષા ), ગૂઢાજીવિઓનું રક્ષણ (બદમાસોને તાબે કરવા); સાધુ, વેષધારી ભેદુઓદ્વારા અપરાધિઓનો પત્તો મેળવવો, ધાડપાડુઓને પકડવા, સરકારી ખાતાના અધિકારીઓને વશમાં રાખવા,( સર્વાધિકરણ—રક્ષણ ) ઇત્યાદિ. આ સિવાય ગામોમાં મંડળ (ગ્રામિક જેવા) તથા ગ્રામના અનુભવી વૃદ્ધો પણ ન્યાયાધીશનું કામ કરતા હતા. ગામોના નાનામોટા મુકદ્દમાના ફેંસલા ત્યાંજ કરવામાં આવતા હતા. સૌથી મોટી અદાલતમાં રાજા, તેનો મંત્રી અને શાસ્ત્રજ્ઞ પંડિત, બ્રાહ્મણ બેસતા હતા.

સંગ્રહણ, દ્રોણમુખ, સ્થાનીય તથા જનપદસંધિ જેવાં સ્થળોમાં અદાલતો બેસતી હતી.

કાનૂનઃ—વ્યવહાર અને શાસ્ત્રાચાર આ પ્રમાણોથી બન્યા હતા. જેમકે—(૧) ધર્મશાસ્ત્રનાં વચન, (૨) વ્યવહાર ( કરારનામા સાથે સંબંધ રાખનાર ), (૩) રીતરિવાજ અને (૪) રાજશાસન. મુકદ્દમો દાખલ કરતી વખતે કેટલીયે બાબતો ઉપર ધ્યાન આપવામાં આવતું હતું. તેમાંથી વિશેષ ઉલ્લેખ કરવા યોગ્ય આ છેઃ—બનાવ-

નો સમય તથા સ્થળ, વાદી અને પ્રતિવાદીનું નામ, ઠામ, ગોત્ર તથા બન્ને પક્ષનું કથન ઇત્યાદિ. જુબાનીમાં ફેર પડવાથી અથવા તેમાં વિરોધ જણાતાં સજા થતી હતી. ગુપ્તચરદ્વારા સત્યાસત્યની ભાળ મેળવવામાં આવતી હતી. ન્યાયાધીશો ખૂબ વિચાર કરીને ગુપ્તચરોની વાતો પર વિશ્વાસ રાખતા હતા; કારણકે યોગ્ય ન્યાય ન થાય તો ન્યાયાધીશોને પણ શિક્ષા કરવામાં આવતી હતી.

એક કરતાં વધારે સાક્ષીઓની જરૂર પડતી હતી. સગાં, નોકર, બન્દી, કરજદાર, વેરી, કલંકિત તેમજ જેને સજા મળી ચૂકી હોય એવી વ્યક્તિ કે વ્યક્તિઓની સાક્ષી સ્વીકારવામાં આવતી નહોતી. જુબાની આપતી વખતે સાક્ષીઓને સોગન લેવા પડતા હતા.

હવે અમે મહાત્મા ગૌતમબુદ્ધના કેટલાક ઉપદેશોના થોડા ઉતારા આપીશું. તે વખતે હિંદુ સમાજની સ્થિતિ તેમજ સામાજિક જીવનના આદર્શ કેટલા ઉચ્ચ હતા, તેના પ્રમાણ પર તે પ્રકાશ ફેંકે છે. આ પ્રસિદ્ધ ઉપદેશ બૌદ્ધ ગ્રંથ 'સિગાલો વાદ સુત્ત'માં લખેલો છે. અને ગૌવિંષ્ઠ ભાષાઓમાં વારંવાર તેનો અનુવાદ થયો છે.

## ૧. માતપિતા અને પુત્ર

માતા-પિતાએ આ પ્રમાણે વર્તવું જોઇએઃ-(૧) બાળકોને પાપથી બચાવવાં, (૨) પુણ્ય કરવાનું શિક્ષણ આપવું, (૩) તેમને શિલ્પ અને શાસ્ત્રનું શિક્ષણ આપવું, (૪) તેમને માટે યોગ્ય પતિ કે પત્ની શોધવાં અને (૫) તેમને પિતૃઓના અધિકાર આપવા.

બાળકોએ આ પ્રમાણે વર્તવું જોઇએઃ-(૧) જેમણે મારૂં પાલણપોષણ કર્યું છે તેમનું હું પોષણ કરીશ. (૨) હું આવશ્યક ગૃહસ્થધર્મોનું પાલન કરીશ. (૩) હું તેમની સંપત્તિની રક્ષા કરીશ. (૪) હું મારી જાતને તેમના વારસ થવા યોગ્ય બનાવીશ અને (૫) તેમના મૃત્યુ બાદ હું સત્કારપૂર્વકતેમનું ધ્યાન કરીશ.

## ૨. ગુરુ અને શિષ્ય

શિષ્યે પોતાના ગુરુઓનો આ પ્રમાણે સત્કાર કરવો જોઇએઃ– (૧) તેમની સામે ઊભા થઈને, (૨) તેમની સેવા કરીને, (૩) તેમની આજ્ઞાઓનું પાલન કરીને, (૪) તેમને જરૂરની વસ્તુઓ આપીને અને (૫) તેમના શિક્ષણ ઉપર ધ્યાન આપીને.

ગુરુએ પોતાના શિષ્યો પર આ પ્રમાણે સ્નેહ દેખાડવો જોઇએઃ–(૧) બધી સારી વાતોનું તેને શિક્ષણ આપીને, (૨) તેને વિદ્યાગ્રહણ કરવાનો બોધ આપીને, (૩) તેને શાસ્ત્ર અને વિદ્યા શીખવીને, (૪) તેના મિત્ર અને સોબતીઓમાં તેની પ્રશંસા કરીને તેમજ (૫) આપત્તિથી તેનું રક્ષણ કરીને.

## ૩. પતિ અને પત્ની

પતિએ પોતાની પત્નીનું આ રીતે પાલન કરવું જોઇએઃ— (૧) તેની સાથે સત્કારપૂર્વક વ્યવહાર કરીને, (૨) તેના ઉપર કૃપા કરીને, (૩) તેની સાથે સાચા રહીને, (૪) લોકોમાં તેનો સત્કાર કરાવીને તેમજ (૫) તેને યોગ્ય વસ્ત્ર અને આભૂષણો આપીને.

પત્નીએ પોતાના પતિ પર આ રીતે સ્નેહ રાખવો જોઇએઃ– (૧) પોતાના ઘરનાં માણસો સાથે યોગ્ય વર્તન રાખીને, (૨) મિત્રો અને સંબંધીઓનો યોગ્ય આદરસત્કાર કરીને, (૩) પતિવ્રતા રહીને, (૪) કરકસરથી ઘરનો પ્રબંધ કરીને અને (૫) જે કાર્ય તેને કરવાનાં હોય તેમાં ચતુરાઇ અને મહેનત બતાવીને.

## ૪. મિત્ર અને સોબતી

આબરૂદાર માણસે પોતાના મિત્રો સાથે આ રીતનો વ્યવહાર કરવો જોઇએઃ–(૧) ભેટ આપીને, (૨) મૃદુ વાતચીત કરીને, (૩) તેના લાભની ઉન્નતિ કરીને, (૪) તેની સાથે પોતાની સમાન વર્તે-

વાર રાખીને તથા (૫) તેની સાથે પોતાના ધનનો ઉપભોગ કરીને.

મિત્રોએ તેના પ્રત્યે આ રીતે પ્રીતિ દેખાડવી જોઇએ:-(૧) જ્યારે તે અસાવધ હોય ત્યારે તેની રક્ષા કરીને, (૨) જો તે કાચી સમજણનો હોય તો તેની સંપત્તિનું રક્ષણ કરીને, (૩) આપત્તિમાં તેને શરણ આપીને, (૪) દુઃખમાં તેને સાથ આપીને અને (૫) તેના કુટુંબ પ્રત્યે દયા બતાવીને.

## ૫. સ્વામી અને નોકર

સ્વામીએ પોતાના નોકરોને આ રીતે સુખ આપવું જોઇએ:- (૧) તેમની શક્તિ પ્રમાણે તેમને કામ આપીને, (૨) યોગ્ય ભોજન અને પગાર આપીને, (૩) રોગી અવસ્થામાં તેને માટે યોગ્ય યત્ન કરીને,(૪) અસાધારણ ઉત્તમ વસ્તુઓ તેને આપીને અને (૫) તેને કોઇ કોઇ વાર રજાઓ આપીને.

નોકરોએ પોતાના સ્વામી પર આ રીતે ભક્તિ દેખાડવી જોઇએ:-(૧) તે તેમના પહેલાં ઊઠે, (૨) તે તેમના પછી સૂઈ જાય, (૩) તેને જે કંઇ આપવામાં આવે તેનાથી સંતોષ માને અને (૪) તે તેમની પ્રશંસા કરે.

## ૬. ગૃહસ્થ અને ધાર્મિક લોક

પ્રતિષ્ઠિત સજ્જનો, ભિક્ષુઓ અને વિદ્વાનોની આ રીતે સેવા કરે:-(૧) કાર્યમાં પ્રીતિ બતાવીને, (૨) વાણીમાં પ્રીતિ બતાવીને, (૩) વિચારમાં પ્રીતિ બતાવીને, (૪) મનથી તેમનું સ્વાગત કરીને તેમજ (૫) તેમની સાંસારિક જરૂરિયાતો પૂરી પાડીને.

ભિક્ષુઓએ અને વિદ્વાનોએ તેમની સાથે આ પ્રમાણે પ્રીતિ રાખવી જોઇએ:-(૧) તેમને પાપ કરતા રોકીને, (૨) તેમને પુણ્ય કરવાની શિખામણ આપીને, (૩) તેમના ઉપર દયાભાવ બતાવીને,

(૪) તેમને ધર્મનું શિક્ષણ આપીને અને (૫) તેમની શંકાઓનું સમાધાન કરી ધર્મમાર્ગ બતાવીને.

ઉપર્યુક્ત બાબતોથી આપણને આજથી બે હજાર વર્ષ પહેલાંના પવિત્ર હિંદુ જીવનના આનંદમય ગૃહસ્થજીવન સંબંધી તથા સામાજિક વિચારો અને કર્તવ્યોનું કેવું ઉત્તમ ચિત્ર પ્રાપ્ત થાય છે! હજુ પણ જો કોઈ એમ કહે કે, આપણને પશ્ચિમે સભ્યતા અને મર્યાદા શીખવી છે, તો તેમાં તેની બુદ્ધિની મલિનતાજ પ્રદર્શિત થાય છે. પોતાનાં બાળકોને શિક્ષણ—ધાર્મિક શિક્ષણ—અને સાંસારિક સુખ આપવા માટે માતાપિતાની ઉત્સુક ભાવના; પોતાનાં માતાપિતાને પાળવાં, તેમનો સત્કાર કરવો અને તેમના મૃત્યુ પછી તેમનું સ્મરણ કરવાની પુત્રની ભક્તિપૂર્ણ અભિલાષા; શિષ્યનો પોતાના ગુરુ પ્રત્યે સત્કાર ભર્યો વહેવાર અને ગુરુની શિષ્ય માટે ઉત્સુકતાપૂર્ણ ચિંતા અને પ્રીતિ; પતિનો પોતાની પત્ની સાથેનો સત્કાર, દયા, માન અને પ્રીતિપૂર્વકનો વ્યવહાર કે જે હિંદુધર્મની ગૌરવપૂર્ણ મર્યાદા છે; તેમજ હિંદુ પત્નીઓની પોતાનાં ગૃહકાર્યમાં ચતુરાઇ, સચ્ચાઇ અને ચોકસાઈ કે જેને માટે તેઓ હમેશથી સુપ્રસિદ્ધ છે; મિત્રો વચ્ચે, સ્વામી અને સેવકો વચ્ચે, ગૃહસ્થો અને ધર્મશિક્ષકો વચ્ચે દયાભાવ વગેરે જે બધું સર્વોત્તમ શિક્ષણ છે, તે ઈશુખ્રિસ્તના જન્મ પહેલાંથી હિંદુધર્મે પૂર્વના દેશોને આપ્યું છે. આ એવી સર્વોત્તમ વાતો છે કે, જેણે હિંદુસાહિત્યને હજારો વર્ષ સુધી પ્રેરણા આપી છે.

ચીનનો પ્રખ્યાત મુસાફર ફાહિયાન ઇસ્વીસન ૪૦૦ લગભગ ભારતમાં આવ્યો હતો અને તે ભારતના ગૌરવનું વર્ણન કાબુલ ( ચમન )થી શરૂ કરે છે. તેણે કાબુલ, કંદહાર, તક્ષશિલા અને પેશાવરમાં મધ્ય ભારતની ભાષા અને પહેરવેશ જોયાં તેમજ સાંભળ્યાં હતાં. ત્યાં તેણે પાંચસો બૌદ્ધ સંન્યાસીઓના મઠ

[illegible] હતા. ત્યાંથી તે મધ્યભારતમાં આવ્યો હતો, જેના સંબંધમાં તે લખે છે કે, “ આ દેશનાં હવાપાણી ગરમ અને એકસરખાં છે. અહીં હીમ પડતું નથી તેમજ બરફ પણ પડતો નથી. અહીંના લોક બહુ સારી સ્થિતિમાં રહે છે. એમને રાજ્યનો કર આપવો પડતો નથી અને રાજ્ય તરફથી એમને કંઈ રોકટોક કરવામાં આવતી નથી. માત્ર જે લોકો રાજાની જમીન ખેડે છે, તેમને જમીનની ઊપજ-નો કંઈક ભાગ આપવો પડે છે. તેઓ ઇચ્છા હોય ત્યાં જઈ શકે છે અને ઇચ્છા હોય ત્યાં રહી શકે છે. રાજા શારીરિક શિક્ષા કરતો નથી. અપરાધીઓને તેમની સ્થિતિ પ્રમાણે હલકો યા ભારે દંડ કરવામાં આવે છે. જો કોઈ [illegible] વાર રાજ્યદ્રોહ કરે તોપણ માત્ર તેનો એક હાથ કાપી નાખવામાં આવે છે. સૈનિકો નક્કી કરેલો પગાર મેળવે છે. આખા દેશમાં કેવળ ચાંડાળો સિવાય કોઈ પણ લસણ કે ડુંગળી ખાતા નથી. કોઈ પણ જીવની હિંસા થતી નથી અને કોઈ દારૂ પીતું નથી. બજારમાં દારૂની દુકાનો નથી. [illegible] નથી.”

વળી તે પાટલીપુત્રનાં ધર્માદા દવાખાનાંઓનું વર્ણન કરતાં લખે છે કે:—

“ આ દેશના ગરીબ લોકો, જેને જરૂર હોય, જે અપંગ હોય કે રોગી હોય તે ધર્માદા દવાખાનામાં રહી શકે છે અને ત્યાં તેને ઉદારતાથી સર્વ જાતની મદદ મળે છે. વૈદ્ય તેનો રોગ જુએ છે અને રોગને યોગ્ય ખાનપાન, દવાદારૂ અને સર્વ જાતનાં સુખોની વ્યવસ્થા કરે છે. તંદુરસ્ત થયા પછી તે તેની ઇચ્છામાં આવે ત્યાં જઈ શકે છે.”

[illegible] ઉપર [illegible] એક [illegible] રાજાનું આચરણ [illegible], જેના સંબંધમાં સુખશાંતિ, [illegible]

વિજ્ઞાન અને હિન્દુહૃદયના વિકાસની એટલી વૃદ્ધિ થઈ હતી કે,જે આજ સુધી પણ નષ્ટ થઇ શકયાં નથી અને જે વાસ્તવમાં અપૂર્વ છે.

એ મહાન રાજાનું નામ વિક્રમાદિત્ય હતું. એ એક મહાન અને સ્વદેશાનુરાગી, યુદ્ધનો વિજેતા, પુનર્જીવન પામતા હિન્દુ-ધર્મનો સંરક્ષક, આધુનિક સંસ્કૃત સાહિત્યમાં જે સર્વોત્તમ-સુંદર બાબતો છે, તેનું કેન્દ્ર અને સેંકડો કથાઓનો નાયક છે.

વિદ્વાનોને કે અભણ લોકોને, કવિઓને કે વાર્તા કહેનારને તેમજ વૃદ્ધોને કે બાળકોને, તેનું નામ એટલું સુપરિચિત છે કે જાણે તે ગઇ કાલેજ મરણ પામ્યો ન હોય!

આ રાજાની સ્મૃતિ થતાંની સાથેજ તેની સભામાં વિરાજતા કવિ કુલગુરુ કાલીદાસના કવિત્વની ઉત્કૃષ્ટ અને ઉત્તેજક કલ્પનારૂપ શકુંતલા અને ઉર્વશીની કોમળ સ્મૃતિઓ હિન્દુ વિદ્વાનોનાં હૃદયમાં ઉદય પામે છે.

હિન્દુ જ્યોતિષીઓનાં હૃદયમાં વરાહમિહિરનું સ્મરણ અને શબ્દકોશના રચનારાઓનાં હૃદયમાં અમરસિંહ વિષે આદરભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નથી; તેમજ એ સર્વ વાતો જાણે તેના સાચા પ્રતાપ માટે પૂરતી ન હોય, એમ માનીને અભણ અને સાદાસીધા લોકોની સેંકડો કહાણીઓ પણ તેના નામનો પરિચય કરાવે છે. આ મહાસમ્રાટના સિંહાસન નીચે જે બોલતી પૂતળીઓ કોતરેલી હતી, તેમણે ઉત્તરાધિકારીઓની સત્તા કેવી રીતે ન સ્વીકારી અને તેમાંની દરેક પૂતળી વિક્રમના પરાક્રમની એક એક વાત કહીને કેવી રીતે ચાલી ગઇ તેની કથા સાંભળવા માટે આજદિન પર્યંત ગામડાંના લોકો પીપળાના વૃક્ષ નીચે એકઠા થાય છે. ભારતવર્ષમાં હજુ પણ દરેક ગ્રામ્યશાળાનાં નાનાં નાનાં બાળકો શ્રદ્ધા અને પ્રીતિપૂર્વક ભણે છે કે, આ સાહસિક વિક્રમે અંધકાર અને ભયનાં

દસ્યો વચ્ચે એક પ્રબળ વૈતાળના ઉપર મહત્તા મેળવવાનો કેવી રીતે પ્રયત્ન કર્યો હતો અને અંતે અજેય વીરતા, અડગબુદ્ધિ અને કદી ભુલાય નહિ તેવા સાહસ અને આત્મવિશ્વાસથી કેવી રીતે સફળતા પ્રાપ્ત કરી હતી.

ભારતવર્ષ ઉપર ભયંકર ચડાઇઓ કરનાર શક લોકોને પોતાના અદમ્ય પરાક્રમથી હાર ખવડાવી નસાડનાર આજ વીર હતો. આથી સેંકડો વર્ષો સુધી હુમલા કરનારાઓથી દુઃખી થતા ઉત્તરભારતવાસીઓને શાંતિ મળી અને તેની સાથે શિલ્પકળાની વૃદ્ધિ થઇ. રાજાઓના દરબાર અને મોટાં મોટાં નગરો વિલાસ, ધન, મોટા વ્યાપાર અને શિલ્પનાં કેન્દ્ર બની ગયાં. વિજ્ઞાને પણ પોતાનું માથું ઊંચું કર્યું અને આધુનિક હિન્દુ જ્યોતિષશાસ્ત્રે એક નવીન જાતની ઉન્નતિ પ્રાપ્ત કરી. કાવ્યો અને નાટકોએ પોતાનો પ્રકાશ ફેલાવ્યો અને તેઓ હિન્દુઓનાં હૃદયોને પ્રસન્ન કરવા લાગ્યાં.

આ પ્રતાપી રાજાની પછી લગભગ સો વર્ષે અર્થાત્ ઈસ્વીસન ૬૨૯માં એક બીજો ચીની યાત્રી ભારતવર્ષમાં આવ્યો હતો, જેનું નામ હ્યુએનસંગ હતું. તે જલાલાબાદ જિલ્લાની જૂની રાજધાની નગરહારનું વર્ણન કરતાં લખે છે કે, "નગરનો ઘેરાવો ચાર માઇલનો હતો. આ નગરમાં અન્ન અને ફળ બેશુમાર છે. અહીંના લોક સીધી ચાલના, સરળ, ઉત્સાહી અને વીર છે."

હ્યુએનસંગ શતદ્રુ ( સતલજ )ના રાજ્યથી બહુ પ્રસન્ન થયો હતો. તે સંબંધી તે લખે છે કે, " તે રાજ્ય ચારસો માઇલના ઘેરાવાવાળું છે. રાજધાનીનો ઘેરાવો સાડાત્રણ માઇલનો છે. આ દેશમાં અન્ન, ફળ, સોનું, ચાંદી અને રત્ન પુષ્કળ છે. અહીંના લોક ચળકતાં રેશમનાં કિંમતી અને સુંદર વસ્ત્રો પહેરે છે. એમનાં આચરણ નમ્ર અને પ્રસન્ન કરનાર છે. એઓ પુણ્યાત્મા છે.

"મથુરા દેશનો ઘેરાવો એક હજાર માઈલ છે અને મુખ્ય નગરનો ઘેરાવો ચાર માઈલ છે. અહીંની જમીન અત્યંત ફળદ્રૂપ છે અને આ દેશમાં રૂ અને સોનું બહુ થાય છે. લોકોનાં આચરણ નમ્ર અને સુશીલ છે. તેઓ પુણ્યાત્મા છે અને વિદ્યાર્થીઓનો સત્કાર કરે છે.

સ્રુધ્નુ (ઉત્તરદ્વાર)નું રાજ્ય, જેની પૂર્વમાં ગંગા અને ઉત્તરમાં હિમાલય છે, તે બારસો માઈલના ઘેરાવામાં છે. ગંગા અપૂર્વ નદી છે. તેની લહેરો સમુદ્ર માફક ફેલાયલી છે."

રોહિલખંડ અને હરદ્વારનું આશ્ચર્યકારક વર્ણન કરીને આગળ જતાં આ યાત્રાળુ કનોજના રાજ્યનું વર્ણન કરે છેઃ—

"રાજ્યનો ઘેરાવો ૮૦૦ માઈલ છે અને મુખ્ય રાજધાની ચાર માઇલ લાંબી અને એક માઇલ પહોળી છે. નગરની ચારે બાજુએ ખાઈ છે અને અંદર અત્યંત મજબૂત પથ્થરના ગગનચુંબી બુરજો છે. ચારે બાજુ કુંજ, તળાવ, ફૂલ ઇત્યાદિની શોભા દર્પણની માફક સ્વચ્છ અને રમણીય લાગે છે. વેપાર માટે બહુ કિંમતી વસ્તુઓના ઢગલા બજારમાં ભરેલા છે. લોક સુખી અને સંતોષી છે. ઘર ધનસંપન્ન અને સુદૃઢ છે. ફૂલ–ફળ બેશુમાર છે. જમીન ખેડાય છે, તેમાં વાવણી થાય છે અને વખત આવતાં તેની ફસલ ઉતારી લેવામાં આવે છે.

"લોક સાચા, ઉદાર, સજ્જન અને કુળવાન જણાય છે. તેઓ કારીગરીવાળાં ચકચકતાં કપડાં પહેરે છે, વિદ્યાના ભારે વ્યસની છે અને ધર્મ સંબંધી વિષયો ઉપર મોટા મોટા શાસ્ત્રાર્થ કરે છે...."

આ યાત્રાળુ કનોજના તે સમયના પ્રતાપી રાજા બીજા શિલાદિત્યનો મહેમાન થયો અને તેણે એનો સત્કાર કર્યો. આ

બળવાન રાજા પાસે પાંચ હજાર હાથી, વીસ હજાર સવાર અને પચાસ હજાર પલટનની સેના સ્થાયી હતી, તેમજ તેણે આખા પંજાબને છ વર્ષમાં જીતી લીધો હતો.

આ ચીની યાત્રાળુ સમક્ષ શિલાદિત્યે એક મોટી ધાર્મિક સભા ભરી હતી. તેમાં તેણે જુદા જુદા વીસ દેશોના રાજાઓને પોતપોતાના દેશના વિદ્વાન બ્રાહ્મણો, બૌદ્ધ ભિક્ષુઓ, પ્રસિદ્ધ પ્રબંધકર્તાઓ અને સૈનિકો સાથે આવવાની આજ્ઞા કરી હતી. એ ભભકાદાર સભા અને ઉત્સવનું વર્ણન એ વિદેશી મુસાફર આ શબ્દોમાં કરે છેઃ—

" ઉતારાથી રાજાના મહેલ સુધીની બધી જગા તંબૂઓ અને ગાનારાઓની રાવટીઓથી શણગારાઈ હતી. બુદ્ધની એક નાની મૂર્તિ સારી રીતે શણગારેલા એક હાથી ઉપર રાખવામાં આવતી હતી અને ઇન્દ્ર સમાન રાજા શિલાદિત્ય તથા કામરૂપનો રાજા તેની જમણી બાજુએ પાંચસો પાંચસો યુદ્ધના હાથીઓના રક્ષણ સહિત ચાલતા હતા. શિલાદિત્ય ચારે તરફ મોતી અને બીજાં રત્ન તથા સોના ચાંદીનાં ફૂલ ફેંકતો જતો હતો. બુદ્ધની મૂર્તિને સ્નાન કરાવવામાં આવતું હતું અને રાજા શિલાદિત્ય પોતે એ મૂર્તિને પોતાની ખાંધ ઉપર લઈને પશ્ચિમના બુરજ ઉપર લઈ જતો હતો. ત્યાં તેને રેશમી વસ્ત્રો અને રત્નજડિત આભૂષણો પહેરાવવામાં આવતાં હતાં. આ ઉપરાંત ભોજન થતું હતું અને તે સમયે સર્વ લોક એકત્ર થઇને શાસ્ત્રાર્થ કરતા હતા. સંધ્યાસમયે રાજા પોતાના મહેલમાં ચાલ્યો જતો હતો. "

અફસોસ તો એજ છે કે જે મોતી, રત્ન ઇત્યાદિ પહેલાં ભારતમાં સડક ઉપર લૂંટાતાં હતાં, તે આજે જોવાને પણ મળતાં નથી!

અલ્હાબાદના સંબંધમાં તે કહે છે કે, " આ રાજ્યનો ઘેરાવો ત્રણ હજાર માઇલ છે, પેદાશ બહુ છે અને ફળ બેશુમાર છે.

લોકો સુશીલ અને ભલા છે. તેઓ ભારે વિદ્યાનુરાગી છે." આ યાત્રાળુ આપણા અક્ષયવડનું પણ વર્ણન કરે છે કે જે ભાગ્યશાળી વૃક્ષનો અવશેષમાત્રજ આપણે જોવા માટે રહેલો છે.

આગળ ચાલતાં આ યાત્રાળુ બનારસનું વર્ણન કરતાં કહે છે કે:-

" આ નગર હિંદુધર્મના સ્તંભરૂપ છે. રાજ્યનો ઘેરાવો આ-ઠસો માઈલ છે અને રાજધાની લગભગ ચાર માઇલ લાંબી અને એક માઇલ પહોળી છે. ગૃહસ્થ લોક બહુ પૈસાદાર છે અને તેમનાં ઘર ભારે ભારે કિંમતી વસ્તુઓથી ભરેલાં છે. લોકો કોમળ અને દયાળુ છે અને તેઓ વિદ્યાધ્યયનમાં મગ્ન રહે છે.

" નગરમાં વીસ દેવમંદિર છે, જેના બુરજો અને ઓરડાઓ ( મંદિરની અંદરનો ભાગ પરસાળ ) નકશીદાર પથ્થર અને લાક-ડાંનાં બનેલાં છે. તેના ઉપર અદ્‌ભુત કારીગરી કરેલી છે." તે પછી વૈશાળી, ઉજ્જન, મગધ, પાટલીપુત્ર, ગયા આદિનું અદ્‌-ભુત વર્ણન કરીને તે પ્રખ્યાત રાજા બિંબિસારની રાજધાની રાજગૃહમાં આવે છે અને તેનું પ્રભાવશાળી વર્ણન કરીને તે સમયના પ્રખ્યાત વિશ્વવિદ્યાલય નાલંદાનું અવલોકન કર્યા પછી કહે છે કે:—

" અહીંના અધ્યાપક વિદ્વાનોની સંખ્યા હજારોની છે. તેઓ સર્વ વીતરાગી સંન્યાસીઓ છે. તેઓ સુયોગ્ય વિદ્વાન અને પ્રસિદ્ધ પુરુષો છે. સમસ્ત ભારતવર્ષમાં તેમનું પૂર્ણ માન છે. ગૂઢ વિષયો પર પ્રશ્ન પૂછવા અને તેના ઉત્તર દેવા માટે એક દિવસ પૂરતો નથી. રાત દિવસ તેઓ શાસ્ત્રચર્ચામાં લાગ્યા રહે છે. વૃદ્ધ અને યુવાન પરસ્પર એકબીજાને મદદ કરે છે. જે લોકો ત્રિપિટકના પ્રશ્નો ઉપર શાસ્ત્રાર્થ કરી શકતા નથી, તેમનો સત્કાર કરવામાં આવતો

નથી. તેઓ શરમના માર્યા પોતાનાં મોં છુપાવીને ફરે છે. કેટલાક માણસ નાલંદાના વિદ્યાર્થીઓનાં જૂઠાં નામ ધારણ કરીને પણ જ્યાં ત્યાં જઇને સત્કાર પામે છે.

“આ વિશ્વવિદ્યાલયને માટે કહેવાય છે કે, રાજા શુક્રાદિત્ય, બુદ્ધગુપ્ત, તથાગત ગુપ્ત તથા બાલાદિત્યે તેની મોટી મોટી ઇમારતો બનાવવામાં પોતપોતાના સમયમાં પૂરો પરિશ્રમ ઉઠાવ્યો હતો અને તે તૈયાર થયા પછી તેમાં જે સભા ભરાઈ હતી, તેમાં બે હજાર માઇલ દૂર દૂરથી વિદ્વાન લોકો ભેગા થયા હતા.”

તે પછી આ યાત્રાળુ બંગાળા, ઓરિસા, કલિંગ, આંધ્ર, ચૈલ, દ્રાવિડ, મહારાષ્ટ્ર અને ગુજરાતનું પ્રભાવશાળી વર્ણન કરે છે. બધે ઠેકાણે તે અન્ન, ફળ અને પશુઓની વિપુલતા બતાવે છે. સર્વત્ર લોકોની સાદાઈ, સુશીલતા અને વિદ્યાભ્યાસ તથા વીરતાનું વર્ણન કરે છે. અંતે સમસ્ત દેશ ઉપર પોતાની સમ્મતિ આ રીતે વર્ણવે છેઃ—

“દેશની રાજ્યપ્રણાલી ઉપકારક સિદ્ધાંતો પર રચાયેલી હોવાથી શાસનપદ્ધતિ સરળ છે. રાજકારભાર મુખ્ય ચાર વિભાગમાં વહેંચાયલો છે. એક ભાગ રાજ્યની વ્યવસ્થા કરવા માટે તથા યજ્ઞાદિ માટે; બીજો ભાગ મંત્રી અને મુખ્ય અધિકારીઓની આર્થિક મદદ માટે; ત્રીજો ભાગ મોટા મોટા યોગ્ય માણસોના પુરસ્કાર માટે અને ચોથો ભાગ ધાર્મિક લોકોના દાન માટે કે જેથી યશવૃદ્ધિ થાય છે. આ રીતે લોકો ઉપરના કર હલકા છે અને તેમની પાસેથી શારીરિક સેવા ઓછી લેવામાં આવે છે. દરેક માણસ પોતાની સાંસારિક સંપત્તિ શાંતિપૂર્વક રાખે છે અને બધા લોકો પોતાના નિર્વાહ માટે જમીન ખેડે છે તથા તેમાં વાવેતર કરે છે. જે લોકો રાજાની જમીન ખેડે છે તેને ઉપજનો છઠ્ઠો ભાગ કર તરીકે આપવો પડે છે. વેપારી લોક કે જેઓ વેપાર કરે છે, તેઓ પો-

તાનું લેણુંદેણું પતાવવા આવ–જા કરે છે. નદીના માર્ગ તથા સડકના ઉપયોગ માટે બહુ થોડી જકાત આપવી પડે છે. જ્યારે કોઇ વાર રાજ્યના કામ માટે માણુસોની જરૂર હોય ત્યારે તેમની પાસે કામ કરાવવામાં આવે છે અને મજૂરી આપવામાં આવે છે. કામ પ્રમાણે મહેનતાણું પણ બરાબર આપવામાં આવે છે.

" સૈનિકલોક સરહદના પ્રદેશનું રક્ષણ કરે છે અને ઉપદ્રવ કરનારાઓને શિક્ષા કરવા માટે પણ તેમનેજ મોકલવામાં આવે છે. તેઓ રાત્રે સવાર થઈને રાજમહેલની ચારે બાજુએ પહેરો પણ ભરે છે. કાર્યની આવશ્યકતા અનુસાર સૈનિકો રાખવામાં આવે છે. તેમને થોડું દ્રવ્ય આપવાનું નક્કી કરવામાં આવે છે અને ખુલ્લી રીતે તેનું નામ લખવામાં આવે છે. રાજકર્તા, મંત્રીઓ, દંડનાયકો તથા અધિકારીઓને તેમના નિર્વાહ માટે જમીન મળે છે.

"લોકો સ્વભાવથીજ હલકા હૃદયના હોતા નથી.તેઓ સાચા અને આદરણીય હોય છે. તેઓ નાણાંની બાબતમાં નિષ્કપટ અને ન્યાય કરવામાં ગંભીર હોય છે. બીજા જન્મમાં કર્મફળ ભોગવવાં પડશે એમ માની તેઓ ડરતા રહે છે અને આ સંસારની વસ્તુઓને તુચ્છ ગણે છે; એ લોકો અન્યને દુઃખ આપનારા તેમજ કપટી હોતા નથી."

મેગેસ્થિનિસના વખતથી લઇને સઘળા બુદ્ધિશાળી યાત્રાળુઓએ આજ સત્ય હકીકત કહી છે.તેઓએ હિંદુઓને તેમનાં ઘરો અને ગામોમાં નજરોનજર નિહાળ્યા છે; તેમજ તેઓએ તેમનાં નિત્યકર્મો અને પ્રત્યેક દિવસના વહેવારમાં ભાગ પણ લીધો છે. ભૂતકાળના ભારતવર્ષની આ ઉન્નત, સ્વતંત્ર અને લલચાવનાર જીવનની ઝાંખી કરાવીનેજ અમને સંતોષ નહિ થાય–અમે એ વાતોને પણ યાદ કરીશું કે જેનાથી અમારાં હૃદયમાં ગૌરવ ઉત્પન્ન થાય છે.

આ વાતો અમારી વિદ્યા સંબંધી યોગ્યતાની છે. જેની સામે થવાનું સાહસ ઘમંડી યુરોપે આજ સુધી કર્યું નથી અને પૂર્ણ યૌવનકાળમાં પણ જેનું અનમ્ર મસ્તક ઝખ મારીને જેની સમક્ષ ઝૂકી રહ્યું હતું, તે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનને હું આ સમયે છોડી દઉં છું. હું કેવળ શિલ્પ,જ્યોતિષ, વૈદક, રસાયન અને સાહિત્ય તરફજ સંકેત કરૂં છું. એટલે તેના પરથી પણ ભારતની ભૂતકાળની ભવ્યતાનો આપણને ખ્યાલ આવશે.

શિલ્પ એક એવી કળા છે કે જેનો સંબંધ સ્થૂળ આંખો સાથે છે અને જેના પર કાળનો પૂરેપૂરો પ્રભાવ પડે છે. આથી જેનું ગંભીર વર્ણન ઋગ્વેદ અને યજુર્વેદના મંત્રોમાં સ્થળેસ્થળે છે, તેવા કરોડો વર્ષ જૂના વૈદિકકાળના શિલ્પના નમૂના આપણી પાસે નથી એ ખેદની વાત છે; એટલે હાલ તો આપણે એજ આધાર લઈ શકીએ કે જે લગભગ બે હજાર વર્ષના જૂના છે અને જેના ભગ્નાવશેષો યુરોપના વિદ્વાનોએ દાંતમાં આંગળાં ઘાલીને જોયા છે. પથ્થરની મૂર્તિઓ અને મકાનો જે સૌથી જૂનાં મળે છે તે, ઇ. સ. પૂર્વે લગભગ બસો વર્ષ પહેલાંના બૌદ્ધ સમયનાં છે. કેટલાક લોકોનું કહેવું છે કે, એ વિદ્યા ભારતે યુનાન પાસેથી શીખી હતી, પણ ડૉકટર ફર્ગ્યુસન એક સ્થળે લખે છે કે,

"શિલ્પકામ શુદ્ધ સ્વદેશી છે, એ વાત પર જેટલું જોર આપવામાં આવે તેટલું ઓછું છે. તેના પર ઇજિપ્ત કે યુનાની શિલ્પનાં કંઇ પણ ચિહ્નો નથી. વળી એમ પણ કહી શકાતું નથી કે, એમાંની કોઇ બાબત બેબિલોનિયા કે એ સિરિયામાંથી ઉદ્ધૃત કરવામાં આવી હોય !"

દિલ્હીમાં લોખંડનો જે અદ્ભુત થાંભલો છે તે પાંચમી સદીના શિલ્પકામનો નમૂનો છે. તે સંબંધી ડૉકટર ફર્ગ્યુસન કહે છે કે,

"આ હકીકત અમને નિઃસંદેહ અને નિઃશંકપણે બતાવે છે કે, હિંદુલોક એ વખતમાં લોઢાના આટલા મોટા થાંભલા બનાવી શકતા હતા, કે જે યુરોપમાં અઢારમી સદી પહેલાં બની શકતાજ નહોતા અને આજ પણ બહુ થોડા બની શકે છે.....અને એ વાત પણ ઓછી આશ્ચર્યજનક નથી કે, ૨૪૦૦ વર્ષ સુધી હવા અને પાણીનો સતત મારો લાગવા છતાં તેને હજુ કાટ પણ ચઢ્યો નથી તેમજ તેની ટોચ તથા તેના પરનો લેખ આજદિન સુધી સ્પષ્ટ અને ગંભીર છે."

ભારતના પથ્થર પરના શિલ્પકામ સંબંધી તેઓ કહે છે કે,

"જ્યારે આપણે ઈ. સ. ૨૦૦ થી ૨૫૦ વર્ષ પહેલાંના સમયના હિન્દુઓનું શિલ્પકામ બુદ્ધગયા અને તિરહટનાં જંગલોમાં જોઇએ છીએ, ત્યારે તે અણીશુદ્ધ ભારતવર્ષનુંજ હોય એમ જણાય છે. તેના પર પાશ્ચાત્ય શિલ્પની જરા પણ અસર થઇ નથી. તેના પરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે, આવી કળાની સરસાઇ ભારતવર્ષમાં ક્યારેય કોઇ પણ નથી કરી શક્યું. તેમાં પ્રાણીઓ જેવાં કેઃ—હાથી, હરણ અને વાંદરાં એવાં કોતરવામાં આવેલાં છે કે, દુનિયાના કોઇ પણ દેશમાં એવાં કોતરાયલાં જોવામાં આવતાં નથી. વળી વૃક્ષો પણ એવાંજ બનાવવામાં આવ્યાં છે અને તેમાં નકશીકામ પણ એવું ઉત્તમ અને અણીશુદ્ધ છે કે જે પ્રશંસા કરવા યોગ્ય છે. મનુષ્યની મૂર્તિઓ, જો કે તેમાં આધુનિક સૌંદર્ય નથી જણાતું, છતાં તેમાં બહુજ સ્વાભાવિકતા છે અને જ્યાં ઘણી મૂર્તિઓનો સમૂહ હોય છે, ત્યાં તેના ભાવ અદ્‌ભુત સરળતાથી બતાવવામાં આવ્યા છે. આના જેવું સાંગોપાંગ અણીશુદ્ધ શિલ્પ બીજે ક્યાંયથી પ્રાપ્ત થઇ શકે તેમ નથી."

પ્રખ્યાત રામેશ્વરના વિશાળ મંદિરના સંબંધમાં ડોકટર ફર્ગ્યુ-

સન કહે છે કે, “ સાતસો ફૂટની ઊંચાઇ પરની આ પરિશ્રમપૂર્ણ કારીગરી જોવાથી જે વિચાર ઉત્પન્ન થાય છે, તે બીજું કોઇ પણ શિલ્પકામ જોવાથી ઉત્પન્ન થતા નથી. આપણા કોઈ પણ મિનારા પાંચસો ફૂટથી ઊંચા નથી અને સેંટપીટરના મિનારાનો મધ્ય ભાગ પણ બારણાથી લઇને પૂજાસ્થાન સુધી માત્ર છસો ફૂટ ઊંચો છે. અહીં પાસેની લાંબી પરસાળ સાતસો ફૂટ ઊંચી છે. તે ચારે બાજુની નાની પરસાળોથી જોડાયલી છે. એનું કામ પણ તેના જેવુંજ સુંદર અને ઉત્તમ છે. તેમાં ભિન્ન ભિન્ન યુક્તિઓ અને પ્રકાશના પ્રબંધથી એવો પ્રભાવ ઉત્પન્ન થાય છે કે,જે ખરેખર ભારતવર્ષમાં બીજે કયાંય મળતો નથી. અહીં આપણને ચાર હજાર ફૂટ લાંબી પરસાળ મળે છે કે જેની બન્ને બાજુએ મજબૂત પથ્થરો પર નકશી કામ કરવામાં આવ્યું છે. અહીં પરિશ્રમની જે વિશેષતા જોવામાં આવે છે તેની અસર નકશીના ગુણોની અપેક્ષાએ બહુ વધારે છે અને તે એક પ્રકારની અદ્ભુતતા અને સૌંદર્યને લીધે એવો પ્રભાવ ઉત્પન્ન કરે છે કે, જે ભારતવર્ષના બીજા કોઇ પણ મંદિરમાં મળી શકતો નથી.”

દક્ષિણનું હુલ્લાવિડનું મોટું મંદિર કે જેનું બાંધકામ ચૌદમી સદીમાં મુસલમાનોની ચડાઇને લીધે અર્ધેથી બંધ રહ્યું હતું, તેના સંબંધમાં એજ ડોકટર લખે છે કે,

“ જો તે મંદિર પૂરું થયું હોત તો તે એક એવી ઇમારત થાત કે જેના પરથી હિંદુગૃહનિર્માણ–વિદ્યાના પ્રશંસકોને શીખવાનું મળત. ખરેખર, આવા સયુક્તિક અને ભિન્ન ભિન્ન પ્રકારના નમૂના દૃષ્ટાન્તોદ્વારા સમજી શકવા અસંભવિત છે. આમાંની કોઈ કોઇ મૂર્તિઓનું શિલ્પકામ તો એવું અદ્ભુત થયું છે કે જેનું ચિત્ર માત્ર ફોટોગ્રાફીદ્વારાજ લઈ શકાય અને મોટે ભાગે એ પૂર્વમાં પણ મનુષ્યોની અદ્ભુત કારીગરીના નમૂનારૂપ હોવાનું

મનાય છે.”

હુલ્લાવિડના મંદિરો સંબંધી ફર્ગ્યુસન કહે છે કે, “ જો હુલ્લાવિડના મંદિરની રચના સમજાવવા માટે દૃષ્ટાન્તજ પૂરતાં હોત, કે જેથી અમારો વાચકવર્ગ તેની વિશેષતાથી પરિચિત થઈ શકત; તો એ મંદિરની તથા એથેન્સના પાર્થિનાની સમાનતા દર્શાવવા માટે ઘણીજ થોડી વસ્તુઓ એટલી મનોરંજક અને શિક્ષાપ્રદ બનત...........”

એક અંગ્રેજ વિદ્વાનની આ વિચારપૂર્ણ તથા ગૃહનિર્માણ-વિદ્યા સંબંધીની દાર્શનિક સંમતિ શું અમારા ભૂતપૂર્વ શિલ્પ ઉપર યોગ્ય પ્રકાશ નથી પાડતી ?

જ્યોતિષ અને ગણિતવિદ્યા એ સભ્યતાની એવી યોગ્યતા છે કે જેને સંસારની શ્રેષ્ઠતમ યોગ્યતા કહેવામાં આવે છે. આ યોગ્યતામાં ભારતવર્ષ બહુ પ્રાચીન કાળથી પંડિત રહ્યું છે.

ઋગ્વેદ કે જેને સઘળા પાશ્ચાત્ય વિદ્વાનોએ સંસારનું સૌથી પ્રાચીન અને સૌથી પહેલું પુસ્તક માન્યું છે, તેમાં જ્યોતિષનાં સૂક્ષ્મ તત્ત્વો લખેલાં છે; તેમજ વર્ષને બાર ચાંદ્રમાસમાં વહેંચવું અને ચાંદ્રવર્ષને સૌરવર્ષ સાથે મેળવવા માટે એક તેરમો અર્થાત્ એક અધિકમાસ દર ત્રણ વર્ષે મેળવી દેવો (૧, ૨૫, ૮), વર્ષની ઋતુ-ઓનાં નામ (૨, ૨૬) અને નક્ષત્રોના હિસાબ પ્રમાણે ચંદ્રમાની સ્થિતિનો ઉલ્લેખ (૯, ૩, ૨૦,) તેમાં કરવામાં આવ્યો છે. ઉપરાંત નક્ષત્રોની થોડી રાશિઓનાં નામ પણ (૧૦, ૮૫, ૧૩,) આપવામાં આવ્યાં છે. આ અત્યંત પ્રાચીન વૈદિકકાળની વાત છે.

વેદ પછીના ગ્રંથોમાં આપણને જ્યોતિષ સંબંધી બીજું પણ વિસ્તૃત વર્ણન મળે છે. તૈત્તિરીય બ્રાહ્મણ–(૪, ૫) અને શુક્લ યજુર્વેદ (૩૦, ૧૦, ૨૦) તથા શ્યામ યજુર્વેદમાં ૨૮ નક્ષત્રોનાં

નામ આપવામાં આવ્યાં છે; શતપથ બ્રાહ્મણ–(૨,૧,૨,)માં નક્ષત્રોના સંબંધથી ચંદ્રમાની સ્થિતિનું ગંભીર અને મનોહર વર્ણન છે.

આજથી સિત્તેર વર્ષ પહેલાં યુરોપના સૌથી પહેલા અદ્વિતીય સંશોધક મિ. કોલબ્રૂક જ્યોતિષ વિદ્યાના સંબંધમાં પોતાનો નિષ્પક્ષપાત અભિપ્રાય આપતાં કહે છે કે,

"યુનાનીઓએ આ શાસ્ત્રનાં મૂળતત્ત્વો જે જે સદીમાં જાણ્યાં તેની આગલીજ સદીમાં હિંદુઓએ તેમાં વિશેષ ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. હિંદુઓને ગણિતનું જ્ઞાન હતું; પરંતુ યુનાનીઓમાં તેનો અભાવ હતો.........તેમનાં પંચાંગ સૂર્ય અને ચંદ્રમાને આધારે થતાં હતાં. તે લોકોએ ચંદ્ર અને સૂર્યની ગતિ ધ્યાનપૂર્વક જાણી લીધી હતી અને તેમાં એવી સફળતા મેળવી હતી કે, તેમણે ચંદ્રમાનાં જે 'યુતી ભગણ' નક્કી કર્યાં છે, તે યુનાનીઓની અપેક્ષાએ ઘણાં શુદ્ધ હતાં."

આજ વિદ્વાને અમેરિકા અને ફ્રાંસના મોટા મોટા વિદ્વાનોના મતનું ખંડન કરીને સાબિત કર્યું છે કે, ક્રાંતિમંડળ એ ચીનની 'સીઉ' પ્રણાલી નથી કે આરબોનું 'અરબ મંજીલ' પણ નથી; પરંતુ આરબોએ નિઃસંદેહ તેમાં ભારતવર્ષની નકલ કરી છે.

ડૉકટર થિબો કહે છે કે, "ભૂમિતિશાસ્ત્રનું અધ્યયન પહેલવહેલું ભારતવર્ષમાંજ થયું છે અને એ માટે જગત ભારતવર્ષનું ઋણીજ છે. કૃષ્ણ યજુર્વેદ (૫–૪–૧૧)માં આ વિષયોનાં બીજ (પ્રમાણ) મોજૂદ છે."

પૌરાણિક કાળ કે જેને પંદરસો વરસ થયાં છે, તે વખતમાં ભારતવર્ષે આર્યભટ્ટ, વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, વગેરે જ્યોતિષના પ્રખર વિદ્વાનો પેદા કર્યા છે. પૌરાણિકકાળમાં બીજગણિત તથા જ્યોતિષના પહેલા હિંદુ ગ્રંથકાર આર્યભટ્ટ હતા. તેમણે 'આર્ય-

મહીય' ગ્રંથ લખ્યો છે, જેમાં ગીતિ–પાદ, ગણિત–પાદ, કાલ-ક્રિયા–પાદ અને ગોલ–પાદ છે. આ ગ્રંથરત્નને ડૉક્ટર કર્ને હમ-ણાંજ પ્રગટ કર્યો છે. તે લખે છે કે, "આ ગ્રંથમાં આર્યભટ્ટે પૃથ્વીના પરિઘની જે ગણતરી કરી છે (ચાર ચાર કોસના ૩૩૦૦ યોજન) તે લગભગ બરાબર છે."

વરાહમિહિર અવન્તી નગરીનો સાચો પુત્ર હતો. તેણે રચેલો 'બૃહદ્સંહિતા' નામનો ગ્રંથ સંસારમાં અપૂર્વ છે અને તેનું સંપાદન ડૉક્ટર કર્ને કર્યું છે. આમાં ભિન્ન ભિન્ન વિષયો પર પૂરા ૧૦૬ (?) અધ્યાય છે. પહેલા ૨૦ અધ્યાયોમાં સૂર્ય, ચંદ્ર, પૃથ્વી અને ગ્રહના વિષયો છે. અધ્યાય ૨૧ થી ૨૯માં વૃષ્ટિ, હવા, ધરતીકંપ, ઉત્પાત, ઇન્દ્રધનુષ્ય, આંધિ અને વિદ્યુત વગેરેના વિષયો છે. અધ્યાય ૪૦ થી ૪૨માં ઘર, ગ્રહો અને વનસ્પતિ તથા ભિન્ન ભિન્ન ઋતુમાં મળનારી વેપારની ચીજોનો વિષય છે. અધ્યાય ૪૩ થી ૬૦માં ઘર બનાવવાં, બગીચા, મંદિર વગેરે બનાવવાનો સ્પષ્ટ વિષય છે. અધ્યાય ૬૧ થી ૭૮માં ભિન્ન ભિન્ન પશુઓ, મનુષ્યો તથા સ્ત્રીઓના વિષયો છે. અધ્યાય ૭૯ થી ૮૫માં રત્ન અને માલમિલકતનો વિષય છે. અધ્યાય ૮૬ થી ૯૬માં સર્વ જાતના શકુનોનો વિષય છે અને અધ્યાય ૯૭ થી ૧૦૬માં અનેક વિષ-યોનું વર્ણન છે કે જેમાં વિવાદ, રાશિચક્રના ભાગ વગેરે પણ છે.

આ ઉપરાંત (ઈ. સ. ૬૨૮માં) બ્રહ્મગુપ્તે પોતાનો 'બૃહદ્-સ્ફુટ સિદ્ધાંત' નામનો ૨૧ અધ્યાયનો ગ્રંથ લખ્યો છે. તે સંપૂર્ણ અને જ્યોતિષવિદ્યા પર ઉત્કૃષ્ટ પ્રકાશ પાડનારો છે.

બારમી સદીમાં પ્રસિદ્ધ ભાસ્કરાચાર્યે 'સિદ્ધાંત શિરોમણિ' નામનો અપૂર્વ ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથની શરૂઆતનો ભાગ બીજગણિત અને લીલાવતી (અંકગણિત) છે. ભાસ્કરાચાર્યના

ગ્રંથોમાં એવા અદ્ભુત અને ગૂઢ પ્રશ્નોનું વિવરણ છે કે જે યુરોપમાં ૧૭ મી–૧૮મી સદી સુધી પ્રાપ્ત થયેલા નથી. બીજગણિતમાં ભારતવર્ષે જરૂર અદ્ભુત ઉન્નતિ કરી હતી. ભાસ્કરાચાર્યે એક પ્રશ્નને અનેક રીતે તપાસી જોયા છે અને તે બરાબર એવીજ રીતથી કે જે રીત લૉર્ડ બ્રુકરે યુરોપમાં સન ૧૬૫૭માં શોધી હતી અને જેનો નિર્ણય કરવાનો અવિરત પ્રયત્ન યુલરે કર્યો હતો અને છેવટે તેને સન ૧૭૬૭માં ડીલા ગ્રંગે પૂરો કર્યો તેજ પ્રશ્નનો બ્રહ્મગુપ્તે સાતમી સદીમાં ખુલાસો કરેલો છે.

અરબી ગ્રંથકારોએ ઇસ્વીસનની આઠમી સદીમાં હિંદુઓના બીજગણિતના ગ્રંથોનો અનુવાદ કર્યો અને પિસા દેશના લિયોનાર્ડોએ આધુનિક યુરોપને આ વિદ્યાનો પહેલવહેલો પરિચય કરાવ્યો. ત્રિકોણમિતિમાં પણ સંસારના આદિગુરુ તરીકે હિંદુઓને માનવામાં આવે છે. દશમલબની પ્રણાલી નક્કી કરીને ભારતે આરબોને શીખવી અને આરબોએ યુરોપને શીખવી. આજે તે સમસ્ત માનવજાતની સંપત્તિ છે.

હવે તે વખતે અપૂર્વ મનાતા આપણા દેશના ચિકિત્સાશાસ્ત્ર તરફ નજર નાખીએ. પ્રાચીન આયુર્વેદનાં આઠ અંગ હતાં.

(૧) કાય–ચિકિત્સા, (૨) શલ્ય–ચિકિત્સા, (૩) શાલાક્ય-ચિકિત્સા, (૪) ભૂત–વિદ્યા, (૫) કૌમારભૃત્ય, (૬) અગદ–તંત્ર, (૭) રાસાયણિક અને (૮) વાજીકરણ.

આમાંના સર્વ વિભાગ આજ લગભગ નાશ પામ્યા છે અને તેમનો થોડો તો નહિ પણ ઘણોજ ભાગ ભાગ્યોતૂટ્યો મળી આવે છે.

## કાય–ચિકિત્સા

ઔષધ ખવરાવીને નીરોગી કરવાનો વિધિ. આ વિષયમાં આ-

ટલા ગ્રંથોનો પત્તો મળે છેઃ—(૧) **ચરક**–આ ગ્રંથ મહર્ષિ પતંજલિએ આજથી લગભગ બે હજાર વર્ષ પહેલાં બનાવ્યો હતો. તેના પહેલાં તે કઈ દશામાં હતો, તે જાણવાનો આજ કોઇ ઉપાય નથી. (૨) **અગ્નિવેશસંહિતા**–સૌથી મુખ્ય છે, લગભગ બધા ટીકાકારો તેમાંથીજ ઉતારા લે છે. (૩) **ભેલસંહિતા**–આ અપ્રસિદ્ધ છે અને તાંજોરની સરકારી લાયબ્રેરીમાં છે. (૪) **જતૂકર્ણસંહિતા**–આ પુસ્તક સર્વથા દુર્લભ છે, પણ લગભગ બધા પ્રાચીન ટીકાકારોએ તેનાં પ્રમાણ રજૂ કર્યાં છે. (૫,૬) **પારાશરસંહિતા** અને **ક્ષારપાણિસંહિતા**–આ બન્ને પુસ્તકો શિવદાસ ટીકાકારના વખત સુધી પ્રાપ્ત થતાં હતાં, હવે મળતાં નથી. (૭) **હારીતસંહિતા**–આ પુસ્તકની મૂળ નકલ દુષ્પ્રાપ્ય છે. (૮) **ખરનાદ**–આ પણ દુષ્પ્રાપ્ય છે (૯) **વિશ્વામિત્રસંહિતા**–આ ઘણુંજ જૂનું પુસ્તક મળતું નથી. ચરક અને સુશ્રુતની ટીકામાં ચક્રપાણિએ તેની વિગત આપી છે. (૧૦) **અત્રિસંહિતા**–આને અત્યંત પ્રાચીન અને મોટો ગ્રંથ ગણવામાં આવે છે, પણ આજે તેનાં દર્શન દુર્લભ છે.

## શલ્યતંત્ર

વાઢકાપની ચિકિત્સા સંબંધી વિજ્ઞાન. આ વિષયમાં શૈલી સાહેબ કહે છે કે, " આ પ્રાચીન શસ્ત્રવૈદ્યો પથરી કાઢવાની તથા પેટમાંથી ગર્ભ કાઢવાની ક્રિયા જાણતા હતા અને તેમના ગ્રંથોમાં પૂરાં એકસો સત્યાવીશ શસ્ત્રોનું વર્ણન છે. કેટલાંક શસ્ત્રો તો એટલાં બારીક હતાં કે જેનાથી વાળ પણ ચીરી શકાતો હતો.

આ સંબંધી આટલા ગ્રંથો મળી આવે છે. (૧,૨) **ઔપધેનવતંત્ર** અને **ભૂતતંત્ર**–આ બંને ગ્રંથરત્નોની વિગત જ્યાંત્યાં ટીકાઓમાંજ રહી ગઇ છે. અફસોસ! (૩) **સુશ્રુત** અને **વૃદ્ધ સુશ્રુત**-

જેમાંથી વૃદ્ધ સુશ્રુતનો પત્તો લાગતો નથી. (૪) **પૈષ્કલાવત તંત્ર**–આ ગ્રંથ નાશ પામ્યો છે. (૫) **વૈતરણતંત્ર**–મળતું નથી. સુશ્રુતના ટીકાકારે ગંભીર વાઢકાપ (ઑપરેશન)ના વિષયમાં સુશ્રુતમાં જે વાત કહી છે તે આમાંથીજ ઉતારવામાં આવી છે. એ ગ્રંથ કેટલો મહત્ત્વનો હશે એ કહી શકાતું નથી. (૬) **ભોજતંત્ર**–એ એક ઘણો મોટો ગ્રંથ હતો. (૭) **કરવીર્યતંત્ર**–આ ગ્રંથનો કોઇ કોઇ સ્થળે ટીકામાં ઉલ્લેખ છે. (૮) **ગોપુરરક્ષિતતંત્ર**–નાશ પામ્યો છે. (૯) **ભાલુકી તંત્ર**–મળતો નથી. ઘણી પ્રશંસા પામેલો છે. (૧૦) **કપિલ તંત્ર** અને **ગૌતમ તંત્ર**–અપ્રાપ્ય છે.

## શાલાક્ય

અંગોના બહારના રોગો જેમકે–આંખ, કાન, નાક વગેરેની ખાસ ચિકિત્સાનું શાસ્ત્ર તે શાલાક્ય. આ વિષયના ૧૦ ગ્રંથોનાં નામ મળે છે પણ તેમાંનો એક પણ ગ્રંથ મળતો નથી.

(૧) **વિદેહતંત્ર**–વિદેહરાજે રચેલું શાલાકિઓનું આ મુખ્યતંત્ર હતું, હાલ મળતું નથી. (૨) **નિમિતંત્ર**–આ વળી એક જુદું તંત્ર હતું. (૩) **કાંકાયનતંત્ર**–એનો ઉલ્લેખ ચરકમાં જ્યાં ત્યાં જોવામાં આવે છે. ( ૪, ૫ ) **ગાર્ગ્ય–ગાલવતંત્ર**–એનું કોઇ પ્રમાણ નથી મળતું. માત્ર ડલ્લનાચાર્યે તેનો ઉલ્લેખ કર્યો છે. (૬) **સાત્યકિતંત્ર**–આનો ઉલ્લેખ પણ ડલ્લને સુશ્રુતના ઉત્તર તંત્રમાં કર્યો છે. (૭) **શૌનકતંત્ર**–ગુપ્ત છે. (૮) **કરાલતંત્ર**–પ્રાચીન હોઇ હાલ મળતું નથી. ( ૯, ૧૦ ) **ચક્ષુષ્પથતંત્ર** અને **કૃષ્ણાત્રેયતંત્ર**–બન્ને ગ્રંથરત્નો નાશ પામ્યાં છે.

## ભૂતવિદ્યા

**મનની શક્તિની બગડેલી સ્થિતિની માનસિક બળથી ચિકિ-**

ત્સા કરવાની વિદ્યા તે ભૂતવિદ્યા. જેમાં પંચ મહાભૂતના મિશ્રણનું ગંભીર રહસ્ય હતું. આ વિદ્યા એક વખતે બહુ પ્રસિદ્ધ હતી, પણ ખેદની વાત છે કે, આજ ખોળવા છતાં એક પણ ગ્રંથ મળી આવતો નથી.

સુશ્રુત (ઉત્તર ૬ અ૦), ચરક (ચિ૦ ૧૪ અધ્યા૦), વાગ્ભટ (ઉત્તર ૪,૫ અધ્યાય), ગરૂડ પુરાણુ, અગ્નિપુરાણુમાં આ વિષયનો થોડોઘણો ઉલ્લેખ છે. કોઇ કોઇનો એવો મત છે કે, "આથર્વણુતંત્ર" નામનો કોઇ મોટો ગ્રંથ આ વિષય સંબંધી હતો. આજ તે સઘળું દુષ્પ્રાપ્ય છે.

## કૌમારભૃત્ય

બાળરક્ષણુ કે જેમાં બાળકોનો પ્રબંધ અને તેમની માતા અને આયાઓના રોગોની ચિકિત્સાનો સમાવેશ છે. એ વિષયનો કોઇ પણ મૂળ ગ્રંથ મળતો નથી; પણુ નીચેના બૌદ્ધ ગ્રંથોનું સુશ્રુતના ઉત્તરતંત્રના વ્યાખ્યાનમાં ડલ્લને વર્ણન કર્યું છે.

(૧) જીવકતંત્ર, (૨) પાર્વતકતંત્ર અને (૩) બંધકતંત્ર. એમ માલૂમ પડે છે કે, આ તંત્રો પહેલાં બહુ પ્રસિદ્ધ હતાં. પણુ આજ તો નામ પણુ ઘણી મુશ્કેલીથી મળી આવે છે. આ જીવક વગેરે બૌદ્ધાચાર્ય હતા, એવું પ્રસિદ્ધ છે.

બૌદ્ધ ઇતિહાસમાં 'જીવક' 'કૌમારભૃત્ય'ના નામથી પ્રસિદ્ધ છે. કહેવાય છે કે, તે બિંબિસાર રાજાના ચિકિત્સક અત્રેય ભિક્ષુના શિષ્ય હતા.

**હિરણ્યાક્ષતંત્ર**–આ પણુ બહુ પ્રસિદ્ધ ગ્રંથ હતો. આ વિષય ઉપર સુશ્રુતે ઉત્તર તંત્રમાં (૨૭ થી૩૦ સુધી) કુલ ૧૨ અધ્યાય લખ્યા છે. આ આયુર્વેદનું મહાન અંગ નાશ પામ્યું છે, એવું અનુમાન છે.

## અગદતંત્ર

**વિષ-ચિકિત્સા**-આનો રહ્યોસહ્યો ઉલ્લેખ ચરકના ચિકિત્સા-સ્થાનમાં અને સુશ્રુતના કલ્પસ્થાનમાં મળે છે. તે મૂળ ગ્રંથ નાશ પામ્યો છે; માત્ર તેનાં થોડાંક નામ મળી આવ્યાં છે.

(૧) **કાશ્યપસંહિતા**-આ ગ્રંથના લેખક ઋષિ પરીક્ષિત રાજાના ચિકિત્સક હતા. (૨) **અલમ્બાયન સંહિતા**-ક્યાંક ક્યાંક તેનું પ્રમાણુ મળે છે. (૩) **ઉશનઃસંહિતા**-આને આધારે કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં ઝેર વગેરેનો પ્રતિકાર અને આશુમૃત પરીક્ષા લખેલી છે. (૪) **સનક (શૌનક) સંહિતા**-આ વિષયનું બહુ જૂનું અને મોટું પુસ્તક હતું. જેનો યુનાનીઓએ પણ અનુવાદ કર્યો હતો. શ્રી. મૂલરે તે મેળવ્યું અને ડૉક્ટર પ્રફુલ્લચંદ્ર રોયે પોતાના રસાયણશાસ્ત્રમાં તેનો ઉલ્લેખ કર્યો છે.

## રસાયણ

આ એવી વિદ્યા હતી કે, જેનાથી મૃત્યુ અને વૃદ્ધત્વ ટાળી શકાતું હતું અને લોક અજરઅમર થઈને હજારો વર્ષ જીવતા હતા. આની મુખ્ય ઔષધિ પારો હતી. પારો અને બીજી ધાતુઓને જાતજાતના સંસ્કાર કરીને તેની ભસ્મ કરી શરીરમાં દાખલ કરાવવામાં આવતી હતી; જેથી લોહી અને અંદરના કૃમિ (કરમિયા) નાશ પામવાથી શરીરનું ઝેર નાશ પામતું હતું અને શરીરને નવી યુવાવસ્થા પ્રાપ્ત થતી હતી. તેના સત્યાવીસ સિદ્ધ પ્રયોગો બતાવવામાં આવ્યા છે. મહર્ષિ વશિષ્ઠે પોતાના શિષ્ય માંડવ્યને આ સિદ્ધિ શીખવી હતી. તે વિદ્યાને નાગાર્જુને પોતાના ગુરુ પાસેથી પ્રાપ્ત કરી હતી. વાચસ્પતિ મિત્રે પાતંજલ યોગસૂત્રના કૈવલ્યપાદ સૂત્રની ટીકા કરતાં આ માંડવ્યનો ઉલ્લેખ કર્યો છે. પ્રસિદ્ધ દીર્ઘાયુ માર્કણ્ડેયને શિવજીએ આ યોગથી દીર્ઘાયુ કર્યા હતા.

શિવજી રસાયણના મહાસિદ્ધ પંડિત હતા, એમ માલૂમ પડે છે. તેઓ પોતે અમર અને યુવાન રહ્યા. તેમની સ્ત્રીઓ આયુષ્ય પૂરૂં થતાં મરતી ચાલી અને તેઓ તેમની ખોપરીની માળા ગળામાં પહેરતા રહ્યા. વૈદ્યકમાં પારાને શિવબીજ અને ગંધકની પાર્વતીની રજથી ઉત્પત્તિ લખી છે. આ અલંકાર પણ અમારા વિચારને પુષ્ટિ આપે છે. ધંતૂરોઅને સાપ આદિનું પાલન કદાચ આ રસાયણ માટેજ કરતા હશે. કેમકે એ બધી વસ્તુઓ તેના પ્રયોજન માટેનીજ છે.

ઇ૦ સ૦ પૂર્વે ૫૦૦ વર્ષ પહેલાં રસાયણ ઉપર અનેક ગ્રંથો નિર્માણ થયા હતા. જેમાં નાગબોધિ,લોકનાથ, માંડૂક, માંડવ્ય અને વાર્તિકકાર પ્રસિદ્ધ છે. આ વિષયના થોડા પ્રાચીન ગ્રંથો મળી આવ્યા છે અને હર્ષની વાત છે કે, તે પ્રગટ થઇ રહ્યા છે. હાલમાં ગોવિંદપાદાચાર્ય કે જે પ્રખ્યાત જગદ્ગુરુ શંકરાચાર્યના પૂજ્ય ગુરુ હતા, તેમનો બનાવેલો ગ્રંથ 'રસ હૃદય' મુંબઇના સ્વનામધન્ય જાદવજી ત્રીકમજીના પ્રયત્નથી પ્રગટ થયો છે. તેનું પ્રારંભિક વર્ણન મનોરંજક હોવાથી અત્રે આપ્યું છેઃ—

"જે મૂર્છિત થઇને રોગનો નાશ કરે છે, બંધાઇને મુક્તિ આપે છે અને મરીને અમર કરે છે, એવા પારાથી વધારે દયાળુ કોણ છે? દેવતા, ગુરુ, ગાય, બ્રાહ્મણની હિંસા, પાપ વગેરેના કારણથી ઉત્પન્ન થયેલા ઘૃણાસ્પદ અસાધ્ય રોગોને પણ જે શમાવે છે, તે પારાથી પવિત્ર બીજું શું છે? જેના મૂળમાં કરુણા છે એવા પારાનું બંધન કરવું ધન્ય છે. હું પારાને સિદ્ધ કરીને પૃથ્વીને અજરઅમર બનાવીશ.

"સારા કુળમાં જન્મ થવો, એ પૂર્વજન્મનાં ઉત્તમ કર્મોનું ફળ છે; તે ઉપરાંત સ્વતંત્ર બુદ્ધિ હોય અને તે પણ સમસ્ત પૃથ્વી પર વિલક્ષણ શક્તિવાળી હોય તો તે બુદ્ધિનો સર્વોત્તમ ઉપ-

યોગ વિવિધ ફળ અને ભોગોની પ્રાપ્તિ છે. ભોગ શરીરમાં છે. તે શરીર અનિત્ય છે, બસ બધું વ્યર્થ છે.

"આ પ્રમાણે ધન અને શરીરના ભોગોને અનિત્ય માનીને હમેશાં મુક્તિ માટે યત્ન કરવો જોઈએ. તે મુક્તિ જ્ઞાનથી મળે છે, જ્ઞાન અભ્યાસથી મળે છે, અભ્યાસ સ્થિર શરીરમાં થાય છે, પરંતુ કાષ્ઠૌષધિ કે લોહાદિ કોઈ વસ્તુ શરીરને સ્થિર કરવા માટે સમર્થ નથી. કાષ્ઠૌષધિ સીસામાં, સીસું કલાઈમાં, કલાઇ તાંબામાં, તાંબું ચાંદીમાં, ચાંદી સોનામાં અને સોનું પારામાં લીન થઇ જાય છે. આથી પારોજ સર્વ ધાતુઓને લીન કરનાર અને શરીરને અજરઅમર કરનાર છે.

"જે વિદ્યાઓનું ઘર છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ છે; એવા શરીરને અજરઅમર કરવાથી વધારે ઉત્તમ કામ બીજું શું છે? જે શરીર વૃદ્ધાવસ્થાથી જર્જરિત છે, ઉધરસ અને દમ વગેરે દુઃખોથી પૂર્ણ છે તે શરીર શું સમાધિને યોગ્ય છે? જેની ઇન્દ્રિયો અને બુદ્ધિ નાશ પામી છે, જે સોળ વર્ષ સુધી બાળક રહે છે, પછી વિષયરસના સ્વાદમાં લંપટ બની જાય છે અને જ્યારે કંઈક વિવેક આવે છે,ત્યારે વૃદ્ધ થઈ જાય છે; ત્યારે કહો કે, મુક્તિ કેમ કરીને મળે? આથી યોગદ્વારા મુક્તિ મેળવવા સારૂ પારાના દિવ્ય સંયોગથી શરીરને દિવ્ય બનાવવું જોઇએ."

કેવા સતેજ ઉત્સાહપૂર્ણ પવિત્ર શબ્દો છે કે જેમાં સચ્ચાઈ તરી રહી છે. આજ એ ધ્યેય અને જીવન ક્યાં ગયાં?

સિદ્ધ નાગાર્જુન કે જે મહાન આચાર્ય ઈસુખ્રિસ્તની પૂર્વે પાંચસો વરસ પહેલાં થઇ ગયા છે, તે પારામાંથી સોનું બનાવવાની વિદ્યા જાણતા હતા. તેમનો સિદ્ધાંત હતો કે, સોનું મૂળ ધાતુ નથી. પ્રથમ તેમને બહુ નિરાશા થઇ. કાનડી ભાષામાં તેમનું નીચે લખેલું વચન કે જે તેઓ ભિક્ષા માગતી વખતે બોલતા હતા,

તે પ્રસિદ્ધ છે—

भंग वेधि लिह्न वंग वेलिय लिह्न ।

रस निलं लिह्न सुट्टु कंगेट्टु हालना ॥ दे भिक्षां देहि ॥

અર્થાત્ ભૃંગ પાકયો નહિ, કલાઇનું સ્તંભન થયું નહિ અને પારો અગ્નિમાં ટકયો નહિ, તેથી હું કંગાલ થઇને ભિક્ષા માગું છું. આપો–ભિક્ષા આપો.”

તેનો એવો વિચાર હતો કે, સમસ્ત પર્વત સોનાનો બનાવી દેવામાં આવે, જેથી લક્ષ્મીની કાંઇ કિંમત રહે નહિ. આજ જ્યારે ભારતનો ઉદ્યોગ અને વિજ્ઞાન નાશ પામ્યાં છે, તેમજ તેની પ્રતિભા નાશ પામી છે, ત્યારે જ્યાં સુધી યુરોપ અથવા અમેરીકાનો કોઇ રસાયણી સોનું બનાવીને દુનિયામાં જાહેર નહિ કરે કે સોનું મિશ્રણ છે, મૂળ ધાતુ નથી, ત્યાંસુધી આપણે સોનું બનાવનારને ઠગારાજ કહ્યા કરીશું.

પણ વાસ્તવિક રીતે નાગાર્જુન ઐતિહાસિક પુરુષ છે અને તેનો ઉલ્લેખ પ્રસિદ્ધ અરબી લેખક અલવરુની અને બીજા ચીની યાત્રી હ્યુએનસંગે કર્યો છે. હ્યુએનસંગ તો એટલે સુધી કહે છે કે,

“પ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી નાગાર્જુને રસાયણપ્રયોગોદ્વારા પોતાની ઉમર સેંકડો વર્ષની વધારી દીધી છે. તેનું બુદ્ધિબળ અક્ષય છે અને તે ઓરિસા પ્રાંતના કોશલ રાજા સાતવાહનનો મિત્ર છે.”

## વાજીકરણ

આ વિદ્યાદ્વારા પુરુષનું બળ–વીર્ય સતેજ બનાવવામાં આવતું હતું અને પ્રજનન શક્તિની નિર્બળતા દૂર કરવામાં આવતી હતી. પ્રાચીનકાળમાં જ્યારે ભારતવર્ષના પુત્રોને સમસ્ત સંસારનો પ્રબંધ, અધિકાર અને રાજ્ય કરવું પડયું; તેમજ જલ, સ્થલ અને આકાશપર્યંત એમની શક્તિઓ પહોંચી ગઇ, ત્યારે

તેમને બહુ સંતાનની ઇચ્છા થઇ. આ કારણથી એક પુરુષ ઘણી સ્ત્રીઓ રાખતો અને સેંકડો સંતાન ઉત્પન્ન કરતો. આવી સ્થિતિમાં વાજીકરણ ઔષધિની બહુ જરૂર હતી અને આ વિષય ઉપર મોટા મોટા ગ્રંથ લખવામાં આવ્યા હતા. ખેદની વાત છે કે, આ વિષયની કોઇ પ્રાચીન સંહિતા મળતી નથી તેમજ પુરાણોમાં ઉતારા પણ મળતા નથી. પૌરાણિકકાળની બહુ પહેલાંથી આ વિદ્યા નાશ પામી હતી, એમ સિદ્ધ થાય છે. વાત્સાયનનું 'કામસૂત્ર' આ વિષયમાં મળે છે અને તે અપૂર્વ છે. તે લખે છે કે, આ વિષે મહાદેવના સેવક નંદીએ હજાર અધ્યાય (?) નું એક કામસૂત્ર લખ્યું હતું, તેને શ્વેતકેતુ ઔદ્દાલકે પાંચ સો અધ્યાયમાં ટૂંકું કર્યું અને તેનેજ વાભ્રવ્ય સંજાવીએ સો અધ્યાયમાં ટુંકાવ્યું. આના સિવાય બુચુમારતંત્રનું નામ પણ ક્યાંક ક્યાંક મળી આવે છે; પણ તે માત્ર નામજ, ગ્રંથ મળતો નથી.

## પશુચિકિત્સા

આ વિષય ઉપર શાલિહોત્રિસંહિતાનું નામ મળી આવે છે. તે હાલ દુર્લભ છે. તેનો અરબી ભાષામાં અનુવાદ થયો હતો. પ્રખ્યાત પાંડવ નકુળ અને સહદેવે આ વિષય ઉપર ગ્રંથ લખ્યા હતા.

**પાલકાવ્ય સંહિતા**—આ હસ્તી આયુર્વેદનો મહાન ગ્રંથ હાલ પૂનાના આનંદ આશ્રમમાં છપાઈ ગયો છે, પણ અત્યારે હાથી ક્યાં છે? અલબત્ત, થોડા શ્રીમંતોને કૂતરાં પાળવાનો શોખ રહી ગયો છે!

## કીટાણુ શાસ્ત્ર

આ વિદ્યા અઢારમી સદી પહેલાં પાશ્ચાત્ય વિદ્વાનોને માલૂમ ન હતી; પરંતુ પ્રાચીન ભારતના વિદ્વાનોએ આ વિષયમાં પૂરેપૂરું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અથર્વવેદ (૨–૩૧–૪) (૨–૩૧–૨) (૧૨, ૩–૧૫) (૪, ૩૭, ૨) વગેરે અનેક જગાએ કિટાણુ સંબંધી

સૂક્ષ્મ વિવેચન છે. શતપથ બ્રાહ્મણ (૧, ૪, ૧૦) તથા યજુર્વેદમાં અને સુશ્રુતમાં પણ ક્યાંક ક્યાંક તેનું વર્ણન આવે છે.

## રાસાયણિક મિશ્રણ

રાસાયણિક મિશ્રણ બનાવવાની વિદ્યા ભારતવર્ષમાં જૂની હતી. પશ્ચિમ ભારતમાં મીઠું પાકતું હતું. નવસાર તિબેટમાંથી આવતો હતો. સુરોખાર અને સોડા બધી જગાએ સહેજમાં બનતા હતા. ફટકડી કચ્છમાં બનતી હતી, નવસાર પણ ત્યાં બનતો હતો. ચૂનો, કોલસા અને ગંધક સાથે અમારો જૂનો પરિચય હતો. ખાર અને તેજાબને તો લોકો ઘણા વખતથી જાણુતા હતા. ભારતવર્ષ પાસેથી તેને અરબવાસીઓ શીખ્યા. વળી ધાતુઓ ખાવાનો પ્રયોગ ભારતવર્ષે સૌથી પહેલો કર્યો હતો.

આજ જ્યારે ભારતવર્ષના દરેક ભાગમાં સ્વાસ્થ્ય અને ચિકિત્સા માટે વિદેશીઓની વિદ્યા અને હોશિયારીની જરૂર પડે છે, ત્યારે આજથી બે હજાર વર્ષ પહેલાં સિકંદરે પોતાને ત્યાં, જે લોકોની ચિકિત્સા યુનાનીઓ પણ નહોતા કરી શક્યા તેમને માટે હિંદુ વૈદોને રાખ્યા હતા. અઢાર સો વર્ષ થયાં બગદાદના પ્રખ્યાત ખલીફા હારુનઅલરશીદે પોતાને ત્યાં બે હિંદુ વૈદ રાખ્યા હતા, કે જે અરબી ગ્રંથોમાં મનકા અને સલેહના નામથી મશહૂર છે. વળી તેજ બાદશાહે ચરક, સુશ્રુત અને નિદાનનો અરબી ભાષામાં અનુવાદ કરાવ્યો હતો. જે સિરક, સરસુત અને જેદાનને નામે મશહૂર છે.

જેનો આદિ અને અંત નથી, એવી ભારતવર્ષની આ કહાણી વિસ્તારપૂર્વક કહેવી અસંભવિત છે. ભારતવર્ષનો સમસ્ત ભૂતકાળ સુવર્ણમય છે. તેના પર કાળદેવે કાળો પડદો નાખી દીધો છે; તેને ઊંચકીને ભૂતકાળનાં ભવ્ય દર્શન જે કોઈ કરશે તે ન્યાલ થઈ જશે.

હાય! ક્યાં ગયો તે ભૂતકાળ ! ! !



# अध्याय २ जो-आत्मबोध

જે વખતે ભગવતી સીતાને ખોળવાને વાનરો ચારે બાજુ રવાના થયા અને સર્વ દિશાએ ખોળવા છતાં જ્યારે શોધી શકયા નહિ, ત્યારે તેમને બહુ ક્ષોભ થયો; એટલે કેટલાક વાનરો સમુદ્રમાં ડૂબી મરવાની ઇચ્છાથી સમુદ્રકિનારે જઇને એક પર્વત ઉપર બેઠા. ત્યાં તેમને મહાબલી જટાયુના ભાઇ સંપાતિએ સીતાનો પત્તો બતાવ્યો અને જણાવ્યું કે, તે સમુદ્ર વચ્ચેના લંકા નામના ટાપુમાં રાવણના કબજામાં છે. બધા વાનરો હતાશ થઈ અગાધ મહાસાગરને જોવા લાગ્યા. આ મહાસાગરને પાર કોણ કરી શકે ? સાધન કયાં છે ? એ રાક્ષસપુરીમાં જાય કોણ ? એવો પરાક્રમી છે કોણ ? આમ સૌ કોઇ વિચારમાં પડી ગયા. અંતે જાંબુવાને હનુમાન તરફ જોઇને કહ્યું: " હે વીર ! તમે મૌન સાધીને બેઠા છો. તમે વાયુપુત્ર, પવન સમાન ગતિવાળા, પર્વત જેવા દૃઢ અને વજ્ર સમાન શરીરવાળા છો. બાળપણમાં તમે સૂર્યને લાલ ગોળો અને સુંદર રમકડું સમજીને લાવ્યા હતા અને જગતમાં ભયંકરતા ઉત્પન્ન કરી દીધી હતી. અત્યારે તમે આ ક્ષુદ્ર સમુદ્રનાં નિર્જીવ મોજાંને આ રીતે જોઇને નીચા મુખે કેમ બેસી રહ્યા છો ? તમારૂં બળ કયાં ગયું ? ઊઠો, તમે એકજ છલંગમાં સમુદ્ર કૂદી શકો છો. એકજ ચપટીમાં તમે રાક્ષસોનો નાશ કરી શકો છો. એક હુંકારથીજ લંકાનો પ્રલય કરી શકો છો. ઊઠો, સ્વામીનું કાર્ય

કરો-સતીનું રક્ષણ કરો અને અમારી લાજ અને પ્રાણ બચાવો. તમારાથી વધુ બળવાન અમારામાં કોણ છે ?"

જાંબુવાનનાં આ વચન સાંભળી હનુમાનનાં રૂવાં ઊભાં થયાં, અને તેમને આત્મજ્ઞાન થયું. પોતે પોતાની જાતને જાણી. રોમે-રોમમાં વીજળીની શક્તિ પ્રસરી રહી. તેમણે જોરથી એક કિલકારી કરી અને મહાસાગરમાં એક છલંગ મારી. તે પછી આગળ જે થયું તે તો ભારતવર્ષનું પ્રત્યેક બાળક પણ જાણે છે.

તે પછી મધ્યયુગમાં જ્યારે રજપૂતાનામાં અસલ રજપૂતો જીવતા હતા, ત્યારે તે દિવસો તેમના મૃત્યુના વ્યાપારના હતા. મૃત્યુજ તેમની જીવન-લીલા અને વિલાસ હતો. તે દિવસોમાં ચારણ અને ભાટ તેમના દરબારમાં રહેતા હતા. તેમનું કામ એજ હતું કે, યુદ્ધયાત્રામાં તેઓ વીર રજપૂતો સમક્ષ તેમને આગળ ધપાવવાની ગર્જના કરતા અને ડંકાના અવાજના તાલ સાથે ગંભીર અને ઓજસ્વી સ્વરથી તે વીરોના પૂર્વજોનાં વીરકૃત્યો સંભળાવતા હતા. પ્રત્યેક વીર જુવાનની આગળ આવી તેમના પિતા, પ્રપિતા અને રમણીઓ સુધ્ધાંનાં બલિદાનનાં ગીત ગાતા હતા. ત્યારે દરેક વીરનું લોહી ગરમ થઇને તેમની નસોમાં વહેવા લાગતું. આત્મબળ ઉત્પન્ન થતાંજ તેમના મનમાં ઉત્કર્ષની હોંશ ઉત્પન્ન થતી હતી, નસો ધડકવા લાગતી હતી અને તેમની તલવાર બિહામણી થઇ જતી.તે શસ્ત્રહીન વૃદ્ધ ચારણ-ભાટની સફેદ દાઢીમાં જે બળ હતું, તે હજારો તલવારો, લાખો ભાલા અને શસ્ત્રો કરતાં કેટલુંય ઉત્તમ હતું! વીરત્વની તે ચાવી હતી, વીરત્વનો તે માર્ગ હતો,વીર તેમની દોરવણી પ્રમાણે આગળ વધી વધીને હાથ ચલાવતા હતા, મરતા હતા અને પોતાની પાછળનાં સંતાનોને એક ઉદાહરણ આપતા જતા હતા. તે વૃદ્ધ કવિજન જાતે જોયેલ શૌર્યની એવી કવિતાઓ બનાવતા હતા કે, જે જીવંત મૂર્તિ સમાન થતી

હતી અને તે કવિતાઓ તેઓ શાંતિના દિવસોમાં પોતાની ગરીબ ઝૂંપડીમાં બેઠાં બેઠાં પોતાનાં બાળકોને શીખવતા હતા. તેજ બાળકો મોટાં થઇને પોતાના પિતાની જગાએ આગળ વધીને રજપૂતમાત્રના સૂત્રધાર અને આત્મબોધ આપનાર થતા હતા.

પાછલો 'અતીત' નામનો જે અધ્યાય છે, તેમાંથી દરેક ભારતવાસી આત્મબોધ પ્રાપ્ત કરે એ ઇષ્ટ છે. આપણે આપણા સ્વરૂપને ભૂલી ગયા, આપણી શક્તિ અને યોગ્યતાને ભૂલી ગયા, પિશાચી અંગ્રેજી શિક્ષાએ અમારા મગજમાંથી અમારી ભૂતકાળની સ્મૃતિઓને ભૂંસી નાખી અને અમે કોણ હતા તે ભુલાવી દીધું. પંડિત મેકસમૂલરે કહ્યું છે કે, વેદોમાં ખેડૂતોનાં ગીત છે. અમારી નિશાળના મહેતાજીએ કહ્યું કે, અમારા પૂર્વજો જંગલી–મૂર્ખ અને ગામડિયા હતા. અમે અસભ્ય વખતનાં સંતાન છીએ. એ પણ જોયું કે, અમારૂં ઘર દરિદ્રતાની મૂર્તિ છે અને બહારથી આવેલા અંગ્રેજ સુંદર બંગલાઓમાં બહુ ઠાઠમાઠથી રહે છે! અમારાં બાળકો ધૂળમાં આળોટે–રમે છે, ત્યારે તેમનાં બાળકો ગુલાબનાં ફૂલની માફક મોજશોખમાં ફરે છે! અમારી સ્ત્રીઓ ચોકા–ચૂલામાં બળ્યે જાય છે, ત્યારે તેમની સ્ત્રીઓ અપ્સરાઓ બનીને ફરે છે! અમે દરિદ્ર–ભિખારીઓ લોભાઇ ગયા અને તેમની શ્રેષ્ઠતાથી લલચાઇ ગયા. પાછલું જ્ઞાન હતું, પણ ભૂતકાળનું શિક્ષણ આપનાર કોઈ રહ્યું નહિ. ચાલુ કાળ અત્યંત ખરાબ હતો. અમે પડ્યા, અમારી એ માન્યતા બંધાઇ ગઈ કે, અમે અંગ્રેજોને આદર્શ માનીને અમારો સુધારો કરીશું, તેમનું અનુકરણ કરીશું.

અમે પાટલૂન બનાવ્યાં, કોટ, કૉલર, નેકટાઇ તૈયાર કરાવ્યાં અને અસહ્ય ગરમીનું કષ્ટ સહન કરીને પણ બધુંય પહેરવું શરૂ કર્યું. અમારાં બાળકોને અંગ્રેજી રમકડાં રમવા આપ્યાં, અંગ્રેજી ઘાટનાં કપડાં તેમના કાળા, દુર્બળ અને રોગી

શરીર પર સુંદર દેખાવા લાગ્યાં. અમારી સ્ત્રીઓએ બૂટ પહેર્યા, અંગ્રેજી ઢબના કબજા ઉપર સાડી પહેરી અને ઘરમાં મેજ, તથા ખુરશીઓ દાખલ થઈ ગઈ. બૂટ સાફ કરવા માટે બ્રશ અને શીશીઓ વસાવવામાં આવી. ધીમે ધીમે મોરનાં પીછાં ખોસી-ને જેમ કાગડો મોર બને છે, તેમ અમે કાળા અંગ્રેજ બનવા લાગ્યા. આ અમારા દુર્દિવસો હતા!

કોઈ આત્મબોધ આપે એવું ન હતું, અંગ્રેજી બોલવું એ મોટાઈ અને અભિમાનની વાત મનાવા લાગી. અંગ્રેજોની નોકરી માનવાળી ગણાવા લાગી. દિલ્હીમાં પ્રખ્યાત કવિ ગાલિબ રહેતા હતા. પ્રારબ્ધવશ એ મહાપુરુષ અત્યંત ગરીબ હતા. બાદશાહના ગુરુ જોકની સાથે તેમને એક કવિતા સંબંધી ખટપટ ઊભી થઈ તેથી તેમના પર બાદશાહની નજર નહોતી. ગરીબ હોવા છતાં પણ મનમાં ઘણા હોશિયાર રહેતા હતા. જ્યારે દિલ્હીમાં મિશન—કૉલેજ ઊઘડી, ત્યારે ફારસીના પ્રૉફેસર (અધ્યાપક)ની જરૂર પડી. એટલે સૌનું ધ્યાન મિરજા સાહેબ તરફ ગયું. તેમને વિનતી કરવામાં આવી અને તેમણે તેનો સ્વીકાર પણ કર્યો. પહેલે દિવસે એ પાલખીમાં બેસીને ગયા. કૉલેજના બારણા આગળ જઈને પટાવાળા મારફત સાહેબને ખબર કહેવડાવી. સાહેબે જવાબ મોકલ્યો, "અંદર ચાલ્યા આવો." સાહેબ મિરજાના પહેલેથીજ ઓ-ળખીતા હતા. મિરજાએ કહ્યું: "શું સાહેબ મારા સ્વાગત માટે દરવાજા સુધી પણ નહિ આવે? જો નહિ આવે તો હું કદી અંદર નહિ આવું." સાહેબ આવ્યા અને હસ્તધુનન કર્યું. પછી હસીને બોલ્યા: "મિરજા સાહેબ! મારી અને આપની દોસ્તીની વાત જુદી છે અને નોકરીની વાત પણ જુદી છે. પહેલાં જ્યારે આપ આવતા હતા, ત્યારે મિત્રતાના હકથી આવતા હતા; હવે આપ કૉલેજના નોકર થયા; એટલે આપે સત્કારની ઇચ્છા રાખ્યા વિના

ચાલ્યા આવવું જોઇએ. મને ખબર કરવાની શી જરૂર છે ?" મિરજાએ કહ્યું: "જનાબ ! સરકારી નોકરીને હું આબરૂવાળી માનતો હતો; પણ પહેલું પગલું ભરતાંજ—આબરૂ ગઈ ! સલામ, સેવક આજથીજ નોકરીનું રાજીનામું આપે છે" અને પાછે પગલે પાલખી ઉપર બેસીને તે ચાલી નીકળ્યા.

આ બનાવ એ વાત પર પ્રકાશ પાડે છે કે, મિરજા જેવા તેજસ્વી પુરુષને પણ એકવાર સરકારી નોકરીની પ્રતિષ્ઠા પર વિશ્વાસ આવ્યો હતો. તે દિવસો એ હતા કે, જ્યારે ભારતનાં બાળકો અંગ્રેજી સરકારની નોકરી માટે શરીર અને પૈસાનું પાણી કરીને ભણી રહ્યાં હતાં. તે દિવસો એ હતા કે, જ્યારે ભારતનાં બાળકો અંગ્રેજી સભ્યતાની કૃપાદૃષ્ટિ મેળવવા માટે ભારે ભારે યત્ન કરી રહ્યાં હતાં. ધનિકલોક અધિકારીઓને મિજબાની આપવામાં પોતાનું ધન્યભાગ્ય માનતા હતા. સ્ત્રીઓ મડમ સાહેબને અપ્સરાઓ માનતી હતી. અમને અમારી જાત ઉપર ઘૃણા આવતી હતી, અમારા ઉપર અવિશ્વાસ હતો, અને અમને પોતાને અમે તુચ્છ ગણતા હતા. મનુષ્યના અધિકાર પ્રાપ્ત કરવાની હોંશ કોને હતી ? અમે માત્ર અંગ્રેજી સરકારના ગુલામ બનવાને અમારૂં ધ્યેય માનતા હતા. અમે કાળા હતા, અમને બતાવવામાં આવ્યું હતું કે, અમે કાળા જંગલીઓનાં સંતાન છીએ. તેમાં અમારો અપરાધ ન હતો. છ સો વર્ષથી અમારા ઉપર માર પડતો હતો. અમારૂં આત્મતેજ ક્યાં હતું ? અમારી પૂર્વસ્મૃતિ ક્યાં હતી ? અમારા વંશનું ગૌરવ ક્યાં હતું ? અમે કેટલો માર ખાધો? કેટલા લૂંટાયા? કેટલા કેદ રહ્યા અને કેટલું અપમાન પામ્યા ?

તે દિવસે અમારી પાસે કશું ન હતું. અમને જેવું બતાવવામાં આવ્યું હતું, તેવાજ અમે થઇ ગયા હતા અને અમને એ પણ માલૂમ નહોતું કે, અમે કોનાં સંતાન છીએ ? એટલે અમે

પૂરેપૂરા ગુલામ થઇને ગુલામીની તૈયારી કરી ચૂકયા હતા.

તેથી અમે એમ કહેવા લાગી ગયા હતા કે, યુરોપના સહયોગ સિવાય, અંગ્રેજોના અનુકરણ સિવાય, નવી રોશનીના ગુલામ બન્યા સિવાય, અમે કદી સભ્ય, ઉન્નત અને યોગ્ય નહિ બની શકીએ. પણ આ અમારી બહુ ભારે ભૂલ હતી. જયાંસુધી અમને આત્મજ્ઞાન હતું નહિ, અમે અમારી જાતને જાણતા નહોતા, ત્યાંસુધી અમે આવી વાતો કહેતા હતા—તે તરફ જઇ રહ્યા હતા અને ઉન્નતિની આશામાં ગુલામીની પાસે પહોંચી ગયા હતા.

પરંતુ હવે અમે કહીશું કે, "પાશ્ચાત્યો સાથે ભળ્યા વિના આપણે ઊઠી નહિ શકીએ," એમ કહેનારાઓ મૂર્ખ અને જૂઠા છે. આજથી લાખો વર્ષ પહેલાંના ભારતની રાજનૈતિક અને સામાજિક જીવનની ઝાંખી અમારી સમક્ષ છે. જ્યારે સમસ્ત પૃથ્વી ઉપર વર્તમાનયુગનો જન્મ થયો નહોતો, ત્યારે જે દેશ શ્રેષ્ઠ રાજ્યનીતિ અને સામાજિકતાનો અધિષ્ઠાતા થયો છે, તે દેશ શું આજ પાશ્ચાત્ય સભ્યતા, કે જે જૂઠી, ઠગ, બેઇમાન, છીછરી, ઝઘડાખોર, અશાંત અને અસત્ય છે, ને જે સભ્યતા—પર ખુલ્લે બજારે તડાતડ જૂતાં પડે છે, તેની પાછળ ચાલશે ?

હવે જો અમે એમ કહીશું કે ઈશ્વર અમને બળ આપો, તો અમારી મશ્કરી થશે; કારણકે ઈશ્વરે પોતેજ અમને બળ આપ્યું છે; જો અમે એમ કહીશું કે જરા આરામ લઇએ તો મૂર્ખ કહેવાઇશું; કારણ કે અમે ભટકી ભટકીને ભયંકર સ્થળે પહોંચી ગયા છીએ અને હવે અમને સારો રસ્તો પણ મળી ગયો છે.

આજ આત્મબોધ અમારો માર્ગદર્શક થશે. તેની પાછળ અમારે ચાલવું જોઇએ. અમે જેવા છીએ તેવાજ રહીશું. અમારો ધર્મ, અમારૂં ઘર, અમારૂં દ્વાર, અમારાં કર્મ, અમારા માણસ

અને અમારો સમાજ અમારોજ રહેશે. અમે એક જાતિ છીએ અને એજ જાતિ છીએ કે જેના અસ્તિત્વનો સમસ્ત વિશ્વની જાતિઓના સર્વ શ્રેષ્ઠ પુરુષોએ સ્વીકાર કર્યો છે.

લોકો કહે છે કે, પાછળ ફરીને જોવું તે મૂર્ખોનું કામ છે. આ સાચી વાત હશે. પરંતુ જેના પૂર્વજ વાંદરા, અસભ્ય અને મૂર્ખ હોય તેઓ તેના પર ઢાંકપીછોડો કરે એ ઠીક છે. અમારા પૂર્વજ તો સતેજ, આત્મયોગી, તપસ્વી, યશસ્વી અને વિજેતા હતા. તેઓ સંસારના ગુરુ, સંસારના અન્નદાતા,સંસાર–નિયંતા અને સંસાર-નેતા હતા. અમારે પાછળ ફરીને જોવાનું છે એટલુંજ નહિ પણ આ હાડધામ તજી દઇને ભૂતકાળમાં જવું જોઇશે કે જ્યાં વ્યાસ, કપિલ, કણાદ અને ગોતમ જેવા મુનિઓ હોય; જ્યાં ભીષ્મ, કર્ણ, હનુમાન જેવા મહાવીર હોય; જ્યાં રામ–કૃષ્ણ જેવા મહાપુરુષ હોય. અમારો તેજ ભૂતકાળ અમારે ચાલુકાળમાં ખેંચી લાવવો જોઇએ. હવે અમને આત્મબોધ થયો છે–અમે અમારી જાતને ઓળખી છે. હવે અમે કોઇના ગુલામ નહિ બનીએ, અનુકરણ નહિ કરીએ કે કોઇનો સહયોગ નહિ કરીએ–અમે પોતે અમારે રસ્તે ચાલીશું.





# अध्याय ३ जो—अंग्रेजोनो भारत साथे सहयोग

મહામનસ્વી ઋષિ દયાનંદ સરસ્વતી પોતાનાં વ્યાખ્યાનોમાં બહુ વાર કહેતા હતા કે, " ભાઇ ! પહેલાં મૂર્ખો સાથે પાનાં પડ્યાં હતાં—તેથી છુટકારો થયો, પણ આ વખતે બુદ્ધિમાનો સાથે પાનાં પડ્યાં છે; જેથી જ્યાંસુધી બુદ્ધિમાન નહિ બનો, ત્યાંસુધી છૂટી નહીં શકો." ઋષિ દયાનંદનો ખ્યાલ સાચો હતો કે, કેટલાક મુસલમાન બાદશાહો મૂર્ખ હતા, તેઓ ભારતને અતિથિસત્કાર કરનાર, મહેનતુ, વીર, ધનવાન વગેરે દેખીને તેના પર મોહિત થયા નહોતા. પોતાની ધૂનમાં આંધળા થઈને સારી રીતે મારકાપ ચલાવતા રહ્યા અને ઘોર વૈમનસ્યનું બીજ વાવ્યું. તે પછી અહીં આવીને રહેવા લાગ્યા. અંતે તેમનો અધિકાર લઈ લેવામાં આવ્યો. પણ અંગ્રેજ એવા મૂર્ખ નથી. તેઓ પોતાના ઘરનાં કમાડ ચારે બાજુથી બંધ કરીને બેઠા છે. તેમને કંઇ ભય કે અડચણ લાગતી નથી. અહીં આવીને તેમણે અત્યાચારીઓનો સાથ ન કર્યો, પણ દુઃખીઓની વહારે ધાયા. તેથી પ્રજા તેમના તરફ ઝૂકી પડી. પ્રથમ કુતૂહલથી, પછી આશાથી અને પછી ભયથી. અંગ્રેજોએ પહેલાં ભારતનું રક્ષણ કરવાનો ઢોંગ કર્યો અને બન્ને પક્ષ પાસેથી મતલબ સાધી લઇ વાંદરાના જેવી વહેંચણી કરીને બન્નેના ભાગમાંથી ટુકડા લીધા. તે એવો વખત હતો કે, જ્યારે અવિચારી લોક બહુ વધી ગયા હતા—સામાજિકતાને ભૂલી

ગયા હતા. દિલ્હીના સમ્રાટ પોતાના અત્યાચારનાં ફળ ભોગવી રહ્યા હતા અને તેમના પર અને તેમની પ્રજા પર દક્ષિણીઓનો કઠોર મારો ચાલતો હતો. રજપૂતાના અને ખાસ કરીને મેવાડ તો વીરતાપૂર્વક મોગલોનો સામનો કરતાં કરતાં ઘસાઈ ગયાં હતાં, મરાઠાઓના મારથી વ્યાકુળ થઇ ગયા હતા, વીરતા ઘરડી થઇ ગઈ હતી, ઓજસ છેલ્લો શ્વાસ લઈ રહ્યું હતું, સહનશક્તિ થાકી ગઇ હતી, પછી સિસોદિયા ક્યાં સુધી સહન કરી શકે? કોઇ સહાયક ન હતું, પડોશીઓની ઝેર ખાવા જેવી સ્થિતિ હતી. સૌના મનમાં એ ગુમાન હતું કે, અમારૂં તો નાક કપાઈ ગયું, ઉદેપુર કેમ બચ્યું? ઉદેપુરની ધોળી પાઘડી ઉપર કોઈ પણ સ્વાર્થીના હાથનો કાળો છાંટો પડતો કે તુરત એ લોકોનાં કાળજાં ઠંડાં થતાં હતાં. તેનો બદલો મળ્યો, એટલે દોષ કોને દેવો? હમેશાં અપમાન અને ઠોકરો ખાઈને સહન કરવાની અને તેમાંજ સંતોષ માનવાની ટેવ પડી જાય છે. પૂર્વના પ્રાંતોમાં સૂબેદારો ઉચ્છૃંખલ નવાબ બની બેઠા હતા અને દારુ તથા એશઆરામમાં ડૂબી ગયા હતા. પ્રજાને રાજી રાખવાની વાત તો બાજુએ રહી, પણ પ્રજાને તેઓ સારી રીતે પાળી શકતા પણ ન હતા. બળ અને સ્વચ્છંદીપણું હતું; પણ એટલું સારૂં હતું કે તે છિન્નભિન્ન હતું. નહિ તો ભારતનો એજ અંત હતો. દક્ષિણના મરાઠાઓ તેમનાં ઘર ભરવાની ધૂનમાં મનુષ્યત્વને તિલાંજલી આપી રહ્યા હતા. તેઓ બાદશાહ ઉપર કોપે ભરાયા હતા પણ શિક્ષા કરતા હતા પ્રજાને. શિક્ષા પણ દુઃખ દેવાની કરતા હતા. પંજાબની સ્થિતિ આથી પણ ખરાબ હતી. એક વાત ઠીક હતી અને તે એ કે આ અંદર અંદરની અશાંતિ અને ભયે પ્રજામાં કેટલાક ગુણ ઉત્પન્ન કર્યા હતા—તે વીર, સ્વાવલંબી, સહનશક્તિવાળી, તથા ધૈર્યવાન થઈ ગઇ હતી. એ સિવાય તેમના જીવનનિર્વાહની રીત બહુ સરળ

હતી. વ્યાપારી છળ–પ્રપંચની દુનિયા ઉદ્‌ભવ પામી નહોતી. ખાન-પાન અને વહેવારની વસ્તુઓ, ખાનપાન અને વહેવારનાજ કામમાં મુખ્યત્વે ઉપયોગમાં લેવામાં આવતી હતી; ધંધો અને કમાણીના રૂપમાં નહિં. બંગાળના પ્રખ્યાત જાલિમ નવાબ શાહિસ્ત-ખાંના વખતમાં રૂપિયાના આઠ મણ ચોખા વેચાતા હતા. જે સિપાઇને એક રૂપિયો પગાર મળતો તે પણ આઠ આનામાં કુટુંબ-કબિલાને ઘી, ખાંડ ને ચોખા ખવરાવીને આઠ આના બચાવતો હતો. સમ્રાટ અકબરના રાજ્યમાં મજૂરીનો દર રોજના બે પૈસા અને ઉત્તમ કારીગરનો રોજ સાત પૈસા હતો, પરંતુ ખાવાની ચીજો એટલી સોંઘી હતી કે, આજે મજૂરો રોજનો એક રૂપિયો અને કારીગર રોજના ચાર રૂપિયા કમાવા છતાં પણ એટલા સુખી નથી રહી શકતા.

દૂધ એક રૂપિયાનું એક મણથી પણ વધારે મળતું હતું.તો શું રોજના બે પૈસા કમાનાર મજૂર પોતાના પગારમાં પેટભર ખાઇને એવી સ્થિતિમાં કંઇ પણ નહોતા બચાવી શકતા ?

જો એક માણસને રોજનો ખોરાક (૮૦તોલાનો) એક શેર ઘઉં, પાશેર દાળ, પાશેર ચોખા, છટાંક ઘી, છટાંક તેલ અને એક તોલો મીઠું ગણવામાં આવે તો અગિયાર પૈસાના ઘઉં, અઢી પૈસાની દાળ, ત્રણ પૈસાના ચોખા, ચાર પૈસાનું ઘી, સાડાત્રણ પૈસાનું તેલ અને અર્ધા પૈસાનું મીઠું; આટલામાં પૂરો એક મહિનો ગુજ-રાન થઇ શકે છે. આ બધા થઇને સાડીછવ્વીસ પૈસા થયા અને બે પૈસા રોજના હિસાબે સાઠ પૈસા આમદાની થઇ. એવી સ્થિતિ-માં આ મજૂર બે માણસનું પેટ મજાથી ભરી શકે છે. બાકીના પૈસામાંથી કોઇ કોઇ વાર, શાક,દૂધ,સાકર અને કપડાં લઇ શકતો હતો. આ પરિસ્થિતિ હાલના કરતાં જરાય ખરાબ ન હતી.

વાચકો તે વખતના ભાવોનો નીચેનો કોઠો જોશે તો તેમને આશ્ચર્ય થયા વિના નહિ રહે.÷

| વસ્તુ | ૪૦ પૈસાના એક રૂપિયામાં કેટલું અન્ન આવતું હતું | મજૂરને બે પૈસામાં કેટલું અન્ન મળતું | કારીગરને ૭ પૈસામાં કેટલું અન્ન મળતું |
|---|---|---|---|
| | મણ–શેર–છટાંક | શેર–છટાંક | શેર–છટાંક |
| ઘઉં | ૨–૧૭—૨ | ૪–૧૦ | ૧૬—૪ |
| જવ | ૩–૧૯–૧૦ | ૬–૧૫ | ૨૪—૪ |
| ઉત્તમ ચોખા | ૦–૧૦—૬ | ૦—૮ | ૧–૧૨ |
| હલકા ચોખા | ૧–૧૫—૮ | ૨–૧૦ | ૯–૧૨ |
| મગ | ૧–૨૮—૮ | ૩—૨ | ૧૦–૧૩ |
| અડદ | ૧–૨૯—૬ | ૩—૮ | ૧૨—૨ |
| મઠ | ૨–૧૭—૨ | ૪–૧૦ | ૧૬—૪ |
| જુવાર | ૨–૩૧—૦ | ૫—૯ | ૧૯—૯ |
| ખાંડ | ૦—૮–૧૦ | ૦—૭ | ૧—૮ |
| ગોળ | ૦–૧૯–૧૦ | ૧—૦ | ૩—૮ |
| ઘી | ૦—૬—૯॥ | ૦—૫॥ | ૧—૩ |
| તેલ | ૦–૧૪—૦ | ૦–૧૧ | ૨—૬ |
| મીઠું | ૧–૨૯—૬ | ૩—૮ | ૧૨—૨ |

આટલી સોંઘવારી જોઇને યુરોપના યાત્રી ટેરીએ લખ્યું છે કે, "માછલી એટલી સસ્તી હતી કે તેનો તો કંઇ ભાવજ કહી

÷ આ માપનાં વજન પાકાં સમજવાનાં છે. પાકો મણ આપણા મણથી બે ગણો હોય છે.

શકાતો નથી. સાધારણ રીતે તમામ રાજ્યમાં વસ્તુઓ એટલી સસ્તી હતી કે રાજ્યનો દરેક માણસ કષ્ટ સિવાય પેટ ભરી શકતો હતો. ”

સન ૧૮૭૦માં સંયુક્ત પ્રાંતના ગાજીપુર જિલ્લાના ભાવ લખતાં લખ્યું છે કે, અકબરનો રૂપિયો આજના રૂપિયાની ગણતરીએ ચારગણી ખેતીની પેદાશ ખરીદી શકતો હતો અને સન ૧૮૭૦ની અપેક્ષાએ ૧૯૦૧–૨માં વીસ ત્રીસ ટકા ભાવ વધી ગયો હતો. જેથી ઘઉંના ભાવમાં પાંચગણો ફેર દેખાય છે. આજથી ૫૦ વર્ષ પહેલાં કાઠિયાવાડમાં ઘણાંખરાં શહેરોમાં એક રૂપિયાનું ૪થી ૫ શેર ઘી વેચાતું હતું. વઢવાણમાં સંવત ૧૯૨૦-માં રૂપિયાનું ૩॥ શેર ઘી, ૧૪ શેર દાળ અને ૧૪ શેર લોટ મળતો હતો. તેજ દેશ આજ ભૂખમરો વેઠી રહ્યો છે ! સત્તરમી સદીની શરૂઆતમાં ભારત પર અંગ્રેજોનો પ્રભાવ પડ્યો અને તે સદીના અંત સુધીમાં તો તેમણે પોતાના પાયા ઊંડા નાખી દીધા.

અગિયારમી સદીમાં ૨, બારમીમાં એક પણ નહિ, તેરમીમાં ૧, ચૌદમીમાં ૩, પંદરમીમાં ૨, સોળમીમાં ૩ અને સત્તરમીમાં ૩, દુષ્કાળ ભારતવર્ષમાં પડ્યા હતા; અને અઢારમી સદીનો અર્ધો વખત જતાં જતામાં અર્થાત્ ૧૭૪૫ સુધીમાં ૪ દુષ્કાળ પડ્યા હતા. આ રીતે લગભગ સાડી સાતસો વર્ષોમાં અહીં બધા મળીને અઢાર દુષ્કાળ પડ્યા હતા. જેમાં આશરે પચાસ હજાર માણસો મરી ગયાં. આ બધા દુષ્કાળો સ્થાનિક હતા. દેશવ્યાપી નહિ. સંસારભરમાં આ સાતસો વર્ષોમાં જેટલાં યુદ્ધ થયાં તેમાં આથી વધારે માણસો મર્યાં નહોતાં.

આ પછી સન ૧૭૬૯થી ૧૮૦૦ સુધીમાં ત્રણ દુષ્કાળ પડ્યા. અને ત્યારબાદ ૧૯ મી સદીમાં સં. ૧૮૦૦ થી ૧૮૨૫ સુધીનાં

કુલ ૨૬ વર્ષોમાં પાંચ દુષ્કાળ પડયા; જેમાં લગભગ સાઠ લાખ માણુસ મરી ગયાં. સન ૧૮૨૬ થી ૧૮૫૦ સુધીમાં બે દુષ્કાળ પડયા. તેમાં પાંચ લાખ માણુસ નાશ પામ્યાં. ૧૮૫૧ થી ૧૮૭૫ સુધીમાં છ દુષ્કાળ પડયા જેમાં પચાસ લાખ માણુસ મરી ગયાં અને સન ૧૮૭૬ થી ૧૯૦૦ સુધીમાં ૧૮ દુષ્કાળ પડયા, જેમાં આશરે બે કરોડ સાઠ લાખ માણુસ ભૂખે મરી ગયાં !

સાધારણુ માણુસ સમજે છે કે, દુષ્કાળ પડવાનું કારણુ વરસાદની અછત છે, પણુ એ ભૂલ છે. દુષ્કાળનું કારણુ ખેડૂતોની ભયંકર ગરીબાઇ છે અને અંગ્રેજી રાજ્ય થયા પછી આ ગરીબાઈ આસન જમાવીને ખેડૂતોનાં ઘરમાં ઘર કરી બેઠી છે. આ વાત મોટા મોટા અંગ્રેજ વિદ્વાનોએ પણુ સ્વીકારી છે.

એક વાર મારે મેવાડની અંદરના શાહપુરના રાજ્યમાં જવાનું થયું. આ નવા યુગમાં પણુ ત્યાં પુરાણી ઝલક હતી. મેં રાજત્વ અને પ્રાચીન યુવકોના સંબંધમાં ઘણીખરી હકીકત મેળવી. એક વૃદ્ધ રજપૂતે કહ્યું: “રાજત્વનો હવે નાશ થશે. રાજાના ધંધામાં હવે કંઇ માલ રહ્યો નથી. રાજાપણું પણુ નકામું છે. પ્રજા જુવાન થઇ ગઇ છે, તે પોતે પોતાની રક્ષા કરવા સમર્થ છે. સૃષ્ટિનો બાલ્યકાળ વીતી ગયો છે. પહેલાં લડવા અને રક્ષણુ કરવા રાજા જોઈતા હતા.હવે તેમની જરૂરિયાત રહીજ નથી. પ્રજા તેમને તરતજ પેન્શન આપશે; નહિ તો એ પડયા પડયા માલ ખાતા ખાતા હરામી થતા જાય છે.” તે રજપૂતે વળી ઉમેર્યું કે, “પહેલાં રાજા ખેડૂતો પાસેથી વિઘોટીમાં નગદ પૈસા નહોતા લેતા પણુ ઉપજનો ભાગ લેતા હતા. ઓછામાં ઓછું અને વધારેમાં વધારે અધિકારીઓને પગારમાં અનાજ મળતું હતું. જે અનાજ બચતું હતું તે પ્રજાને વેચવામાં આવતું હતું. અનાજનો ભાવ રાજા પાડતા હતા અને તે બહુ સસ્તા રહેતા હતા. લોક ત્યાંથી ખરીદતા હતા

એટલે બજારના દુકાનદારોને પણ એજ ભાવે માલ વેચવો પડતો હતો. પણ હવે નવો બંદોબસ્ત થવાથી વિઘોટીમાં નગદ રૂપિયા વસૂલ લેવાવા લાગ્યા. આથી એક નુકસાન તો એ થયું કે, ખર્ચ વધી ગયું; તલાટી અને ભાવ–તાલનું ખાતું પણ અલગ રાખવું પડયું અને બીજું ભાવ નક્કી કરવાનું કાર્ય રાજાના હાથમાંથી નીકળી જઇને દુકાનદારોના હાથમાં આવ્યું. હવે તેઓ મનમાન્યે ભાવે વેચે છે; કેમકે માલ તેમના હાથમાં છે."

એ વૃદ્ધ રજપૂતે એમ પણ કહ્યું કે, "પહેલાં રાજાઓના કામમાં સરળતા હતી. ખર્ચ થોડું હતું અને આવક વધારે હતી; તેમજ વેપારીઓને મહેનત અને જોખમ બહુ હતાં. માલ ભરી જઇ વર્ષો સુધી વિદેશમાં દુઃખ ભોગવવું પડતું હતું. રેલવે ન હતી, તાર ન હતા, ઘણાખરા મરી જતા હતા, ઘેર પાછા પણ ફરતા ન હતા. પણ હવે રાજાને તો બધી મુશ્કેલીઓ આવી પડી. ખર્ચ વધી પડયું, આવક ઓછી થઇ ગઇ. વેપારીઓને સરળ સગવડ મળી ગઇ. ગાદી પર પડયા પડયા માત્ર તાર ખખડાવીને લાખો કમાય છે અને ખૂએ છે. એટલે બાબા! રાજત્વ કયાં રહેશે ?—આજ યા કાલ રાજત્વનો નાશ થવાનો છે."

ગામડિયા બુઢ્ઢાની વાતોમાં જે તત્ત્વ છે તેનો વાચક પોતેજ વિચાર કરી લે.

ભારતવર્ષમાં અંગ્રેજોના આવવા પહેલાં ભારતનો વેપાર અને શિલ્પ એટલી સારી સ્થિતિમાં હતાં કે બન્ને એકબીજાને ભરપૂર ઉત્તેજન આપતાં હતાં. મુસલમાની રાજ્યના સ્વચ્છંદીપણાએ અને અશાંતિની આગે એમાં રતીભર પણ ઓછું થવા દીધું ન હતું. તેનું કારણ એ હતું કે, મુસલમાન બાદશાહો બાદશાહ હતા, વેપારી નહોતા. તેમણે ભારતવર્ષને સ્વદેશ બનાવ્યો હતો.

તેમના જે જુલમ હતા, તે તેમની ધર્માંધતાને લીધે હતા. તેમનું શિક્ષણ અને અભ્યાસ એવાંજ હતાં. તે જુલમોને નીચતાપૂર્ણ કહી શકાય નહિ. ક્રૂર જરૂર કહી શકાય અને એ મૂર્ખાઈથી તેમના રાજત્વનો નાશ થયો.

પરંતુ અંગ્રેજોનો તો જ્યાં જ્યાં પગ પડ્યો, ત્યાં ત્યાં શિલ્પ અને વેપાર ઉપર વજ્રાઘાતજ થયો. × × × કોઇ એમ કહેશે કે, અંગ્રેજોએ વહેવાર અને સહનશીલતા તેમજ દૃઢતાનાં ઉદાહરણ પૂરાં પાડયાં છે. પણ તે શા માટે? કોઈ ગરીબની રક્ષા માટે નહિ, કોઇ ધાર્મિક મામલા માટે નહિ, પણ બીજાઓનાં છાપરાંમાં તાપવા માટે. સૌથી પહેલાં અરબસ્તાનના ગમાર વેપારીઓને મારીને ભગાડયા, પોતે ગ્રાહક બન્યા, અને પોતે ખરીદેલી વસ્તુઓના નમૂના બનાવીને લઇ ગયા. અંતે બળ, છળ, વિજ્ઞાન અને સત્તાના બળ વડે દેશને અત્યારની સ્થિતિએ આણી મૂકયો. સોય વિલાયતથી આવે છે, ધોતીજોટા, મલમલ અને છીંટ પણ વિલાયતથી આવે છે.

દરેક વસ્તુ—લખવાની કલમ, ખડિયો અને શાહી સુદ્ધાં પણ વિલાયતથી આવે છે; વાસણ પણ વિલાયતથી આવે છે. કેસર પણ વિલાયતથી આવે છે; સર્વ કંઇ વિલાયતથી આવે છે. સ્ત્રીઓ માત્ર ભારતનીજ રહે છે. જો તેઓ પણ વિલાયતથી આવવા લાગે તો હિંદુત્વ સમાપ્ત થઇ જાય અને ભારતનો ભૂતકાળ એક કહાણી માફકજ રહી જાય. ઈશ્વરની દયાથી હવે સ્ત્રીઓ પણ વિલાયતથી આવવા લાગી છે અને આપણે આપણી કાળી ચામડીની પણ પરવા કર્યા સિવાય પૂરા સાહેબ તો બની ગયા છીએ!

એ વાત કહી શકાય તેમ છે કે, પ્રાચીન શિલ્પનો ધીમે ધીમે

જો કે નાશ થયો છે, તોપણ નવું વિલાયતી ઢબનું શિલ્પ અંગ્રેજોના રાજ્યમાં સારી રીતે વિકાસ પામી રહ્યું છે. હવે શાળો નથી, તો મોટી મોટી મિલો કાપડ બનાવી રહી છે. હજુ નાની નાની દુકાનો છાપવા, ઘડવા અને બીજાં કામ કરવા માટે રહી નથી, પણ મોટાં મોટાં કારખાનાંઓ તો છે. ઉપલક દૃષ્ટિએ જોવાથી વાસ્તવિક પરિસ્થિતિ માલૂમ નથી પડતી; પણ ખરૂં પૂછો તો એ મિલ જેવું પ્રચંડ રાક્ષસગૃહ કારીગરોને ઉત્તેજન આપનાર નથી, કારીગરીનું સત્યાનાશ વાળનાર છે. ધારો કે,અહીંની કાપડની મિલમાં કાપડ બને છે; પણ તેનાથી ઉત્તેજન તો વિલાયતી કારીગરને મળ્યું કે જેણે યંત્ર બનાવ્યું અને આવક તો તેનેજ થઈ કે જેણે તેને ખરીદીને ઊભું કર્યું. બિચારા કારીગરોને જો એમાં કંઈ લાભ થયો હોય તો એટલોજ કે તેઓ કારીગરને બદલે હવે મજૂર બની ગયા અને સ્વચ્છંદતાપૂર્વક ગુલામ બની ગયા. પહેલાં દરેકને પોતાના બુદ્ધિબળની જરૂર પડતી હતી; હવે તે યંત્રની પૂતળી બની ગયા તથા કારીગરી ભૂલી ગયા.

કહેવાય છે કે, વિલાયતનો એક કારીગર હિંદુસ્તાનના છ કે નવ કારીગરોની બરાબર કામ કરે છે. લેંકેશાયરમાં કાપડની મિલોમાં એક કામદાર એકલો ચારથી છ શાળ ચલાવે છે અને સંભાળે છે. તે પણ અઠવાડિયામાં પંચાવન કલાક કામ કરીને છ સાળ પર દર અઠવાડિયે ૪૬૮ પૌંડ વજનનું ઘટ કાપડ તૈયાર કરી શકે છે. પરંતુ હિંદુસ્તાનની મિલોમાં કામ કરનાર કામદાર ફક્ત એક શાળને સંભાળી શકે છે અને લેંકેશાયર અને અહીંની મશીનરી એકજ સરખી હોવા છતાં વધારેમાં વધારે ૬૦ પૌંડ ઘટ કાપડ તૈયાર કરી શકે છે. પરિણામ એ આવે છે કે વિલાયતની અપેક્ષાએ અહીં મજૂરી ઘણી સસ્તી હોવા છતાં વિલાયતમાં કાપડ વણવાનું ખર્ચ બહુ ઓછું પડે છે. એક પૌંડ

(અધોશેર) જાડું કાપડ વણવામાં (મૂળ કિંમત સિવાય) વણામણની માત્ર ચૌદ પાઇ ખર્ચ થાય છે; પણ એટલાજ કામ માટે મજૂરી સસ્તી હોવા છતાં ભારતમાં સત્તર પાઇ ખર્ચ થાય છે.

તેનું કારણ શું છે? ભારતના જે કારીગરો હાથની શાળોથી એવું કાપડ બનાવતા હતા કે જેનાથી સાત સાત પોશાક પહેરવા છતાં પણ શરીર દેખાતું હતું; જ્યાંની બનાવેલ મલમલના તાકા શીશીઓમાં ભરીને વિલાયત મોકલવામાં આવતા હતા; જ્યાંની ચીજો તુર્કસ્તાન અને રોમનાં વિશાળ બજારોમાં પોતાના ભભકાથી યુરોપના શોખીનોને લટ્ટુ કરી દેતી હતી; એવાં વસ્ત્ર કે જે એટલાં બધાં બનતાં હતાં કે ત્રીસ કરોડ ભારતવાસીઓના પહેરી ફાડ્યા પછી યુરોપમાં પણ વેચાતાં હતાં; તે દેશના કારીગરો પર આ ઉન્નતિ (?) ના જમાનામાં એવી વીજળી પડી કે એ બિચારા વિલાયતી કારીગરો સાથે શરત તો બકી શકતા નથી; અને મજૂરો કરતાં પણ એટલા હલકા થઈ ગયા કે તેવા છ અથવા નવની બરાબર એક વિલાયતી મજૂર !

આને માટે કોણ જવાબદાર છે? તેઓજ કે જેમણે તેમનું સ્વાતંત્ર્ય છીનવી લીધું, વેપારને ધૂળધાણી કર્યો, કારીગરીને ફાંસી દીધી અને લાચારી સાથે દરિદ્ર મજૂર બનવાની તેમને ફરજ પાડી. તેમનાં રહેવાનાં સ્થાન જુઓ તો ઘૃણા થયા વિના રહેશે નહિ. મુંબઇ–અમદાવાદની કાપડની મિલો, કલકત્તાની જુટની મિલો, બંગાળ–બિહારની કોલસાની ખાણો અને આસામના ચાના બગીચા, ક્યાંય પણ તેમની જરૂરિયાતો ઉપર ધ્યાન દેવામાં નથી આવતું; એ લોકો, કે જેમની સંખ્યા પાંચ કરોડથી વધારે છે અને જેમની કમાણી ઉપર સમસ્ત મૂડીદારોનો કારોબાર ટકી રહ્યો છે, તેઓ અનુપયોગી પ્રાણીઓની માફક દિવસ ગાળી રહ્યા છે.

મિલોમાં કામ કરનાર મજૂરોને મિલો સુધી જવું–આવવું પડે છે. જ્યારે આખી દુનિયા સૂતી હોય, ત્યારે તેઓ ઊઠીને જેમ તેમ બે ચાર કોળિયા ખોરાક ખાઇને પોતાની મુકરર જગાએ જઈ પહોંચે છે. કારખાના સુધી પહોંચતાંજ તેમની ઘણીખરી શક્તિ જતી રહે છે અને તેઓ થાકી જાય છે. તેઓ જે ઝૂંપડીઓમાં રહે છે ત્યાં પણ તેમની જિંદગી પશુઓથી વધારે ખરાબ હોય છે. પૈસાદારોના કૂતરા તેમના કરતાં વધારે સુખી હોય છે; પછી તેઓ પ્લેગ, અતિસાર, કૉલેરા અને મૅલેરિયાના શિકાર બને તેમાં આશ્ચર્ય શું ?

એટલેથીજ વાત પૂરી નથી થતી. સ્વાસ્થ્ય સિવાય તેમનાં ચારિત્ર્ય પણ એજ પ્રમાણે નષ્ટ થઈ રહ્યાં છે. માલિકોની ધમકી અને ગાળો ખાઇ ખાઈને તેમનું આત્મબળ નાશ પામ્યું છે અને અનેક સ્ત્રી પુરુષોના સાથોસાથ રહેવાથી વ્યભિચાર, જુગાર, દારૂ અને લંપટતાના અનેક દોષ તેમનામાં આવી ગયા છે. ગરીબ બિચારાં ચાર પૈસાની લાલચે પોતાનાં બાળકોને પણ એજ નર્કકુંડમાં નાખે છે.

આ રીતે જે કારીગરો નાનાં નાનાં ગામોમાં પોતાની નાની-સરખી દુકાનમાં યા ઝૂંપડીમાં બેસીને મિત્રો સાથે વાતચીત કરતાં સ્વાતંત્ર્યપણે પોતાના દિવસો વ્યતીત કરતા હતા, તેઓ આજ અંગ્રેજી રાજ્યમાં, નવી સભ્યતાના છત્ર નીચે ઉન્નતિના સોનેરી દિવસોમાં, આવું સુંદર જીવન ગાળી રહ્યા છે ! !

સત્તરમી સદીમાં ફિલીમોરે કહ્યું હતું કે, “ભારત પોતાના વધ્યાઘટ્યા માલથી બીજાઓનાં પેટ ભરી શકે છે. ભારતમાં અનેક જાતની માટી અને હવાપાણી હોવાથી પોતાની જરૂરિયાત માટે સર્વ પદાર્થો પેદા કરી શકે છે. આસામ, બંગાળ,

બિહાર અને ઓરિસા એ પૂર્વના પ્રાંતોમાં રબર, તેલ, લાખ, ગળી, જુટ, કાગળ, ચામડાં, રેશમ, અફીણ, તંબાકુ, ચોપચીની, ચોખા, કોલસા, લોઢું અને સુરોખારવગેરે મળે છે અને પાકે છે.

“હાથમજૂરીનાં કામમાં હાથીદાંતનું કામ, છત્રી બનાવવી, છીપ-શંખનું કામ, ઢાકાની મલમલ અને સાદડીનું કામ પ્રખ્યાત છે.

“ઉત્તરમાં—સંયુક્તપ્રાંત, મધ્યપ્રાંત, કાશ્મીર, રજપૂતાના, મધ્યહિંદ, પંજાબ, અને સરહદના પ્રાંત સામેલ છે. ત્યાં રાળ, ધૂપ, લાખ, અત્તર, સાબુ, મીણબત્તી, કાથો, હરડાં, બહેડાં, રૂ, રેશમ, ઊન, ચામડું, શેતરંજી, ઘઉં, અફીણ, ચા, સીસમ, દેવદાર, જસત, તાંબુ, સિંધવ, સોડા અને નવસાર વગેરે પદાર્થ મળે છે અને ઉત્પન્ન થાય છે. હાથમજૂરીમાં પતરાંનો સામાન, લાખથી રંગેલો ધાતુનો સામાન, પથ્થર ખોદવાનો સામાન, તાંબાપિત્તળનો સામાન, પોલાદી સામાન, માટીનું કામ, લાકડાં, હાથીદાંત, ચામડાંનું કામ, રંગાઈ, છપાઈ, રૂ, રેશમ, ઊનનાં કપડાં, શાલ, દુપટ્ટા, શેતરંજી, જાજમ, ગાલીચા, વગેરે પ્રખ્યાત છે.

“પશ્ચિમ ભારતમાં-મુંબઈ ઈલાકો, વરાડ અને બલુચિસ્તાન છે. ત્યાં ગુંદર, તેલીબિયાં, રૂ, અનાજ, ચામડાં, જડીબુટ્ટી, મીઠું અને ઘઉં પેદા થાય છે; સોનાચાંદીનો સામાન, લાકડાં, શીંગ, ચામડાં, રૂ, અને ઊનની કારીગરી પ્રસિદ્ધ છે. દક્ષિણ ભારતમાં—મદ્રાસ, મ્હેસૂર, નિઝામ, હૈદરાબાદ અને કુર્ગ છે. ત્યાં ‘તેલીબિયાં’ ઘી, ચરબી, ગળી, રૂ, નારિયેળનાં છોડાંનો સામાન, હાથીદાંત, ચામડાં, ચા, મરચાં, તજ, ચોખા, ચંદન, મોતી, સોનું, સીસું વગેરે પદાર્થો મળી આવે છે. હાથબનાવટમાં સોનું, ચાંદી, અને તાંબાપિત્તળની કારીગરી, પથ્થર, લાકડાં અને હાથીદાંતનું કામ,

કપડાં રંગવાં, છાપવાં, રેશમી કપડાં વણવાં અને ભરતકામ પ્રખ્યાત છે.

"બ્રહ્મદેશમાં રબ્બર, વાર્નિશ, લાખ, કાથો, ચોખા, સાગનાં લાકડાં, પતરાં વગેરે થાય છે. હાથબનાવટમાં લોઢું, સોનું, તાંબુ, પિત્તળનો સામાન, હાથીદાંત, લાખ અને સીસાનો સામાન સારો બને છે."

ઉપરના વિવરણથી જણાશે કે, બંગાળા–બિહારમાં ખેતીથી ઊપજેલા પદાર્થો પુષ્કળ છે, પણ હાથબનાવટ ઓછી છે. પશ્ચિમ ભારતમાં ઊપજના પદાર્થો તથા દ્રવ્યોની બનાવટ બંને ઓછાં છે; પણ દક્ષિણભારતમાં–પુષ્કળ છે. બર્મામાં હુન્નર બહુ છે. ઉત્તરભારતમાં પણ કારીગરી ઓછી નથી; પણ સૌથી પહેલાં ઇસ્ટ ઇંડિયા કંપનીએ, તેની પછી બ્રિટીશ સરકારે અને હવે સામ્રાજ્યના વેપારીઓએ આ વાત પર બહુ જોર આપ્યું છે કે, "ભારત કાચો માલ–સામાન પરદેશમાં તૈયાર કરવા મોકલે અને તૈયાર થયેલો માલ સામ્રાજ્યમાં ઉત્તમ કરીને ખરીદે." મેકોલેએ કહ્યું હતું કે, "અંગ્રેજી ઉદ્યોગ–ધંધાઓનો આશ્ચર્યજનક વિસ્તાર અને ભારતની ગરીબાઇ બન્ને સમકાલીન છે." ઔદ્યોગિક કમિશન સમક્ષ એક સાક્ષીએ કહ્યું હતું કે, "ભારતે બહારવાળાઓ માટે પેદાશ વધારવી જોઇએ અર્થાત્ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના શબ્દોમાં તેને બહાર મોકલવા માટે કાચો માલ પેદા કરવાનું ક્ષેત્ર બનાવવું જોઇએ."

અભાગી ભારતે એટલેથીજ સંતોષ માન્યો અને તેને વિશ્વાસ બેસી ગયો કે તે કૃષિ–પ્રધાન દેશ છે, તે કાચો માલ તૈયાર કરવા માટેજ યોગ્ય છે. એ ઉપરાંત કાચા માલના વેપારનો પણ ઘણોખરો અધિકાર વિદેશીઓના હાથમાં ચાલ્યો ગયો. પશ્ચિમ સમુદ્રના કાંઠાનાં નાળિયેર તથા તે દેશોનો કારોબાર, અબરખની ખાણો

અને તમામ કાચું ચામડું જર્મનીના હાથમાં હતું. બીજી પણ આશ્ચર્યની વાત જુઓ કે, વૈજ્ઞાનિક ખેતીનાં કેટલાંક પરીક્ષણોના સિદ્ધાંતોને ભારતની જરૂરિયાત માટે નહિ, પણ ઇંગ્લૅંડની જરૂરિયાત પૂરી કરવા માટે સિદ્ધ કરવામાં આવે છે! ભારત ટૂંકા તારનો કપાસ પેદા કરે છે અને તેમની શાળો માટે તે બંધબેસતો છે; પરંતુ લેંકેશાયરમાં લાંબા તારનો કપાસ જોઇએ અને તે અમેરિકા જોઇતો પૂરો પાડી શકતું નથી તેમજ મિશ્ર કરી શકાતો નથી તેથી ભારતમાં લાંબા તારનો કપાસ પેદા કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

આપણી અહીંની ઊપજને બીજાઓની મહાન આકાંક્ષા; ઓ પૂરી કરવા માટે અનુકૂળ બનાવવામાં આવે છે. ત્યાં તૈયાર માલ બનાવનાર વિદેશીઓ સરકારને જકાત રૂપે લાંચ આપીને મજાથી લૂંટ ચલાવી રહ્યા છે. જાપાનના નકામા માલને હિંદુસ્તાનના બજારોમાં ભરાયલો જોઇને હરકોઇના હૈયામાં આગ લાગે તેમ છે. આજ ભગવાને એ દિવસ આપ્યો છે કે, બિચારું જાપાન પણ ભારતનાં બાળકોને વસ્ત્ર અને સામાન આપવાને યોગ્ય થયું છે.

આજથી માત્ર ૧૦૦–૧૫૦ વર્ષ પહેલાં ભારતવર્ષનો કામધંધો કેટલો બધો ચડતી પાયરીએ હતો! તે દિવસોએ રેલવે ન હતી, પણ ભારતનો માલ અફઘાનિસ્તાન અને (તુર્કસ્તાનને) રસ્તે ચાલતી પોઠોદ્વારા યુરોપમાં જતો હતો. ઢાકા અને ચંદેરીની મલમલની સમસ્ત સંસારમાં ખ્યાતી હતી. યુરોપના મોટા મોટા વૈજ્ઞાનિકો કે જેઓ આજકાલ પોતે ઈશ્વર હોવાની બાંગો પોકારે છે, તેઓ લિવરપૂલ અને માન્ચેસ્ટરની મિલો થયા પહેલાં ભારતવર્ષનાં દેવ–દેવીઓદ્વારા બનેલી મલમલ અથવા વસ્ત્રો-

થી શરીરને શણગારવામાં અહોભાગ્ય માનતા હતા. રોમના બાદશાહ ઑગસ્ટ્સ સીઝરના જમાનામાં રોમની રાણીઓને ઢાકાની મલમલ સિવાય બીજું કંઇ ગમતુંજ નહિ. પડતીના સમયમાં ડૉકટર ટેલરે ઢાકામાં એવું બારીક સૂતર દેખ્યું હતું કે જેની લંબાઇ ૧૩૪૯ ગજ હતી, પણ તોલમાં માત્ર ૨૨ ગ્રેન હતું. આ હિસાબે ૧ પાઉંડ રૂમાંથી ૨૫૦ માઇલ લાંબું સૂતર તૈયાર થઇ શકતું હતું.આ સૂતર આજકાલના હિસાબે ૫૨૪ નંબરનું થાય છે. મશીન વિના મામૂલી સાદા સીધા ત્રાકવાળા લાકડાના ચરખાથીજ આ સૂતર કાંતવામાં આવતું હતું. આ કારીગરી અને વેપારનું શું થયું? આ સત્યાનાશનું કારણ અત્યાચારની પરાકાષ્ટા છે. ઇંગ્લેંડમાં ભારતના માલ પર ભારે ભારે કર નાખવામાં આવ્યા અને ભારતનાં વસ્ત્ર પહેરનાર લોકોને સખ્ત શિક્ષા કરવાના કાયદા બનાવવામાં આવ્યા. રાજદરબારમાં ભારતનાં વસ્ત્ર પહેરીને જવાની સખ્ત મનાઇ કરવામાં આવી. આ રીતે ભારતના રક્ષણને બહાને આવીને અંગ્રેજોએ ભારતનાં કારીગરી અને વેપારની હત્યા કરી. બંગાળાના વણકરો પર એટલો અત્યાચાર થયો કે, તેઓ પોતાના અંગુઠા કાપી નાખી ગામડાંમાં રહેવા ગયા. આ કળાનો નાશ કરવામાં યોગ્ય અને અયોગ્ય બધાય ઉપાયો લેવામાં આવ્યા. પરિણામ એ આવ્યું કે, માન્ચેસ્ટર અને લિવરપૂલનું ભાગ્ય ઊઘડ્યું. સરકારે તેમને યોગ્ય અને અયોગ્ય એવી બધી જાતની મદદ આપી. આજ તેઓ ન્યાલ થઇ ગયા. ભારતનાં કાપડબજાર વિલાયતી કાપડથી ભરાઇ ગયાં.આજ દર વર્ષે લગભગ ૬૦ કરોડ રૂપિયાનું કાપડ વિલાયતથી આવે છે. કાળની ગતિ ન્યારી છે!!!

ભારતમાં અંગ્રેજસરકારની અસાધારણ સ્થિતિની મુખ્ય વિશેષતા એ છે કે, હમેશાં તે ઉન્નતિ કરવાવાળી સરકાર છે. હવે જોવાનું એ છે કે, વાસ્તવિક રીતે એવું છે કે નહિ. પહેલું તો એ

જોવાનું છે કે, અંગ્રેજ સરકારે ભારતવર્ષની નૈતિક અને ભૌતિક ઉન્નતિ માટે શું કર્યું છે? જે ઉપાય તેનો પોતાના અસ્તિત્વને કાયમ કરવા માટે જરૂરના ગણ્યા છે, તેની આમાં ગણતરી નહિ થાય. એ ઉપાયોમાં રેલ, તાર અને જાતજાતનાં બીજાં કામ છે. એ કામ વાસ્તવિક રીતે સરકારે પ્રજાની ઉન્નતિ માટે નથી બનાવ્યાં, પરંતુ તેણે આખરે પ્રજાનો નાશ કર્યો અને પ્રજાની રગેરગ તોડી નાખી છે. સમુદ્રમાં એક પ્રાણી થાય છે, જેને અનેક હાથ હોય છે અને તે પોતાના શિકારને છાતીમાંથી પકડીને ચોટે છે અને ચૂસીને છોડી દે છે. આ રેલ એવુંજ ભયંકર પ્રાણી છે. સારા દેશનું સત્ત્વ તેણે ખેંચી લીધું છે અને હજારો ચાલુ રોગો તેણે પેદા કર્યા છે. આજ સ્થિતિ તાર અને ટપાલ વગેરેની છે, જેની ઉપયોગીતાની પોલ યુદ્ધના વખતમાં ખુલ્લી પડી ગઈ. જ્યારે સ્પષ્ટ કહેવામાં આવ્યું કે, "એ વિભાગો જ્યારે સરકારી કામથી નવરા હશે, ત્યારે પ્રજાનું કામ કરશે." જાણે કે, પ્રજાની જરૂરિયાત કંઇ અગત્યની હતીજ નહિ. પ્રજાને માટે ઉત્તમ કાર્ય કરી શકે એવી કોઇ સરકાર હોત તો તે સ્વાસ્થ્ય, શિક્ષણ તથા ખેતીવિષયક ઉન્નતિના ઉત્તમ ઉપાયો યોજત, સ્થાનિક કાર્યોમાં પ્રજાને મુખ્ય સ્થાન આપત અને કાઉન્સિલોમાં કે જ્યાં કાયદાઓ ઘડાય છે, ત્યાં પણ પ્રજાને સ્થાન આપત.

કહેવા પૂરતું માત્ર એટલું કર્યું છે કે, આરોગ્ય ખાતું અને પ્રચંડ દવાખાનાં ખોલ્યાં છે, મ્યુનિસિપાલિટીમાં સ્વતંત્ર મતાધિકાર આપવામાં આવ્યો છે અને કાઉન્સિલમાં ખુરશીઓ આપી છે. પરંતુ વાસ્તવિક રીતે તે બધું ધૂળ પર લીંપણ જેવું છે.

પ્રથમ શિક્ષણ સંબંધી વાત કરીએ.

સેંકડે ૨.૮ બાળકોને શિક્ષણ મળી રહ્યું છે. શિક્ષણશાસ્ત્રી-

ઓનો એવો મત છે કે, જેને ચાર વર્ષથી ઓછા વખત સુધી શિક્ષણ મળે છે, તે થોડા દિવસમાં બધું ભૂલી જાય છે. બ્રિટિશ હિંદુસ્તાનના ૧૯૧૪–૧૫ ના શિક્ષણ સંબંધી આંકડાઓથી આપણને માલૂમ પડે છે કે, ૬૩,૩૩,૬૬૮ છોકરા અને ૧૧,૨૮,૩૬૩ છોકરીઓ. અર્થાત્ કુલ ૭૪,૬૨,૦૩૧ બાળકોને શિક્ષણ મળે છે. તેમાં ૫૪,૩,૭૫૬ બાળકોને પ્રાથમિક શિક્ષણથી વધારે શિક્ષણ નથી મળ્યું અને તેમાં ૧૬,૮૦,૫૩૧ તો વાંચી પણ નહોતાં શકતાં. જો આ આંકડા બાદ કરવામાં આવે તો ૨૦,૨૭,૫૫૫ બાળકોજ એવાં રહે છે કે, જેમને કંઇ કામનું શિક્ષણ મળી રહ્યું છે અને તે સંખ્યા અત્યંત શોચનીય છે.

૫૫ લાખ વિદ્યાર્થીઓના શિક્ષણ માટે જેટલું ધન ખર્ચવામાં આવે છે તે સમુદ્રમાં ફેંકી દીધા બરાબર છે. ૧૯૧૫ના અંતમાં શાળામાં જવા યોગ્ય ઉંમરવાળાં બાળકોમાંથી સેંકડે ૨.૪ બાળકો નિશાળમાં ભણતાં હતાં. ઇ. સ. ૧૯૧૩માં હિંદુસ્તાનની સરકારે વિદ્યાર્થીઓની સંખ્યા ૪૫ લાખ બતાવી છે. આટલું કામ ૫૯ વર્ષોમાં થયું હતું. વર્ષોની આ ગણતરી ઇ. સ. ૧૮૫૪ થી કરવામાં આવી છે. તે સાલમાં ચાર્લ્સ ઉડને શિક્ષણ સંબંધી કાયદો બનાવીને મોકલ્યો હતો અને જેના પરિણામે શિક્ષણ વિભાગ થયો હતો. ઇ. સ. ૧૮૭૦માં ગ્રેટ બ્રિટનમાં એજ્યુકેશન એકટ પસાર થયો. તે વખતે ઇંગ્લૅંડમાં આજના ગરીબ ભારતના શિક્ષણની દશા જેવીજ ત્યાંની સ્થિતિ હતી. ઇંગ્લૅંડમાં ઇ. સ. ૧૮૩૩થી શિક્ષણના પ્રચાર માટે પૈસાની મદદ ખાસ કરીને ચર્ચસ્કૂલોને આપવામાં આવી. ઇ. સ. ૧૮૭૦ અને ૧૮૮૧ની વચ્ચે શિક્ષણ કંઇ ફી વિનાનું અને ફરજિયાત કરવામાં આવ્યું અને બાર વર્ષોમાંજ સરાસરી સેંકડે ૪૩,૩ ટકાથી વધીને લગભગ સોએ સો ટકા થઇ ગયું. આ વખતે ઇંગ્લૅંડ અને વેલ્સની ચાર કરોડની વસ્તીમાં સ્કૂલોમાં જનાર બાળકોની સંખ્યા

૬૦ લાખ છે. જાપાનમાં ઇ. સ. ૧૮૭૨ પહેલાં નિશાળે જવા યોગ્ય બાળકોનાં સેંકડે ૨૮ નિશાળોમાં ભણતાં હતાં. જે લગભગ ભારતવર્ષની અત્યારની સરાસરીથી સેંકડે ૮ ટકા વધારે છે; પરંતુ ત્યાં ચોવીશ વર્ષમાં સરાસરી વધીને ૯૨ ટકા થઇ ગઇ અને અઠ્ઠાવીસ વર્ષોમાં શિક્ષણ મફત અને ફરજિયાત કરવામાં આવ્યું.

વડોદરા રાજ્યમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે અને બાળકોની સરાસરી સોએ સો ટકા છે. ત્રાવણકોરમાં છોકરાની સંખ્યા સરાસરી સેંકડે ૮૧.૧ ટકા અને છોકરીઓની સંખ્યા ૩૩.૨ ટકા છે. મ્હૈસૂરમાં છોકરાઓની ૪૫.૮ અને છોકરીઓની ૯.૭ ટકા છે.

નિશાળે જવા યોગ્ય ઉંમરનાં દરેક બાળકના શિક્ષણ માટે વડોદરા રાજ્ય સાડાછ આના ખર્ચ કરે છે અને બ્રિટિશ હિંદુસ્તાન સવાત્રણ આના ખર્ચ કરે છે.ઇ.સ.૧૮૮૨ અને ૧૯૦૭ની વચ્ચે શિક્ષણના ખર્ચમાં ૫૭ લાખની વૃદ્ધિ કરવામાં આવી.એટલા સમયમાં જમીન મહેસૂલમાં ૮ કરોડ, લશ્કરી ખર્ચમાં ૧૩ કરોડ અને બિન લશ્કરી ખર્ચમાં ૮ કરોડનો વધારો થયો અને રેલવેમાં મૂડીરૂપે ૧૫ કરોડ રૂપિયા ખર્ચવામાં આવ્યા. આ આંકડાઓ ઉપર સ્વર્ગસ્થ ગોખલેએ એક વાર વ્યંગમાં બોલતાં હિસાબ કાઢી બતાવ્યો હતો કે, “જો માણસોની સંખ્યા નહિ વધે તો આજથી ૧૧૫ વર્ષ પછી દરેક છોકરો અને ૬૬૫ વર્ષ પછી દરેક છોકરી નિશાળમાં હશે !”

હવે આરોગ્ય સુધારણાની વાત લઇએ. પ્લેગ, કોગળિયું અને મેલેરિયાના પ્રાધાન્યથી માલૂમ પડે છે કે, શહેર અને ગામડાંમાં બધે આરોગ્ય સુધારણાના બંદોબસ્તનો અભાવ છે. ભારતમાં દરેક માણસનું વધારેમાં વધારે આયુષ્યનું પ્રમાણ બહુજ ઓછું છે. અર્થાત્ સરેરાશ ૨૩.૫ થવાનાં કારણોમાં આરોગ્ય સુધારણાના બંદોબસ્તનો અભાવ પણ એક કારણ છે. ઇંગ્લેંડમાં આયુષ્ય સરેરાશ

૪૦ વર્ષ અને ન્યૂઝીલેંડમાં સરેરાશ ૬૦ વર્ષ છે. રોગોની પરીક્ષા કરવામાં મુખ્ય મુશ્કેલી એ છે કે, ગામોમાં ખાસ કરીને વિદેશી ચિકિત્સાપદ્ધતિને ઉત્તેજન આપવામાં આવે છે અને ભારતીય વૈદકપદ્ધતિને કંઇ મદદ આપવામાં આવતી નથી. સરકારી ઇસ્પિતાલ, સરકારી દવાખાનાં અને સરકારી ડૉકટર બધાય વિદેશી ચિકિત્સાપદ્ધતિવાળાં હોય છે. આયુર્વેદિક અને યુનાની દવાઓ, ઇસ્પિતાલ, દવાખાનાં તથા વૈદ્ય અને હકીમોને માન્ય ગણવામાં આવતાં નથી; અને વૈદક તથા આયુર્વેદિક, યુનાની પદ્ધતિઓના વૈદ્યોને મદદ કરવી નિંદ્ય ગણાય છે. ત્રાવણ-કોર રાજ્ય બોતેર વૈદ્યશાળાઓને મદદ આપી રહ્યું છે. તેમાં ૧૯૧૪–૧૫ માં એલોપેથિક ઇસ્પિતાલોની અપેક્ષાએ ૨૨ હજાર વધારે રોગીઓની ચિકિત્સા કરવામાં આવી હતી. સરકાર સારી રીતે જાણે છે કે, તે વિદેશી દવા અને ડૉકટરોને પોતાની ગામ-ડાંની પ્રજાની મદદમાં પહોંચાડવા પૂર્ણ અસમર્થ છે. એ પણ છૂપું નથી કે, સેંકડે ૯૫ ટકા પ્રજાને વૈદ્ય, હકીમ અને દેશી પદ્ધતિથી બહુજ સસ્તામાં આરોગ્ય–દાન કરાય છે. તોપણ તેને યોગ્ય બનાવવા યા બીજી કોઇ મદદ આપવામાં બરાબર બેદરકારી દેખાઈ રહી છે. વૈજ્ઞાનિક જગત એલોપેથીને અપ્રાકૃત, ભ્રાંત અને આરોગ્ય રક્ષણમાં અસમર્થ સાબિત કરી રહ્યું છે; પણ સરકાર તો પ્રજાના પ્રાણ અને આરોગ્યની જવાબદારી તેનેજ આપીને નિશ્ચિંત બેઠી છે.

ખેતીની વાત એથીએ વધારે ગંભીર છે. ઈ. સ. ૧૯૧૧ના વસ્તીપત્રકમાં ૨૧ કરોડ ૮૩ લાખ ખેડૂત બતાવવામાં આવ્યા હતા. ખેડૂતોની ભયંકર દરિદ્રતાની વાત બધાની જાણમાં છે. તેમના દિવસે દિવસે વધતા જતા દેવાના બોજા ઉપર ગયાં વીસ વર્ષથી સર દીનશાહ વાચ્છા સારી રીતે પોકાર ઉઠાવી રહ્યા છે, તોપણ

દેવું વધવાની સાથે સાથેજ કરમાં વૃદ્ધિ થતી રહી છે. હવે એવું કહેવામાં આવ્યું છે કે, ૨૫ વર્ષમાં મહેસૂલમાં ૮ કરોડ રૂપિયા વધ્યા છે. તેના સિવાય સ્થાનિક કર, મીઠું વગેરે પર બીજા કેટલાય કર છે. મીઠાનો કર ગરીબ લોકોને બહુ ભારે દુઃખરૂપ છે. પાછલા બજેટમાં ૯૦ લાખ રૂપિયા વધારવામાં આવ્યા હતા. આ દરિદ્રતાનું પરિણામ એ આવ્યું છે કે, લોકોને ખરાબ ખોરાક ખાવો પડે છે; જેથી તેમની જીવનશક્તિ ઓછી થઇ ગઈ છે અને તેઓ રોગો સામે ટક્કર ઝીલી શકતા નથી. તેમનું આયુષ્ય ઓછું થઇ ગયું છે અને બાળમરણની સંખ્યા બહુ વધી ગઇ છે. સર ચાર્લ્સ ઈલિયટના કથન પ્રમાણે સાત કરોડ અને સર વિલિયમ હંટરના કથન પ્રમાણે ચાર કરોડ માણસોને જીવનપર્યંત એક વખત ભોજન કરીને દિવસ કાઢવા પડે છે. જો અંગ્રેજોના સો વર્ષના રાજ્ય પછી પણ ભારતવર્ષની આ દશા છે, તો અંગ્રેજો એવો દાવો નહિ કરી શકે કે, ભારતમાં તેમનો ઉદ્દેશ ભારતવાસીઓનું હિત કરવાનો છે.

ખેડૂતોને અનેક દુઃખ છે. ગામડાંના રહેવાસીઓની મુશ્કેલીઓથી અજાણ એવા કાયદા બનાવનારાઓએ જંગલનો જે કાયદો બનાવ્યો છે, તેથી ખેડૂતોને ઘણું દુઃખ ભોગવવું પડે છે. કોઇ કોઇ સ્થળે જંગલ સંબંધી પંચાયતો નીમી છે; તેમાં એવો નિર્ણય થયો છે કે, આનાથી સારૂં પરિણામ આવ્યું છે અને કોઇ સ્થળે તો બહુ સારૂં પરિણામ આવ્યું છે. એવા કાયદાથી તેમનાં પશુઓ માટે ગોચર જમીનની અછત, ઓછી ઊપજવાળાં ખેતરો માટે લીલા ખાતરનો અભાવ, જંગલોની ચારે બાજુએ વાડ ન હોવાને કારણે ચરતાં પશુઓનું તેમાં ઘૂસીજવાથી તેમનું ડબામાં પુરાવું અને પછી તેમને પૈસા આપી છોડાવવાં, એવા અપરાધો માટે દંડ અને જમાનત સહન કરવી, ઓજારો અને

તેમની મરામત માટે લાકડાં તથા બળતણનો અભાવ, પાણીના અનિશ્ચિત વિભાગ–એ બધાં એવાં દુઃખ છે કે જેમના સંબંધમાં ગામડાં અને સ્થાનિક પરિષદોમાં વિચાર થયા કરે છે. જંગલી જનાવરો અને જંગલી માણસોથી પોતાનું રક્ષણ કરવા માટે પાસે હથિયારના કાયદાને લીધે હથિયાર નહિ હોવાથી તેમને બહુ દુઃખ વેઠવાં પડે છે. ન્યાય અન શાસન વિભાગો એક હોવાથી ન્યાય મેળવવો લગભગ દુર્લભ થઇ પડ્યો છે અને તે માટે હમેશાં વધારેને વધારે સમય તેમજ ધનની જરૂર પડ્યા કરે છે. ગામોના સરકારી અધિકારીઓ ગામના રહેવાસીઓને બદલે સ્વભાવતઃ મામલતદારો અને કલેકટરોને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યાં કરે છે; કેમકે તેઓ ગ્રામવાસીઓને કોઈ રીતે જવાબદાર નથી. બન્ને પક્ષોમાં કલહ વધે છે, કારણકે તે બન્નેને ત્રીજાને શરણે જવું પડે છે. તે જો ઉચ્ચ પદે હોય તો તેની ખુશામત કરીને અને જો નીચે પદે હોય તો લાંચ દઇને તેનો સત્કાર કરવામાં આવે છે; અને બન્ને અવસ્થાઓમાં હાથ જોડીને, દીન વચનો કહીને તથા તેમનાં વખાણ કરીને મહેરબાની મેળવી શકાય છે.

બધા સમૃદ્ધ દેશોમાં ખેતીની સાથેજ કારીગરીનું પણ સ્થાન છે અને એકને બીજાથી પરસ્પર મદદ મળી શકે છે. આયર્લૅન્ડની અત્યંત ગરીબાઇ તથા બહાર જઈ ને વસવાના કારણથી તેની અધીંથી વધારે જનતાનો હ્રાસ, ગ્રેટબ્રિટન દ્વારા તેના ઊનના વેપારનો નાશ તથા તેના ફળસ્વરૂપે માત્ર ખેતી ઉપર તેનું અવલંબન એ પ્રત્યક્ષ પરિણામ છે. એવાંજ કારણોથી અહીં તો તેથી પણ વધુ ગંભીર દશ્ય ઉપસ્થિત થયું છે. અહીં ભારતને માટે એક નવો અને મોટો ફેરફાર એ થઇ રહ્યો છે કે, જમીન વગરના લોકોની વૃદ્ધિ થતી રહી છે. પરિણામે આર્થીક મુશ્કેલી ઊભી થવાની બીક રહે છે. આ વાત ઇમ્પિરિયલ ગેઝેટિયરમાં ઇ. સ.

૧૮૯૧ અને ૧૯૦૧ ના વસ્તી–ગણુતરીના રિપોર્ટોની તુલનામાં કહેવાઇ છે. મહેનત–મજૂરી કરનાર સાધારણ મજૂર ખેતરોના કામમાં માત્ર ફસલને વખતેજ રાખવામાં આવે છે અને જ્યારે ખેતીના કામની ભીડ હોતી નથી, ત્યારે થોડા લોક વેપારી મથકોમાં અસ્થાયી કામ કરવા લાગે છે. ફસલ કાપતી વખતે આઇરિસ મજૂરોનો ઇંગ્લૅંડમાં બહુ ભરાવો થાય છે.

એક વ્યાખ્યાનમાં સ્વર્ગસ્થ ગોખલેએ કહ્યું હતું કે,

" ઇંગ્લૅંડની વાર્ષિક આવકનું પ્રમાણ માથાદીઠ ૪૨ પૌંડ છે. અમારે ત્યાં એક માણસની વાર્ષિક આવકનું પ્રમાણ સરકારી અનુમાનથી ૨ પૌંડ અને બિનસરકારી અનુમાનથી ૧ પૌંડ છે. ઇંગ્લૅંડમાં એક માણસ દીઠ બહારના દેશમાંથી ૧૩ પૌંડનો માલ મંગાવવામાં આવે છે અને અમારે ત્યાં માત્ર ૫ શિલિંગનો. ઇંગ્લૅંડની સેવિંગ બેંકમાં કુલ ૧૪ કરોડ ૮૦ લાખ પૌંડ અને ટ્રસ્ટીજ સેવિંગ બેંકોમાં ૫ કરોડ ૨૦ લાખ પૌંડ જમા છે, પણ ત્યાંથી સાતગણી વસ્તી અહીં હોવા છતાં પણ અમારી સેવિંગ બેંકોમાં માત્ર ૭૦ લાખ પૌંડ જમા છે. તેમાંથી વળી દશમા ભાગ કરતાં થોડો વધારે ભાગ યુરોપિયનોનો છે. ત્યાં જોઇન્ટ સ્ટોક કંપનીઓની કુલ વસૂલ થયેલી પૂંજી ૯ કરોડ ૯૦ લાખ પૌંડ છે અને અહીં ૨ કરોડ ૬૦ લાખ પૌંડ પણ નથી; અને તેમાં પણ ઘણો ભાગ યુરોપિયનોનો છે. આ દેશમાં–સેંકડે ૮૦ ટકા લોકો ખેતી પર નિર્વાહ ચલાવે છે અને થોડા વખતથી ખેતી પણ ધીમે ધીમે બરબાદ થતી જાય છે. ભારતીય ખેડૂત એટલા ગરીબ અને દેવાદાર છે કે તેઓ ખેતીની પેદાશ વધારવાને રૂપિયા ખર્ચી શકતા નથી; જેનું પરિણામ એ આવ્યું છે કે, ભારતના એક મોટા ભાગમાં ખેતીની ઊપજ નિયમિત રૂપે ઘટતી જાય છે. જ્યારે ઇંગ્લૅંડમાં એકર દીઠ લગભગ ૩૦

બુશલ અનાજ ઉત્પન્ન થાય છે–ત્યારે અહીં ભારતમાં લગભગ ૮–૯ બુશલ ઉત્પન્ન થાય છે.”

આ કારણો જોઇને મુક્તકંઠે એમ કહી શકાય છે કે, અંગ્રેજ સરકાર પ્રજાને શિક્ષણ, આરોગ્ય તથા સમૃદ્ધિ આપવામાં સફળ થઈ નથી. હવે સ્થાનિક સ્વરાજ્યની વાત જુઓ. લોર્ડ મેયોના વખતમાં (૧૮૬૯—૭૨) અધિકાર વિભાગ માટે—જેને કીન સાહેબે ‘હોમરૂલ’ (!) કહી છે, તેને માટે કંઈક પ્રયત્ન કરવામાં આવ્યો હતો; પણ તેમની નીતિ આર્થીક અધિકાર વિભાગની નહોતી. લોર્ડ રીપનના સમયમાં પણ કંઈક પ્રયત્ન કરવામાં આવ્યો અને તેમના એ પ્રયત્નને કીન મહાશયે ‘હોમરૂલની પ્રાણ પ્રતિષ્ઠા’ કહી હતી.

કાઉન્સિલોના સંબંધમાં એક સભ્યે કહ્યું હતું કે તે “ગ્લોરીફાઇડ ડિબેટિંગ સોસાયટી” (ગૌરવયુક્ત વાદાનુવાદકારિણી સભા) છે. ભારતીય સભાસદોના ઠરાવ–સંશોધનની દલીલોની જે દુર્ગતિ એ કાઉન્સિલોમાં થાય છે, તેને દેખતાંજ હું એમ વિચારી વિચારીને દિલગીર થાઉં છું કે, એ સજ્જનો કેવા નિર્લજ્જ છે કે જે આટઆટલો તિરસ્કાર પામવા છતાં પણ ત્યાં પડ્યા રહે છે!

પબ્લિક સર્વિસ (સાર્વજનિક નોકરી)માં ભરતી વિષેનો કમિશનનો રિપોર્ટજ પૂરતો છે. આ બધાથી વધારે વિચારવા જેવો એક બીજો વિષય છે અને તે રાજ્યખર્ચનો ભયંકર વધારો છે.

આ અંગ્રેજી સુગઠિત શાસનની આંતરિક સ્થિતિ છે. તેના પર ગંભીર રીતે વિચાર કરવાથી દરેક વ્યક્તિ સારી રીતે સમજી શકશે કે, “પરદેશી રાજ્ય ભારતને માટે શ્રેયસ્કર નથી અને ભારતનું તેનાથી આ રીતે કદી શ્રેય નહિ થાય.”

સરકારી અધિકારીઓ કે જેમના હાથમાં રાજ્યની પૂરેપૂરી લગામ છે; વળી જેઓ રિપોર્ટ તૈયાર કરવામાં તથા હમેશનાં કામોમાં વર્ષોના અભ્યાસથી પ્રવીણ થઇ ગયા છે, તેમનાંજ ભેજાં-માંથી નીકળેલા આ ઉધામા છે; તેમનો આજ ધંધો પણ છે. ખાસ કરીને તેમાં તેઓના પોતાના વિચારો હોતા નથી, પરંતુ તેઓ બીજાના વિચારોને માત્ર પ્રગટજ કરે છે. ખાલી વિચારો તેમને પસંદ નથી આવતા અને હકૂમતની ગાડીને ઠીકઠીક ચલાવવામાં તથા તેના બહારના સાંચાકામને ચળકતાં બનાવી રાખવામાં તેઓ પોતાની સૌથી શ્રેષ્ઠ સેવા સમજે છે. તેમને ઓછામાં ઓછી એ દઢ ઇચ્છા રહે છે કે, મારૂં કાર્યસારૂં રહે અને તેમાં કોઈ ખામી કે ત્રૂટિ રહી જાય નહિ. જ્યારે કોઇ પણ નવી બાબતો સંબંધી સંમતિ આપવા તેને દબાણ કરવામાં આવે છે, ત્યારે જનતાના જીવન અને ઉન્નતિ પર તેની શી અસર પડશે, એમ જોવાને બદલે તે પ્રથમ એ જુએ છે કે, સરકારી અધિકારીઓને તેથી શી સગવડ મળશે અને તેમના અધિકાર પર શી અસર થશે. એ લોકો જૂના મહંતો અને ઠાકોરોની જેમ સર્વ સાધારણની ઉન્નતિના કામોમાં પ્રેમ દેખાડવામાં ઉત્સુક રહે છે; પણ શરત એ હોય છે કે, તેઓ મહત્ત્વાકાંક્ષા ન દેખાડે અને તેની કે તેની આજ્ઞા વિરુદ્ધ કોઇ કામ ન કરે. આ શરતોમાં ઘણું સમાયેલું છે. પોતા-ના નિર્ણયને લગભગ ઈશ્વરીય માની તે અધિકારીમંડળને કે જેનું તે પોતે પણ એક અંગ છે તેને પવિત્ર માને છે. જ્યાંસુધી લોકો પોતાનું કામ ચુપચાપ કર્યે જાય અને રાજ્ય સંબંધી મોટાં મોટાં કામોમાં હસ્તક્ષેપ ન કરે, ત્યાંસુધી–તેટલે સુધી તેઓ તેમની ઉપેક્ષા કર્યે જાય છે. તેમની વાતો પર લોક વધારેમાં વધારે નમ્રતાથી અને તાબેદારીપૂર્વક પોતાની માત્ર સંમતિ આપી શકે છે, એથી કંઇ વધારે નહિ. મતલબ એ છે કે, એ સુયોગ્ય (?) પુરુષ પુરુષો-

ચિત સ્વતંત્રતા અને રાજ્યદ્રોહમાં કંઇ ભેદ સમજતો નથી. લગભગ સમસ્ત અધિકારી મંડળની એવી ધારણા છે કે, હિંદુસ્તાનીઓ કાં તો દ્રોહી છે, કાં તો ડરપોક છે.

બ્રિટિશ ભારતમાં ૨૭ કરોડ અને દેશી રાજ્યોમાં ૩ કરોડ મનુષ્યો રહે છે; તેમજ દેશભરમાં બધા મળીને માત્ર લગભગ સવા લાખ અંગ્રેજો છે. તેઓમાં ઘણાખરા બીન સરકારી અર્થાત્ ધંધાદારી છે; જેમને બીન સરકારી એંગ્લોઇન્ડિયન કહેવામાં આવે છે. એ લોક લગભગ બીજા ધંધાઓમાં લાગ્યા રહેવાથી રાજનીતિમાં પડતા નથી. પણ જ્યારે ભારતવાસીઓના મનમાં એવા ફેરફારની કોઇ આશા ઉત્પન્ન થાય કે જે વાસ્તવિક રીતે રાષ્ટ્રને લાભ પહોંચાડનારી હોય તો તેઓ તરત રાજનીતિના મેદાનમાં ઊતરી પડે છે. જોન સ્ટુઅર્ટ મિલે કહ્યું હતું કે,

"રાજ્ય કરનાર જાતિના જે લોક ધન કમાવા માટે પરદેશ જાય છે, તેમને સૌથી સખત બંધનમાં રાખવાની જરૂર પડે છે. એ પણ હમેશાં સરકારની મુખ્ય મુશ્કેલી છે.—પ્રતાપી અને વિજયી રાષ્ટ્રની તિરસ્કારપૂર્ણ ઉદ્ધતાઇથી ફુલાઈ જવાને લીધે તેમના ભાવ અનિયંત્રિત શક્તિજનિત તથા બેજવાબદાર હોય છે." એજ પ્રમાણે સર જોન લૉરેન્સે કહ્યું હતું કેઃ—

"એ મામલાઓમાં ન્યાયપૂર્વક કામ કરવા માટે ભારત સરકારના માર્ગમાં બહુ ભારે મુશ્કેલીઓ છે. જો દેશવાસીઓને મદદ આપવા કોઇ કામ કર્યું યા કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તો ચારે બાજુએ કોલાહલ મચી જાય છે અને તે ઠેઠ ઇંગ્લૅંડમાં પહોંચી જાય છે; જ્યાં તેને લોકોની સહાયતા અને સહાનુભૂતિ મળે છે. કોઇ કોઈ વાર તો હું એવા ચક્કરમાં પડી જાઉં છું કે શું કરવું જોઇએ એનીજ ખબર પડતી નથી. સાધારણ રીતે તો બધા ન્યાય, સરળતા તથા એવાજ ઉત્તમ ગુણોના પક્ષપાતી હોય છે;

પણ જ્યારે સિદ્ધાંતોના પ્રયોગથી કોઇને પણ સ્વાર્થ-હાનિ થાય છે, ત્યારે તેમના એ વિચારોમાં ફેરફાર થઈ જાય છે. ”

કોઇ કોઇ વાર એ સિદ્ધાંતના પ્રયોગમાં ભારતમાં રહેતા મુઠ્ઠીભર અંગ્રેજો વિરોધ કરી બેસે છે કે, જેમણે શાસન સાથે સંબંધ ન હોવાથી વિશિષ્ટ સમાજ હોવાનો દાવો કર્યો છે. તે એટલે સુધી કે જાણે રાજ્ય સાથે તેમનો કંઇ સંબંધજ ન હોય. આવા દાવા માત્ર દેશની સ્થિતિઓના કારણરૂપ નહિ, બલકે કોઇ કોઈ વિષય-વિશેષના સંબંધમાં પણ હતા. કદાચ એ પણ સ્વાભાવિક હતું કે, આ જાતિપ્રધાન દેશમાં રાજકર્તાઓના ભાઇબંધ લોર્ડ લીટનના કથનાનુસાર “ ગોરા બ્રાહ્મણ ” બની જાય. અને જો સરકારી જવાબદારીના સંયોગોથી તે ભાવમાં સામ્યતા ન આવી જાય તો એ વાસ્તવિક રીતે નક્કીજ છે કે, જાતિઅભિમાન તથા પાશ્ચાત્ય સભ્યતાએ તેમનામાં એક જાતની શ્રેષ્ઠતાનો ભાવ ઉત્પન્ન કરી દીધો છે કે જેનું પ્રગટ થવું ખરાબ છે; એટલુંજ નહિ પણ દુઃખજનક છે.

પણ એ વાત સાચી છે કે, સમસ્ત ગોરી જાતિની શ્રેષ્ઠતા પરથી ભારતવાસીઓનો વિશ્વાસ હવે ઊઠી ગયો છે. આ વિશ્વાસ-નાશનો આરંભ મહર્ષિ દયાનંદે કર્યો હતો. એ ગૌરવશાળી પુરુષે ભારતીય જનતામાં પોતાની સભ્યતાની મહત્તા-પોતાના પ્રાચીન કાળ ઉપર અભિમાન રાખીને વર્તમાન કાળ માટે જરૂરી આત્મપ્રતિષ્ઠા અને ભવિષ્ય માટે આત્મવિશ્વાસ વગેરેનું જ્ઞાન ઉત્પન્ન કરવા માટે પ્રયત્ન કર્યા. તેમણે બધી વાતોમાં પશ્ચિમની નકલ કરવાની હાનિકારક પ્રવૃત્તિનો નાશ કર્યો અને ભારતવાસીઓને વિવેક શિખવ્યો કે, આંખ મીંચીને બધી પશ્ચિમની નકલ કરવાને બદલે તેના ઉત્તમ વિચાર અને કાર્યોની જો નકલ કરી શકતા હો તો તેજ કરો. તેમના પછી સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે

ગોરી જાતિ શ્રેષ્ઠ અને ગુરુ છે એવું પાશ્ચાત્ય સભ્યતાનું ઘમંડ પ્રત્યક્ષ તોડી નાખ્યું. આ ભારતીય સાધુઓના ચરણોમાં યુરોપનું વિજ્ઞાન ઢળી પડયું અને તેમના પગ પૂજવા લાગ્યું.

તેની સાથેજ યુરોપમાં સંસ્કૃતના પંડિત ઉત્પન્ન થયા. તેમણે ખુલ્લા મનથી એ સાહિત્યની ઉત્કટ પ્રશંસા કરી. તે પછી જાપાને રશિયાને હરાવ્યું. આ એક ચકિત કરનારી વાત હતી કે, યુરોપની એક મહાભારે શક્તિનો સામનો પૂર્વની એક ક્ષુદ્ર જાતિએ કર્યો અને તેમાં તે હારી બેઠું ! ત્યારબાદ યુરોપીય મહાસંગ્રામની રાક્ષસી રક્તપિપાસા, વિજયી સંઘની નિંદ્ય અને સ્વાર્થપૂર્ણ વાંદર વહેંચણી અને એકબીજાના સ્વાર્થના કારણથી થયેલું હલકાઇનું પ્રદર્શન વગેરે કારણોથી અમે સમજી ગયા છીએ કે, યુરોપનો ખ્રિસ્તીપણાનો ઢોંગ કેવળ પ્રપંચ છે અને સભ્યતાની આટલી લાંબી પહોળી ડીંગો માત્ર પાતળા પડદા જેવી છે.

આ બધાથી વધારે હલકાઇની વાત તો એ થઈ કે, ઈંગ્લૅંડે પૂરેપૂરી સ્વાધીનતા, રાષ્ટ્રીયતા તથા ન્યાયના સિદ્ધાંતો વિષે પ્રચાર કર્યાનું કહેવાયા છતાં તેની યથાર્થતા અને તેમના પ્રશંસકોની સચ્ચાઇના સંદેહનો પડદો હવે ફાટી ગયો છે.થોડાક દિવસ પહેલાં સર જેમ્સ મેસ્ટને કહ્યું હતું કે, "મેં આટલા વખતના અનુભવમાં ભારતવાસીઓનો અંગ્રેજો પ્રત્યે એટલો અવિશ્વાસ અને શંકાશીલભાવ નથી જોયો કે જેટલો આજ જોઇ રહ્યો છું." અને એ સત્ય છે કે વર્ષો થયાં અમારી સાથે કરેલી પ્રતિજ્ઞાઓ અને સોગંદોના ભંગની ઉપેક્ષા થઇ રહી છે. એ સિવાય ૧૯૦૫થી દમનકારી કાયદાની વૃદ્ધિ અને તેના અમલમાં સખ્તાઈના ઉપાયોએ અમને વધારે દુઃખી અને ક્ષુબ્ધ બનાવ્યા છે."

કેટલાંક દેશી રાજ્યોની અનેક વિષયોમાં ઉન્નતિકારક નીતિની સરખામણીમાં બ્રિટિશ રાજ્યમાં એ બાબતમાં સાવ મંદ ગતિ

હોવાનું પૂરવાર થયું છે. આવી નીતિની સુખ સમૃદ્ધિ પર બહુ ભારે અસર થાય છે, એ કહેવાની ભાગ્યેજ જરૂર છે.

ભારતવાસીઓ જોઇ રહ્યા છે કે, આ ઉન્નતિ અમારીજ જાતિના રાજ્યકર્તાઓ અને મંત્રીઓને અધીન હોય છે. જ્યારે તેઓ જુએ છે કે, તે પ્રમાણે યથાયોગ્ય કાર્ય કરવામાં આવે છે, તો અમને એ વાતનો પત્તો મળે છે કે નામમાત્રના અધિકાર વિના પણ દેશી રાજ્યોના સભાસદ અમારી વ્યવસ્થાપક સભાઓના સભાસદોથી વધારે યોગ્ય અધિકારોનો ઉપભોગ કરે છે; જ્યારે તેઓ જુએ છે કે, ત્યાં શિક્ષણનો ફેલાવો થઇ રહ્યો છે, નવા ઉદ્યોગ–ધંધાને મદદ કરવામાં આવે છે, ગામડાંના રહેવાસીઓને પોતાનાં ગામનો પ્રબંધ કરવા તથા જવાબદારીનો ભાર ઉપાડવા ઉત્સાહ આપવામાં આવે છે, ત્યારે તેમને આશ્ચર્ય થાય છે કે ભારતની અયોગ્યતા અંગ્રેજોની યોગ્યતા કરતાં આટલી વધારે કાર્યકુશળ કેમ છે?

અંતે મુક્તકંઠે એમ કહી શકાય છે કે, અમારે માટે અમારૂંજ શાસન સર્વોત્તમ છે. અમારે અંગ્રેજોના સહકારની જરૂર નથી.





# अध्याय ४ थो–अंग्रेजी राज्यपद्धतिना दोष

અંગ્રેજ અમારા મિત્ર બનીને નહિ, પણ હાકેમ બનીને રહેલા છે અને રહે જાય છે. તેમની રાજ્યપદ્ધતિમાં કંઇક ગુણ રહ્યા હશે, તેનો અમે અસ્વીકાર કરતા નથી; પણ આ પ્રસંગે હું તેનો ઉલ્લેખ નથી કરી શકતો, કેમકે અમને એ ગુણોને લીધે કંઇ પણ લાભ નથી થયો. અલબત્ત, અમે દોષોને નથી ભૂલી શકતા; કેમકે તેનાં પરિણામ અમારી વ્યક્તિગત અને જાતીય મર્યાદા માટે ભયંકર ઘાતક અને નિર્દય અપમાનકારક આવ્યાં છે.

કાયદેસર વ્યભિચારને ક્ષમાની દૃષ્ટિએ જોવો એ સૌથી વધારે ભયંકર દોષ છે. એ સાચું છે કે, વિદેશી રાજ્યકર્તા દેશના મૂળ જીવનને નથી સમજી શકતા; પણ ખાસ કરીને જેનાથી સમસ્ત રાષ્ટ્રનું નૈતિક જીવન નાશ પામવાનો ભય રહે છે, એવા વિષયમાં તો તેમનું આવશ્યક કર્તવ્ય છે.

યુરોપમાં વ્યભિચાર એ સાધારણ અપરાધ છે; પરંતુ ભારતના નૈતિક નિયમોએ તેને સર્વોપરી અને માફ ન કરવા યોગ્ય ગુનો ગણ્યો છે; તે એટલે સુધી કે ખૂન કરતાં પણ વધારે. સ્મૃતિઓમાં વ્યભિચારીઓ માટે રૂવાં ઊભાં કરે એવી શિક્ષાઓ લખવામાં આવી છે. છાન્દોગ્ય ઉપનિષદમાં હત્યા, ચોરી, સુરાપાન, અને વ્યભિચારને 'સર્વોપરી' દોષ ગણવામાં આવ્યા છે. મનુસ્મૃતિમાં ઘણા વિસ્તારથી વ્યભિચાર–દંડ લખ્યો છે. વ્યભિ-

ચારી જો બ્રાહ્મણ ન હોય તો તેને દેહાન્ત દંડ દેવામાં આવતો. (૮–૩૫૯). કોઇપણ કુમારિકા ઉપર બળાત્કાર કરનારને પ્રાણ-દંડ દેવામાં આવતો હતો, અથવા તો તેની આંગળીઓ કાપી લેવામાં આવતી હતી. ( ૮–૩૬૪–૩૬૭ ) જે સ્ત્રી કોઇ બીજાને બગાડે તેને કોરડા મારવામાં આવતા હતા. વ્યભિચારિણી સ્ત્રીને કૂતરાંથી ફાડી નખાવવામાં આવતી અને વ્યભિચારી પુરુષને અગ્નિમાં સળગાવી દેવામાં આવતો હતો. (૮–૩૬૯–૩૭૧–૩૭૨). ધર્મથી ડરીને ચાલનાર રાજ્યકર્તા બ્રાહ્મણોના આત્મબળને પૂરે પૂરા અધીન હતા અને ધર્મદૃષ્ટિથી તેમને દેવાંશી માનીને વધ ન કરવા યોગ્ય માનતા હતા; તોપણ વ્યભિચારના શિક્ષાવિધાનથી સ્પષ્ટ માલૂમ પડે છે કે, તેમને પણ આ અપરાધ માટે વધ સિવાયની સખ્તમાં સખ્ત શિક્ષા કરવામાં આવતી હતી.

આપસ્તંબમાં લખ્યું છે કે, જો બ્રાહ્મણ શૂદ્રની સ્ત્રી સાથે વ્યભિચાર કરે, તો તેને દેશનિકાલ કરવામાં આવે અને જો શૂદ્ર દ્વિજની સ્ત્રી સાથે વ્યભિચાર કરે, તો તેને પ્રાણદંડ દેવામાં આવે. ( ૨–૨૦–૨૧ ). વ્યભિચારને અટકાવવા માટે આવા સખ્ત કાયદા બનાવવામાં આવ્યા હતા. તે ઉપરાંત કંઈ એવા રિવાજો અને પદ્ધતિઓનો પણ પ્રચાર કરવામાં આવ્યો હતો કે જેથી વ્યભિચારની તરસજ નાશ પામી હતી. કેમકે તે ધાર્મિક કાયદા ઘડનારાઓ સારી રીતે સમજતા હતા કે, માત્ર કાયદાવડે પ્રજાને કોઈ પણ સ્વાભાવિક આકાંક્ષાથી વિરક્ત કરી શકાતી નથી. તેમણે અનેક પ્રકારના વિવાહ, નિયોગ અને એવા રિવાજો શરૂ કરી દીધા કે જેનું મુખ્ય લક્ષ્ય વિધિપૂર્વક સંતાન ઉત્પન્ન કરવાનું હતું અને એ વાત બહુજ મહત્ત્વની હતી.

યુરોપ કે જે સ્ત્રીઓના સન્માનની ડીંગ મારે છે અને જે દેશમાં કામી યુવકો ધનવાન અને સુંદર યુવતિઓ તરફ અનેક હલકટ

ભાવોથી ઝૂકી ઝૂકીને જીમનાસ્ટિકની કસરત કરે છે, તેઓ પણ પોતાની ગરીબ બહેનોને—દેશની કન્યાઓને—વેશ્યાઓ સુધીનું હલકટ જીવન વ્યતીત કરતી જોઇને શરમાતા નથી. હું ખાતરીપૂર્વક કહી શકું છું કે, યુરોપના પ્રખ્યાત શક્તિવાન ઇંગ્લંડે ભારતની સ્ત્રીઓને વ્યભિચારની કાયદેસર આજ્ઞા કરવાનું પાપ કર્યું છે.

અંગ્રેજી કાયદા પ્રમાણે ૧૮ વર્ષથી વધારે ઉંમરની કોઇ પણ સ્ત્રી, પોતાના પતિને છોડી દઇને સ્વેચ્છાપૂર્વક ગમે તે પુરુષ સાથે રહી શકે છે; અથવા એવીજ રીતે ઉંમરે પહોંચેલી સ્ત્રી કોઇ પણ વ્યક્તિ સાથે—ગમે તો તેની જાતિ, યોગ્યતા, વય અને પરિસ્થિતિને પ્રતિકૂળ હોય, તોપણ સ્વેચ્છાથી કોઇની જુમ્મેદારી સિવાય ખુલ્લે ખુલ્લો વ્યભિચાર કરી શકે છે; અને કોઇ પણ પુરુષ, કોઈ પણ સ્ત્રી પાસે, કોઈ પણ રીતે એવું સાબિત કરાવે કે, પોતે (તે સ્ત્રી) ઉંમરલાયક છે અને તે (પુરુષ)નીજ સાથે વ્યભિચાર કરવાનું સ્વેચ્છાથી પસંદ કરે છે, તો કાયદો તેને ગુનો ગણતો નથી. ભારતની આબરૂ ઉપર આવો નિર્લજ્જ અને અપમાનકારક કાયદાનો ડાઘ કદી નહોતો લાગ્યો—લંપટ મુસલમાન બાદશાહો અને નવાબોના વખતમાં પણ નહોતો લાગ્યો.

આને હું વ્યભિચાર એટલા માટે કહું છું કે, ઉપર્યુક્ત અવસ્થાઓમાં કાયદો આવી નાલાયક વ્યક્તિઓના સંમિલનને (વ્યભિચારને) સ્વીકાર્ય અને નીતિમૂલક બતાવે છે, પણ તેમનાં સંતાનોને ગેરકાયદેસર ગણે છે. એ રીતના સંબંધથી જે સંતાન ઉત્પન્ન થાય તે પિતાની સંપત્તિ મેળવી શકતાં નથી કે તેમનાં કુળ-ગોત્રમાં રહી શકતાં નથી. જેને કાયદાએ બિન-અપરાધી ઠરાવ્યો છે, તે વ્યભિચારના માથા પર સામાજિક અને જાતિય જૂતાં પડયાં ન હોત તો આ ભયંકર અને ઘૃણિત કાય-

દાએ આજ સુધીમાં હિંદુઓને વધારે શોચનીય દુર્દશામાં નાખી દીધા હોત; પરંતુ તેવાં સ્ત્રીપુરુષોનો સમાજ તરફથી બરાબર ત્યાગ અને બહિષ્કાર થતો રહ્યો છે અને જ્ઞાતિની સખ્તમાં સખ્ત શિક્ષાનો ભય તેમને માથે બરાબર ખડો રાખવામાં આવે છે.

અંગ્રેજ સરકાર માટે તો એજ યોગ્ય હતું કે, આ ગંભીર અને નાજુક વિષય પર સમાજની રીતો અને ગૃહસ્થોની પરિસ્થિતિનો ખ્યાલ કરીને તેણે કાયદો બનાવવો જોઇતો હતો; પણ તેણે તેમ ન કર્યું અને આ ઝેરીલો દોષ અંગ્રેજોની રાજ્યપદ્ધતિને માટે અક્ષમ્યજ છે.

એમ કહેવામાં આવે છે કે, સ્ત્રીઓની સ્વતંત્રતા છીનવી લેવી એ અત્યાચાર હતો; તેથી ઉંમરલાયક સ્ત્રીઓને પુરુષોની માફક તેમની ઇચ્છાનુસાર સ્વાતંત્ર્ય આપવું જોઇએ. બીજી વાત બચાવમાં એ કહેવામાં આવે છે કે, બળાત્કાર માટે તો સખ્ત શિક્ષા કાયદામાં છે. અહીં હું એમ કહું છું કે,બળાત્કાર, એ અત્યાચાર યા જુલમ છે અને ઠગાઈ,છળકપટ, ફોસલામણ અને વ્યભિચાર એ પાપ છે.પાપનો દરજ્જો જુલ્મ કરતાં પ્રબળ છે અને એજ પાપ માટે સરકારી કાયદાએ રીતો બનાવી છે. વળી જો કોઇ સ્ત્રી કોઇ પુરુષ પર બળાત્કાર કરે તો કાયદામાં તેને માટે કંઇ પ્રબંધ નથી. જો કે આવાં ઉદાહરણો પણ ઓછાં નથી. સાથે સાથે એ વાત પણ યાદ રાખવા યોગ્ય છે કે, વારસાના બહુજ ઓછા હક પતિના મૂઆ પછી વિધવાને કાયદેથી આપવામાં આવ્યા છે. મહર્ષિ ગોતમ, વસિષ્ઠ, મનુ અને આપસ્તંબ વગેરે સર્વે માને છે કે, સ્ત્રીઓ, પતિની સંપત્તિની અને કન્યાઓ પિતાની સંપત્તિના ભાગની અધિકારિણી છે. પરંતુ અંગ્રેજી કાયદા પ્રમાણે અત્યાચારી સાસુસસરા, દિયેર અને પિતા વગેરેના સંરક્ષણમાં પરિવાર ભેગી રહેલી અને

પતિના નામ ઉપર પવિત્ર જીવન ગાળી રહેલી સતી સાધ્વી વિધવાઓ મરેલા પતિની સંપત્તિનો હિસ્સો મેળવવાને હકદાર નથી. આપસ્તંબ, માતાના સ્ત્રીધન (આભૂષણુ વગેરે)નો વારસો કન્યાને આપે છે. મનુ કુંવારી બહેનો માટે દરેક ભાઇને પોતાના ભાગનો ચોથો ભાગ આપવાનું કહે છે ( ૯–૧૧૮). એ સિવાય જો કોઇ પુરુષ કોઇ પણુ પ્રકારના અનાચારથી કોઇ સ્ત્રીને ફોસલાવીને વ્યભિચાર કરે અને તેથી ઉત્પન્ન થયેલાં સંતાનને અસહાય સ્ત્રીને માથે નાખે, તો એવી નાજુક સ્થિતિ વખતે, મનસ્વી આર્ય કાયદો નિર્માણુ કરનારાઓએ અતિશય ક્ષમા અને ઉદારતાપૂર્વક એ નિરપરાધ સંતોનોને પુત્ર કહીને તેમના અધિકારની મર્યાદા બાંધી છે; જેનો ક્ષુદ્ર અને તમોગુણી અંગ્રેજી કાયદાઓમાં ક્યાંય ઉલ્લેખ નથી; પરિણામે લાચાર થઇને ગર્ભપાત અને બાળહત્યાનાં ઘૃણાસ્પદ અને રૂવાં ઊભાં કરનાર કૃત્ય હમેશાં થાય છે ! અહીં એ વાત પણુ યાદ રાખવા જેવી છે કે, ઇંગ્લેંડમાં જ્યાં વ્યભિચારને પાપ માનવામાં આવતું નથી, ત્યાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલા સંતાનો માટે કાયદેસર થોડી સગવડ કરી આપવામાં આવી છે અને એ દોષને સાધારણુ માનીને ત્યાંની જનતાએ પણુ તેમને કંઇક પ્રબંધ અને સગવડો કરી આપી છે.

બીજો દોષ જે આથી હલકો છે તે માદક પદાર્થો અને જુગારનો વિધિસર પ્રચાર થવા દેવાનો છે. માદક પદાર્થોના સંબંધમાં ગૃહસૂત્ર, સ્મૃતિ અને નીતિઓમાં તિરસ્કારપૂર્ણ દંડ લખવામાં આવ્યો છે અને એ વસ્તુઓનું વેચાણુ કરવું એ અતિશય નિંદાપાત્ર હતું. ચન્દ્રગુપ્તના રાજ્યકાળમાં મદિરા વેચવાનો નિષેધ હતો. આ બધી બાબતોનો વિચાર ન કરતાં મુખ્ય વાત, જે વિના સંકોચે કહી શકાય એવી છે, તે એ છે કે, મનુષ્યત્વને માટે માદક પદાર્થો વેચવા દેવા એ ન્યાયની દૃષ્ટિએ મહાન ઘોર અન્યાય છે.

સંભવ છે કે, સરકારના ખુશામતિયા અનેક દાર્શનિક કારણ બતાવીને એમ સાબિત કરે કે, દારૂડિયાઓને દારૂ પીતાં, અફીણિયાઓને અફીણ ખાતાં અને ભાંગ પીનારને ભાંગ પીતાં રોકવા એ તેમના સ્વાતંત્ર્ય પર તરાપ મારવા જેવું છે. અહીં આ ઢીલી દલીલના સંબંધમાં એટલુંજ કહી શકાય છે કે, સરકાર એ બિનજરૂરી પદાર્થો જેલમાં કેદીઓને આપતી નથી. ત્યારે એજ એક કારણ હોઇ શકે છે કે, સરકારને—આબકારી ખાતાથી કરોડો રૂપિયાનો ફાયદો છે અને સરકાર પોતાની લાલચને રોકી શકતી નથી. તેને તો પોતાના શીરાપુરી જોડેજ કામ છે; પછી ભલેને તે પ્રજાની આબરૂને ગટરમાં સડાવવાથી પ્રાપ્ત થાય અથવા તો ભરજુવાનીમાં કૂતરાંના મોતે મરી જવાના ઉપાયોથી પ્રાપ્ત થાય, તેની તેને કશી પડી નથી !

મેં એવા પૈસાદાર એશઆરામી લોક જોયા છે કે, જેઓ ગટાગટ બાટલીઓ ઉડાવે છે અને ગાંડા થઇને નોકર—ચાકર, બાળકો અને સ્ત્રીઓને પશુની માફક મારે છે તેમજ ભાન ભૂલીને નિર્લજ્જ ગાળો ભાંડે છે. તેમનાથી પણ વધારે ભયંકર દશા તો તે અભાગી ગરીબોની છે કે, જેઓ આખો દહાડો પરસેવો ઉતારીને થોડા પૈસા પેદા કરે છે અને સાંજે દારૂના પીઠામાં ખાળકૂંડીનું પાણી પીને ખાલી હાથે ઘેર આવે છે. તેનાં સ્ત્રી—બાળકો તો આખો દિવસ ચાતકની જેમ આશા રાખીને બેઠાં હોય છે કે ‘ બાપુ કમાઈને પૈસા લાવશે તો રસોઇ થશે; ’ પરંતુ બીજીજ ક્ષણે બાપુને આવેલા જોતાં તેમને જણાય છે કે, બાપુ આવ્યા તો છે પણ બેહોશ, ગાંડા અને પશુ જેવા બની ગયા છે—ગાંઠના પૈસાનો દારૂ પીને આવ્યા છે; ગટરનું પાણી, ઊલટી અને ધૂળથી શરીર ભરેલું છે. જે પ્રજાનાં ઘરોમાં આવાં ભયંકર દશ્યો હમેશાં થાય તે પ્રજા શું કોઇ પણ સભ્ય રાજાની પ્રજા કહી શકાય ? કદી નહિ.

કેટલી વિચારવા જેવી વાત છે કે, એક બાજુ દારૂના દુકાનદારોને સરકારે હુકમ આપ્યો છે કે, બજારમાં દુકાનો ખોલો અને ખુલ્લી રીતે આ ગંદું અને ઘૃણિત ઝેર વેચો અને તમામ પ્રજાને સ્વતંત્રતા આપી દીધી કે જેને જેટલો પીવો હોય તેટલો ઇચ્છા મુજબ પીઓ.

આટલે સુધી તો કામ કાયદેસર થયું; પણ તેથી આગળ એક બીજું કામ એ થયું છે કે, સરકારે પોલિસવાળાઓને ડંડા આપીને ઊભા કર્યા અને તેમને કહી દીધું કે, ડંડા લઇને તૈયાર ઊભા રહો અને જે કોઇ આ ભયંકર દુકાનોમાં જાય તેને ન રોકો. દુકાનદારો તેમને આ ભયંકર ઝેર આપે ત્યારે પણ ન રોકો અને કોઈ અતિશય પીએ ત્યારે પણ ન રોકો; પરંતુ કોઈ પીને દીવાનો બની જાય તો તેને પકડીને અમારી પાસે લઈ આવો." જાણે કે દારૂ પીવાથી દીવાના બની જવાના ચોક્કસ પરિણામની સરકારને ખબરજ ન હોય અને સરકારની નજરે દારૂ પીને ગાંડા થવું એ કોઇ અકસ્માત બાબતજ હોય! વાહ! કેવું સુંદર રાજ્ય છે! કેવી સુંદર વ્યવસ્થા છે! ચોરને કહે કે ચોરી કર અને શાહુને કહે કે, પકડો. કેવી બલિહારી!

હવે જુગારની વાત લઇએ. તેનાં સટ્ટો, લિલામ, લોટરી અને કંટ્રાકટ વગેરે અનેક રૂપ છે. તેની સાથે સંબંધ રાખનારા કાયદાઓ એટલા સ્વાર્થી અને છળપૂર્ણ છે કે, તે સભ્યતાના નામ ઉપર બટ્ટો લગાડે છે. તેઓ પ્રજા પાસેથી નાગરીકતાના હક છીનવી લે છે. આ બધી પદ્ધતિઓને હું જુગાર એટલા માટે કહું છું કે, એક તો વસ્તુઓનું એક ચોક્કસ મૂલ્ય રહેતું નથી. બીજું પ્રસંગોપાત્ત યા પ્રારબ્ધવશાત્ એક માણસને તે વસ્તુ બહુજ ઓછા રૂપિયામાં મળી જાય છે અને એ વસ્તુનો માલિક તેની પૂરાથી વધારે કિંમત, (જેને

માટે કાયદામાં કોઇ અટકાવ નથી) કેટલાએ એવા લોકો પાસેથી લે છે કે, જેમણે નસીબ યાને પ્રસંગવશ થઇને તે વસ્તુ તેટલીજ ઓછી કિંમતે મળવાની આશા રાખીને વેચી દીધી હતી કે, ગમે તો પૈસા જશે અથવા તો માલ મળશે. બીજું સ્વરૂપ એથીયે વધારે ભયાનક છે અને તે સટ્ટો છે. એ સટ્ટો લગભગ બધી લાભકારી વસ્તુઓનો થાય છે. સટ્ટો ખેલનાર લગભગ બધા નકામા અને બીજા ધંધાઓ માટે અયોગ્ય માણસો હોય છે. સામાન્ય રીતે આ ધંધામાં મોટા મોટા મગરમચ્છ નાની નાની માછલીઓને ગળી જાય છે, તેની વાત હું આ વખતે નહીં કહું. હું માત્ર એજ સરકારની તરફ આંગળી ઉઠાવું છું કે, જેણે કેવળ સારી આવક કરવા માટે એવા કાયદા બનાવ્યા છે, કે જેને લીધે કેટલાક ભયંકર પૈસાવાળા યા છાકટા ચલતાપુર્જા ચાલતાં ચાલતાં ખુલ્લે ખુલ્લો જુગાર રમીને નવના સો કરે છે અથવા સહન કરીને રોઇ રહે છે. અને આ વસ્તુ પ્રજાને સસ્તી યા મોંઘી મળવાનું દરેક રીતે તેમને અધીન છે. ઘઉં, રૂ, સોનું અને ચાંદીના સટ્ટા તો ચાલેજ છે. કાપડની મિલોના અને બીજાં એવાં કારખાનાંના કે, જેનાથી સર્વસાધારણના રોજકામમાં આવનાર વસ્તુઓ તૈયાર થાય છે, તેના શેરોના પણ સટ્ટા એટલા જોરથી ચાલે છે કે, વસ્તુઓની કિંમતમાં ભયંકર ઘટાડોવધારો થતો રહે છે. તેનું સીધું અને સાદું પરિણામ એ આવે છે કે, જે ધોતી જોટો મિલમાં ૩) રૂપિયામાં તૈયાર થાય છે, તેને આ જુગારીઓ આપસઆપસમાં જૂઠે જૂઠું ખરીદી–વેચીને તેની ઉપર ૩) રૂા. નફો કરી લે છે અને પછી તે ૬) રૂપિયામાં ગરીબ પ્રજાને વેચવામાં આવે છે કે જેને તેની વપરાશ માટે ખાસ જરૂર હોય છે. અર્થાત્ એ જુગારખોરો જે નફો કરી જાય છે, તેનો દંડ ગરીબ લોકો આપે છે અને સરકાર મિલમાલિકો પાસેથી-તેના કાચા માલના વેપારી પાસેથી–આ સ્વાર્થી સટોડિયાઓ પાસેથી–અનેક

કર અને બહાનાં કાઢીને પોતાનો ભરપૂર ભાગ આ પાપની કમાણીમાંથી વસૂલ કરે છે.

ગયા મહાયુદ્ધમાં જ્યારે સમસ્ત પ્રજા આહાર અને જરૂરી પદાર્થોની મોટી મુશ્કેલીમાં આવી પડી અને આ પાપપંથીઓએ હાહાકાર કરતી પ્રજાની કંઇ પણ દયા ન ખાતાં પોતાની પોટલી ખૂબ મોટી કરી તેમજ નિર્દયતાપૂર્વક પ્રજાને મનમાની લૂંટી ત્યારે, જેથી આ સ્વેચ્છાચાર રોકાય એવો કાયદો બનાવીને સરકારે આ અંધેર અટકાવવું જોઇતું હતું; પરંતુ તેને બદલે જેમ કોઈ એક જમાનામાં અસભ્ય અને મૂર્ખ રાજા ચોર લોકો પાસેથી પોતાની ચોથાઈ લીધા કરતો હતો તેમ, એવો કાયદો બનાવ્યો કે, એ કમાણીનો અર્ધો ભાગ પોતાનેજ મળે ! હું નથી સમજતો કે, કોઇ પણ રાજાને માટે આથી વધારે નાલાશીની વાત બીજી કઇ હોઇ શકે કે તેની પ્રજાના કેટલાક સ્વાર્થી લોક તેનીજ પ્રજાના ગરીબોનું લોહી ચૂસે છે અને સરકાર તેમાં પૂરેપૂરો ભાગ લઇને સંતોષ પામે છે. છટ્ ! છટ્ !!

હવે હું વેપારી નીતિ તરફ વાચકોનું ધ્યાન ખેંચું છું. પોતાના વિદેશી મિત્રોને તૈયાર માલ મોકલવા માટે પૂરેપૂરું સ્વાતંત્ર્ય અને અધિકાર આપ્યા છે. તેમાંથી ભરપૂર કરરૂપી લાંચ લઇને તેણે પ્રજા-રક્ષણનું પુણ્ય કર્તવ્ય તો જાણે વેચીજ દીધું છે ! એકલા જાપાન-નીજ વાત લઇએ. તેણે જેવી બેધડક વેપારી લૂંટ ચલાવી છે અને તે જેટલા બેઈમાન, જૂઠા અને કપટી છે તેટલા ભાગ્યેજ કોઈ હશે. આખાય બજારમાં જાપાની વસ્તુ ઓછી ટકાઉ અને નકામી હો-વાથી બદનામ છે, પણ આ ગરીબ દેશના ભૂખ્યા લોકોને એટલી સસ્તી કિંમતે આ રદ્દી માલ આપ્યો છે કે, અમારા અભાગી બંધુઓ સસ્તાપણાને લીધે તેના રદ્દીપણાની કંઇ પરવા કરતા નથી.

હું પાછળની વાતોનો ઉલ્લેખ કરતો નથી પણ અસહયોગની હિલચાલને લીધે ખાદીનાં વસ્ત્રોનો વહેવાર ચાલ્યો એટલે જાપાને ખાદી બનાવીને મોકલી આપી અને તેની ઉપર 'સ્વદેશમાં બનેલો માલ' એમ લખી દીધું! શું કોઇ પણ સ્વાભિમાની અને આબરુદાર દેશ ખુલ્લે ખુલ્લી રીતે આટલું જૂઠ અને બેઇમાની કરી શકે છે?

ગ્રામોફોન, હારમોનિયમ, સાઇકલ, રમકડાં, રંગ, વાર્નિશ અને દરેક જરૂરની વસ્તુ તેણે તાત્કાલિક અમારી સમક્ષ રજૂ કરીને અમારા પૈસા છીનવી લીધા છે. છીનવી લીધા શું, ઠગી લીધા છે; કેમકે વહેવારથી અમે જોઇએ છીએ કે, દરેક વસ્તુ રદ્દી અને નકામા જેવી છે. હું એ પૂછું છું કે, આ ચેપી રોગથી દેશનું રક્ષણ કરવાનું કામ શું સરકારનું ન હતું?

આજ વાત બીજા દેશોના સંબંધમાં કહી શકાય છે. સાથે સાથે એ કાયદા પણ નથી ભૂલી શકાતા કે જે દેશના વેપાર,શિલ્પ અને ઉદ્યોગધંધાઓનો વિકાસ થવા દેતા નથી. ભૂતકાળની બ્રિટિશ સરકારે પોતાના દેશમાં હિંદુસ્તાનનું કાપડ પહેરવું એ કાયદા વિરુદ્ધ જાહેર કર્યું હતું અને ભારતમાં ૮૦થી વધારે નંબરનું સૂતર કાંતવાનું કાયદા વિરુદ્ધ ગણવામાં આવ્યું. એ રીતે કોઇપણ શોધને રજીસ્ટર-(પેટન્ટ)કરવાનો કાયદો અત્યંત સ્વાર્થ અને છળપૂર્ણ છે.આ બધાની સાથે અમે શરતબંધી મજૂરોના કાયદાઓને પણ ભૂલી શકતા નથી, કે જેને અમે અમારા માથા પર લાત મારવા જેટલું અપમાનકારક સમજીએ છીએ અને જે સરકારી પદ્ધતિનો લાંછનીય દોષ છે. કાયદા કરનારાઓ અને જમીનદારો સાથે સંબંધ રાખનાર કાયદાઓ પર બહુજ ગંભીરતાથી વિચાર કરવાની જરૂર છે. જેથી એમ માલૂમ પડશે કે, એ કાયદા ક્યાં તો જાણી જોઇને કોઇ અત્યાચારી રાજાએ સ્વાર્થાન્ધ થઇને બનાવ્યા

છે અથવા તો તેને પોતાની પ્રજાની પરિસ્થિતિનું કંઈપણ જ્ઞાન નથી. પણ મને એ પ્રગટ કરતાં ખેદ થાય છે કે, તે કાયદા તેના સ્વરૂપમાં બહુ ખોળખૂંચ કર્યા પછી સારી રીતે ઇરાદાપૂર્વક બનાવવામાં આવ્યા છે અને અત્યંત દૃઢતાપૂર્વક ગરીબ ખેડૂતોનું સત્યાનાશ કરવામાં આવી રહ્યું છે. હું એમ પણ કહેવામાં સંકોચની જરૂર નથી માનતો કે, જો કાચો માલ તૈયાર કરાવવામાં ભારત સરકારને બહારનાં કારખાનાંવાળાઓ પાસેથી સારી રકમ મળવાની લાલચ ન હોત, તો તે આ અભાગી ખેડૂતોને પણ તેજ ઝેરી ગોળીથી ઊંદરની જેમ મારી નાખત કે જેમ પહેલાં હતભાગી વેપારી અને શિલ્પિઓને મારીને ફેંકી દેવામાં આવ્યા હતા. ચીન પાસેથી રૂપિયા પડાવવાને માટે તો સરકારે અફીણની ખેતીને ઉત્તેજન આપ્યું અને ખેતી કરાવી. વિલાયતનાં ગળીના રંગના વેપારીઓ પાસેથી કરરૂપે મોટી રકમ લેવા માટેજ ભારતના ગળીના વેપારનો જડમૂળથી નાશ કર્યો અને હવે લેંકેશાયર અને માન્ચેસ્ટરના વરુ જેવા વેપારીઓની લૂંટમાંથી ભરપૂર હિસ્સો મેળવવા માટેજ સરકાર લાંબા તારનો કપાસ વવરાવવા માટે ભારતના અણસમજુ ખેડૂતોને સલાહ આપી રહી છે.

આ વાત બહુ પહેલાંથી કહ્યા કરવામાં આવી છે કે, ખેડૂતો ઉપર સરકારી લાગાઓનો ભાર એટલો છે કે જેટલો કોઇ પણ સભ્ય અને ધનવાન દેશના ખેડૂતો પર નથી. મામલતદાર, જમીનદાર અને વાણિયાઓના પંજામાં તેઓ એવી રીતે ફસાયેલા રહે છે કે, કોઇ પણ રીતે તેમનો ઉદ્ધાર થવો અસંભવિત છે. રૂપિયા નહિં ચૂકવી શકાવાથી—ગમે તો તે સરકારી હોય કે વાણિયાના યા જમીનદારના હોય—કોઇ કાયદો તેમને મદદ કરનાર કે તેમની લાચારીની હિમાયત કરનાર અને તેમને ઉગારી લેનાર નથી. ગરીબ, અભાગિયા અને અસહાય ખેડૂતોને કોઇ પણ કારણથી

નક્કી કરેલો જમીનવેરો નહિ આપવાથી અવશ્ય જેલમાં પૂરવામાં આવશે અને તેમનાં હળ બળદ અને વાસણ પણ જરૂર હરાજ કરી દેવામાં આવશે.

નહેરોની સગવડ વધારવાની અપેક્ષાએ રેલોની સગવડ વધારેં જવામાં આવે છે કે, ક્યારે તેમના ખેતરોમાં તેમની તાજી કમાઇ પાકે અને ક્યારે અમે તેને લઇને નાસીએ.

હવે ન્યાય અને શાસનની વાત ઉપર વિચાર કરીએ. રાજ્ય કરનાર હાકેમોની સાથે પ્રજાના લોકો સાથેના વહેવારમાં કેટલાક એવા કાવાદાવા થવા અસંભવિતજ નહિ, બલકે અનિવાર્ય છે કે જેમાં ન્યાયની જરૂર પડે છે.એવી સ્થિતિમાં રાજ્યસત્તા અને ન્યાયાધીશનું એક હોવું કદીપણ ન્યાયી નથી; કેમકે ઘણીખરી સ્થિતિઓમાં ફરિયાદી રાજ્યકર્તા ઉપરજ ફરિયાદ કરશે અને રાજ્યકર્તાને પ્રતિપક્ષીના રૂપમાં આવવું પડશે. એવી સ્થિતિમાં તેજ જો ન્યાયાધિશ થઇને બેસે તો ન્યાયની આશા કદી રહી શકતી નથી. મૌર્ય રાજાઓના અમલમાં ન્યાય અને શાસનનાં ખાતાં જુદાં જુદાં હતાં. મોગલ રાજાઓને ત્યાં પણ એજ વાત હતી. ખેદની વાત છે કે, ઉદારતા અને પદ્ધતિની બડાઈ હાંકનાર પશ્ચિમના આ અભિમાની લોકોના રાજ્યમાં એવા દોષ હયાત છે કે જેને અર્ધ-સભ્ય(તેમના અભિપ્રાય પ્રમાણે) કાળના કાળા હિંદુસ્તાની રાજાઓ (જેમને હવે દુર્ભાગ્યથી રાજ્યવ્યવહારનું ભાન નથી રહ્યું તે) સમજી શકયા હતા અને અમલમાં લાવી શકયા હતા.

અંતમાં હું આ અધ્યાયને સમાપ્ત કરતાં 'કાયદા' શબ્દનું જે અપમાન અંગ્રેજી રાજ્યમાં થયું છે, તેની તરફ વાચકોનું ધ્યાન ખેંચું છું. ઉપનિષદ્‌ના કોઇ ભાગમાંથી મેં પાછળના અધ્યાયમાં કાયદા શબ્દની વ્યાખ્યા ઉતારી છે. જેનો અર્થ એ કે, કાયદાનો

અર્થ સત્ય છે; પરંતુ અંગ્રેજી રાજ્યમાં તો કાયદાનો અર્થ નિયમ છે અને તેમાં ઘોર છળ તેમજ પ્રમાદ છે. તેને રબરની જેમ ખેંચી તથા સંકેલી શકાય છે. પરિણામે સમસ્ત ભારતમાં એ અપવાદ ફેલાઈ ગયો છે કે, અંગ્રેજી કાયદામાં સત્યની જીત નથી થતી. અંગ્રેજી અદાલતોમાં જઈને સાચું બોલનાર મૂર્ખ છે. અંગ્રેજી અદાલતને આંખો નથી, કાન છે. તે દેખતી નથી, સાંભળે છે અને અદાલતમાં જવાનું કોઈ પણ ભલા માણસનું કામ નથી. કોઈ લુચ્ચા લફંગાનું કામ છે ઇત્યાદિ. કોઈ પણ રાજ્યપદ્ધતિની આથી વધારે લાંછના, તિરસ્કૃતિ અને અવહેલના કઇ હોઈ શકે તે હું કહી શકતો નથી.





# अध्याय ५ मो—अंग्रेजी राज्यमां प्रजानी दुर्दशा

કોઈ પણ શાસક—મંડળના કાયદા ઘડનાર જો કાયદા નક્કી કરતી વખતે પોતાના અને પ્રજાના સ્વાર્થોમાં ભેદ સમજે અને પોતાના સ્વાર્થરક્ષણ માટે કાયદા ઘડવામાં રાજનૈતિક છળનો પ્રયોગ કરે, તો પ્રજાની દુર્દશા માટે તે ઘણુંય છે.

પાછલા અધ્યાયમાં અમે એ વાત ઉપર પ્રકાશ નાખ્યો છે કે, અંગ્રેજી રાજ્યપદ્ધતિના દોષ કેવા છે અને અંગ્રેજી કાયદાઓમાં કેટલી ઓછપ, બેપરવાઈ અને રાજનૈતિક કપટ છે અને એજ કારણો પ્રજાની દુર્દશા માટે ઓછાં નથી. એજ કારણોથી પ્રજા જે વિપત્તિમાં પડી છે અને જે ભાર નીચે દબાતી જાય છે, તે વિચારવા યોગ્ય છે. તે ઉપરાંત બીજી કેટલીક ગુપ્ત રીતો છે કે જેનો કાયદા સાથે પણ એટલો બધો સંબંધ નથી અને જેનો ઉદ્દેશ એવો છે કે, ભારતની પ્રજા કદી ઊઠવા ન પામે—કદી યોગ્ય થવા ન પામે કે કદી શક્તિવાન અને અસ્ત્રબળથી પૂર્ણ થવા ન પામે.

એ નીતિઓ જો ખુલ્લે ખુલ્લા કાયદાની ઢબે ધારાસભામાં પસાર કરાવી દીધી હોત, તો અત્યાર સુધીમાં ક્યારનીએ અંગ્રેજી રાજ્યપદ્ધતિ સંસારમાં બદનામ થઈ ગઈ હોત; પણ અંગ્રેજ બુદ્ધિમાન અને વ્યાવહારિક જાતિ છે. તેણે ભાંગ નથી પીધી કે તે પોતાની ખુલ્લે ખુલ્લી બદનામીને એવી ખરાબ રીતે ફેલાવા દે. પરંતુ જો કોઈ પણ વિચારશાળી સજ્જન ભારતમાં એક છેડાથી બીજા

છેડા સુધી ફરશે અને ભારતને ધ્યાનથી જોશે તો તે જરૂર એમ કહેશે કે, ભારત કોઇ આબરુદાર રાજાની પ્રજા નથી. જે પ્રમાણે પિતાને એ ગર્વ થવો જોઇએ કે, તેનો પરિવાર સુખી, સમૃદ્ધ અને પંડિત છે, તેજ પ્રમાણે દરેક રાજાને માટે એ ગોરવની વાત હોવી જોઇએ કે, તેની પ્રજા સુખી, સમૃદ્ધ અને પંડિત હોય. અને જે પિતા કે રાજા આવો ગર્વ પ્રાપ્ત કરી શકતો નથી, તે કાં તો બેઇમાન છે કે કાં તો અકર્મણ્ય છે. × × ×

સૌથી પહેલી હું સંપત્તિની વાત ઉપાડું છું, કેમકે આ કળિ-યુગ સંપત્તિનો યુગ છે. પૈસાના ત્રાજવે માણસની બધી યોગ્યતા તોળાય છે. પૈસોજ મનુષ્યનો બાપ, કાકો, ફૂઓ અને જમાઈ છે. પૈસા વિનાનો આદમી ગધેડો છે. પૈસા હાથમાં હોવાથી આજ જાતિઓ વિજય પામે છે. પૈસાને લીધે તેને વીરતાનો ચાંદ મળે છે, પૈસાને લીધે તેને આ લોકના અધિકાર પ્રાપ્ત થાય છે, એ પૈસા ભાર-તમાં કેટલા છે? તે સંબંધી જે આંકડા અને સંપત્તિશાસ્ત્રના ગ્રંથ પ્રકાશિત થયા છે, તે વાચકોની દૃષ્ટિએ પડયા હશે. હું એ નિરસ હિસાબોને નકામો બેવડાવીને વાચકો પર અત્યાચાર નહિં કરૂં. હું માત્ર એમ કહી શકું છું કે, આ વખતે ભારત સૌથી ગરીબ દેશ છે, અને તેની સંપત્તિનો સારી રીતે નાશ થઇ રહ્યો છે; તેમજ એ બધાની જવાબદાર સરકારની અનેક એવી નિતિઓ છે કે જેથી ખર્ચનો એક બહુ ભારે પ્રવાહ સારી રીતે ચાલુ રહે છે. સરકારે અમને કહ્યું છે એટલુંજ નહિ, પણ અમને વિશ્વાસ આપ્યો છે અને તેની યોજના પણ કરી છે કે, ભારત ખેતીપ્રધાન દેશ છે-તે કાચો માલ પરદેશોમાં મોકલે તેને માટે પૂરી સગવડ તેણે ઊભી કરી છે; પણ અમે કેટલીએ વાર કહી ચૂકયા છીએ કે, એ જૂઠ અને ભ્રમ છે. ભારત કદી કાચો માલ ઉત્પન્ન કરીને બીજા દેશોને આપનારો દેશ નથી. શું અહીં જમીન પૂરતી નથી? શું અહીં

મજૂરો પૂરતા નથી ? શું અહીં મજૂરી સસ્તી નથી ? શું અહીંનાં હવાપાણી, મહેનત અને કામધંધો કરવા જેવાં નથી ? અને શું ભારતે કદી આવો વેપાર કર્યો નહતો ? પણ શોકની વાત એ છે કે, આ બધાં કારણ જાણવા છતાં અને બધી વાત સમજવા છતાં પણ સરકાર એ તરફ ધ્યાન આપતી નથી. હું પહેલાં કહી ગયો છું કે, ખેતી, શિલ્પ અને વેપાર એ ત્રણ ઉપાયોથી સંપત્તિ ઉત્પન્ન થાય છે. પણ સરકાર ખેતીનેજ ઉત્તેજન આપે છે. શિલ્પ અને વેપારને છીનવી લેવાયો છે. અમે કોડીને મૂલે કાચો માલ આપીને ખાલી હાથે બેસી રહીએ છીએ અને તેમાંથી તૈયાર થયેલો માલ વિદેશમાંથી સોનાના મૂલ્યે ખરીદી ઝખ મારીએ છીએ. અમારા ઘરમાં મજૂર બંધુઓ નવરા બેઠા છે, તેમને ચાર પૈસાનો રોજગાર નથી અને અમારો માલ બીજાઓ પાસે વધારે ને વધારે મજૂરી આપીને તૈયાર કરાવવા માટે અમને ફરજ પાડવામાં આવે છે. જેમ કોઇ ગરીબ ગૃહસ્થ, પોતાને હૃષ્ટપુષ્ટ વહુ–દીકરા હોવા છતાં દરેક કામ મજૂરી આપીને બીજાઓ પાસે કરાવે એવી આ મૂર્ખતાપૂર્ણ ઠગાઈ છે. શું તે આ રીતે સુખી રહી શકે છે ? કદાપિ નહિ.

કેવી કેવી જાતના ભયંકર કાયદા બનાવીને વેપાર અને શિલ્પને મારી નાખવામાં આવ્યા છે અને કેવી રીતે ગરીબ ખેડૂતોના ગળાં દબાવવાની યોજના ઊભી કરીને તેમને જીવતાજ જમીનમાં દાટી દેવામાં આવ્યા છે, એ વાત હું ઉપર કહી ગયો છું. એ સિવાય બીજી એક મહત્ત્વની વાત જે આ સંબંધમાં કહેવાની છે અને જેને લીધે સરકાર ખુલ્લી રીતે કાયદા બનાવી બદનામ નથી થઈ શકતી તે એ કે, દેશના ઉદ્યોગધંધાઓના સંબંધમાં સરકારનો આળસ અને બેદરકારી ભર્યો વ્યવહાર છે. જે કદી કોઇ પણ ઉન્નત અને સમૃદ્ધિશાળી રાજાને શોભતું નથી.

નિશાળો અને કોલેજોમાંથી નીકળતા વિદ્યાર્થીઓનું સત્યા-

નાશ વળી જાય છે. સ્ટેશનના મજૂરને જ્યારે ઓછી મજૂરી લેવાનું કહેવામાં આવે છે, ત્યારે તે કોઈ મેટ્રિક પાસ થયેલાને ખોળવાની સલાહ આપ્યા કરે છે. જે જુવાન પોતાનાં માબાપો-ની આંખનો તારો, મજબૂત અને સિંહની જેમ ઘરને બારણે શોભતો હતો; જેના ભયથી ચોર, લૂંટારા અને બદમાશ, ગામ કે ઘર તરફ આંખ ઉઠાવી શકતા નહોતા, જે વીસ પચીસ વર્ષની ઉંમર સુધી જૂઠ, વ્યભિચાર, છળકપટ અને પાખંડ સમજી શકતો નહોતો, આખા ગામની સ્ત્રીઓ જેની કાકી, ફોઈ, મા અને બહેન સમાન હતી; આખા ગામના પુરુષ જેના કાકા, દાદા અને ભાઈ હતા; તે નવયુવક, હાય ! આજ કેવી દશામાં છે ? આજ તેમની આંખો ખાડામાં પેસી ગઈ છે, ભૂખ મરી ગઇ છે અને તેઓ પોતાનાં દુર્બળ શરીરને અને નિસ્તેજ મુખને માત્ર કપડાંથી મઢીને નોકરી ખોળતા ફરે છે. નાનાં નાનાં બાળકો પ્રેમની ગૂંથણીઓમાં ગૂંથાય છે. ભારતમાં એમ.એ. સુધી અંગ્રેજી શિક્ષણ સરકાર તરફથી આપવામાં આવે છે અને એટલી ઉપાધિ મેળવનાર માણસ માત્ર સરકારી હલકા દરજ્જાના અધિકારી બની શકે છે. શું ભારતને ઉદ્યોગ-ધંધો શિખવાડવામાં પાપ હતું ? શુદ્ધ ભારતીય આબો-હવામાં રહીને ભારતીય આદર્શનો ભાવ શીખવવો એ પાપ હતું ? હું મોટા મોટા આબરુદાર ઘરોનાં બાળકોને નોકરીની ખોળમાં ફરતા જોઉં છું. એક મારો ઓળખીતો દરજી મહિને બસો રૂપિયા કમાય છે અને તેની દુકાનમાં રૂપિયા ત્રણના રોજથી પોણા રૂપિયા સુધીના કારીગરો કામ કરે છે. પણ દુર્ભાગ્યે તેનો દીકરો મેટ્રિક પાસ થઇ ગયો. તે પચીસ રૂપિયાના પગારથી કોઇ કચેરીમાં તેના સાહેબનાં જૂતાં ખાય છે, પરંતુ પોતાનું કામ કરવાનું પસંદ નથી કરતો. એક લુહારને પણ હું જાણું છું, કે જેનો છોકરો માત્ર પાંચમી કે છઠ્ઠી ચોપડી સુધી ભણ્યો હતો. ભાણુપણાની એવી હવા તેના

મગજમાં ઘૂસી ગઇ કે તેની દુકાને પણ મહિને બસો રૂપિયાની આવક હોવા છતાં લુહારીકામનો હથોડો તેનાથી ઊપડચો નહિ; તે ફક્ત વીસ રૂપિયાના માસિક પગારે પોતાના ઘરથી પચાસ માઇલ દૂર નોકરી કરે છે. પોતાની પત્નીને સુધ્ધાં મળવાને તલસે છે. વિવાહ થતાંજ તેમની સૌભાગ્યરાત્રિના દિવસ કોઇક નિર્જન સ્ટેશનના માનવવિહોણા કંપાર્ટમેન્ટની ગંદી કોટડીમાં એકલાજ વિત્યા હતા ! કયાં સુધી ગણાવીએ ? કોણ જાણે આ ઝેરીલા શિક્ષણમાં એવી કઇ ભયાનક શક્તિ છે કે જેને અડકતાંજ માણસ ઘમંડી અને નીચ બની જાય છે. સરકારને પોતાને માટે કલાર્ક જોઇતા હતા, તેમનેજ પેદા કરવા માટે તેણે આ ગુલામીની ટંકશાળ ખોલી રાખી છે.

ભણ્યા પછી ત્રણ ધંધા સારી આવકવાળા છે. માત્ર આવક-ને ખાતરજ અભાગી શિક્ષિત યુવકો તેના ઉપર તન તોડીને તૂટી મરે છે. એક એન્જિનિયરિંગ, બીજો ડૉકટરી અને ત્રીજો વકીલાત. એન્જિનિયરિંગના જેવો બીજો બેઇમાન અને ચોરધંધો કોઈકજ હશે, કે જેમાં નાનેથી મોટા સુધી દરેક જણ ચોર અને જૂઠો છે. મારા એક મિત્રનો પિતા ઓવરસિયર હતો. પાંત્રીસ રૂપિયા પગાર મળતો હતો, પણ મહિનામાં બે હજાર સુધી રૂપિયા આવતા મેં મારી નજરે જોયા છે. એક એન્જિનિયરને હું જાણું છું. તે બસો રૂપિયા મેળવે છે અને જાતે બ્રાહ્મણ છે. આર્યસમાજનો પ્રમુખ છે; પરંતુ તેને ત્યાં ત્રણ માળના પાકા બંગલા ઊભા છે. ગાડીઓમાં રૂપિયા ભરીને લાવે છે. ચહેરા પર ફિટકાર વરસે છે–તેજ નાશ પામી ગયું છે. વધારે ને વધારે દાન કરે છે અને વાહવાહ બોલાવે છે. એક કૉન્ટ્રાકટરને હું ઓળખું છું. હમણાંજ તાજી ઓળખાણ–પિછાણ થઈ છે. મુંબઇમાં એક નવો એન્જિનિયર આવ્યો હતો, તેણે આ મહાશયને સિદ્ધ–સાધક બનવા માટે બોલાવી લીધો છે. એન્જિ-

નિયરની સ્ત્રીને સાડીઓ, હારમોનિયમ વાજું, દાગીના અને ભેટ સારી રીતે મોકલતો રહ્યો છે અને એક પગે ખડો રહીને જીહજૂર કરે છે. મેં જાતે ઊભા રહીને તેને બબ્બે બાટલીઓ દારૂ પાતાં જોયો છે. આટલું કરીને તો તેની પાસેથી ઑર્ડર લે છે અને મનમાન્યું બિલ બનાવી સ્વીકાર કરાવી લે છે. તેમાં બન્નેનો અડધોઅડધ ભાગ હોય છે. આ રીતે એ બન્ને પાપીષ્ટ લૂંટારા તે રૂપિયા લૂંટી રહ્યા છે કે જે સરકારી કહેવાતા હોવા છતાં વાસ્તવિક રીતે પ્રજાના હોય છે.

જ્યારથી ડૉકટરોએ જન્મ લીધો ત્યારથી વૈદકના ધંધાએ દુકાનદારીનું સ્વરૂપ લીધું છે. મનુષ્યોની માનસિક, સામાજિક અને શારીરિક પરિસ્થિતિઓ પૂરેપૂરી રોગી થઇ ગઇ છે. ભોજન અને હવાની માફક દવા પણ જીવનની આવશ્યક વસ્તુ બની ગઈ છે. પરમ કરુણાળુ તપસ્વી ઋષિઓએ ભૂતદયાથી પ્રેરાઇને પોતાની તપશ્ચર્યા છોડી લોકસેવા માટે દેવતાઓ પાસે ચિકિત્સાવિદ્યા માગી અને તે વડે સંસારનો ઉપકાર કર્યો. આજ એવી સ્થિતિ છે કે, ‘જેમ જેમ દવા કરી તેમ તેમ રોગ વધતા ગયા.’ કોઇ પણ મોટા શહેરમાં જાઓ અને તેની સડક ઉપરથી એક મૂઠી ધૂળ ઉઠાવીને જુઓ. જરૂર તેમાંથી બે ચાર વૈદ્ય—ડૉકટર નીકળી આવશે. દરેક શેરીમાં, દરેક ખાંચામાં અને દરેક મહોલ્લામાં તેઓ માંખોની માફક ચોટેલા છે. તેમના ફંદામાં રોગી આવવા જોઇએ. પછી તેઓ એવી હાથચાલાકી કરે છે કે, એ દર્દીના માથા પર એક વાળ પણ રહેતો નથી. તેમને અવળા અસ્રાથી મૂંડે છે. જ્યારે વૈદોની સ્થિતિ એવી છે કે બિચારા વિદ્યાહીન, ધનહીન અને દવાહીન પોતાની મેલી—શીશીઓ અને જૂઠાસાચા દવાદારૂને લઇને બેઠા બેઠા દિવસ ગાળી રહ્યા છે. જે આવ્યું તે હજમ.

સરકારનું આ સંબંધમાં શું કર્તવ્ય હતું, એ વિચારવા યોગ્ય

વાત છે. સરકાર જાણે છે કે, ભારત ગરીબ છે. તે પોતે આ ડૉકટરોને ગામડાંમાં દરેક ઠેકાણે પહોંચાડી શકતી નથી. તેને માટે એ અશકય છે. ગામડાંમાં એજ બિચારા અસહાય વૈદ્યો ગરીબ પ્રજાના પ્રાણરક્ષણ માટે બને તેટલું કરે છે. સરકારે પુરાતત્ત્વ વિભાગનો ઉદ્ધાર કરવામાં ધ્યાન આપ્યું,તે ફક્ત એટલા માટે કે, યુરોપને કારીગરીનો સાચો આદર્શ મળે અને જ્યોતિષનો ઉદ્ધાર કર્યો તે માત્ર એટલાજ માટે કે, યુરોપના દુનિયાદારી લોક આ અપૂર્વ ભારતીય વિદ્યાનું ઇમાન બગાડીને ખ્રિસ્તી બનાવી લે;પરંતુ તેણે આયુર્વેદને આટલો ઉપયોગી અને કામનો જાણવા છતાં પણ કાંઈ મદદ કરી નથી, તે એટલાજ માટે કે આખું ખેતર જ્યારે આ ઘરગથુ બળદ (વૈદ્ય)જ ચરી જશે તો તેમના વાછરડા (ડૉકટર) શું ચરશે ? વિલાયતના દવા વેચનાર કોને ઘેર ઠીકરાં લઇને ભટકશે? એ વાછરડાઓ માટે તેણે ખેતર સુરક્ષિત કરી રાખ્યું છે અને આયુર્વેદને મરવા દીધો છે. તેના પર બે લાતો વધારે જોરથી મારી. આ પ્રકૃતિ અને સ્વભાવથી વિરુદ્ધ, હળાહળ ઝેર સમાન મેળવેલી ઍલોપેથી દવાઓ કે જેનાથી સમસ્ત યુરોપ ગભરાઇને ત્રાહિમામ્ પોકારી રહ્યું છે, તેને ભારત જેવા ગરમ દેશમાં જબરજસ્તીથી પાવામાં આવે છે. જો ભારત સનાથ હોત—ભારતનો કોઇ શક્તિશાળી પુત્ર હોત, તો પૂછત કે, હત્યારાઓ ! શા માટે તમે આ હળાહળ ઝેર ગરીબ અને કોમળ સ્ત્રીબાળકને ગળે ઉતારી રહ્યા છો? શા માટે અમારા ધર્મ, જાતિ અને સ્વભાવ તથા દેશકાળ વિરુદ્ધ—અમારી ઉપર અત્યાચાર કરી રહ્યા છો ?

જે વનસ્પતિ સ્વાભાવિકરૂપે સર્વત્ર જંગલોમાં ખીલ્યા કરે છે, જેને તાજેતાજી ઉપયોગમાં લઇને નિર્ભયતાથી આરોગ્ય પ્રાપ્ત કરવાની વિધિ આયુર્વેદશાસ્ત્રમાં છે; તે શાસ્ત્રનો ઉદ્ધાર ન કરતાં સરકારે એવો પ્રબંધ થવા દીધો કે, એ વનસ્પતિ અહીંથી વિલા-

યત લઈ જવામાં આવે અને ગોરા હાથોથી પવિત્ર કરી અમારા ગળામાં ઉતારવામાં આવે. તેમાં અનેક ઘૃણાજનક પશુઓનાં પિત્ત, માંસ અને રસ ચુપચાપ ભેળવવામાં આવે. શું આથી પણ વધારે ભયંકર દશા થઈ શકે છે ? હું એને પાપ સમજું છું અને વાસ્તવમાં એ પાપ છે–હું એને પાપ સાબિત કરી શકું છું.

મુંબઈમાં ભરાયલા વૈદ્ય સંમેલનમાં જ્યારે મેં વૈદ્યો પાસે સરકારી પદવી તજી દેવાનો ઠરાવ રજૂ કર્યો ત્યારે મોટા મોટા લગભગ બધા વૈદ્યોએ મારો સખ્ત વિરોધ કર્યો. લગભગ બધી સંસ્થાઓના મોટા લોક ખુશામતિયા અને પદવીઓના ભૂખ્યા હોય છે. દુર્ભાગ્યે ત્યાં પણ તેની ઓછપ ન હતી. આવી સ્થિતિમાં વિરોધ થવો એ આશ્ચર્યની વાત ન હતી; પરંતુ વિરોધીઓમાં ડૉ.સર. દેસાઇએ કહ્યું કે, "સરકાર વૈદ્યોને અયોગ્ય જૂઠું કહેતી નથી. તે વૈદ્યોની પ્રતિષ્ઠા વધારવા તૈયાર છે. તમે યોગ્ય બનો, કૉલેજ ખોલો, ભણો, તમારા જ્ઞાનને પૂર્ણ બનાવીને મોટા મોટા ઉપાયોમાં આબરુ મેળવો એટલે સરકાર તમારૂં સન્માન કરશે." આ સર મહાશયની વાત સાંભળીને મને હસવું આવ્યું.મેં કહ્યું: "મહાશય ! આપે જે કૉલેજમાં એમ.ડી.ની પરીક્ષા પસાર કરી હતી, તે શું આપના પિતાએ સ્થાપી હતી કે આપના જ્ઞાતિબંધુઓએ ? વિદેશી અને અપ્રાકૃત ચિકિત્સાપદ્ધતિ શિખવવાને તો સરકાર આટલી માથાકૂટ કરી રહી છે, તેનું શું કારણ છે ? બીજી તરફ સીધી,સાચી અને ઉપયોગી ચિકિત્સાપદ્ધતિને માટે કહેવામાં આવે છે કે, અમે પોતે કૉલેજ ઉઘાડીએ અને જાતે યોગ્ય બનીએ; જાણે કે અમે કોઇ એવા દેશની પ્રજા છીએ કે જેનો કોઈ વારસ કે રાજા નથી."

હવે વકીલાતના ધંધાની વાત કહું છું. મારી નજરમાં એના જેવો બેઈમાન અને હલકો ધંધો કોઈ નથી આવ્યો. જેમ જેમ

ડૉકટર વધ્યા, તેમ તેમ રોગ વધ્યા અને જેમ જેમ વકીલ વધ્યા, તેમ તેમ ગુના વધ્યા. આ લોક મુકદ્દમાબાજોના પાક્કા સાથી છે. તેમની સહાયથી ડરપોક અને પોચા આદમી પણ અદાલતમાં લડવાને તૈયાર થઇ જાય છે. એ જૂઠના વેપારી–જૂઠના ઉસ્તાદ–સંપૂર્ણ અન્યાયી જીવન વ્યતીત કરે છે. તેઓ " જેને ગાડે બેસે તેના ગુણ ગાય " આ કહેવત તેમના પર લાગુ થાય છે. મેં જાતે જોયું છે કે, આ સજ્જનોએ ચોરોને પણ " એ તો આબરુદાર ઘરની સ્ત્રીનો યાર હતો અને બોલાવવાથી ગયો હતો." એમ કહીને છોડાવી દીધા છે. તેમને આવાં આવાં પાપ કરતાં ગ્લાનિ, લાજ કે શરમ પણ નથી હોતી.

આ ભણેલાઓનાં જીવન છે; જેમાં ધર્મ, દયા, સહાનુભૂતિ, પ્રેમ અને સામાજિકતા બિલકુલ રહી નથી. આ તો માત્ર તેનો બાહ્યાચાર છે.તેમના અંદરના આચાર તો વ્યભિચાર,પાપ,હિંસા અને જાતજાતના બિભત્સ ભાવોથી ભરેલા હોય છે.

હાય ! કયાં ગયાં એ જીવન કે જ્યારે દરેક શિક્ષિત સજ્જન ગુણ, કર્મ, સ્વભાવ અને વ્યવહારમાં પિતાની સમાન પવિત્ર અને ગંભીર રહેતા હતા. તે સમાજસંગઠન,તે જીવન અને તે આદર્શને આ શિક્ષણરૂપી ડાકણે પાતાળમાં ધકેલી દીધાં છે.

હવે મજૂરોની સ્થિતિ જુઓ. નથી તેમને રહેવાને સારી જગા કે નથી તેમને ખાવાની સગવડ. આખો દિવસ કામનું ભૂત તો ખડુંજ છે. તેજ કામે તેમને ભૂત જેવા બનાવી દીધા છે. જ્યારે અંગ્રેજી રાજ્ય ન હતું, ત્યારે તે દરેક મજૂર પોતાની નાની નાની દુકાનનો માલિક હતો. પ્રાતઃકાળમાં નાહીધોઈને પોતાની દુકાન સાફ કરીને બેસતો, ભગવાનનું નામ લેતો, આખો દિવસ મનમાન્યું કામ કરતો, રાજાની જેમ પ્રસન્ન, બેફિકર અને મસ્ત

રહેતો હતો. મિત્રો અને બાંધવોનો ખુલ્લા મનથી સત્કાર કરતો અને રાત્રે આનંદથી સૂઈ જતો. દરેક ગૃહસ્થના ઘરમાં કથાઓની ચર્ચા ચાલતી. રાત્રે સૂતી વખતે રોચક અને ઉપદેશવાળી વાતો કહેવામાં આવતી; પરંતુ આજ તેમની આ દશા થઈ છે! અંધારામાં, અધીં રાતના ઊઠીને તેની સ્ત્રીને ચૂલો સળગાવવો પડે છે. છ વાગે ખાઈપીને તેમને કામ પર હાજર થવું પડે છે. સવારે સ્નાનસંધ્યાને વખતે તે રોટલીના મોટા મોટા કકડા જલદી જલદી ગળે ઉતારે છે, એટલામાં સિસોટી સંભળાય છે. બસ,નાસે છે અને આખો દિવસ પશુની જેમ કામ કરે છે. આજ મનુષ્યજીવન છે. નથી તો થતી મિત્રોની ખાતરબરદાસ કે નથી થતી મહેમાનોની સરભરા. અપ્રમાણિક એટલા કે કારખાનાંમાંથી બહાર આવતી વખતે ઝડતી આપવી પડે છે. આજ દિવસો ભગવાને ભારતને આપ્યા!

ખેડૂતોની વાત કેટલીયે વાર કહી ચૂકયો છું. જેમનાં શરીર પર ચીથરુંયે નથી, જે કદી ફાલ્યાફૂલ્યા નથી હોતા અને જે હમેશાં દેવાદાર, દબાયેલા, દુઃખી અને અપ્રમાણિક રહે છે.

હલકા દરજ્જાના અધિકારી અને સરકારી નોકરોની ભયંકર દશાનું અનુમાન કરવું કઠણ છે. નાની નાની કાચી ઉંમરના નવજુવાન, નાની નાની બાળાઓ–અભણ વહુઓને, પોતાનાં વૃદ્ધ માતાપિતા પાસેથી છોડાવીને દૂર દેશમાં નાની નાની નોકરીઓ માટે હલકા દરજ્જાનાં મકાન ભાડે રાખીને પડયા રહે છે. કોઈ હિતસ્વી નહિ,બંધુ નહિ, મિત્ર નહિ અને મદદગાર નહિ. મેં કાચી વયની બાળાઓને એકલા ઘરમાં એકલી સુવાવડી થતાં જોઈ છે. તેમનાં બાળક રોગી,દુર્બળ અને અધમૂઆં હોય છે. ઘણાંખરાં મરી જાય છે, બિચારાં મહામુશ્કેલીએ પોતાનો નિર્વાહ કરે છે. વરસમાં જે દશવીસ રૂપિયા બચે છે, તે એકાદ વાર ઘેર આવવા જવામાં ખર્ચી નાખે છે.

લાંચ માટે સરકારી નોકર એટલા પ્રસિદ્ધ થઈ ગયા છે કે, લાંચ આપવી એ તેમની પાસે કામ લેનારાઓ માટે એક જરૂરી ખર્ચ થઇ ગયું છે. એ બેઇમાન લોક લાંચને હક કહીને નિર્લજ્જતાપૂર્વક માગે છે. પોલિસ અને સાધારણ પટાવાળાથી માંડીને ન્યાયાધિશ સુધી લાંચિયા હોય છે અને કેમ ન હોય ? દશ રૂપિયાના પગારમાં તલાટી સરકારની ઢબે પરિવારનો ગુજારો કરી શકે છે ! આઠ રૂપિયાના પગારમાં સિપાઇ સપરિવાર રહી શકે છે! જે અંગ્રેજ હજારો રૂપિયાનાં ટેબલ શણગારે છે, તેમના મનમાં આ ઓછા પગારદારોની હમેશની મુશ્કેલીઓ ન આવી હોય, એ અસંભવિત છે. ત્યારે ચોખ્ખી વાત તો એજ છે કે, સરકાર લાંચ રુશ્વતની બદી સામે આંખમિચામણાં કરે છે. રેલમાં લાંચ, અદાલતમાં લાંચ, કચેરીમાં લાંચ અને સાહેબને ઘેર પણ લાંચ. હે ભગવાન ! કયાંય આ અધર્મનો અંત પણ છે ?

હવે હું અપરાધી લોકો અને જેલનાં જીવન ઉપર પણ થોડો પ્રકાશ પાડીશ. દરેક દેશમાં જુલમી લોકોની ઉત્પત્તિ હોવી અનિવાર્ય છે. પરંતુ તેમનાં શાસન અને સુધારણાને માટે ઉત્તમ પ્રબંધ કરવો, એ રાજાનું જોખમપૂર્ણ કર્તવ્ય છે. પણ જેલ લુચ્ચાઇ શિખવવાની પાઠશાળા છે; બેશરમીનો ઢાળ ચડાવવાનું મશીન–યંત્ર છે. જેમકે સ્રી, બાળક અને એવા માણસો કે જેમણે ભૂખના માર્યાજ અન્ન માટે ચોરી કરી હતી, એવા અપરાધીની સામે એવા ભાવથી જોવાય છે કે, જાણે તેઓ બળાત્કાર, ખૂન અને લૂંટના અપરાધમાંજ ત્યાં આવ્યા ન હોય ! પોલિસના અધિકાર, વ્યવહાર અને રીતભાત એટલી હલકી અને તુચ્છ હોય છે કે કોઈ ભલો માણસ પોલિસની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખતી વખતે ગભરાય છે. પરંતુ એક વાર થોડા દિવસને માટે પણ જેલમાં જઇ આવેલો કોઇ પણ શરમાળ અને બીકણ આ-

દમી કંઈને કંઈ વધારે નિર્લજ્જ અને નઠોર થઇને આવશે. હું ખાતરીપૂર્વક કહી શકું છું કે, જેલ અપરાધીઓને સુધારવાનું કે શિક્ષાનું સ્થાન નથી; પરંતુ તે અપરાધોની પાઠશાળા છે. ત્યાંના અધિકારીઓનો વ્યવહાર, ત્યાંનો આહારવિહાર અને ત્યાંની ખરાબ રીતે રહેવાની ઢબ સમસ્ત મનુષ્યત્વના સૂક્ષ્મ-કોમળ ભાવોનો નાશ કરી નાખે છે.

બધી વાતોના સારરૂપ એ કહેવું કઠણ છે કે, પ્રજાની આંતરિક દશા કેવી છે. અમીર, ગરીબ, શિક્ષિત, સાધારણ ધંધાદારી, અપરાધી, બાળક અને ભારતનું દરેક પ્રાણી એજ દશામાં છે કે, જે દશામાં એક અનાથ કુટુંબનાં માણસો હોય છે! જાણે કે, તેમના પર કોઇનું રાજ્ય કે કોઇનો અધિકાર નથી. કોઇ તેમનો માલિક નથી. ભારત વ્યર્થ પરસેવો વહાવી રહ્યું છે—ફોગટ લોહીનું પાણી કરી રહ્યું છે—અને ફોગટ આંસુ પાડી રહ્યું છે. તે ભૂખ્યું છે, દબાયલું છે, રોગી છે, બીકણ છે, દુઃખી છે અને તેમ છતાંય તે શક્તિશાળી અંગ્રેજોની પ્રજા છે. × × × × × × સાધારણ માણસ પણ પોતાનાં પાળેલાં પશુ-પક્ષીઓને સારી રીતે રાખે છે, તેમનાં ખાનપાન અને રહેઠાણની સારી વ્યવસ્થા કરે છે. પરંતુ અંગ્રેજી સરકારની દૃષ્ટિમાં અમે એવા વ્યવહારને પણ યોગ્ય નથી. અમે તો કસાઇને ઘેર બકરાંની જેમ છીએ.

આ વાતો એવા અભાગિયા લોકોની છે કે જેને દરેક પ્રજા કહીને તુચ્છ નજરે જુએ છે. હવે હું એકાદ વાત એ મોટા માણસોના સંબંધમાં પણ કહેવા ઇચ્છું છું, કે જે પોતે પોતાને રાજા કહે છે અને પોતાના નિસ્તેજ ચહેરાને ભડકામણા પોશાકથી શણગારીને જમીન પર પગ પણ મૂકતા નથી. મને અફસોસ થાય છે કે, હું તેમને રાજા નહિ; પરંતુ અંગ્રેજોની પ્રજા સમજુ છું અને જો કે એ અક્કડ ચાલનારા મહાશયો પૂર્ણ દુર્દશાને

યોગ્ય છે, પરંતુ તેમ છતાં એ પ્રજાની દુર્દશાની વાત સાથે તેમની દુર્દશાનું વર્ણન હું ભૂલી શકતો નથી.

એ રાજાઓનું તેજ અને ઠાઠમાઠ એક જમાનામાં કેવાં હતાં એ વાત કહેવાઇ ગઇ છે, પણ આજ શું છે? એક તો તેમનામાં વીરતાપૂર્વક એક શબ્દ પણ મોંમાંથી કાઢવાની શક્તિ રહી નથી; બીજું, તેમની સ્થિતિ બંધનોથી એવી પરાધીન કરી દેવામાં આવી છે, કે એવી શરતોનો સ્વીકાર કરીને રાજા થવાનો કોઇ પણ તેજસ્વી પુરુષ કદી સ્વીકાર કરે નહિ.

અજમેરમાં એક મેયો કૉલેજ છે, જેમાં રાજકુમારોને શિક્ષણ આપવામાં આવે છે. મને ત્યાંની અંદરની સ્થિતિ, કુમારોની રહેણી–કરણી, તેમનાં આચરણ અને તેમના શિક્ષણની બધી હકીકતની માહિતી છે.હું એમ કહી શકું છું કે,તે સાંઢના બળદ બનાવવાનું કારખાનું છે.એ જુવાન છોકરાં ભવિષ્યમાં રાજા બનીને પ્રજાના પરસેવાની કમાણી ચૂસી લેવામાં ભલે ઉસ્તાદ થાય; પણ રજપૂત તો રહી શકેજ નહિં. જ્યાં તેમની અંદરની સ્થિતિ બિભત્સ છે, ત્યાં બહારની સ્થિતિ અપમાનજનક છે. તેનું એક સાધારણ ઉદાહરણજ લઇએ. હમણાં જે સભા નરેન્દ્રમંડળના નામે જાહેર કરવામાં આવી છે, તેનું નામ પહેલાં ચેમ્બર ઓફ્ પ્રિન્સિઝ રાખવામાં આવ્યું હતું. વાચક નરેન્દ્ર શબ્દ અને પ્રિન્સ શબ્દના અર્થો પર બધી રીતે વિચાર કરે. મતલબ એ છે કે, ભારતની દૃષ્ટિમાં જે નરેન્દ્ર (?) છે, તે અંગ્રેજોની દૃષ્ટિએ રાજકુમારથી વધારે નથી ગણાતા. ઇંગ્લંડમાં કોઇ પણ આબરુદાર માણસ તાબેદારવર્ગને છોકરા (બોય) કહીને બોલાવી શકે છે. હાય રે, ભારતના અભાગિયા રાજાઓ!!



# अध्याय ६ ठ्ठो–घातकी अत्याचार

બંગાળાના નવાબો, દિલ્હીના બાદશાહો અને પંજાબ તથા અહીંતહીંના બે ચાર રાજાઓનું પતન કરવામાં તે વખતના અંગ્રેજ અધિકારીઓએ જે ઘાતકી અને અનીતિપૂર્ણ વ્યવહાર કર્યો હતો, તે હવે ધીમે ધીમે પ્રકાશમાં આવતો જાય છે અને વિચારશીલ સજ્જનો તેને સારી રીતે સમજી ગયા છે. હું એ રોમાંચકારી બનાવોના વર્ણનને આ ઉન્નતિના જમાનામાં આપણી કાયરતા માનું છું અને શિલ્પી તથા વેપારીઓને ભોંય ભેગા કરવા માટે જે કામ કરવામાં આવ્યાં છે તેના પરિણામ માત્રનું દિગ્દર્શન કરાવી ચૂકયો છું. આ અધ્યાયમાં હું એ અત્યાચારોનું વર્ણન કરીશ કે જેને હું ક્રૂર સમજું છું, જે નિરપરાધી પ્રજા ઉપર કોઈ પણ પ્રકારના અપરાધ વગર કરવામાં આવ્યા હતા અને જેને ઇતિહાસ અપરાધ ગણશે.

દરેક રાજાને પોતાની સત્તા જમાવવા માટે બીજા રાજાઓ ઉપર અત્યાચાર કરવાજ પડે છે. રાજા બનવું એ લોહી પીવા જેવું છે. વૃદ્ધો કહી ગયા છે કે, "તપેશ્રી તે રાજેશ્રી અને રાજેશ્રી તે નરકેશ્રી," એ વાત સાચી છે. અંગ્રેજોએ પોતાની સત્તા જમાવવા માટે બંગાળાના નવાબોના નીચ અને સ્વાર્થી નોકરોને લાંચ આપીને બેઈમાન કર્યા યા પોતાનાં વચનોનું પાલન ન કર્યું; દિલ્હીના બાદશાહને બરાબર દબાવીને યા દબાયેલ જોઈને પોતાના સ્વા-

થંનું પૂતળુ બનાવ્યું; પંજાબકેસરી રણજીતસિંહની અબળા વિધ-વાની સાથે અને ઝાંસીની અબળા રાણીની સાથે જોર અજમાવીને પોતાનું મહામહિમાવાન ગૌરવભર્યું વીર નામ સાર્થક કર્યું અને ટીપુ સુલતાન, હૈદરઅલ્લી અને દક્ષિણના તેજસ્વી, સ્વાધીન-તાપ્રિય સરદારોને દબાવીને દબાયેલ–ગુલામ–અને આત્માભિમાન વિનાના સરદાર બન્યા તેમાં કંઇ આશ્ચર્ય ન હતું. રાજસત્તાના જમાનાના એથી સરળ ઉપાય છેજ નહીં. પરાયો માલ પચાવી પડવા માટે ફાંસી પણ લગાવવી પડે છે. ખુશી થઇને તો મરઘી પણ પોતાનાં ઇંડાં નથી આપતી!

પરંતુ મારૂં કહેવું એ છે કે, રાજ્ય જામી ગયા પછી, વિરોધી પક્ષ ઊખડી ગયા પછી અને એકછત્ર રાજ્ય થયા છતાં પણ પ્રં-જાની સાથે એવીજ ડીંગ, શક્તિ અને ભયંકરતાભર્યો વહેવાર કર્યે જવો એ શું કોઇ પણ રાજાને માટે કલંકની વાત નથી?

ઇ૦ સ૦ ૧૯૫૭ ના નિષ્ફળ પ્રયત્ન પછી અંગ્રેજોની જડ એક વાર જોરથી હાલી ઊઠી પાકી જામી ગઇ તેમજ એ વાત સાબિત થઇ ગઇ કે, ભારતનું શરીર–બળ બહુજ કમજોર છે. એ વાત ચતુર અંગ્રેજોએ સમજી લીધી, પણ તેઓ તે વાત સમજીને ચૂપ રહ્યા. ભારતને જકડીને બાંધી લીધું અને તેને રડતું રોકવા માટે અનેક મીઠાં મીઠાં વચનો આપ્યાં કે જેનું આજપર્યંત પાલન થયું નથી. પરંતુ એ વચનભંગની વાતો પણ જવા દઇને બીજી એ વાતોનો ઉલ્લેખ હું આ અધ્યાયમાં કરીશ કે જેને દરેક આત્મા-ભિમાની માણસ તેને ક્રૂર અત્યાચાર કહી શકશે.

પહેલો અત્યાચાર હથિયાર લઇ લેવાનો છે. જેમ માતા બાળક-ને ફોસલાવીને તેની પાસેથી કોઇ ભયંકર ઝેર છીનવી લે છે, તેમ અનેક જાતની લાલચો આપીને સન ૧૯૫૭ પછી હથિયારો છીનવી

લેવામાં આવ્યાં. હું નિર્ભયતાપૂર્વક કહી શકું છું કે, એ અંગ્રેજ જાતિની અજ્ઞાન અને ડરપોકપણાની નિશાની હતી. હું એમ પણ માનીશ કે, આ ભારતનું પણ નપુંસકપણું હતું કે તેણે, ચુપચાપ પાળેલાં વાંદરાંની જેમ અંગ્રેજોની આ અપમાનકારક આજ્ઞાનું પાલન કર્યું. પણ એ હું પહેલેથીજ કહી ચૂકયો છું કે, તે વખતે ભારતનું શરીરબળ નાશ પામ્યું હતું અને કચરાયલું તથા ગભરાયલું ભારત બીજાં બળને તે વખતે યાદ ન કરી શક્યું.

કાબૂલ ઉપર અંગ્રેજોએ કેટલીયે વાર સત્તા જમાવી, પણ તેમનું રાજ્ય ત્યાં ત્રણ દિવસથી વધારે ન ચાલ્યું. એક વાર કાબૂલ પર અધિકાર જમાવીને પ્રખ્યાત વીર લૉર્ડ રૉબર્ટે આજ્ઞા કરી હતી કે, "જેની પાસે હથિયાર હોય તે સરકારમાં આપી જાય, જે ચોવીસ કલાકમાં આ આજ્ઞાનું ઇમાનદારીપૂર્વક પાલન નહિ કરે તેને ગોળીબારથી ઠાર કરવામાં આવશે." પરંતુ વીર પઠાણો કે જે હથિયાર આપી દેવાં એ પોતાની આબરુ પર કલંક સમાન ગણુતા હતા અને જે આબરુની કિંમત જાણુતા હતા, તેઓ ગુસ્સાથી હોઠ પીસવા લાગ્યા અને તેજ ચોવીસ કલાકમાં, તેજ હથિયાર વડે, તેમણે કાબૂલને ફરી કબજે કર્યું. જે મકાનમાં અંગ્રેજ હતા તેને ઘેરી લઇને આગ લગાડી. અધિકારનાં પૂતળાંના પ્રાણુ–છાલાં ઊખડી ગયાં અને હારીને–એવી શરતે સલાહ કરીને–નાકની ડાંડીએ સીધા હિન્દુસ્તાનમાં નાઠા કે અમને સહી-સલામત જતા રહેવા દો, બાપુ! અને તમે તમારૂં કાબૂલ સંભાળો. સિંહણનાં બાળકોના ઇતિહાસમાં આ પ્રસંગ સુવર્ણ અક્ષરે અંકિત છે. અમે વીરતાથી ભયભીત છીએ; કેમકે વીરતાએ અમારો આશરો લેવો છોડી દીધો હતો. અમારા ઉપર જ્યારે આથી પણ બહુજ નરમ આજ્ઞા કરવામાં આવી કે તરતજ અમે ચુપચાપ હથિયાર આપી દીધાં. હુકમ કરનારાઓની આબરુ રહી

ગઇ. તેમનું કામ થઈ ગયું !

આજે એ દિવસો છે કે જંગલી પશુઓ અમારાં બાળકોને ફાડી ખાય છે. ગોરાઓની ગોળીના અમે ખાસ કરીને શિકાર બનીએ છીએ; પણ એક ચાપ્પુ સુધ્ધાં પાસે રાખવાની મનાઈ છે, લાઠી સુધ્ધાં બાંધવાની મનાઇ છે. જે ભારતની સ્ત્રીઓ યુદ્ધ–યાત્રા વખતે પોતાના હાથે પુત્ર અને પતિઓની કમરે ભયંકર તલવાર બાંધી રણુંગણમાં મોકલતી હતી, તેઓ આજ ચપ્પુની ધારથી ડરે છે! જે બાલિકાઓ કટાર વડે આંખોમાં કાજળ આંજતી હતી, તેમનાથી આજ અસ્ત્રો જોયો જતો નથી ! જાતોની જાતો નામર્દ થઇ ગઇ છે ! કોઇ પશુનો વધ કરવો એ જો પાપ હોય, તો ભારતનાં હથિયાર લઇ લેવાં એ પણ પાપજ છે. એ પછી હું એ કામોને એજ જાતના અત્યાચારોમાં ગણું છું, કે જેનાથી બંગાળામાં ભયંકર રૂપે અંગ્રેજો પ્રત્યે દ્વેષ ફેલાયો અને જેમાં ફુલર–શાહીની તતૂડી બરોબર બેસૂરી વાગતી રહી.

હથિયાર છીનવી લઇને દાંત અને નખ વિનાનો સિંહ બનાવી સરકારે પોતાની સમજ મુજબ સુંદર અને નિષ્કંટક કાર્ય કર્યું; પરંતુ જ્યારે ગત મહાયુદ્ધની શરૂઆત થઇ અને જ્યારે કૈસરે લાલ રંગના ચોખા વડે મહાબળવાળાઓને યુદ્ધને માટે પડકાર કર્યો, ત્યારે અંગ્રેજોને ખબર પડી કે, ત્રીસ કરોડ માણસોથી ભરેલા દેશને નિઃશસ્ત્ર કરવામાં કેટલી મૂર્ખાઇ થઈ છે! તેમ છતાં પણ ભારતે મહાશક્તિશાળીઓનાં સ્વતંત્ર બાળકો સાથે ખાંધેખાંધ મિલાવી યુદ્ધ કર્યું. ભારતના લોહીમાં વીરતાની ઝલક હતી. જે વખતે ફ્રાંસના એશઆરામી છેલછબીલાઓ, પારિસની પડતી પાસે આવેલી જોઇને તેને માથેથી રાજધાનીનો મુગટ ઉતારીને દૂરના દેશમાં નાકા, તે વખતે પંજાબના સિંહોએ પોતાની સંગીનો અને

છાતીઓની દીવાલોથી જર્મનશત્રુને અટકાવીને તેમની લાજ રાખી. એક વાર, પહેલાં થઇ ગયેલા વાઇસરાય લોર્ડ હાર્ડિંજે આંસુ વહાવીને આ વીર સેના કે જેના થોડા સિપાઇઓ બચીને જીવતા પાછા આવ્યા હતા તેની વાત કહી હતી. ત્યારબાદ સંસારની શક્તિશાળી પ્રજાઓએ જોયું કે, ભારતીય યોદ્ધા દરેક મહાન જાતિના જેટલાજ અધિકારને યોગ્ય છે. તેમજ લગભગ બધી જાતિઓએ એ સ્વીકાર્યું કે તેને સામ્રાજ્યમાં સમાન અધિકાર મળવોજ જોઇએ. અમારા અધિકારોની ચર્ચાનું જ્ઞાન અમને સત્તાવનના બળવા પછી સારી રીતે થઇ ગયું હતું અને અમે બરાબર તેનીજ ઇચ્છા કરી રહ્યા હતા; પરંતુ પારકી વસ્તુ તેના માલિકને માગ્યા વિના આપી દે, એવા ઇમાનદાર આદમી થોડાજ હોય છે, અમે અંગ્રેજોને એવાજ માન્યા હતા. અમને બતાવવામાં આવ્યું હતું કે, અંગ્રેજોએ અણીને વખતે અરાજકતા અને અશાંતિમાંથી ભારતનું રક્ષણ કર્યું હતું. અમને બતાવવામાં આવ્યું હતું કે, અંગ્રેજ ન્યાયી અને ઉદાર જાતિના માણસો છે અને તેઓ અમારા અધિકાર અમને જરૂર આપશે, પણ એ બધું વ્યર્થ ગયું.

યુદ્ધ પછી જે વખતે અહીં યુરોપનો ખૂની અર્થવાદ લોહીવાળા હાથે સંસારને શાંતિ આપવાની ચિંતા કરવા બેઠો, ત્યારે તમામ પોગળ ખુલ્લું થઇ ગયું. ભારતના અધિકાર અને માગણીઓ પ્રત્યે અત્યંત બેપરવાઇથી જોવામાં આવ્યું અને તેની સંપૂર્ણ ઉપેક્ષા કરવામાં આવી. આમ ભારતને પોતાની યોગ્યતા દેખાડવા છતાં આખરે સંપૂર્ણ નિરાશ થવું પડયું.

આ બધાથી વધારે અપમાન અને શરમની વાત, કે જે કોઈ પણ જાગૃત જાતિને ખટકે એવી છે, તે એ થઇ કે, રોલેટ એક્ટ (કાળો કાયદો) પસાર કરવામાં આવ્યો.

આ કાયદાને પહેલાં સ્થાયી કાયદો બનાવવાનો વિચાર હતો. પણ પાછળથી તેની મુદત ત્રણ વરસની કરવામાં આવી. પણ એમ કરવાથી સિદ્ધાંતના આધારે તેનો વિરોધ મળી શકતો નથી. તેમાં પાંચ ભાગ અને તેંતાલીસ કલમો છે. અને એ સમગ્ર બ્રિટિશ હિંદુસ્થાનને માટે છે. તેમાં એવી વ્યવસ્થા છે કે, જો ભારતસરકાર જુએ કે ભારતના કોઇ પણ ભાગમાં ક્રાંતિકારક અપરાધ જોર પર છે, તો સાર્વજનિક રક્ષણને માટે તે એવા ગુનાઓની જલદીથી ખોળ કરવા માટે વ્યવસ્થા કરવા કાયદાના પહેલા ભાગને દેશના તે ભાગમાં શરૂ કરી દેવાની ઘોષણા કરી શકે છે. આ કાયદાના પક્ષપાતીઓ એ વાત ઉપર ભાર મૂકે છે કે, પહેલાં ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલને યોગ્ય લાગશે, ત્યારે કાયદાનો ઉપયોગ કરવામાં આવશે. હવે જોવાનું એ રહે છે કે, એ ઉચ્ચ અધિકારી કેવી રીતે પોતાનો સંતોષ જાહેર કરે છે. અપરાધ સંબંધી સૂચનાની શરૂઆત પોલિસના હલકામાં હલકા અધિકારીથી થાય છે, કે જેઓ વાસ્તવિક વાતને બહુ વધારીને કહે છે. જે અત્યંત અણસમજુ હોય છે અને મોટે ભાગે લાંચથી બચેલા હોતા નથી, તેઓ પોતાનાથી ઉપરના અધિકારીઓને રિપોર્ટ કરે છે કે, ક્રાંતિકારક ચળવળ ચાલી રહી છે અને તેની સાથે સંબંધ રાખનાર ગુના કરવામાં આવે છે; એટલે ઉપલા અધિકારી તે સંબંધી તપાસ કરે છે. જો તેને સંતોષ ન થાય તો નીચલા અધિકારી તેના સંતોષને માટે બીજાં પ્રમાણ આપે છે, કે જેમાં કેટલાંય બનાવટી હોય છે. આ રીતે તે રિપોર્ટ અનુક્રમે ઊંચા ઊંચા અધિકારી પાસે જાય છે અને ગવર્નર જનરલદ્વારા જાહેર કરવામાં આવે છે.

રોલેટ કાયદામાં રાજ્યદ્રોહ, જીવલેણ હથિયારોથી ટંટોફિસાદ કરવો, જુદી જુદી જાતિઓમાં દ્વેષ ફેલાવવો અને લૂંટ વગેરેના ગુના છે. આ રીતે સરકારના કોઈ પણ કાયદા ઉપર કરેલી

ટીકા—ટિપ્પણી, ધાર્મિક ઝઘડા, હિન્દુ અને મુસલમાનોનો ઝઘડો વગેરેને ક્રાંતિકારી ચળવળ સાથે સંબંધ ધરાવનારાં બતાવવામાં આવ્યાં છે. જો એક વાર ક્રાંતિકારક ચળવળ હોવાની શંકા ભરાઇ જાય, તો તરતજ મુકદ્દમો સાંભળવાનો અર્થ બિલના ઠરાવના શબ્દોમાં 'સેશન યા હાઇકોર્ટને સોંપ્યા સિવાય જલદી તપાસ કરવાનો છે કે જેમાં અપીલ કરવાનો અધિકાર રહેશે નહિ. અને તે બંધ બારણે ચલાવી શકાય છે.'

× × × × ×

જે વખતે કાઉન્સિલમાં આ કાયદો રજૂ થયો હતો, તે વખતે સમસ્ત ભારતીય સભ્યોએ હજાર હજાર મુખે તેની નિંદા અને વિરોધ કર્યો હતો. માલવિયાજીએ એક એક અક્ષરનું જબરજસ્ત ખંડન કર્યું હતું. ખાપર્ડે, શર્મા અને બીજા સભાસદોએ પણ કાંઈ બાકી રાખી ન હતી; પરંતુ—

मरीज हो तो दवा करे कोई, मरनेवालेका क्या करे कोई ?

અર્થાત્ દરદી હોય તો કોઇ દવા કરે, પણ મરવા પડેલાને કોઇ શું કરે ?

નિંદનીય હઠ, દુરાગ્રહ, બળ, ધમકી અને અસભ્યતા સુધ્ધાં વાપરીને સભાસદોનું અપમાન કર્યું. એટલે સુધી કે જે સજ્જનો-એ ધર્મને સાક્ષી રાખીને બ્રિટિશ સામ્રાજ્યના ભક્ત અને કાયદાને અધીન રહેવાના સોગન લીધા હતા, તેઓ પણ ત્યાંથી ઊઠીને ચાલી નીકળ્યા. આખા ભારતવર્ષમાં ક્ષોભ ફેલાઇ ગયો અને બિલકુલ પ્રજાની ઇચ્છા અને અભિપ્રાય વિરુદ્ધ તેમજ ક્રૂર અત્યાચારની સહાયતાથી કાયદો પસાર થઇ ગયો. જેને લીધે અંગ્રેજી રાજ્ય પર પહેલી વાર સમસ્ત ભારતને દિલગીરી થઈ.

એક બીજી વાત પણ વિચારવાની છે કે, જ્યારે એ બિલ પ્રગટ

કરવામાં આવ્યું હતું, ત્યારે ભારતમાં કયાંય ક્રાંતિકારક અપરાધ થઇ રહ્યા હોય એવું જણાયું નહોતું અને હું સાહસપૂર્વક એમ કહી શકું છું કે,ભારતમાં કયાંય ક્રાંતિ હતી પણ નહિ. તેનું અખંડ પ્રમાણ એ છે કે, જ્યારે પંજાબમાં સરકારે હત્યાઓ કરી અને અસહ્ય અપમાન કર્યું, ત્યારે પણ ન તો કોઈ ગુપ્ત ચળવળ- ખોરોએ છૂપાં હથિયાર કાઢયાં, ન તો બોમ્બ બનાવ્યા અને ન તો છૂપી હત્યાઓ કરી.

આ વાત યાદ રાખવાની છે કે, એથી બહુ પહેલાં એક જબર- જસ્ત દમનકારી કાયદાના બળથી, ( કે જે ભારતરક્ષાના નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો, ) પંજાબ અને બંગાળાની ક્રાંતિના ગુના સારી રીતે અટકાવી દેવામાં આવ્યા હતા. તે કાયદો યુદ્ધ- કાળને માટે ક્રાંતિકારી અપરાધોના દમન માટે બનાવવામાં આવ્યો હતો. જો કે એ કાયદો પણ બહુજ ભયંકર નાગી તલવાર જેવો હતો અને તેમાં સ્વેચ્છાચારની પૂરતી ગુંજાશ હતી, પણ યુદ્ધકાળમાં ભારતમાંથી સર્વ સૈનિકને મેસોપોટેમિયામાં મોકલી દેવામાં આવ્યા હતા, ત્યારે આવો અસાધારણ અધિકાર જરૂરનો હતો. તેમ છતાંય યુદ્ધ પછી લોકો તેને નાબૂદ થયેલો જોવા ઇચ્છતા હતા. તે પણ ખાસ એટલા માટે કે જો કે, સરકારે વચન આપ્યું હતું કે, એ કાયદાનો પ્રયોગ રાજનૈતિક આંદોલન દબાવવાને માટે કરવામાં નહિ આવે; તેમ છતાં તેનો બહુ દુરુપયોગ કરવામાં આવ્યો હતો અને મિસિસ બિસેંટ જેવી કાયદાની અંદર રહીને કામ કરનારી પણ તેના પંજામાંથી બચી શકી નહોતી. આથી જનતાને સરકાર ઉપર સંપૂર્ણ અવિશ્વાસ બેસી ગયો હતો; છતાં આશા હતી કે,ભારતે યુદ્ધમાં કરેલી અદ્વિતીય સહાયતા તથા ૧૯૧૭ની વીસમી ઑગ- સ્ટની ઘોષણાના વિચારથી તે કાયદો રદ કરી દેવામાં આવશે. પરંતુ એને બદલે જ્યારે બન્ને રોલેટ બિલ પ્રગટ થયાં, ત્યારે લોક બહુ

આશ્ચર્યચકિત થઇ ગયા. બિલ રજૂ કરતી વખતે વાઇસરોયે જે ભાષણ કર્યું હતું તેનાથી અસંતોષ વધારે વધી ગયો અને તેથી માલૂમ પડતું હતું કે, બિલ સિવિલ–સર્વિસના અંગ્રેજોના એ ભયના ઉત્તરમાં બનાવવામાં આવ્યાં હતાં કે જે સુધારાઓને માટે તેમણે પોતાના રક્ષણના સંબંધમાં પ્રગટ કર્યાં હતાં.

મહાત્મા ગાંધીએ એ બિલોના સંબંધમાં સ્પષ્ટ કહ્યું હતું કે, "મેં એ બિલોના વિચારમાં કેટલીયે રાતો ગાળી છે; પણ મને રૉલેટ બિલોની કંઇ પણ ન્યાય્યતા માલૂમ પડતી નથી. રૉલેટ કમિટીનો આખો રિપોર્ટ વાંચીને મેં એજ પરિણામ કાઢ્યું છે કે, છૂપા ગુના ભારતના બહુજ થોડા ભાગમાં છે કે જે સમાજને માટે સંકટજનક છે. પણ આવાં બિલો પસાર કરવાં કે જે સમસ્ત ભારત અને તેની જનતા માટે બનાવવામાં આવ્યાં છે અને જેમાં સરકારને અસાધારણ અધિકાર આપવામાં આવ્યો છે, તે એથી-યે વધારે સંકટજનક છે. બિલ રજૂ કરવાની સાથેજ વાઇસરોયે સિવિલ–સર્વિસ અને બ્રિટિશ વ્યાપારિક સ્વાર્થોના સંબંધમાં વિશ્વાસ દેખાડ્યો છે કે જેનો પૂરો અર્થ મારા સમજવામાં આવ્યો નથી. જો તેનો અર્થ એજ હોય કે સિવિલ સર્વિસ અને બ્રિટિશ વ્યાપારિક હિતોને ભારત અને તેની રાજનૈતિક તથા વ્યાપારિક જરૂરિયાતોથી વધારે ગણવામાં આવશે, તો એક પણ ભારતવાસી આ સિદ્ધાંત સ્વીકારશે નહિ. એનું એકજ પરિણામ આવે કે સામ્રાજ્યમાં ભાઇભાઇમાં ઝઘડા થાય અને સુધારો તો થાય કે નયે થાય. સિવિલ–સર્વિસદળે સમજી લેવું જોઇએ કે ભારતમાં તેઓ માત્ર વાતોથી નહિ પણ કાર્યદ્વારા ભારતના નોકર અને પ્રબંધક બનીનેજ રહી શકે છે અને બ્રિટિશ વ્યાપારિક મંડળીઓએ સમજી લેવું જોઈએ કે, તેઓ જ્યારે ભારતની જરૂરિયાતો પૂરી પાડવામાં મદદ કરે અને દેશી વેપાર અને કળાકૌશલ્ય તથા ઉદ્યોગ–ધંધાઓનો

નાશ કરે નહિ ત્યારેજ અહીં રહી શકે છે. સર જ્યોર્જ લોંડ્સ ભારતનો ઇતિહાસ ભૂલી ગયા છે; નહિ તો તેને ખબર પડત કે જે સરકારના તે પ્રતિનિધિ છે તે સરકારને પહેલાં પણ લોકમત આગળ પોતાના નક્કી કરેલા વિચારનો ત્યાગ કરવો પડ્યો છે. આ બિલોથી રાજ્યવિરુદ્ધ ઘૃણા અને દ્વેષભાવ પણ વધી જશે."

એ બિલ રૉલેટ બિલના નામે એટલા માટે પ્રસિદ્ધ થયાં કે એ ઇ.સ. ૧૯૧૭ની ૧૦મી ડીસેમ્બરે હિન્દુસ્તાનની સરકારદ્વારા નિમાયલી કમિટીની ભલામણના ફળ સ્વરૂપ છે, કે જેના પ્રમુખ મિ૦ જસ્ટિસ રૉલેટ હતા. રૉલેટ કમિટીએ જે તપાસ કરી હતી, તે બંધ ઓરડીમાં કરી હતી અને હજુ સુધી માલૂમ નથી પડયું કે તેની સમક્ષ કયા લોકોએ સાક્ષી આપી હતી. × × × રિપોર્ટ વાંચવાથી માલૂમ પડે છે કે, તેની ભલામણો એવા વખતે કરવામાં આવી હતી કે જ્યારે એવી સ્થિતિ પણ ન હતી, કે જેના બંદોબસ્ત માટે તે કરવામાં આવ્યાં હતાં. કહેવાય છે કે હિંદ–સંરક્ષક કાયદો યા તેની જગાએ કોઈ બીજા કાયદા વિના મારકાપની અટકાયતની ખાતરી કરી શકાતી નથી. આથી બે કલ્પનાઓ ઊઠે છે. પહેલી તો એ કે દમનકારી કાયદો ક્રાંતિકારક અપરાધોનાજ દમનને માટે જરૂરનો છે એમ નથી, પરંતુ એમ પણ છે કે આવો કાયદો બનાવવાથીજ એવા ગુના અટકી શકે છે. બીજી વાત એ કે, જેઓ ક્રાંતિ કરનારા છે યા જેના પર ક્રાંતિ કરનાર હોવાની શંકા કરવામાં આવે છે એવા માણસો તો ત્યારે પણ બચી ગયા હતા. પહેલી વાત એમ સાબિત કરે છે કે, રાજનીતિજ્ઞતાનું દેવાળું નીકળી ગયું છે તથા નિષ્ફળતા પ્રગટ કરવામાં આવે છે અને બીજીથી અત્યંત અયોગ્યતા પ્રગટ થાય છે.

સાચી વાત તો એ છે કે, દમનકારી કાયદાઓની માગણીનો અર્થ

જનતાની ઇચ્છાનો સ્વીકાર ન કરવો અથવા લોકો ઉપર તેમની ઇચ્છા વિરુદ્ધ રાજ કરવાનો છે. કાઉન્સિલમાં શ્રીયુત્ શાસ્ત્રીએ કહ્યું હતું કે, " જો રાજ્યસુધારણા કટ્ટા અરાજકોને સંતોષ પણ ન આપી શકે તોપણ શાંતિનો સાચો માર્ગ તો સુધારણાજ છે, દમન નહિ; કારણ એ છે કે, અરાજકોને નહિ, પરંતુ સર્વ–સાધારણને સંતોષ આપવાની જરૂર છે. સુધારાઓથી લોક જ્યારે સંતોષ પામશે અને અરાજકો જોશે કે તેમને કોઇની પણ સહાનુભૂતિ નથી કે તેમના કામને માટે તેમને કયાંય યોગ્ય સ્થળ પણ નથી; ( કેમકે લોક સંતુષ્ટ હોય ત્યારે ગમે તો કાયદાની ખબર એ અરાજકો સુધી ગઇ હોય તોપણ તેમનો ત્યારે સ્વાભાવિક રીતેજ) અંત આવશે. શ્રીયુત્ શાસ્ત્રીએ પોતાના મહત્ત્વપૂર્ણ ભાષણમાં સારી રીતે પ્રગટ કર્યું હતું કે, આ બીલો લોકમતની વિરુદ્ધ પસાર કરવાથી દેશમાં ભયંકર ચળવળ ચાલશે અને કાઉન્સિલનો કોઈ પણ સભ્ય જો તેમાં સામેલ નહિ હોય તો તે પોતાના કર્તવ્યનું પાલન કરે નહિ.

બધા બિનસરકારી ભારતીય સભાસદોએ સખ્ત વિરોધ કરવા છતાં પણ બિલ સિલેકટ કમિટીમાં રજૂ કરવાનો ઠરાવ પસાર થઇ ગયો; એવા આશયનો કે, જ્યાં સુધી ચાલુ વ્યવસ્થા–સભાની મુદત સમાપ્ત થયા બાદ છ માસ વીતી ન જાય,ત્યાં સુધી બિલ પર વિચાર કરવામાં આવે નહિ. સુધારેલા ઠરાવની તરફેણમાં બાવીસ અને વિરુદ્ધમાં પાંત્રીસ મત આવવાથી ઠરાવનો અસ્વીકાર થયો. બિલના પક્ષમાં મત આપનાર એકજ ભારતવાસી સર શંકર નાયર હતા, કે જે વાઇસરૉયની રાજ્યસભાના મેંબર (સભાસદ) હોવાને લીધે એ અધિકારનો ત્યાગ કર્યા વિના બીજી કંઇ સંમતિ આપી શકે એમ હતુંજ નહિ. બિલ પસાર થયું અને તેથી ગુસ્સે થઈને પં. માલવિયાજી, શ્રી. જીન્હા અને શ્રી. મઝરૂલ હક, એ ત્રણ મુખ્ય મેંબરોએ કાઉન્સિલનો ત્યાગ કર્યો.

આ રીતે આ પાપિષ્ટ બિલો વિરુદ્ધ કાઉન્સિલની અંદરના ભારતીય મેંબરોએ અને બહાર દેશભરનાં પત્રોએ સખ્ત વિરોધ કરવો શરૂ કર્યો.તેજ વખતે મહાત્મા ગાંધીએ તેની વિરુદ્ધ સત્યાગ્રહ –યુદ્ધનો નિશ્ચય કર્યો અને તેની સૂચના કમિશ્નરોને આપી દીધી. તે યુદ્ધનો પહેલો દિવસ તારીખ છઠ્ઠી એપ્રિલનો હતો કે જે દિવસ સમસ્ત દેશભરમાં પ્રાર્થના, ઉપવાસ અને વ્રત કરવાનો તથા હડતાલનો નક્કી કરવામાં આવ્યો હતો અને તે દિવસ વાસ્તવિક રીતે દેશભરનાં ગામડાંઓ સુધ્ધાંમાં પાળવામાં આવ્યો હતો. પરંતુ દિલ્હીમાં તે દિવસ ત્રીસમી માર્ચે પાળવામાં આવ્યો હતો.

જે અન્યાય કરવામાં આવ્યો હતો તેથી પ્રજા ઉત્તેજિત થાય તેમાં કંઈ આશ્ચર્ય નહોતું. છતાં પ્રજા ઉત્તેજિત ન હતી. પ્રજાને માત્ર નિઃશસ્ત્રયુદ્ધમાં ઉત્સાહ હતો. તેજ કારણથી તેના પર એ ભયંકર અત્યાચાર કરવામાં આવ્યા કે જેને લીધે અમારે હારીને આ અધ્યાય અને સાચું પૂછો તો આ પુસ્તક લખવું પડયું છે અને સમસ્ત દેશને યુદ્ધમાં ઊતરવું પડયું છે. એ તેજ દિવસ છે કે જે દિવસે યુરોપીય સભ્યતા નગ્ન સ્વરૂપે જણાઇ ગઇ અને સમસ્ત ભારતનું હૃદય અંગ્રેજોથી જુદું થઇ ગયું.

હવે હું એ ભયંકર પાપ–કથાને થોડા વિસ્તારપૂર્વક કહીશ કે જે વીરભૂમિ પંજાબમાં સરકારી સત્તાની આજ્ઞા અને સમર્થનથી થઇ હતી. પંજાબનું ક્ષેત્રફળ લગભગ એક લાખ છત્રીસહજાર ચોરસમાઇલ છે અને તેમાં ઓછામાં ઓછાં બે કરોડ માણસો રહે છે; જેમાં લગભગ પાંત્રીસ લાખ શીખ છે કે જે બ્રિટિશ સૈન્યમાં સૌથી ઉત્તમ સૈનિકો છે. ગયા મહાયુદ્ધમાં પંજાબમાંથી સાડાત્રણ લાખથી પણ વધારે યોદ્ધાઓ મોકલવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૯૧૯ ની છઠ્ઠી એપ્રિલે મહાત્મા ગાંધીના સત્યાગ્ર-

હડતાળની શરૂઆતના આદેશાનુસાર સમસ્ત ભારતવર્ષમાં હડતાળ પાડવામાં આવી હતી. તેને બીજે દિવસે અર્થાત્ સાતમી એપ્રિલે ત્યાંના ગવર્નર સર ઑડવાયરે પોતાની કાઉન્સિલમાં એક ભાષણ કર્યું હતું. જેમાં તેણે પોતાના પંદર વર્ષના અનુભવથી પંજાબને ગુણોથી ભરપૂર પ્રદેશ બતાવ્યો હતો. તેના કેટલાક ઉદ્ગારો આવા હતાઃ " મેં પંજાબીઓને રાજભક્ત જોયા પણ ગુલામ નહિ. સાહસિક જોયા પણ ડિંગ મારનાર નહિ. ઉદ્યમશીલ જોયા પરંતુ ખાલી સ્વપ્ન જોનારા નહિ અને પ્રગતિશીલ જોયા પણ જૂઠા આદર્શો પાછળ યા વાસ્તવિક વસ્તુને છોડીને પડછાયા પાછળ દોડનારા જોયા નથી. "

એજ ભાષણમાં તેણે આગળ ચાલતાં શત્રુવિજયી શક્તિશાળી સરકારની સત્તાનો ભય દેખાડીને એમ પણ કહ્યું હતું કે, રૉલેટ કાયદાથી કંઇ પણ નુકસાન નથી અને ખુલ્લી રીતે એવું અસત્ય પણ કહેલું કે એથી પોલિસને પોતાની મરજી મુજબ કોઇની સ્વતંત્રતા ઉપર તરાપ મારવાનો અધિકાર મળતો નથી. તેની સાથેજ તેણે દૃઢતાપૂર્વક કાયદાઓને ચાલુ રાખવાની વાત પર ભાર મૂકચો હતો અને વધુમાં કહ્યું હતું કે, " ચળવળ કરનારાઓને હું ચેતવણી આપું છું કે, તેઓ તેમના કામના અને શબ્દોના જોખમદાર છે. " અહીં એક વાત એ પણ બતાવી દેવાની જરૂર છે કે, રૉલેટ કમિટીના રિપોર્ટના પૃષ્ઠ ૧૫૧માં પંજાબના ભૂતપૂર્વ હાકેમ સર ઑડવાયરના સંબંધમાં લખ્યું છે કે, તેણે ભારત સરકારને સલાહ આપી હતી કે, ક્રાંતિકારી અથવા બીજા રાજ્યદ્રોહીઓને પકડવામાં આવે તો તેમના ઉપર સાધારણ રીતે મુકદ્દમો ચલાવવામાં આવે નહિ તેમજ વકીલ બૅરિસ્ટરોની તર્કશક્તિનો લાભ તેમને મળવો જોઈએ નહિ.

૬ ઠ્ઠી એપ્રિલને દિવસે દેશની સાથે પંજાબમાં પણ હડતાલ પડી. તે એ ઉગ્ર ઓડવાયર મહાશયથી સહન થઇ શકી નહિ. પંજા-

બના નેતાઓને પકડવામાં આવ્યા. તેમના પર જે કામ ચલાવવા-માં આવ્યું હતું તેમાં તેણે એ શાંતિપૂર્ણ કાર્યને ષડ્‌યંત્ર અને યુદ્ધની છંછેડણીરૂપે જણાવ્યું હતું. સરકાર તરફથી આ પ્રમાણે કહેવામાં આવ્યું હતું કેઃ—

"સને ૧૯૧૯ની ૧૮મી એપ્રિલે વડી ધારાસભામાં રૌલેટ બિલ પસાર થયાં, ત્યારે પંજાબની બહારના લોકોએ ધાંધલ કર-નારી સભાઓ ભરીને સરકારની વિરુદ્ધ જનતામાં ઉત્તેજન ફેલાવ્યું અને તેને આ રીતે ભયભીત કરવા માટે સર્વત્ર હડતાલ પાડવાનું ષડ્‌યંત્ર રચ્યું, કે જેથી તે કાયદાને નામંજૂર કરે. આ આરોપીઓ તેમાં સામેલ થયો, તદનુસાર ભારત અને ખાસ કરીને પંજાબમાં ઉક્ત ષડ્‌યંત્રીઓએ તથા આરોપીઓએ તારીખ ૩૦મી માર્ચે સર્વત્ર હડતાલ પાડવાની ઘોષણા કરી, કે જેથી અશાંતિ થાય, દેશનું આર્થિ-ક કાર્ય અટકે અને સરકારની વિરુદ્ધ અપ્રેમ અને શત્રુતાની લાગણી પેદા થાય." સરકાર તરફથી વધુમાં કહેવામાં આવ્યું હતું કે, "તારીખ ૯મી એપ્રિલે સરકારની વિરુદ્ધ અપ્રેમ અને શત્રુતાનો ભાવ ફેલાવવા માટે રામનવમીના ઉત્સવ વખતે આરોપીઓએ કાયદાથી સ્થાપન થયેલી સરકાર વિરુદ્ધ હિન્દુઓ અને મુસલમાનોમાં ભાઇ-ચારો રાખવા માટે ઉત્તેજન આપ્યું. તારીખ ૧૦મી એપ્રિલે શાંતિ અને વ્યવસ્થા ચાલુ રાખવા માટે પંજાબ સરકારે મહાત્મા ગાંધીજીને એક ષડ્‌યંત્રી તરીકે પંજાબમાં દાખલ થતા અટકાવ્યા અને તેજ દિવસે અમૃતસરના બીજા બે ષડ્‌યંત્રીઓ કિચલૂ અને સત્યપાલને દેશનિકાલની સજા કરી. સરકારે શાંતિના રક્ષણ માટે જે આ પ્રથમ ઉપાય લીધા, તેથી ષડ્‌યંત્રીઓને મહારાજ્ય વિરુદ્ધ યુદ્ધ છેડવાનો અવસર મળી ગયો."

આ શબ્દોથી સરકારનો ભય અને ભૂલભરેલી સમજણ ઉપર પ્રકાશ પડે છે. સાતમી એપ્રિલે વ્યવસ્થાપક સભાની બેઠક બાદ

જ્યારે રાયજાદા ભગતરામજી સર ઑડવાયરને મળવા માટે તેના ડ્રોઇંગ રૂમમાં ગયા, ત્યારે તેણે પૂછ્યું: "તમે જાલંધરમાં કેવી હડતાલ પળાવી?" રાયજાદાએ જવાબ આપ્યો: "સંપૂર્ણ હડતાલ પળાઇ હતી અને કંઇ પણ ખળભળાટ થયો નહોતો." સર ઑડવાયરે તેનું કારણ પૂછતાં ઉક્ત રાયજાદા સાહેબે કહ્યું કે, "તેનું કારણ મહાત્મા ગાંધીનું આત્મબળ છે." આ ઉપરથી સર ઑડવાયરે હાથ ઊંચો કરીને કહ્યું કે, "રાયજાદા સાહેબ! યાદ રાખજો કે એક બીજું પણ બળ છે કે જે મહાત્મા ગાંધીના આત્મબળથી બહુ ભારે છે."

આ વાતોથી સાબિત થાય છે કે તેણે બધી જાતની રાજનૈતિક જાગૃતિને નષ્ટ કરવા માટે કોઇ ભયંકર સંકલ્પ પહેલેથીજ કરી રાખ્યો હતો અને તેજ આગળ જતાં પ્રગટ થયો.

લોકોને ગાંડા બનાવી દેનાર દમનનીતિનો પહેલો ફટકો અમૃતસરમાંજ પડ્યો. તારીખ ૬ઠ્ઠી એપ્રિલનો એજ પ્રખ્યાત પવિત્ર દિવસ હતો અને ત્યાર બાદ ૯મી એપ્રિલ એ રામનવમીનો દિવસ હતો. તે રામનવમી એકતાના એવા અપૂર્વ સૂત્રમાં ગૂંથાઈ ગઇ હતી કે જેની ઇતિહાસે અકબરના સમય પછી કદી ઝાંખી પણ કરી નહોતી. ડૉ. કિચલૂ અને સત્યપાલ આ નૌકાના સુકાનીઓ હતા. ૨૯મી માર્ચે ડૉ. સત્યપાલ અને ૯મી એપ્રિલે ડૉ. કિચલૂ વગેરે કેટલાક મુખ્ય માણસોને પકડીને કેદ કરવામાં આવ્યા. આ સમાચાર વીજળીની ઝડપે નગરમાં ફેલાઇ ગયા. જનતા ટોળે મળીને ડેપ્યૂટી કમિશ્નરના બંગલા તરફ ગઇ. તેમનો વિચાર તેમને પ્રાર્થના કરીને પોતાના નેતાઓને છોડી દેવાની વિનંતી કરવાનો હતો. બધા ખુલ્લે માથે અને ખુલ્લે પગે તેમજ હથિયાર વિનાના હતા. પોલિસે તેમને રોક્યા અને ગોળી

ચલાવી. જનતા છંછેડાઇ ગઇ અને મકાનો બાળવા લાગી તેમજ હત્યાઓ કરવા લાગી. બે ચાર માણસોને મારી નાખવામાં આવ્યા, બેચાર મકાન બાળી નાખવામાં આવ્યાં. અને બેએક બેંકો લૂંટી લેવામાં આવી. એ વાત યાદ રાખવા જેવી છે કે,ઉત્તેજનના પડદા પાછળ બદમાશો પોતાનો અવસર ન ચૂકયા. પછી તો પોલીસના સિપાઇઓ પાસે પણ લૂંટનો માલ આવી પહોંચ્યો !

અગ્નિ અને હત્યાકાંડ એ એવો અકસ્માત થયો કે શક્તિહીન લોક પણ તેમાં સામેલ થઇ ગયા. મિ૦ કિચિને પોતાના વર્ણનમાં હંટર કમિટી સમક્ષ કહ્યું હતું કે, " સડક પર ભીડ હતી, પરંતુ મોટર તરફ જતા જોવા છતાં પણ કોઇએ છેડછાડ કરી નહોતી." આ ૧૦મી ની સાંજની વાત છે. મિ૦ કિચિન ૧૧ મીએ લાહોર પાછા આવ્યા અને બીજે દિવસે ફરી મોટરમાંજ આવ્યા, ત્યાંસુધી કંઇ ઉત્પાત નહોતો થયો. એટલા વચગાળાના સમયમાં જનરલ ડાયરે લગભગ ૧૨ માણસને શહેરમાં ગિરફ્તાર કરી લીધા હતા.

તા. ૧૦મીની-રાત્રે શહેરમાં કંઇ બંદોબસ્ત ન હતો, પણ ક્યાંય ચોરી કે લૂંટ નહોતી થઇ. ૧૧મીએ લોકો મુડદાંનો અંત્યેષ્ટિ સંસ્કાર ધામધૂમથી કરવા ઇચ્છતા હતા. મહામુશ્કેલીએ એવો હુકમ મળ્યો કે સરઘસ બે વાગ્યા પહેલાંજ પાછું ફરે અને થયું પણ તેમજ. ત્યાર બાદ તારીખ ૧૩મીએ એ જલિયાનવાલા બાગનો ભીષણ હત્યાકાંડ થયો.

એક વાર ગોળી ખાવા છતાં પણ અત્યાર સુધીના બનાવોથી સિદ્ધ થાય છે કે, જનતા શાંત હતી. તારીખ ૧૩મી એપ્રિલે સવારના સાડાનવ વાગે જનરલ ડાયર થોડા સૈનિકોને સાથે લઇને નગરમાં દાખલ થયો અને એવું જાહેર કર્યું કે, જેનો છેવટનો ભાગ આવો હતો: " કોઈ પણ જાતનું સરઘસ નગરના કોઇ પણ

ભાગમાં યા બહાર કોઇ પણ વખતે કાઢવા દેવામાં આવશે નહિ. કોઇ એવું સરઘસ યા એક સાથે ૪ માણુસોના ટોળાને ગેર-કાયદેસર ગણવામાં આવશે અને જરૂર પડતાં હથિયારબળથી તે વિખેરી નાખવામાં આવશે.”

અહીં એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, ઉક્ત જલિયાન-વાળી સભાની જાહેરાત રદ કરવામાં આવી હતી અને તેને પછીથી બંધ રાખવામાં આવી હતી. તે દિવસ વૈશાખી મેળાનો હતો કે જેનાં સામેલ થવાને બહારના ગામોમાંથી સંખ્યાબંધ લોકો ચાલ્યા આવતા હતા. આ લોકોને જાહેરાતની કંઈ પણ ખબર ન હતી. વળી એ વાત પણ વિચારવા યોગ્ય છે કે, જનરલ ડાયરે પોતાના હેવાલમાં પાછળથી એનો સ્વીકાર કર્યો હતો કે, નગરના ઘણાખરા ભાગોમાં ખબર સંભળાવવામાં આવી નહોતી. એ સિ-વાય લગભગ તેની થોડી વાર પહેલાંજ એક છોકરો ડબ્બો વગાડતો વગાડતો આખા બજારમાં એમ કહેતો ફરી રહ્યો હતો કે,“ જલિ-યાનવાલા બાગમાં આજ સાંજે સભા થશે.” તે બિચારાને સરકારી વ્યવસ્થાની કંઇ પણ ખબર ન હતી. પોણા વાગે ડાયરને સભાની સૂચના મળી. તેણે પોતાના વર્ણનમાં એ સ્વીકાર્યું છે કે, તેણે સભા રોકવાનો કોઇ પણ પ્રયત્ન કર્યો નહોતો. સાંજના ચાર વાગે તેને ચોક્કસ ખબર મળી કે સભા ભરાઈ રહી છે, કે તરતજ તે ગુરખા અને શિખોની ટુકડી લઇ ત્યાં જઇ પહોંચ્યો અને હથિયારો સાથે એક મશિનગન પણ હતી. સવાપાંચ વાગે બાગમાં પહોંચ્યા. બાગમાં માત્ર ત્રણ ઝાડ, એક મંડપ અને એક કૂવો છે અને તેનો દરવાજો એટલો સાંકડો હતો કે મશિનગન તેમાં થઇને જઇ શકતી નહોતી. ત્યાં દરવાજાની પાસે થોડી ઊંચી જમીન હતી. ત્યાંજ ડાયરે પોતાની ગન ગોઠવી; કેમકે ગોળી છોડવાને માટે તે સૌથી ઉત્તમ જગા હતી. તે પછી ૯૦ સૈનિકોની સાથે જ્યારે તે બાગમાં દાખલ થયો, ત્યારે

ટોળાને નીકળવાનો કોઈ પણ માર્ગ રહ્યો નહોતો.

એ વાત સાબિત થઇ છે કે, ડાયર ત્યાં પહોંચ્યો તે વખતે બાગમાં લગભગ ૨૦ હજાર માણસોની ભીડ હતી. તેની ઉપર હવાઈ વિમાન ફરી રહ્યાં હતાં. ભીડમાં કેટલાંક બાળકો હતાં; કેટલાક માણસો બાળકોને ગોદમાં લઇને આવી પહોંચ્યા હતા. જનરલ ડાયરે જે કર્યું તે તેનાજ શબ્દોમાં આપીએ છીએ. આ જવાબ હંટર કમિટી સમક્ષ થયો હતો.

પ્રશ્ન—બાગમાં જઈને તમે શું કર્યું?

ઉત્તર—મેં ગોળીબાર કરવો શરૂ કર્યો.

પ્રશ્ન—તરત?

ઉત્તર—તરતજ. મેં પરિસ્થિતિ ઉપર વિચાર કરી લીધો હતો અને હું નથી માનતો કે, મને મારું કર્તવ્ય સમજી જવામાં ૩૦ સેકંડથી વધારે વખત લાગ્યો હોય.

પ્રશ્ન—ટોળું શું કરી રહ્યું હતું?

ઉત્તર—લોકો સભા ભરી રહ્યા હતા. વચમાં ઊંચા પ્લેટ-ફૉર્મ ઉપર એક માણસ હતો, કે જે કદાચ વ્યાખ્યાન આપી રહ્યો હતો........તે મારા સૈનિકોથી લગભગ ૫૦ કે ૬૦ ગજ દૂર હતો". જનરલે કબૂલ કર્યું હતું કે ભીડમાં એવાં માણસ હશે કે જેણે ઢંઢેરો નહિ સાંભળ્યો હોય. આથી લૉર્ડ હંટરે પૂછ્યું કે, "જેમને ઢંઢેરાની ખબર નથી એવા લોકો ભીડમાં હોવાનો સંભવ છે એમ વિચાર્યાં છતાં શું તમને એ ન સૂઝ્યું કે ગોળીબાર શરૂ કરતા પહેલાં ભીડને વેરાઇ જવાનું કહેવું?

ડાયર—ના. એ વખતે મેં એમ ન વિચાર્યું. મને માત્ર એજ માલૂમ પડ્યું કે મારી આજ્ઞાનું પાલન થયું નથી....મેં તરતજ ગોળીબાર શરૂ કર્યો.

પ્રશ્ન—શું એથી પહેલાં ટોળાએ કંઈ તોફાન કર્યું હતું ?

ઉત્તર—ના, ટોળું વિખરાઈ જતું હતું....

પ્રશ્ન—આટલું મોટું કામ કરતાં પહેલાં શું તમે નગરની વ્યવસ્થાના જુમ્મેદાર ડેપ્યુટી કમિશ્નરનો અભિપ્રાય લેવાનું યોગ્ય ન ધાર્યું ?

ઉત્તર—અભિપ્રાય પૂછવાને કોઇ ડેપ્યુટી કમિશ્નર ન હતો અને કોઇનો પણ મત લેવાનું મને યોગ્ય જણાયું નહોતું.

પ્રશ્ન—ગોળીબાર કરવામાં તમારો ઉદ્દેશ શું ટોળાને વિખેરી નાખવાનો હતો ?

ઉત્તર—નહિ સાહેબ, જ્યાંસુધી ટોળું ન વિખરાય ત્યાંસુધી ગોળીબાર ચલાવવાનો મારો વિચાર હતો.

પ્રશ્ન—જેવો તમે ગોળીબાર ચલાવ્યો કે તરતજ શું ભીડ વિખરાવા લાગી હતી ?

ઉત્તર—તરતજ.

પ્રશ્ન—છતાં પણ તમે ગોળીબાર ચાલુજ રાખ્યો ?

ઉત્તર—હા.

પછી અનેક પ્રશ્નોના ઉત્તરમાં જનરલ ડાયરે કહ્યું કે, " મેં લગભગ ૧૦ મિનિટ સુધી ગોળીબાર કર્યો....તેણે ૧૬૫૦ ગોળી ચલાવી. તેણે એ પણ સ્વીકાર્યું કે, " જો હું બાગની અંદર તોપ લઇ જઇ શક્યો હોત તો ત્યાંથીજ ગોળીબાર કરત, પરંતુ મારી પાસે જ્યારે એક પણ ગોળી બાકી ન રહી, ત્યારેજ મેં ગોળીબાર કરવો બંધ કર્યો. ભીડ બહુ ભારે હતી. મેં ઘાયલને મદદ કરવાનો કે ઉઠાવવાનો કંઇ પણ બંદોબસ્ત કર્યો નહોતો. તે વખતે મદદ કરવી એ મારું કર્તવ્ય ન હતું. એ ડૉકટરી પ્રશ્ન હતો. વચ્ચે વચ્ચે હું મારો ગોળીબાર બંધ કરતો અને તેવી જગાએ ગોળીબાર કરતો કે જ્યાં

સૌથી વધારે ગીચ ભીડ થતી. ભીડવાળાઓ જલદી નહોતા જતા એટલા માટે મેં એમ નહોતું કર્યું; પરંતુ એટલા માટે કે, એકઠા થવાને માટે તેમને સજા કરવામાં આવે એવો મેં દૃઢ નિશ્ચય કરી લીધો હતો.”

આ વાતો તે હત્યારા આદમીની ખૂની પ્રકૃતિનો પૂરો પરિચય આપનારી છે. હવે નજરે જોયેલી વાતો કહેનારાઓની વિગતથી એ બનાવનું વર્ણન સાંભળો. લાલા ગિરધારીલાલ, આ દૃશ્ય પોતાના ઊંચા મકાનમાંથી જોઈ રહ્યા હતા. તેમનું કહેવું છે કે, “સેંકડો મનુષ્યો ત્યાંજ મરેલાં જોવામાં આવ્યાં. સૌથી ખરાબ વાત તો એ હતી કે, જે દરવાજેથી લોકો નાસવા લાગ્યા હતા તેમનાજ તરફ ગોળીબાર કરવામાં આવતા હતા. કેટલાય મનુષ્યો તો નાસતા ટોળાના પગ નીચે કચરાઇ ગયા. લોહીની તો નદી વહી રહી હતી. જમીન પર પડેલા લોકો ઉપર પણ ગોળીબાર કરવામાં આવ્યો. લાશો અને ઘાયલ થયેલાઓની ખબર લેવાનો અધિકારીઓ તરફથી કંઈ પણ બંદોબસ્ત કરવામાં આવ્યો નહોતો. ત્યારે મેં ઘાયલ થયેલાઓને પાણી આપવાની તથા જે બની શકી તે સહાયતા કરી. મેં ફરી ફરીને બધી જગાઓ જોઇ. કેટલીએ જગાઓએ લાશોના ઢગલાના ઢગલાં જોયા. એમાં યુવાનો અને બાળકોની લાશો પણ હતી. કેટલાકનાં માથાં ફૂટી ગયાં હતાં તો કેટલાકની આંખો ફૂટી ગઇ હતી અને કેટલાયનાં નાક, છાતી, હાથ અથવા પગના ચૂરેચૂરા થઇ ગયા હતા. હું માનું છું કે તે વખતે બાગમાં કંઇ નહીં તો એક હજાર મનુષ્યોની લાશો પડી હશે. કેટલાય લોક તો લાશો પણ ન ઉઠાવી શકયા. કેમકે ડાયરના હુકમના બીજા ભાગમાં એમ પણ કહેવામાં આવ્યું હતું કે, રાતના આઠ વાગ્યા પછી કોઇપણ પોતાના મકાનની બહાર ન નીકળે; જો તે પછી કોઈ બહાર દેખાશે તો તે ગોળીબારને યોગ્ય ગણાશે.’.... ....જે ઘાયલ માણસો કોઇ

પણ રીતે બાગની બહાર નીકળી શકયાં હતાં, તેમાંનાં કેટલાંય તો રસ્તામાંજ મરી ગયાં અને તેમની લાશો સડકો પર પડી રહી!"

આ એવો ભીષણ હત્યાકાંડ હતો કે જેને સત્યવાદી ધર્માત્મા એન્ડ્રૂઝે ' કતલ ' કહીને પોકાર્યો છે. આગલે દિવસે સાંજના પાંચ વાગે એજ માણસે ઉર્દૂમાં એક વ્યાખ્યાન આપ્યું હતું, જે આ પ્રમાણે છે: "તમે સારી પેઠે જાણો છો કે હું એક લડાયક માણસ છું. તમે શાંતિ ઇચ્છો છો કે યુદ્ધ? જો યુદ્ધ ઇચ્છતા હો તો સરકાર (?) તેને માટે તૈયાર છે અને જો શાંતિ ઇચ્છતા હો તો મારો હુકમ (?) માનો......નહિ તો હું ગોળી છોડીશ. મારે માટે ફ્રાંસનું યુદ્ધક્ષેત્ર અને અમૃતસર એક સરખું (?) છે.... ...."

એવું કયું હૃદય હશે કે જે આ ક્રૂર સિપાઈની કાયરતાપૂર્ણ વાતોની નિંદા નહિ કરે? જેણે સશસ્ત્ર હોઇને કોઇ પણ પ્રકારની ઇચ્છા વિનાના, દુર્બળ, શસ્ત્રહીન અને જખમી પ્રજાને એવી નિર્લજ્જતાપૂર્વક યુદ્ધને માટે પડકાર કર્યો, જેણે શાંતિની કિંમત પોતાનો (?) હુકમ ગણ્યો અને તેની અવજ્ઞાનો દંડ ગોળીબાર કરવાનો ઠરાવ્યો! આ માણસ ફ્રાન્સના ભીષણ યુદ્ધક્ષેત્રને અમૃતસરની સાથે સરખાવતાં પણ અચકાયો નહિ. આ અંગ્રેજ જાતિની વીરતાનું-તેજસ્વીતાનું એક જીવતું જાગતું દૃષ્ટાંત હતું કે જેણે ભારતનાં બાળકે બાળકની આંખ ઉઘાડી દીધી છે. એણે હંટર કમિટી સામે કહ્યું હતું કે, "સર ઓડવાયરે મારા કાર્યનો સ્વીકાર કર્યો," એથી અમારે નિરુપાયે એમ કહેવું પડે છે કે, ઉક્ત ' કતલ 'નો જવાબદાર હત્યારો ડાયર નથી-પરંતુ અંગ્રેજ સરકાર છે. અફસોસ!

જનતાએ કરેલા અંગ્રેજોના વધ અને અગ્નિકાંડને અમે અત્યંત દુઃખ અને ક્ષોભની દૃષ્ટિએ જોઇએ છીએ. અમે તેનો પક્ષ

હોતા નથી કે તેને અનિંદનીય બતાવતા પણ નથી. પરંતુ ક્રોધી ટોળાનાં માણસોનું કામ ગમે તેટલું ભીરુતાપૂર્ણ, અનીતિમય તથા નીચ હોય, તોપણ તેને માટે સરકાર મારફત શિક્ષા કરવી અથવા ન્યાય કરવો એજ યોગ્ય હતું—નહિ કે બદલો લેવો. અમારે એ માનવુંજ પડ્યું કે બદલોજ લેવામાં આવ્યો અને એ વાત અનેક દાખલાઓથી સાબિત કરી શકાય એમ છે. ૧૦ મી તારીખે અમૃતસરના એક પ્રતિષ્ઠિત રહેવાસી લાલા ઢોલનદાસ જ્યારે અધિકારીઓના બોલાવવાથી તેમની પાસે ગયા, ત્યારે તેમને ક્રોધમાં જોયા. બધાય ક્રોધમાં હતા. મિ. સિમોરે કહ્યું કે, "એક અંગ્રેજના જાનને બદલે એક હજાર હિંદુસ્તાનીઓના જાન લેવામાં આવશે." કોઇ કોઇનો તો નગર ઉપર ગોળીબાર કરવાનો મત હતો. ત્યારે લાલા ઢોલનદાસે કહ્યું કે, "જો કોઈ પણ પ્રકારે સુવર્ણમંદિરના કોઇ પણ ભાગને અડકવામાં આવશે, તો આફતનો અંતજ નહિ રહે." બૅરિસ્ટર મિ. મહમ્મદ સાદિક કહે છે કે, "૧૧ મી તારીખે લાશોના સંબંધમાં જ્યારે હું અધિકારીઓની પાસે ગયો, તો તેમનો બધાનો એજ ભાવ હતો કે, બદલો લીધા વિના નહિ રહેવાય અને જરૂરિયાત ઊભી થતાં નગર પર ગોળીબાર કરવામાં આવશે." સબ ઍસિસ્ટંટ સરજન ડૉ. બાળમુકુંદ કહે છે કે, "૧૧ મી એપ્રિલે સિવિલ સર્જન કર્નલ સ્મિથે કહ્યું હતું કે, જનરલ ડાયર આવે છે અને તે નગર પર ગોળીબાર કરશે. તેમણે નકલ કરીને બતાવ્યું હતું કે કેવી રીતે નગર પર ગોળીઓ છોડવામાં આવશે અને કેવી રીતે તે અર્ધા કલાકમાં જમીનદોસ્ત કરવામાં આવશે." આ રીતે સ્પષ્ટ જણાય છે કે કેમ અને કેવી રીતે ૧૩મી એપ્રિલનો ભીષણ કાંડ ઇરાદાપૂર્વક ઊભો કરવામાં આવ્યો હતો અને વાસ્તવિક રીતે એ ભીડ દૂર કરવા માટે નહિ, પરંતુ ડરેલા લોકોનાં મૂર્ખતાપૂર્ણ કાર્યોનો

પ્રજા પાસેથી બદલો લેવા માટે હતો.

બદલાનો પ્રશ્ન એજ હિંસાનો પ્રશ્ન છે. તે ક્રૂરતા, કાયરતા, નીચતા અને પાપનું એક મિશ્રણ છે. જાતિઓ જેમ જેમ સભ્ય થતી જાય છે, તેમ તેમ બદલાનો પ્રશ્ન તેટલોજ તિરસ્કૃત થતો જાય છે; પરંતુ અંગ્રેજ સરકારે તો બદલોજ લીધો.

હું કહી ચૂક્યો છું કે, બદલો એ હિંસાની નારકીય જ્વાળા છે. તેની તૃપ્તિ લોહીથી થઇ શકતી નહોતી એટલા માટે હવે લોહીથી પણ વધારે થથરાવનારા અત્યાચારોનો વારો આવ્યો !

૧. એક શેરી આગળ કોઇ મિસને ઉદ્ધત ટોળાએ મારી હતી. તે શેરી લોકોને કોરડા મારવા માટે પસંદ કરવામાં આવી; અને તે શેરીમાં દરેક પુરુષને સર્પની માફક પેટે ચાલવાની ફરજ પાડવામાં આવી. આ શેરી સાંકડી, ગંદી તથા કાંકરાઓથી ભરેલી હતી અને દોઢસો ગજ લાંબી હતી.

૨. દરેક અંગ્રેજને જબરજસ્તીથી સલામ કરાવવામાં આવી.

૩. વેશ્યાઓની સમક્ષ પણ સભ્ય પુરુષોને નાગા કરીને કોરડા મરાવવામાં આવ્યા.

૪. વકીલોને ખાસ જમાદાર બનાવવામાં આવ્યા અને તેમની પાસેથી સાધારણ મજૂરોની પેઠે કામ લેવામાં આવ્યું.

૫. પ્રતિષ્ઠાનો વિચાર કર્યા સિવાયજ લોકોને જેમ આવ્યા તેમ પકડવામાં આવ્યા અને તેમનું જૂઠી સાક્ષી આપવા-ગુનો સ્વીકારાવવા માટે અપમાન કરવામાં આવ્યું તેમજ દુઃખ દેવામાં આવ્યું.

૬. અપરાધોની તપાસ માટે તેજ અમાનુષી કાયદા (રોલેટ બિલ)ની રૂએ ખાસ અદાલત બનાવવામાં આવી કે જેમાં અપીલ, દલીલ કે વકીલ કંઇ પણ હતું નહિ.

લાલા મેઘમલ કહે છે કેઃ

“મારું મકાન કૂચા કુરોચનમાં અને દુકાન ગુરુબજારમાં છે. જ્યારે હું સાંજે ઘેર આવ્યો, ત્યારે સૈનિકોએ મને અટકાવીને પેટે ચાલવાનો હુકમ કર્યો. હું નાસી ગયો અને સૈનિકો હતા ત્યાં સુધી બહાર રહ્યો. હું તે દિવસે રાત્રે આઠ વાગે ઘેર પાછો આવ્યો અને મારી સ્રીને તાવે પડેલી જોઇ. ઘરમાં પાણી ન હતું. મોડી રાત વીત્યા પછી મારે જાતે પાણી ભરવું પડ્યું.પછી સાત દિવસ સુધી દવાદારુનો કંઇ પણ પ્રબંધ ન થઈ શક્યો; કેમકે કોઇ ડૅાકટર પેટ ઘસીને ચાલવાનું પસંદ કરતો ન હતો.”

લાલા રલિયારામ કહે છે કે, “જ્યારે હું પેટ ઘસીને ચાલતો હતો, ત્યારે મને બૂટ અને બંદૂકના કુંદાઓની ઠોકરો મારવામાં આવી. તે દિવસે હું ભોજન કરવા ઘેર આવ્યો નહોતો....બરાબર આઠ દિવસ ભંગી ન આવ્યો. ન તો જાજરુ સાફ થયાં અને ન તો કચરોપૂંજો હઠાવવામાં આવ્યો.”

જૈન મંદિરના લાલા ગણપતિરાયજી કહે છે કે, “જે લોકો પૂજા કરવા માટે મંદિરમાં જતા હતા, તેમને પણ એજ રીતે પેટ ઘસીને જવું પડતું હતું.”

મહાનચંદ વીશ વર્ષથી આંધળો હતો. તેને પણ પેટે ચલાવવામાં આવ્યો અને તેને ઠોકરે ચઢાવવામાં આવ્યો.

અબ્દુલ્લા માસ્તરને પણ ઠોકરો મારવામાં આવી. જાડા હોવાને લીધે તેને આખા શરીરે ઉઝરડા પડી ગયા.

આ રીતે લોકોને જ્યારે પેટે ચલાવવામાં આવતા હતા, ત્યારે પણ પવિત્ર કબૂતર અને પક્ષીઓને મારવામાં આવતાં હતાં. પાંજરાપોળ ગંદી કરી નાખવામાં આવી હતી અને સૈનિકોએ શેરીના કૂવાઓ પાસે ઝાડા-પેશાબ કરીને તેને અપવિત્ર કર્યા. સાર-

કારી કથન છે કે, લગભગ પચાશ મનુષ્યોને આ જંગલી અને અમાનુષી સજા કરવામાં આવી.

લોકો પાસે જબરજસ્તીથી સલામ કરાવવાનો જે હુકમ ચાલુ કરવામાં આવ્યો હતો, તેનાં પૂરાં દુઃખની ખબર તો, જેમને એ સલામ કરવી પડી હતી તેમનેજ છે. તેમની પાસે ખાસ ઢબથી સલામજ કરાવવામાં આવતી, એટલુંજ નહિ પણ સલામ ન કરનારાઓને જાતજાતની શિક્ષાઓ પણ કરવામાં આવતી હતી.

તારીખ ૧૮ મી એપ્રિલે લાલા હરગોપાળ ખન્ના બી. એ. પોતાના મિત્રોની સાથે એક શેરીમાંથી જતા હતા. તેમણે જનરલ ડાયરને જોઈને સૈનિક ઢબથી સલામ કરી. એ જોઈને તેમને કહેવામાં આવ્યું કે, "તમને સલામ કરતાં આવડતું નથી, તેથી કાલે રામ બાગમાં હાજર થજો." તેમણે નગરના સુપ્રિન્ટેન્ડન્ટ મિ. પ્લોમરને પૂછ્યું કે, "રામબાગમાં ક્યાં હાજર થાઉં?" તો તેણે એક જમાદારને હુકમ કર્યો કે, "આમને કોટવાળ પાસે લઈ જાઓ. ત્યાં પહોંચાડવામાં આવ્યા પછી, તેમને બેત્રણ માણસોની સાથે ભીની જમીન ઉપર પલાંઠી વાળીને બેસવું પડ્યું. સાંજે સાત વાગે બીજાં માણસો પણ આવ્યાં, તેમને તેજ જમીન પર સૂઇને રાત ગાળવી પડી. સવારે તેઓને રામબાગમાં લઇ જવામાં આવ્યા. જ્યાંસુધી તેમને એક સાર્જંટે સલામ કરતાં ન શીખવ્યું, ત્યાંસુધી તેમને તાપમાં ઊભા રહેવું પડ્યું.

ઑનરરી મૅજિસ્ટ્રેટ મિ. ફિરોજદીન કહે છે કે, "જનરલ અને મિ. પ્લોમરને સલામ કરતી વખતે ઊભા ન થવાને માટે લોકોને કોરડા મારવામાં આવ્યા અને કેદ પકડવામાં આવ્યા. લોક એટલા ભયભીત હતા કે ભૂલ કરીને સજામાંથી બચવા માટે કેટલાક તો એક રીતે એકેક દિવસ સુધી ઊભાજ રહેતા હતા."

બધાની સમક્ષ કોરડા મારવા એ માત્ર અપમાનજનકજ નહિ પણ અતિ દુઃખદાયક હતું. શેરીની અંદર થાંભલા સાથે બાંધીને છ છોકરાઓને ત્રીસ ત્રીસ સોટી (દરેકને) મારવામાં આવી. સુંદરસિંહ ચોથી નામનો એક છોકરો સોટી(ના માર)થી બેભાન થઇ ગયો. એક સૈનિકે તેના મોંમાં પાણી રેડ્યું, એટલે તે ફરીથી ભાનમાં આવ્યો અને ફરીથી તેને સોટીઓ મારવામાં આવી. તે બીજી વાર બેભાન થઇ ગયો; પણ જ્યાંસુધી ત્રીસ સોટીની ગણતરી પૂરી ન થઇ, ત્યાંસુધી તેના મૂર્છિત દેહ પર સોટીઓ પડ્યાજ કરી. બીજા છોકરાઓ સાથે પણ એવુંજ કરવામાં આવ્યું. તેઓ બેભાન હતા, તેમના શરીરમાંથી લોહી વહેતું હતું, તેઓ ચાલવાને અશક્ત હતા. તેમને ઘસડીને થાણામાં પહોંચાડવામાં આવ્યા.

લાલા કનૈયાલાલ જૂના અને આબરૂદાર વકીલ હતા. તેમને પણ ખાસ કૉન્સ્ટેબલ બનાવવામાં આવ્યા. તેઓ કહે છે કેઃ

"જ્યારે કાંઇ પણ આવશ્યકતા ન હતી, ત્યારે બીજા વકીલોની સાથે ૨૨ મી એપ્રિલે મને પણ જમાદાર બનાવવામાં આવ્યો.... ....મારી વૃદ્ધાવસ્થામાં મારી પાસે મજૂરનું કામ કરાવવામાં આવ્યું. મારી પાસે મેજખુરસીઓ ઉંચકાવવામાં આવી અને સખ્ત તાપમાં નગરમાં આંટા મારવા પડ્યા. અમારે જે અપમાન અને ગાળો સહન કરવી પડી, તેથી અમારૂં દુઃખ હતું તે કરતાં પણ વધી ગયું. મને વિશ્વાસ નથી કે, અમારી નિમણુક શાંતિના રક્ષણ માટે હતી; બલકે અમને સજા કરવાની આ એક યુક્તિ હતી."

હાઇકોર્ટના વકીલ લાલા બાલમુકુન્દ ભાટિયા, મ્યુનિસિપલ કમિશ્નર કહે છે કેઃ

"અમારે જમીન પર બેસવું પડતું હતું અને શહેરીઓને કોરડા લગાવવાનું દૃશ્ય જોવાનો અમને ખાસ હુકમ હતો. સાંજે

અમને બધાને એક લાઇનમાં ઊભા રાખવામાં આવતા હતા. લે૦ ન્યૂમૅનને અમારો ઉપરી બનાવવામાં આવ્યો હતો. અમારા માંથી એકને તેણે ઠોકર મારવાની ધમકી આપી હતી. અમારે બરાબર આખો દિવસ હાજર રહેવું પડતું હતું. અમને બરાબર યાદ દેવડાવવામાં આવતું હતું કે, અમે જમાદારથી વધારે કંઈજ નથી અને અસાવધાની કરવાથી કોરડા, જેલ તથા મોત સુધીની શિક્ષા અમને કરી શકાય છે. કુલ ૯૩ વકીલોનું આ રીતે અપમાન કરવામાં આવ્યું હતું.”

લાલા ગિરધારીલાલ કહે છે કે, “મને યાદ છે કે, પોલિસે તારીખ ૧૨ મી એપ્રિલથી લોકોને પકડવાનું શરૂ કર્યું અને તે પછી તે ક્રમ કદી તૂટયો નથી. કોઈ પણ આરોપ મૂક્યા સિવાયજ પોતાના શાંતિપૂર્ણ કારોબારમાં લાગી રહેલા લોકોને પકડવામાં આવતા હતા અને મહિનાઓ સુધી સડાવવામાં આવતા હતા.

જ્યારે તેમને માલૂમ પડયું કે, પોલિસ તેમની તપાસમાં છે, ત્યારે તેઓ પોલિસના અધિકારી પાસે ગયા. તેમને તરતજ હાથકડીઓ પહેરાવી દેવામાં આવી અને પૂછવા છતાં પણ કારણ બતાવવામાં આવ્યું નહિ. ૨૨મી એપ્રિલના અગિયાર વાગ્યાથી બીજા દિવસના સવારના આઠ વાગ્યા સુધી તેમને કંઈ પણ ખાવાનું આપવામાં આવ્યું નહિ. તેમને એક નાનકડી ઓરડીમાં દશ યા અગિયાર માણસોની સાથે પૂરી દેવામાં આવ્યા. એક ખૂણામાં દુર્ગંધ ફેલાવતું વાસણ હતું. સવારે થોડી મિનિટ માટે તેમને જાજરુ વગરે જવા માટે બહાર કાઢવામાં આવ્યા અને પાછા તેજ ઓરડીમાં પૂરી દેવામાં આવ્યા. તેમને નાહવાની કે કપડાં બદલવાની આજ્ઞા નહોતી. એક જમાદાર પાસેથી તેમને પાણી મળ્યું. મે માસમાં બધા વખત કરતાં વધારે ગરમી પડે છે, તેથી તેમનાં દુઃખનું અ-

નુમાન કરી શકાય છે. પછી જ્યારે તેમને અમલદારની સામે રજૂ કરવામાં આવ્યા, ત્યારે એકે તેમના સંબંધી અપમાનજનક વાતો કહી. ૨૪ મી મેને દિવસે તેમને જેલમાં મોકલવામાં આવ્યા. જ્યાં માણસોને અયોગ્ય એવો ખોરાક ખાવા માટે મળતો હતો. ૨૭ મીએ તેમના સાથીઓ સાથે તેમને હાથકડીઓ પહેરાવી લાહોર મોકલવામાં આવ્યા. તેમની સાથે જે વાત કરતું તેને પણ તરતજ પકડવામાં આવતું. લાહોર સ્ટેશનથી કોર્ટ સુધી બે માઇલ તેમને પગપાળા લઈ જવામાં આવ્યા. રસ્તામાં પોલિસ ઇન્સ્પેક્ટરે તેમને પાણી પીવા દીધું નહિ. કોર્ટ બહાર આખો દિવસ તેમને ઊભા રહેવું પડયું; ત્યાંથી તેમને સેન્ટ્રલ જેલમાં મોકલવામાં આવ્યા જ્યાં એ દરેક જણને ૭ ફૂટ લાંબા, ૨ ફૂટ પહોળા અને ૪ ફૂટ ઊંચા લોઢાનાં પાંજરાંમાં પૂરવામાં આવ્યા.

શેઠ ગુલામમહમ્મદને તારીખ ૨૦ મી એપ્રીલે નમાજ પડતા હતા ત્યાંથી પકડવામાં આવ્યા. થાણામાં જવાહરલાલ ઇન્સ્પેક્ટરે તેમની દાઢી પકડીને એટલા જોરથી થપ્પડ મારી કે તે ધ્રૂજી ઊઠ્યા. પછી તેણે કહ્યું કે, "કહી દો કે ડૉ. કિચલૂ અને સત્યપાલે છઠ્ઠી તારીખની હડતાલ પળાવવા માટે મને ઊભો કર્યો હતો અને મને એમ કહીને ઉત્તેજિત કર્યો હતો કે, દેશમાંથી અંગ્રેજોને મારીને હાંકી કાઢવા માટે અમે બોંબનો ઉપયોગ કરીશું !" તેનો ઇનકાર કરવાથી ઇન્સ્પેક્ટરે પોતાના એક સિપાઇને કહ્યું કે, "આને અંદર લઇ જઇને ઠીક કરો." થોડાંક પગલાં લઇ ગયા પછી જમાદારે કહ્યું કે, "ઇન્સ્પેક્ટર, જેમ ઇચ્છે છે તેમ કહી દો." પણ તેમણે એ વાતનો ઇનકાર કર્યો. ત્યારે જમાદારે તેમનો હાથ પકડીને તેને ખાટલાના પાયા નીચે દબાવી દીધો અને તેના ઉપર આઠ જમાદાર બેસી ગયા. જ્યારે તેમને અસહ્ય પીડા થઈ, ત્યારે તેઓ બૂમ પાડીને બોલ્યા કે, "મને છોડી દો, જેમ કહેશો તેમ કરીશ." તેમને ફરી ઉઠ્યા

અમલદાર પાસે લાવવામાં આવ્યા અને ફરીથી તેમણે ડૉક્ટરોને ફસાવવાનો ઇનકાર કર્યો. ત્યારે તેમને એક ઓરડીમાં પૂરી દેવામાં આવ્યા. પછી તેમને નેતરની સોટીઓ અને થપ્પડો મારવામાં આવી. આઠ દિવસ પછી તેમણે હારીને તેમની ઇચ્છા પ્રમાણે કહેવાની વાતનો સ્વીકાર કર્યો. તેમને મૅજિસ્ટ્રેટ આગા ઇબ્રાહીમખાંની પાસે લઈ જવામાં આવ્યા. ત્યાં તેમણે બધી વાતો કહી દીધી. આખરે દશ દિવસ પછી તેમને એ શરતે છોડવામાં આવ્યા કે, દરરોજ થાણામાં આવીને હાજરી આપી જવી.

સરદાર આત્માસિંહને જનરલ ડાયર સમક્ષ તારીખ ૧૩ મી એપ્રીલે પકડવામાં આવ્યા હતા. તેઓ કહે છે કે, "તેમણે મારો એક હાથ કપડાથી બાંધ્યો અને તેમની સાથે કેટલીએ શેરીઓમાં ઘસડ્યો." એક બ્રિટિશ સૈનિકે તેમને પાણી પીવા દીધું નહિ. રાત્રે નવ માણસોને એક નાની સરખી કોટડીમાં પૂરવામાં આવ્યા. ૧૫મીએ તેમને જનરલની સમક્ષ પહોંચાડવામાં આવ્યા. પછી એક ઝાડ સાથે બાંધવામાં આવ્યા. જ્યાં તેમને ગાળો દેવામાં આવી અને તેમની મશ્કરી કરવામાં આવી. એક સાર્જન્ટે તેમનું સોનાનું ઘડિયાળ અને અને વીંટી ખૂંચવી લીધી. મહમ્મદ ઇસ્માઇલ અને તેમના બાપ તથા અબદુલ અજીજને પણ પકડીને સતાવવામાં આવ્યા. લાલા રલિયારામ અઠ્ઠાવન વર્ષના વૃદ્ધ પેન્શનર છે. એક દારોગાએ તેમને મિસ શેરવુડને માર મારનારનાં નામ બતાવવા કહ્યું. તેમણે કહ્યું કે, "હું કંઇ નથી જાણતો, કેમકે હું તે વખતે ત્યાં હતો નહિં." આથી તેમને નેતરની સોટીથી મારવામાં આવ્યા અને તેમની દાઢી ખેંચી કાઢવામાં આવી. લાલા દાદૂમલને મારવામાં અને પેટે ચલાવવામાં આવ્યા, તેમને તથા તેમના બન્ને દીકરાઓને પકડવામાં આવ્યા અને તેમણે પોલિસને માટે બજારના શાહુકારને સો રૂપિયા આપ્યા. ફરીથી પકડવામાં આવ્યા એટલે બીજા પચાસ રૂપિયા

આપવા પડ્યા. તેમની દુકાનેથી પોલિસ જબરજસ્તીથી મલાઈ વગેરે ખાતી હતી. તેમના છોકરાને આઠ દિવસ પરહેજ રાખવામાં આવ્યો અને તેને ત્રીસ સોટીઓ મારવામાં આવી. લાલા સખારામે જોયું કે, ધનીરામને બેસાડવામાં આવ્યા હતા અને તેમની પાસે તેમના પગ નીચે હાથ ઘલાવીને કાનપટ્ટી પકડાવવામાં આવી હતી.

ગુલામકાદરને કેદ કરીને લૂંટનો માલ પૂછ્યો અને કહ્યું કે, "ભગતનવાલા સ્ટેશન લૂંટનાર અને સળગાવનારાઓમાં બેત્રણ માણુસોનાં નામ કહી દો." તેનો ઇનકાર કરવાથી તેમને ખૂબ મારવામાં આવ્યા. તેમનું કહેવું છે કે, "મેં પીરા ગુજરને જમીન ઉપર પડેલા જોયા અને એક હવાલદારે અમીરખાં દરોગાની સામે તેની ગુદામાં એક લાકડી ખોસી. હું એ હવાલદારને દીઠે ઓળખી શકું છું. તે બરાબર બૂમ પાડતો રહ્યો, પણ પોલિસે દયા ન દેખાડી." મિરાજદીન નાઈની પણ ગુલામકાદરની જેમજ દુર્ગતિ કરવામાં આવી. મસ્જિદના ઇમામગુલામ જીલાનીને સૌથી વધારે દુઃખ દેવામાં આવ્યું. તેનું પૂરું વર્ણન રોમાંચકારી અને ભીષણ છે. તેનું સમર્થન મિયાં ફિરોજદીન અને બૅરિસ્ટર ગુલામમસીન પણ કરે છે. મહમ્મદશફી પણ એમજ કહે છે અને તેમનું કહેવું છે કે, એવુંજ કષ્ટ એક ખૈરદીન નામના માણુસને પણ આપવામાં આવ્યું હતું, જે આખરે મરી ગયો હતો. મિયાં કમરુદ્દીનખાં જમીનદાર અને હાજી શમશુદ્દીન જમીનદાર પણ ગુલામ જીલાનીની ચોટોને જોયાની વાત કહે છે. હાજીનું કહેવું છે કે, "એ લોકોએ તેમની ગુદામાં લાકડી ખોસી દીધી હતી અને તેમની દશા બહુજ શોચનીય હતી. તેમને ઝાડોપિશાબ થઈ રહ્યો હતો. પોલિસવાળા તે દેખાડી દેખાડીને અમને કહેતા હતા કે, જે સાક્ષી નહિ આપે તેમની આવીજ દશા થશે.

બૅરિસ્ટર મિ૦ બદહલ ઇસ્લામ અલીખાંને ૧૮ મી એપ્રિલે

પકડવામાં આવ્યા. પોલીસ તેમની સ્ત્રીના સૂવાના ઓરડામાં ઘૂસી ગઈ. જ્યારે સ્ત્રીએ તેમને નીકળી જવાનું કહ્યું ત્યારે તેમણે ના પાડી. થાણામાં મિ. પ્લોમરે તેમને કહ્યું કે "આજ માણસ પંજાબનો ગવર્નર થવા માગે છે."તેમને અસહ્ય દુઃખ દેવામાં આવ્યાં.

ઉપર જે અંધાધૂંધી, ધરપકડો અને જૂઠી સાક્ષીઓ તૈયાર કરવા માટે આપવામાં આવેલાં ઘોર દુઃખોનું વર્ણન છે, તે માર્શલ–લોના નામે કરવામાં આવેલા અત્યાચારોનું સૌથી ભીષણ દૃશ્ય છે. એથી માલૂમ પડે છે કે, ખૂન પણ કરવામાં આવ્યાં અને જૂતાં પણ મારવામાં આવ્યાં; ગળાં પણ કાપવામાં આવ્યાં અને નાક પણ કાપવામાં આવ્યાં; જાન પણ લેવામાં આવ્યા અને આબરુ પણ લેવામાં આવી. આ પુસ્તકમાં વિસ્તારથી આ પાપ–કથાનું વર્ણન કરવું મારે માટે અશક્ય છે. આ ભીષણ હત્યાકાંડની તપાસ માટે કાંગ્રેસ કમિટીએ જે કમીશન બનાવ્યું હતું અને જેના પ્રમુખ ગાંધીજી હતા, તેણે લગભગ ૧૭૦૦ માણસોની સાક્ષીઓ લીધી છે. તેમાંથી બેચાર ઉતારીને હું આ દુઃખદાયી અધ્યાય પૂરો કરીશ.

× × × × ×

પંજાબ ચેમ્બર ઑફ કૉમર્સના ડેપ્યુટી ચેરમેન અને અમૃતસરની ફ્લોર અને જનરલ મિલ્સ કંપનીના મેનેજીંગ ડાયરેક્ટર લાલા ગિરધારીલાલે કરેલું વર્ણન (અમૃતસર):

"૧૫ મી એપ્રિલે દુકાનો ઊઘડી અને હડતાલનો અંત આવ્યો. હડતાલ બાદ શહેરમાં સાધારણ રૂપથી કામકાજ શરૂ થવાથી શાંતિપૂર્વક અને દિલાસાભર્યા ભાવથી વ્યવસ્થા કરવાને બદલે અધિકારીઓએ લોકોનાં દિલોમાં ભયનો સંચાર કરવાને માટે મર્યાદાનો ભંગ કરનાર જાતજાતના ઉપાયોથી કામ લીધું. શહેરના

બધા વકીલોને સ્પેશ્યલ જમાદાર બનાવવામાં આવ્યા, તેમનું અપમાન કરવામાં આવ્યું અને તેમને ગાળો ભાંડવામાં આવી. તેમને ખુલ્લી રીતે કોરડા મરાતા દેખાડવામાં આવ્યા અને મજૂરોની જેમ તેમની પાસેથી સામાન ઉપડાવવામાં આવ્યો. શહેરના બધા યુરોપિયનોને સલામ કરાવવામાં આવી. જેમણે સલામ ન કરી તેમને પકડીને થાણામાં પૂરી દેવામાં આવ્યા. કેટલાકને તો સખ્ત તડકામાં કલાકો સુધી ઊભા રહેવાનો હુકમ આપવામાં આવ્યો અને કેટલાકને થોડા વખત સુધી મહાવરો પાડીને સલામ કરતાં શીખવું પડ્યું. આબરુદાર પુરુષોને હાથકડીઓ પહેરાવવી એ તો દરરોજનો બનાવ થઈ રહ્યો હતો. પેટે ચલાવવાનો અમાનુષિક અને અસહ્ય હુકમ કેટલાય દિવસો સુધી ચાલુ રાખવામાં આવ્યો. એક આંધળા માણસને પણ તેમજ કરવું પડ્યું અને ન કરી શકવાથી તેને લાતો મારવામાં આવી. પોલિસ અનેક જાતના નિર્દયતાપૂર્ણ ઉપાયોથી લોકોને અત્યંત પીડા આપતી હતી. ઊંચા હાથ બાંધીને કોરડા મારવા એ તો સાધારણ વાત હતી. લગભગ એવું થયું કે, માણસોના હાથ ખાટલાના પાયા નીચે દબાવીને તેના પર ઘણા માણસો બેસતા હતા. કબજામાં રાખેલા લોકોને ઝાડાપેશાબ માટે સહેજ પણ હુકમ આપવામાં આવતો ન હતો. ગાળો દેવી, ધોલો મારવી અને લોકોની દાઢીમૂછોના વાળ ઉખેડવા એ તો હલકી સજાઓ ગણવામાં આવતી હતી. તે એટલે સુધી કે પોલિસ જે ઇચ્છતી તેજ બાબતો કરાવવા માટે તેણે કેટલાય માણસોની હથેલી પર ધગધગતા કોલસા સુધ્ધાં રખાવ્યા હતા. એક માણસના હાથોમાં ખીલા મારવામાં આવ્યા, એકને મૂતર પીવાની ફરજ પાડવામાં આવી અને બીજાઓની ગુદામાં લાકડીઓ ખોસવામાં આવી!!!

× × × × ×

અમૃતસરની એક દુઃખી વિધવાએ કરેલું વર્ણન:

"તારીખ ૧૦ મીએ લગભગ અગિયાર વાગે મારો દીકરો ગુરદિત્તા ઘેરથી સ્ટેશન તરફ રવાના થયો. તેને અમારાં સંબંધીઓને મળવા માટે હુશિયારપુર જિલ્લાના મેકારિયાન નામના સ્થાનમાં જવાનું હતું. તે રેલવે પુલ પર થઇને જતો હતો, તેવામાં તેના બન્ને પગોમાં ગોળી વાગી. તેને અમારી દુકાને આણવામાં આવ્યો, કે જ્યાં તે સોનાનું જરીકામ કરતો હતો. મેં ડૉકટર ઇશ્વરદાસને બોલાવ્યા. તેમણે એની પાંચ દિવસ દવા કરી. મારી શેરીમાં રહેનાર જમાદાર બુઆદિત્તા આવ્યો. તેણે પૂછ્યું કે 'પગોમાં ચોટ કેમ કરીને લાગી?' ખબરઅંતર પૂછીને તે ચાલ્યો ગયો અને થોડીજ વાર પછી કેટલાક જમાદારોને લઇને આવ્યો. તેમણે મારા માંદા છોકરાને બહુ માર્યો અને થાણામાં લઇ ગયા. પછી તેને ઇસ્પિતાલમાં મોકલવામાં આવ્યો. જ્યાં તે પંદર દિવસ સુધી રહ્યો અને પછી થાણામાં મોકલવામાં આવ્યો. જ્યાં તેને બાવીશ દિવસ સુધી રાખવામાં આવ્યો. પછી તેને મિ. વકીલ સમક્ષ હાજર કરવામાં આવ્યો, ત્યાં તેને બે વર્ષની સખ્ત કેદની સજા કરવામાં આવી. તેને અમૃતસરની જેલમાં પાંચ દિવસ રાખવામાં આવ્યો. તે એટલો તો કમજોર હતો કે કોઇ પણ પ્રકારનું સખ્ત કામ કરી શકે એવો ન હતો; તેથી જમાદાર બૂટાસિંહે તેને બહુ ખરાબ રીતે માર્યો. આ વાત પોતાની નજરે જોનાર બિસનદાસે મને કહી હતી, ત્યાંથી તેને મોંટગોમરી–જેલમાં મોકલવામાં આવ્યો. જ્યાંથી મને તાર મળ્યો કે, 'તે મરી ગયો છે!!' તેના મરણના સમાચાર સાંભળીને મારી વિધવા દીકરી સુવર્ણ મંદિરના તળાવમાં ડૂબી મરી! અમને બધાંને રોટલા ખવડાવનાર તેજ હતો!!!"

× × × ×

જલિયાનવાલા બાગ પાસે રહેનાર વિધવા રતનદેવીએ કરેલું વર્ણન:

"જ્યારે મેં ગોળીઓના અવાજ સાંભળ્યા, ત્યારે હું સૂતી હતી. હું તરતજ ઊઠી, કેમકે મારા પતિ ત્યાં ગયા હતા. મને તેમની ચિંતા થઇ. હું રડવા લાગી અને બાગ તરફ ચાલી. ત્યાં લાશોના ઢગલામાં મને મારા પતિની લાશ મળી! બે બીજી સ્ત્રીઓ મને મદદ કરવા સાથે આવી. ત્યાં જવાનો રસ્તો લોહીથી તરબોળ અને લાશોથી ઢંકાયલો હતો. થોડી વાર પછી લાલા સુંદરદાસના બન્ને છોકરા ત્યાં આવ્યા. મેં તેમને કહ્યું કે, 'મારા ધણીની લાશ ઘેર લઈ જવા માટે ક્યાંયથી ખાટલો લાવી આપો.' છોકરા ઘેર ગયા અને મેં બે સ્ત્રીઓને પણ મોકલી. તે વખતે રાતના આઠ વાગી ગયા હતા અને કર્ફ્યુ ઑર્ડરના ડરથી કોઇ પોતાના ઘરની બહાર નીકળી શકતું નહોતું. હું રોતી અને રાહ જોતી ત્યાંજ ઊભી રહી. લગભગ સાડાઆઠ વાગે એક શીખ સજ્જન ત્યાં આવ્યો. તેની સાથે બીજા પણ કેટલાક માણસો હતા, કે જેઓ લાશોની વચ્ચે કાંઇ (કોઇની લાશ) શોધી રહ્યા હતા. હું તેમને ઓળખતી ન હતી; તેમ છતાં મેં પ્રાર્થના કરી કે, 'આ જગાએ લોહી ભરાઇ રહ્યું છે, મને કૃપા કરીને મદદ આપો તો હું મારા પતિની લાશને સૂકી જગાએ સુવાડું.' તેમણે લાશનું માથું પકડ્યું અને મેં પગ પકડ્યા—એ રીતે ઉપાડીને તેમને સૂકી જમીન પર મૂક્યા. મેં રાતના દશ વાગતા સુધી વાટ જોઇ, પણ ત્યાં કોઇ આવ્યું નહિ. હું ઊઠી અને અહલૂવાલા કતરા તરફ જવા ઊપડી. મેં વિચાર કર્યો કે, ઠાકુરદ્વારાના વિદ્યાર્થીઓને કહીશ કે, તેઓ મારા પતિની લાશ ઘેર લઇ જવામાં મને મદદ કરે. હજી હું દૂર તો ગઇએ નહોતી એટલામાં પાસેના એક મકાનના બારણામાં બેઠેલા એક માણસે

પ્રશ્ન કર્યો કે, 'આ વખતે અહીં કેમ આવી છે?' મેં કહ્યું: 'હું મારા પતિની લાશ ઘેર લઇ જવા માટે થોડા માણસોની તપાસમાં છું.' તેણે કહ્યું: 'હું એક ઘાયલ (મનુષ્ય) ની સેવામાં છું અને આઠ વાગી ગયા છે, તેથી આ વખતે તને કોઇ પણ મદદ કરી શકે એમ નથી.

"ત્યાંથી હું કતરા તરફ ચાલી અને વળી એક માણસે એવોજ પ્રશ્ન કર્યો. તેને પણ મેં ઉપર્યુક્તજ પ્રાર્થના કરી અને તેણે પણ એવોજ જવાબ આપ્યો. હું ત્રણ કે ચારજ કદમ આગળ વધી હોઇશ એટલામાં એક વૃદ્ધ માણસને હુક્કો પીતો અને તેની પાસે કેટલાક માણસોને સૂતેલા મેં જોયા. મેં હાથ જોડીને તેમને પણ મારી બધી વાત કહી સંભળાવી. તે વૃદ્ધ માણસે મારા ઉપર દયા કરીને માણસોને મારી સાથે જવા કહ્યું. પરંતુ તેમણે કહ્યું કે, 'રાતના દસ વાગી ગયા છે, એટલે અમે ગોળી ખાઇને મરવા માટે ત્યાં નહિ જઇએ.' આ વખતે તો અમે અમારી જગાએથી ખસવાના પણ નથી.' આ સાંભળી હું પાછી ફરી અને મારા મરેલા પતિની પાસે રામ આશરે બેઠી. સંયોગાનુસાર મને એક વાંસનો ટુકડો મળી ગયો. તેને મેં કૂતરાંઓને દૂર રાખવા માટે મારા હાથમાં રાખ્યો હતો. મેં જોયું કે, ત્રણ માણસો તરફડિયાં મારી રહ્યા છે અને એક ભેંશ છેલ્લા શ્વાસ લઇ રહી છે. બાર વર્ષના એક છોકરાએ દુઃખમાં મને પ્રાર્થના કરી કે, 'આ જગા છોડીને જશો નહિ.' મેં તેને કહ્યું કે, 'જો તને ટાઢ વાતી હોય તો હું ઓઢાડું.' તેણે પાણી માગ્યું પણ ત્યાં પાણી ક્યાંથી હોય? મેં કલાકે કલાકે વાગતા ટકોરાના અવાજ બરાબર સાંભળ્યા. લગભગ બે વાગતાં, એક દીવાલ પાસે ફસાઇ પડેલા સુલતાન ગામના એક જાટે મને કહ્યું કે, 'મારી પાસે આવીને મારો પગ ઊંચો કરો.' હું ઊઠી અને તેનાં લોહીલોહાણુ થયેલાં કપડાં પકડીને તેનો પગ ઉઠાવ્યો.

સાડાપાંચ વાગ્યા સુધી કોઇ ન આવ્યું. લગભગ છ વાગે લાલા સુંદરદાસ, તેમના દીકરા અને મારી શેરીના કેટલાક માણસો ખાટલો લઇને આવ્યા અને હું મારા પતિની લાશ ઉપડાવીને ઘેર આવી ....મેં આખી રાત ત્યાંજ ગાળી હતી. મને કેવું કેવું થતું હતું તેનું વર્ણન કરવું અસંભવિત છે. લાશોના ઢગલાના ઢગલા ત્યાં પડી રહ્યા હતા. કેટલીક લાશો સીધી પડી હતી, તો કેટલીક ઊંધી. તેમાં કેટલીય તો ગરીબ–નિર્દોષ બાળકોની હતી! હું તે દૃશ્ય કદી ભૂલનાર નથી. એ નિર્જન જંગલમાં હું આખી રાત એકલીજ રહી. × × × × × આથી વધારે બીજું કાંઈ હું કહી શકતી નથી. મારું દુઃખ એક હું જાણું છું અને બીજો ઈશ્વર જાણે છે."

એક ગરીબ સ્ત્રીએ કરેલું વર્ણન:

" મારું મકાન બાર મકાનોની વચમાં છે. ચાર દિવસ સુધી અમે ખાધાપીધા વિના રહ્યાં. મારી ચાર વરસની છોકરી બીકની મારી મરી ગઈ. તે હમેશાં એવીજ બૂમો પાડી ઉઠતી હતી કે, 'બા, સિપાઇ લોક કબૂતર મારવા આવ્યા છે. તેઓ મને પણ મારી નાખશે.' આ (ડર)થી તેને તાવ આવ્યો. અમે તે ઘર પણ છોડી દીધું; પરંતુ બીકે તેનો છેડો ન છોડ્યો અને તે આઠમે દિવસે મરી ગઈ.... ....!

અમૃતસરની એક બીજી અભાગણીએ કરેલું વર્ણન:

" × × × બીજાઓની સાથે મને પણ પકડવામાં આવી અને થાણામાં લઈ જવામાં આવી. ત્યાં બેંકનો લૂંટાયલો માલ આપી દેવાનું અમને કહેવામાં આવ્યું. પન્ના, રાખી અને રાણીને પણ એમજ કહેવામાં આવ્યું. મને મારો સુરવાળ ઉતારવાનું કહ્યું. પોલિસના દબાણને લીધે મારે સુરવાળ ઉતારી દેવો પડયો. આવુંજ વર્તન મારી બહેન ઇકબાલનની સાથે પણ કરવામાં આવ્યું. આથી

પોલિસના માણુસો ખૂબ ખુશ થયા અને હસ્યા. રાતના દસ વાગે અમને ઘેર જવાનો હુકમ કરવામાં આવ્યો; પણ સવારે ફરીથી આવવા કહ્યું. પાંચ દિવસ એમજ થયા કર્યું. કોઈ કોઇ વાર અમારી જનનેન્દ્રિયમાં લાકડીઓ ખોસવામાં આવતી હતી. અમને દરેકને સોટીઓ મારવામાં આવતી હતી અને ખૂબ ગાળો દેવામાં આવતી હતી. પછી જ્યારે અમે તેમને આ પ્રમાણે રૂપિયા આપ્યા ત્યારેજ અમે જવા પામ્યાં.

"બલોચને રૂપિયા ચાલીસ, રાણીએ રૂપિયા વીસ, રાખીએ રૂપિયા વીસ અને ઇકબાલન, પન્ના તથા મારી બહેન ફિરોજે રૂપિયા ચાલીસ આપ્યા.....બીજી પણ કેટલીક છોકરીઓ પાસેથી પૈસા વસૂલ લેવામાં આવ્યા. અમે બધાંએ આ રકમો સુંદર જમાદાર અને ફાજલ હવાલદારને ચૂકવી હતી."

કસૂરની વેશ્યાઓએ કરેલું વર્ણનઃ

"....એક દિવસ કસૂરની બધી વેશ્યાઓને ભડવાઓ સાથે સૈનિકોના કસૂર સદર રેલવે સ્ટેશન ઉપર સાંજના ચાર વાગે હાજર થવા માટે હુકમ કરવામાં આવ્યો. એમ પણ કહેવામાં આવ્યું કે, 'જો કોઇ વેશ્યા હાજર નહિ રહે તો તેને ગોળીથી મારવામાં આવશે.' ત્રીજે પહોરે બધી વેશ્યાઓ સ્ટેશન પર હાજર થઇ. અમારામાંથી કોઇને પણ ખબર ન હતી કે અમને શા માટે બોલાવવામાં આવી છે. અમને કહેવામાં આવ્યું કે–એ હુકમ માર્શલ લૉના અધિકારીએ કર્યો હતો. કોઇ રહી તો નથી ગઈ, તેની તપાસ કરવા માટે સૈનિક અમારે ઘેર ગયો હતો. જ્યારે અમે સ્ટેશન પર પહોંચ્યાં ત્યારે ત્યાં કૅપ્ટન ડૉવેટ તથા બે ત્રણ અધિકારીઓ મળ્યા. અમને તેજ પ્લેટફૉર્મ ઉપર સિગ્નલના લોઢાના કંપાઉન્ડની પાસે ઊભી રાખવામાં આવી. થોડીજ વાર પછી એક માણસને લોઢાના કંપાઉન્ડ

(ના થાંભલા) સાથે બાંધવામાં આવ્યો અને તેને જોતા રહેવાનો અમને હુકમ આપ્યો. દારોગા કે પોલિસનો બીજો કોઇ અધિકારી હાજર ન હતો. અમારાથી નેતરની સોટીઓ મરાતી ન જોઈ શકાઈ, જેથી અમે અમારાં મોઢાં ઢાંકવા પ્રયત્ન કરવા લાગી; પરંતુ કેપ્ટન ડોવેટે એ ભયંકર દૃશ્ય દેખાડયું અને કહ્યું કે, 'પ્યાર કરવાથી જે ફળ મળે છે તે સાવધાનીથી જુઓ.'....પાંચ માણસોને નેતરની સોટીઓ માર્યા પછી તેમાંના દરેકને અમારી પાસે લાવવામાં આવ્યા અને અમારામાંથી દરેકને તેનું લોહીલોહાણ શરીર જોવાનું કહ્યું. જ્યારે કરમશાહને સોટીઓ મારવા માંડી ત્યારે પીડાથી તે બહુ મોટેથી રડી પડ્યો. અમે તે દૃશ્ય જોઇ શકી નહિ. અમે અમારી દૃષ્ટિ ખસેડી લીધી; પણ કૅપ્ટન ડૉવેટ અમારી વચ્ચે આવ્યો અને અમને બહુ નિર્દયતાપૂર્વક ધક્કા મારીને સોટીઓ મરાતી જોવાની ફરજ પાડી. તેણે અમને ધમકી આપી કે, 'જો તમે સાવધાનીથી સોટીઓ મરાતી નહિ જુઓ તો તમને પણ સોટીઓ મારવામાં આવશે............"

લગભગ વીસ સ્ત્રીઓએ કરેલું વર્ણન.:

"અમે બધી અમારા ઘરોમાં અથવા જ્યાં હતી ત્યાંથી અમને બોલાવવામાં આવી અને નિશાળની પાસે એકત્ર કરી. અમને અમારો ઘૂંઘટ દૂર કરવા કહ્યું, અમને ગાળો ભાંડવામાં આવી અને અમને એટલા માટે જબરજસ્તી કરવામાં આવી કે, ભાઇ મૂળસિંહે સરકાર વિરુદ્ધ ભાષણ કર્યું હતું. એવું અમારે કહી દેવું. આ બનાવ ગયા વૈશાખ મહિનાની આખરમાં સવારને વખતે મિ. બોસવર્થ સ્મિથની હાજરીમાં બન્યો. તેઓ અમારી તરફ થૂંકયા અને ઘણીય ખરાબ ખરાબ વાતો કહી. તેમણે અમારામાંથી કેટલીકને લાકડીઓ મારી, અમને એક હારમાં ઊભી રાખવામાં આવી અને અમારી પાસે અમારી કાનપટ્ટી પકડાવવામાં આવી.

તેમણે ગાળો દેતાં દેતાં અમને કહ્યું: 'માખીઓ! જો હું તમને ગોળી મારૂં તો તમે શું કરી શકો તેમ છો? (છટ્!)"

એક બીજી સ્ત્રીનું વર્ણન:

"........એક દિવસ મિ. બોસવર્થ સ્મિથે અમારા ગામના આઠ વર્ષથી ઉપરના બધા પુરુષોને, ગામથી કેટલાક માઇલ દૂર આવેલા પાકા બંગલામાં તપાસ માટે ભેગા કર્યા. જ્યારે પુરુષો બંગલા ઉપર એકત્ર થયા હતા ત્યારે તે ઘોડેસવાર થઇને અમારા ગામમાં આવ્યો અને પોતાના માણસોને લઇને બંગલા તરફ જતાં રસ્તામાં મળેલી સ્ત્રીઓને પણ પાછી વાળી લાવ્યો. ગામમાં આવીને તે બધી ગલીઓમાં ફરી વળ્યો અને બધી સ્ત્રીઓને હુકમ કર્યો કે ઘરમાંથી બહાર નીકળો. તેણે જાતે પોતાની સોટીથી કેટલીઓને બહાર કાઢી. અમને બધાંને ગામના થાણા પાસે ખડી કરી. સ્ત્રીઓ તેની આગળ હાથ જોડીને ઊભી રહી. તેણે કેટલીકને લાકડીથી મારી, તેમના પર થૂંક્યા અને અત્યંત બીભત્સ અને ન બોલાય એવી ગાળો ભાંડી. તેણે મને બે વાર મારી અને મારા મોં પર થૂંક્યો પછી જબરજસ્તીથી પોતાની લાકડી વડે બધાના ઘૂંઘટ ખોલ્યા. તેણે વારંવાર અમને ગધેડી, કૂતરી, માખી, સૂવ્વર કહી અને કહ્યું કે, 'તમે તમારા પુરુષો પાસે સૂઈ રહો હતી તેમ છતાં તેમને નુકસાન કરવા જતાં ન રોકયા. હવે તમારા પાયજામાની અંદર જમાદાર જોશે....આવું વર્તન, જ્યારે અમારાં મરદો બંગલા પર હતા, ત્યારે કરવામાં આવ્યું."

આ એવા બીભત્સ અત્યાચારોના નમૂના છે કે, જેના ઉપર ટીકા ટિપ્પણીની જરા પણ જરૂર નથી. માત્ર એટલુંજ કહેવું યોગ્ય છે કે, સરકારે આ અત્યાચારી અધિકારીઓને શિક્ષા કરવાનો હજી સુધી કંઈજ પ્રયત્ન નથી કર્યો. પરંતુ તેમને મુક્ત કરવા માટે

તરતજ એક નવો કાયદો, બહુ વિરોધ કરવા છતાં પણ એવો જલદી બનાવવામાં આવ્યો કે, જે તદ્દન આપાપન્થી કહી શકાય છે. એ તમામ પાપી, ખૂની, નીચ, અને લાંચિયા, બેઇમાન અધિકારીઓ હજુ સુધી બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વચ્છંદતા અને પ્રસન્નતાથી નાગરિકોના પૂર્ણ અધિકાર સાથે રહ્યા છે. જેનો અર્થ એ છે કે, ઉપલા બધા બનાવો સરકારને મંજૂર છે અને તે તેને અત્યાચાર નથી માનતી અને તેથીજ તે એની જવાબદાર છે.

આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, વારંવાર પ્રતિજ્ઞાઓ તોડવાથી, ખિલાફતના મામલામાં તુર્કો પર અન્યાય કરવાથી અને આ ભીષણ અપમાનપૂર્ણ જુલમ કે જેને કોઇ પણ જાતિ સહન કરી શકતી નથી, તેના પર આખા દેશે ક્ષોભ, વિરોધ અને ક્રોધ પ્રગટ કર્યો છે. પણ સરકારે તેની શરમથી કે યુદ્ધની મદદની કૃતજ્ઞતાના ખ્યાલથી પણ પોતાના ગૌરવ અને જવાબદારીને યોગ્ય કાર્ય ન કર્યું.

આ સિવાય મહાત્મા ગાંધીજીએ અત્યંત ધૈર્ય અને સહનશીલતા તથા વિશ્વાસપૂર્વક સરકારના ન્યાયની રાહ જોઇ. તે એટલે સુધી કે તેમણે જનતાનો તિરસ્કાર અને કટુવચનો પણ સાંભળ્યાં; પરંતુ તેમને એ વાતનો ભરોસો હતો કે, અત્યાચાર એ નીચ અને સ્વાર્થી અધિકારીઓના વ્યક્તિગત અપરાધ છે. પરંતુ આખરે તેમને વિશ્વાસ બેસી ગયો કે, અમારી ધારણા પાયા વગરની છે અને તેમણે હારીને આ ભયંકર અપમાનપૂર્ણ ભીષણ અત્યાચારના વિરોધમાં યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી કે, જે દરેક આબરૂદાર માણસનું કર્તવ્ય હતું.



# अध्याय ७ मो–ज्वाळामुखी

ભારતમાં જ્વાળામુખી ફાટી નીકળ્યો છે. આ જ્વાળામુખીની ભવ્ય પ્રશાંત મૂર્તિ, ઉન્નત આકાર, અચળ સ્થિરતા, અપ્રતિમ સહિષ્ણુતા એ વીસમી સદીને માટે જોવા લાયક વસ્તુઓ છે. એના નાનકડા મુખથી જે ઉજ્જ્વળ જ્યોતિમય જ્વાળા નીકળે છે, તે જોવામાં સર્વ રીતે હૃદયહારી છે, પણ સમસ્ત સંસારના લોકોએ સચેત થઈ જવું જોઇએ કે, આ અંદરનો પ્રચંડ ધગધગતો મહાગ્નિ, સમુદ્રનો છંટકાવ છે—એ નૈસર્ગિક સમુદ્ર પાતાળ સુધી ઊંડા છે અને હવે તેજ ક્ષુદ્ર મુખદ્વારા આકાશ સુધી ઊંચો પહોંચવા માગે છે. સમસ્ત સંસાર તેમાં ભસ્મ થઇ જશે; કેમકે સંસાર જૂઠો અને પ્રકૃતિનો ઉપાસક થઇ ગયો છે. પાપની મલિનતાને ભસ્મ કરી દેવા માટે આ જ્વાળા કરુણાથી ભીંજાઇને વહેનારી છે. આ જ્વાળામુખી મહાપુરુષ ગાંધીજી છે.

વાચકોમાંથી જેમણે ગાંધીજીને જોયા છે, તેઓ મારી વાત નહિ સમજે અને જેઓ તેમની પાસે રહે છે, તેઓ પણ નહિ સમજે. જ્વાળામુખી કદી સમજી શકાય તેવી વસ્તુ હોતી નથી. અન્તઃસ્તલની આગ કદી જોવાની વસ્તુ નથી—નૈસર્ગિક ટપકતી ભીષણતા કદી સહેલાઈથી જાણી શકાય તેવી વસ્તુ નથી. ગાંધીજી પણ સમજવાની અને જાણવાની વસ્તુ નથી.

એ વીસમી સદીનો વિકાસ છે. એ દુનિયાભરના દુઃખી જીવો-

ના વિશ્વાસની મૂર્તિ છે. એ જગતના ન્યાયનો અવતાર છે. એ અમારા ભવિષ્યકાળનું પ્રારબ્ધ છે. એ એથી વિશેષ પણ કંઈક છે. પરંતુ તેને અમે કહી શકતા નથી, તેમજ સમજી પણ શકતા નથી.

મહાપુરુષ ગાંધીજી અત્યારે જીવિત છે. અમે આ લોકોત્તર છાયાને સાધારણ રીતે નહિ, દૂરથી પણ નહિ, પણ અત્યંત નજીકથી ઘોર યુદ્ધ કરતી જોઈ રહ્યા છીએ. એક બાજુ સંસારનો માયાવાદ છે–અર્થશાસ્ત્ર છે–પશુબળ છે–જેણે દરેક વીરને, દરેક મનસ્વીને, દરેક આત્મવાદીને મોહ પમાડીને ગુલામ બનાવી દીધા છે અને બીજી બાજુ આ એકલોજ યોદ્ધો છે.

દુર્બળ શરીર, મલિન તેજ, વિચારશીલ મસ્તક, વ્યથિત હૃદય, થાકી ગયેલું મન; પણ? પણ પ્રખર આત્મતેજ, પ્રદીપ્ત ચૈતન્ય બુદ્ધિ, અદ્ભુત ક્ષમા, અપૂર્વ આત્મવિશ્વાસ, ભીષણ સાહસ, અલૌકિક સત્ય અને અપ્રતિમ નિર્ભયતાથી સજાયેલ એ યોદ્ધો પ્રત્યેક ક્ષણે વિજય તરફ વધી રહ્યો છે.

એજ મહાપુરુષ ગાંધીજી છે. અમારાં ભવિષ્યનાં સંતાનો અમારા સૌભાગ્યને એટલા માટે યાદ કરશે કે, અમે ગાંધીજીના વખતમાં જીવતા હતા અને આ ધૈર્યવાન યોદ્ધાએ દેશની રાજ્યનૈતિક આકાંક્ષાઓને અને અંગ્રેજોના રાજ્યનૈતિક છળપૂર્ણ સ્વેચ્છાચારોને તેમના આત્મમંથનને માટે છોડી દીધા હતા. કેમકે મનુષ્યજાતિની માનવતા ઉપર તે મહાપુરુષ અશ્રદ્ધા રાખી શકતા ન હતા. પરંતુ પંજાબના હલકા અત્યાચારો અને મર્મસ્પર્શી અપમાનોને જોવાની તેમનામાં તાકાત ન હતી. એનો અર્થ એવો હતો કે, જે જાતિની આ સંપત્તિ છે, તેમાં જીવતા રહેવાની યોગ્યતા ન હતી–તેમનું લોહી ઠંડું પડી ગયું હતું. જે સરકાર કાયદો અને નિયમ કહીને બાળકોની હત્યા કરે છે, સ્ત્રીઓની આબરૂ હલકી

પાડે છે, નાગરિકોને નાગા કરીને પૂંઠની ચામડી ચાબુકોથી ઉતરાવે છે, ઘૃણિત કીડાઓની જેમ જમીન ઉપર પેટે ચલાવે છે, તે સરકાર સાથે, જેની છાતીમાં વાળ છે, જે મર્દ છે, જેના લોહીમાં ગરમી છે, જે ઇન્સાનની આબરુને જાણે છે અને જેને આબરૂ વહાલી છે, તે કદી સહકાર કરશે નહિ.

જયારે આ નરકેસરીએ અસહકારના યુદ્ધની ઘોષણા કરી હતી, ત્યારે હિંદુસ્તાનના વાઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડે એક વાર ગર્વથી કહ્યું હતું કે, “ અમે અસહયોગને તેની જાતેજ મરી જવા માટે છોડી મૂકીએ છીએ.” તે વખતે એ જાણવામાં આવ્યું નહિ કે, ઉક્ત વાતને કાઉન્સિલના માનનીય સભાસદોએ કયે કાને સાંભળી. પણ આજ તો એ સાબિત થઇ ગયું છે કે, વાઇસરૉયનું એ કથન, કે જે અમારી જાતીય ઇચ્છાનું ભયંકર અપમાન હતું, તે કેટલે સુધી અવિચારી અને બાલીશતાપૂર્ણ હતું.

જે અસહયોગ ઉપર સંસારના એકાંત તપસ્વીનો હાથ છે, જે અસહયોગનો સીધો સંબંધ આત્મબળ સાથેજ છે અને જેના બળ પર અમે યુરોપના દંભપૂર્ણ અહંકારને હરાવવા માગીએ છીએ, તેનું આવું અપમાન અમે માત્ર એટલાજ માટે સહી શકીએ છીએ કે અમે ગુલામોની ઓલાદ છીએ—ગુલામીમાં ઊછર્યા છીએ અને ગુલામીની હવામાં શ્વાસ લઇ રહ્યા છીએ. કોઇ પણ તેજસ્વિની જાતિ પોતાની જાતીય ચળવળને આટલી તુચ્છતાની દૃષ્ટિએ જોવા દઈ શકે નહિ.

પરંતુ જેવો પ્રકૃતિના ઉપાસકોનો વિચાર છે કે, અમે ગુલામીમાં ઊછર્યા છીએ અને શ્વાસ જરૂર લઇ રહ્યા છીએ, પણ અમે ગુલામોની ઓલાદ નથી. અમારા હૃદયમાં ભગવાન શ્રીકૃષ્ણનો ધર્મ છે. નસોમાં પૃથ્વીના વિજેતાઓનું લોહી છે અને મસ્તકમાં

તપસ્વીઓની બુદ્ધિ છે. અમે લડીશું. અમે ઋષિસંતાનના ગર્વને કદાચ ભૂલી પણ જઈએ; તોપણ અમારામાં એટલી સમજણ રહી છે કે જેથી અમે 'મનુષ્ય' હોવાના ગર્વને ભૂલી શકીએ નહિ.

એજ સિદ્ધાંત પર અસહયોગનું પ્રશાંત–રક્તપાત વિનાનું યુદ્ધ શરૂ કરવામાં આવ્યું છે. સરકાર સાથે લડયા વિના ન્યાયનું રક્ષણ થઈ શકે તેમ ન હતું. પણ જેઓ તલવારના જોરે સરકાર સાથે લડવા ચાહે છે, તે મૂર્ખ છે. આ વાત નૈતિક દૃષ્ટિએ તો અત્યાચાર છે અને પરિસ્થિતિના ખ્યાલથી એકદમ મૂર્ખતા છે.

એજ મહાપુરુષ ગાંધી અમારા સેનાપતિ છે. અમારી ભવિષ્યની પ્રજા અમારા સૌભાગ્યને એટલા માટે વધાવશે કે અમે ગાંધીના સમયમાં જીવતા હતા અને આ અદ્ભુત યુદ્ધને પોતાની આંખોએ જોઈ ચૂકયા છીએ અને જો સ્વરાજ્યના વાયુમંડળમાં શ્વાસ લેવાનું ભાગ્ય પ્રાપ્ત થયું–આયુષ્યે દગો ન દીધો–તો વૃદ્ધાવસ્થામાં અમારા જુવાન પૌત્રો અમારી ધોળી દાઢીના વાળોને કૌતુક અને શ્રદ્ધાથી દેખતાં દેખતાં એજ મહાપુરુષની કથા બહુ પ્રેમ અને આનંદથી સાંભળશે. એ દેશનો પિતા, સૌને સાંભળવાની, જાણવાની, જોવાની અને યાદ રાખવાની વસ્તુ થઈ પડશે.

એ ઉજ્જવળ ખાદી, એ ચરખાની વિરાટ યોજના અને એ રક્તપાત સિવાયનું યુદ્ધ, મૃત્યુ પર વિજય મેળવનાર થશે–એ એક ઇતિહાસ થશે.

વીસમી સદીનું આ અક્ષય ધન છે. જીવિત સમુદાયને માટે આ અદ્ભુત સત્ત્વ છે. તેના ઉદ્ગાર ઠંડા છે, પણ તે હવામાં સળગી ઊઠે છે–એ આગથી મોટાં મોટાં અગ્નિતુલ્ય સત્ત્વો કંપે છે. એ આગ નાનાથી મોટા સુધી સૌને સમાનપણે ઉપયોગી છે. એ અક્ષય છે, એ અપૂર્વ છે, એ કામધેનુ છે. ભારતનાં ભાગ્ય ખૂલ્યાં

છે કે, એ ભારતને હાથ લાગી છે.

એ વાત ઘણી જલદી સાબિત થઇ જશે કે, અસહયોગના મૃત્યુનું સ્વપ્ન જોવું, એ મસ્તકની નબળાઇનું ચિહ્ન છે અને હું ખાતરી રાખું છું કે, જે અસહયોગના આપોઆપ મૃત્યુની આશા સુયોગ્ય વાઇસરોય ચેમ્સફર્ડની હતી, તેને માટે ધુરંધર અધિકારીઓને ભારે ભારે તીવ્ર ઝેર તૈયાર કરવાં પડશે. હવે ગૌરવ અને આત્મત્યાગના નામ ઉપર આપણું એ કર્તવ્ય હોવું જોઇએ કે, મહાપુરુષ ગાંધીજીની વાતોને આપણે સમજી લઇએ. તેમનું કહેવું છે કેઃ

"આપણે માટે એ શરમની વાત છે કે, માત્ર એક લાખ ગોરા એકત્રીસ કરોડ એવા આપણી ઉપર પૂર્ણ સ્વેચ્છાચાર અને રાજનૈતિક કપટપૂર્ણ રાજ્ય કરી રહ્યા છે અને એ ઘોર નિંદાની વાત છે કે, તેને પોતાની દરેક તજવીજોનો સ્વછંદતાથી પ્રયોગ કરવામાં અમારો સહયોગ મળી રહ્યો છે. અમે સાપની માફક પોતાનાંજ ઈંડાં ખાયા કરીએ છીએ. દેશ એ ઇચ્છે છે કે, અંગ્રેજોની પાશવશક્તિ નષ્ટ કરી દેવામાં આવે અને એમ દેખાડી દેવામાં આવે કે, પાશવશક્તિથી ભારતમાં એક દિવસ પણ રાજ્ય થઇ શકતું નથી."





# अध्याय ८ मो—आत्मरक्षणना विश्वव्यापी युद्धमां भारतनुं स्थान

વીસમી સદી એ યુદ્ધની સદી છે. કદાચ યુગનો આ અંતિમ-કાળ છે. આ સદીમાં આત્મરક્ષણને માટે સમસ્ત બ્રહ્માંડમાં યુદ્ધ થઈ રહ્યું છે. આ યુદ્ધમાં ભારત પણ સામેલ છે. તેથી એ વિચાર કરવો જરૂરનો છે કે, આ યુદ્ધમાં ભારતનું સ્થાન કેવું છે.

વાત તો એ છે કે, ભારત યુદ્ધને યોગ્ય નથી. સંસારની દૃષ્ટિએ યુદ્ધને ઉપયોગી જે સામગ્રીઓ છે, તે ભારતની પાસે નથી. ભારતનું ભાગ્ય–ભારતનું જીવન–ભારતનું સર્વસ્વ—બીજાઓના હાથમાં છે. ભારત માત્ર ભિક્ષા માગી શકે છે–મદદ માગી શકે છે–સહાનુ-ભૂતિ મેળવી શકે છે. સંસારની મહાજાતિઓ એના પર દયા કરે, કૃપાદૃષ્ટિ કરે અને સહાનુભૂતિ પ્રગટ કરે, તો એ તેને આશરે જીવવાની–આત્મરક્ષણની–આશા કરી શકે છે.

ભારતે એમજ કર્યું. તેણે જર્મન, અમેરિકા અને સમસ્ત વિ-શ્વની સભ્યતાની સહાનુભૂતિ, દયા, ન્યાય અને મદદ માટે પ્રાર્થના કરી, પણ પરિણામ કંઇ ન આવ્યું. લોકોએ આ રુદન મશ્કરી-માં ગણી કાઢયું. ભિખારીની આર્ત્તમૂર્તિ જોઇને જે નિષ્ઠુર મનુષ્ય હસી કાઢતો નથી અને દયા કરે છે, તે પણ એક પૈસો આ-પીને પોતાની દયાનો છેડો લાવે છે! કરે પણ શું? શું પોતાનું

ઘર આપી દે ? કે કપડાં ઉતારી આપે ? પરંતુ એ એક પૈસાથી ગરીબ ભિખારીનું ભિખારીપણું નષ્ટ થતું નથી.

રસ્તો ભૂલભરેલો હતો. દયાની માગણી કરીને ભારતે રહી-સહી વાત પણ ખોઈ. જર્મન, અમેરિકા કે સંસારની નાગરિકતા પણ પોતાનાં કૃપાકટાક્ષથી તેને ન્યાલ ન કરી શકી—એ અસંભવિત હતું. કોઇના કૃપાકટાક્ષથી કદી કોઇ ન્યાલ થયું નથી.

જે વખતે સંસારની નિદ્રા તૂટી, સંસારને આત્મરક્ષણની ભૂખ લાગી, તેજ વખતે સંસારે જોયું કે, પોતે આત્મરક્ષણમાં પરાધીન છે.

લડાઈ ચાલી. તલવારો ઊપડી, મારકાપ ચાલી અને જમીન લોહીથી રંગાઇ ગઇ. જર્મનીએ જોયું કે, અંગ્રેજોએ તમામ ઠેકાણાં કબજામાં લઈ લીધાં. મહાન અમેરિકાએ તેની ભાષા સ્વીકારી લીધી. ફ્રાન્સનો વેપાર અને સંગઠનપ્રણાલીએ તેનો માર્ગ કાઢી લીધો. રશિયામાં જાગૃતિ થઇ રહી; પણ તેના ઘરમાં પૂરતી જગા છે. હવે હું શું કરૂં ? મારાં આ સિંહના જેવાં બચ્ચાં, મારી આ ઊગતી આશાઓ પ્રશિયાના મુલકોમાં શું બંધાઇ રહેશે ? અહીં તો એનો દમ નીકળી જશે—વિનામોતે મરશે. તેણે જોયું કે આપણે પાછળથી ચેત્યા છીએ. લોકો પોતપોતાની મતલબ સાધી ચૂકયા. કોઈ વહેવારિક ઉપાય બાકી રહ્યો નથી. એટલે તેણે કહ્યું—વીરભોગ્યા વસુંધરા છે. સૌને હટાવી કાઢીશ. નકામી જાતિઓ મરશે અને ત્યાંના ધગધગતા તડકામાં મારાં બાળકો રમી ખાશે. તેણે તલવારરૂપી ઝાડુ વડે સૌને વાળી—ઝૂડીને સાફ કરવા ઇચ્છયું. લોહીવાળા ચોખાથી પૃથ્વીની મહાશક્તિઓની પસંદગી કરવામાં આવી. પ્રતિજ્ઞા—પત્રોને તુચ્છ કાગળના ટુકડા કહીને ફેંકી દીધાં અને લોહી અને લોઢાની ધૂન મચી.

સંસાર શૂન્યવત્ થયો. સમુદ્ર પર રાજ્ય કરવાની ડિંગ માર-

નાર અંગ્રેજોનાં પાટલૂન બગડી ગયાં. અંગ્રેજ બહાદુર લંડનના સંધીગૃહમાં છુપાઇ બેઠા અને શક્તિશાળી લંડન નગરીએ પોતાના બધા શણગાર ઉતારી દીધા; રાત્રે તેનાં ઘરોમાં દીવા પણ ન સળગ્યા.

ફેશનેબલ ફ્રેંચો, છબીલા પારિસના મસ્તકેથી રાજધાનીનો મુગટ ઉતારી લઇને કેટલાય માઇલ દૂર નાઠા. બિચારું બેલ્જિયમ ફસાઇ પડ્યું–સભ્યતા ઉપર કઠણ સમય આવ્યો. પરંતુ અંતે જર્મનીની પડતી થઇ. અંગ્રેજ જીત્યા! કેવી રીતે? શું અંગ્રેજ વીર છે? નહિ; ત્યારે શું અંગ્રેજ ધૈર્યવાન છે?–નહિ. ત્યારે? ત્યારે હવે એક વાત રહી. અંગ્રેજો મુત્સદ્દી છે; મુત્સદ્દીપણાથી તેની જીત થઈ. વીરતાનો જમાનો વહી ગયો. તલવારની શક્તિ જતી રહી. શક્તિ હમેશાં એક જગાએ નથી રહેતી. તે લક્ષ્મી કરતાં વધારે ચંચળ છે. તે લક્ષ્મીની પહેલાં નાસી જાય છે.

જર્મનીની આકાંક્ષાની અપેક્ષાએ રશિયાની આકાંક્ષાનું યુદ્ધ કંઇક મહત્ત્વનું છે. હું એ વિશ્વાસપૂર્વક કહી શકું છું કે, જર્મનીને અંગ્રેજોએ યા અમેરિકાએ નથી હરાવ્યું. જર્મનીને રશિયાની આકાંક્ષાના યુદ્ધે હરાવ્યું છે. રશિયાની આકાંક્ષાની આગ જર્મનીમાં અંદર ને અંદર લાગી અને કૈસરનું મહત્ત્વ નાબૂદ થયું. કૈસરને તલવાર છોડી દેવી પડી!!

રશિયાની આ આગમાં કોઇ પદ્ધતિ નથી અને જો હોય તોપણ તે ગણવા યોગ્ય નથી. ત્યારે એક વાત એ છે કે, આ આગ અપવિત્રતા અને સત્તાઓને એકદમ બાળીને ખાખ કરી દે છે. આ આગ બોલશેવિઝમના નામથી પ્રખ્યાત છે. તેનો કોપ સત્તાઓ ઉપર છે. જો કે સેંકડો વર્ષોથી સંસાર ઉપર સત્તાએ સ્વેચ્છાચાર કર્યો છે, પણ રશિયા તેમાં વધી ગયું. આ વિકાસ રશિયામાં

ઉત્પન્ન થવાનું એક એ પણ કારણ હતું કે, ત્યાંનો અત્યાચાર પોતાનીજ જાતિ ઉપર હતો. લોકો લોહીના ઘૂંટડા પીને, વખત વિચારીને, વિદેશીના અત્યાચાર સહી શકે છે; પરંતુ પોતાના સહન કરી શકતા નથી. કૈસરને આંગણે જગા ન હતી; તેનાં બાળકો પગ લંબાવીને સૂઇ શકતાં ન હતાં. તેણે તલવારના જોરથી પાડોશીઓનાં ઘર ખાલી કરાવવાની ઇચ્છા કરી હતી, પણ રશિયાની દશા આથી ઊલટી હતી. તેની પાસે જગા તો બહુ હતી, પણ તેના તૈયાર થતાં બાળકોને સ્વેચ્છાપૂર્વક રમવાનો હુકમ ન હતો. તેમને બળપૂર્વક અટકાવવામાં આવતાં હતાં. તેમણે પોતાનાજ શિર ઉપર તલવાર ઉઠાવી અને પોતાના રાજાને માર્યો. જ્યાં બાળક માંદુ થતાં રાજાની મૂર્તિ ધોઇને પાવામાં આવતી હતી, ત્યાં રાજાને પદભ્રષ્ટ કરીને કેદી બનાવવામાં આવ્યો. અંતે તેને ગોળીથી ગાંડા કૂતરાની જેમ મારી નાખવામાં આવ્યો, તેની સ્ત્રી અને બાળકને સુધ્ધાં ધરતી ઉપરથી હતાં–નહતાં કરી નાખ્યાં. ઘણાં વર્ષો પહેલાં ફ્રાંસે આજ કર્મ કર્યું હતું. રશિયામાં તેની પુનરાવૃત્તિ થઇ.

પણ આ અત્યાચાર હતો. મૂળ કારણ બન્ને જગાએ એક છે, પણ પ્રકારમાં ભેદ છે. કૈસરે પાડોશી પર અત્યાચાર કર્યો, જ્યારે રશિયાએ પોતાના રાજા ઉપર. કૈસરની પડતી થઇ, પરંતુ રશિયા સાવચેત રહ્યું છે, તેથી તેની પડતી નહિ થાય એવી આશા છે. તેનું કારણ વીરતા નથી. હું કહી ચૂક્યો છું કે, વીરતા જો તલવારની વસ્તુ હોય, તો હવે તેનો જમાનો સમાપ્ત થઈ ગયો છે. રશિયાની સફળતા અને જર્મનીની હારમાં કંઇ ગંભીર કારણ હતાં. જર્મનીની આકાંક્ષા એક ગર્વિષ્ઠ અને સ્વેચ્છાચારી વ્યક્તિની આકાંક્ષા હતી અને રશિયાની આકાંક્ષા એ સમસ્ત દેશની આકાંક્ષા હતી. એ સિવાય રશિયાની આકાંક્ષા અત્યંત બેચેન હતી. તેમનાં કષ્ટ ચાલુ અને અસહ્ય હતાં; પણ જર્મનીની આકાંક્ષા ભવિષ્યની હતી

અને તે બીનજરૂરી હતી; આ સિવાય એક વાત બીજી પણ હતી. રશિયાની આકાંક્ષા જર્મનીમાં ઉદય પામી ગઇ હતી. કૈસરનો વ્યવહાર રશિયાના ઝારના જેવો સ્વેચ્છાચારી હતો અને પ્રજા ધીમે ધીમે તેનાથી કંટાળી રહી હતી; પણ વીરતા, અભ્યાસ અને સમયે પ્રજાને દબાવી રાખી હતી.આ રીતે કૈસર એકલો હતો,તેનું ન ચાલ્યું–તે જીતી ન શકયો–માત્ર સંસારને હેરાન કરી શકયો.

આજ એ વાત માલૂમ પડી છે કે, સત્તાઓની સામે સમસ્ત સંસારને ઓછોવત્તો વિરોધ કોણ જાણે કયારનોએ હતો. રશિયાએ તેની વિરુદ્ધ લડવાનો એક નિર્ભય માર્ગ જનતાને બતાવી દીધો. એથીજ રશિયાના આ ભયંકર વિપ્લવને જયારે જગતની સત્તાઓ ભયભીત થઇને જોઇ રહી છે, ત્યારે સમસ્ત જનતા ઉત્સાહ અને ધ્યાનથી જોઇ રહી છે. સત્તાધારી માણુસો જો જનતાના આ ઉત્સાહ અને ધ્યાનને નિહાળી સાવધાન નહિ થઇ જાય, તો તેઓની મૂર્ખાઇ અક્ષમ્ય ગણાશે. સમસ્ત યુરોપનું તે તરફ ધ્યાન ખેંચાઇ રહ્યું છે અને એશિયામાં પણ જયાં જયાં દેશદેશાન્તરોના સમાચારો આવે–જાય છે, ત્યાં પણ એ તરફ ધ્યાન ખેંચાઈ રહ્યું છે.

ભારતનો એ સંબંધી પ્રેમ અને રુચિ હોવી સ્વાભાવિક હતી. તેને તો જાણે તેજ મળી ગયું, કે જેને તે ખોળી રહ્યો હતો. તે કચરાયલો, માર ખાધેલો, ઠગાયલો, દગો દેવાયલો અને અપમાન પામેલો દેશ છે. આ બધું તેણે બહુ કુલીનતાનો દાવો રાખીને સહન કર્યું છે. તે પોતાની જાતને, પોતાના પૂર્વચરિત્રને જાણીને પણ એ સહન કરતો રહ્યો છે–એ કોઇ સાધારણ વાત ન હતી–વળી એ પણ આશ્ચર્યની વાત ન હતી કે, તે આ મારકણા બળદો પાસેથી મારતાં શીખી જાત. પણ નહિ, ભારતે પોતાનું આર્યત્વ દેખાડયું. ભારત લડવામાં જરૂર સામેલ થયું છે; કેમકે

લડવું એ અનિવાર્ય હતું. પરંતુ આ લડવું અદ્ભુત, અલૌકિક અને ભારતના સ્થાનને ઉચ્ચ કરનાર છે.

સૌથી મોટી વાત આ યુદ્ધમાં એ છે કે, તે અત્યાચાર, છળ-કપટ અને ખૂનખરાબીની ઘૃણા કરે છે અને પોતે તે ઉપાયોને કામમાં નથી લેતા અને નહિ લે. બીજી વાત એ છે કે, તેના આ યુદ્ધની નીતિ એ છે કે, મારવા કરતાં મરવાની યોગ્યતા પ્રાપ્ત કરવામાં વીરતા છે. તે મારવાનું શિક્ષણ નથી લઇ રહ્યો—તે મરવામાં નિર્ભયતાનો અભ્યાસ કરી રહ્યો છે. કેટલીય જાતિઓ ઇતિહાસમાં ગણાવી શકાય છે કે જેમને મરવાનું સાહસ ન હોવાને કારણે પોતાનું અસ્તિત્વ ગુમાવી દેવું પડ્યું. ભારતે આ સાહસ ખોઇ નાખ્યું હતું. તે મરી રહ્યો હતો. હવે તેણે ફરીથી સાહસ ખેડ્યું છે. હવે તે બહુ ભારે અદમ્ય ઉત્સાહથી શિક્ષણ અને શક્તિનો સંચાર કરી રહ્યો છે.

ભારત ધર્મપ્રધાન દેશ છે. ભારત કોઇના અધિકાર છીનવી લેવા માટે લડી રહ્યો નથી. તે પોતાના અધિકાર માગે છે. જે ખૂની છે, જેના હાથમાં નાગી તલવાર છે અને જેને નિર્મમ હોવાનું પ્રમાણ મળી ગયું છે, તેની સંમુખ હથિયાર સિવાય અને તેની કંઇ પણ પરવા કર્યા સિવાય અચળ અને અટળ રહીને ભારત પોતાના અધિકાર પ્રાપ્ત કરી રહ્યું છે. આ ભારતનું વ્યક્તિત્વ છે અને સંસારના રક્તમય યુદ્ધમાં તેનું આસન સર્વોપરી છે. બધાના કરતાં તેની આકાંક્ષા—તેની માગણી અને તેનું યુદ્ધ પણ અહિંસાત્મક ધર્મના ન્યાય પર છે.





# अध्याय ९ मो—असहयोग

જે સભ્યતા જીવનભર શાંતિ અને પ્રેમપૂર્વક પોતાના પાડોશીઓ સાથે રહેતાં શીખવી શકતી નથી, તેની સાથે અમે સહકાર નહિ કરીએ. જે સત્તા અધિકારોની સત્તાઓને ઉચ્છૃંખલ રીતે છોડી મૂકીને આશ્રિતો ઉપર બળાત્કાર કરવા દે છે, તે સભ્યતા સાથે અમે સહકાર નહિ કરીએ. જે સભ્યતા માણસને માણસ સમજવા દેતી નથી, મનુષ્યોમાં ભાઇચારો સ્થપાવા દેતી નથી, મનુષ્યોના પ્રેમને ખીલવા દેતી નથી, માનવસમાજને નૈસર્ગિક જીવનથી દૂર લઇ જાય છે; જ્યાં બદાબદી, દોડાદોડી, ઇર્ષ્યા, આળસ, વૈર, ઘૃણા, રક્તપાત, સ્વાર્થ, ચોરી, વ્યભિચાર અને હત્યા છે તે રાક્ષસી સભ્યતા સાથે અમે સહકાર નહિ કરીએ, કદી પણ નહિ કરીએ.

જ્યાં આત્માની સત્તા સ્વીકારવામાં આવતી નથી, મનુષ્યની તાત્કાલિક સત્તાઓને શક્તિ માનવામાં આવે છે, જ્યાં મનુષ્યત્વનો વધ કરવામાં આવે છે, ત્યાં–તે દેશમાં, તે જાતિમાં–જ્યાં તે સભ્યતાનો વાસો છે–ત્યાં કોઇ પણ સજ્જન નહિ જાય. તેનો ચળકાટ, રૂપ અને આકર્ષણ વેશ્યાની સમાન ત્યાજ્ય છે.

જે સભ્યતાએ અમારૂં હિન્દુપણું નષ્ટ કરીને અમને વિદેશી ટુકડા ખાતા કૂતરા બનાવ્યા, જે સભ્યતાએ અમારા શાંત જીવનને

સંતાપ પામેલું બનાવ્યું, જે સભ્યતાએ ખુલ્લે બજારે અમને મૂર્ખાઓની ઓલાદ બતાવી, જે સભ્યતાએ અમારાં બાળકોના પવિત્ર કંઠને વિદેશી ભાષાના અઘરા ઉચ્ચારોથી અસ્તવ્યસ્ત કરી નાખ્યા, જે સભ્યતાએ પિતા અને પુત્રના જીવનને છિન્નભિન્ન કરી નાખ્યું, જે સભ્યતાની કૃપાથી બ્રાહ્મણ પિતાનો પુત્ર સાહેબ બની ગયો, સાધ્વી સતીઓને જેણે લેડી બનાવી, જે મહિલાઓ વેદમાં 'असूर्यपश्या'ના નામથી પ્રખ્યાત હતી-જેમને સૂર્ય જોઈ શકતો ન હતો, તે મહિલાઓને બજારની ધૂળ ફાકાવી, જેણે હિન્દુત્વના પગ કાપી કાપીને અમને ગાંડાં કૂતરાંની જેમ સડાવી સડાવીને મારી નાખવાનો ઇરાદો રાખ્યો, જેણે પવિત્ર ગંગાજળની જગાએ દારુ, શુદ્ધ દૂધની જગાએ ઉચ્છિષ્ટ સોડાવૉટર, ઘીની જગાએ માંસ અને આરામની જગાએ કાળી મજૂરી આપી; જેણે અમારી શાંત પવિત્ર કુટિરોમાં આગ સળગાવી દીધી, જેણે અમારી નાનીસરખી સુખી કુટિરોને ઉજ્જડ બનાવી દીધી, તે સભ્યતા અમારા ક્રોધને પાત્ર છે, તે અમારી શત્રુ છે, તે રાક્ષસી ગમે તેટલી સુંદરી, માયાવિની અને લોભાવનારી કેમ ન હોય; અમે તેને મારી નાખીશું, ફાંસી દઈશું, ગળું રૂંધાવી દઈશું, ટુકડે ટુકડા કરી નાખીશું અને તેની સાથે સહકાર નહિ કરીએ.

એ પવિત્ર 'વેદમંત્રોના ઘોષ, એ સુંદર ગાયની (દૂધની) ધારા નીકળવાનો મધુર અવાજ, એ આરોગ્ય અને સ્વચ્છંદતાપૂર્ણ ગ્રામજીવન, એ પાડોશીઓનો ભાઈચારાનો વહેવાર, એ સુખ અને એ મોજ ક્યાં ગયાં ? હાય ! ક્યાં ગયાં ? એજ રાક્ષસી ખાઈ ગઈ ! એણેજ તેમનો નાશ કર્યો ! એણેજ તેમને સળગાવી દીધાં. !

એ વેશ્યા છે, જ્યાં વેશ્યાનું રાજ્ય હોય, ત્યાં કુળવધૂ રહી શકશે ? ત્યાં શાંતિ રહેશે ? ત્યાં ત્યાગ રહેશે ? ત્યાં સુખ રહેશે ?

ત્યાં તૃપ્તિ રહેશે? ત્યાં જીવન રહેશે? કદાપિ નહિ. તેને લીધે કંઇ પણ નથી રહ્યું. અમારા માથાની ચોટલીઓ જતી રહેતાં માથાની જરૂરિયાતો વધી ગઇ. વીર યુવક મિસ્તર બની ગયા. સારૂં ધોળું સફેદ ખમીસ પહેરીને, પસંદ કરેલી ઝીણી ધોતી પહેરીને, સુકાઇ ગયેલા ગાલ ઉપર તેલફુલેલ ચોપડીને, સ્ત્રીઓ-ની જેમ પટિયાં પાડીને એક પાતળીશી સોટી લઇને નીકળે છે. એ દેશના યુવક છે? એ આર્ય જાતિરૂપી વૃક્ષનો આધાર છે? એમનાજ બળ ઉપર સંસારના વંટોળિયા અને તોફાનોના સપાટા સહન કરવાની હોંશ રાખવી છે?

મેળવી લો; કોઈ વ્યભિચારી, વેશ્યાગામી લંપટની સાથે કોઇ સભ્યતામાં રંગાયલા યુવકનાં સર્વ લક્ષણ મેળવી લો. જો ન મળે તો મારી કાનપટ્ટી પકડો અને આ પુસ્તકને ફાડી નાખો.

આ પટિયાં, આ જનાના ફૅશનનાં કપડાં, આ નાજુકતાભરી ચાલ, આ ભાવપૂર્ણ વાતોના ઢંગ, એ ઊંડી ઊતરી ગયેલી આંખો, એ નિસ્તેજ ચહેરો, એ મરઘડી જેવી પાતળી ગરદન, એ બેસી ગયેલા ગાલ, શોભા વિનાના દાંત, મડદા જેવી સુકાઇ ગયેલી છાતી અને પાતળાશા હાથ, બધુંય બરાબર વેશ્યાગામી યુવકના જેવું! ત્યારે આ પણ વેશ્યાજ છે ને! આ સભ્યતા? હા, એ સભ્યતા તો પૂરે-પૂરી વેશ્યા છે!

હે દેશના બુઝુર્ગો! બુઢ્ઢાઓ! બાળકોના પિતાઓ! અરે ભલા માણસો! તમે સૂઇ ગયા છો કે મરી ગયા છો? અથવા જીવો છો? કંઇ શક્તિ બચી છે? કંઇ પણ લાજ હોય તો તમારાં બાળકોના ચહેરા જુઓ! એમને શું ઝખ મારવા પેદા કર્યાં હતાં? કન્યાઓ પેદા કરી હોત–કન્યાના પિતા બન્યા હોત–તો કન્યાદાનનું મહાન પુણ્ય મેળવવાનું પણ નસીબમાં હોત; પણ આ બાયલા યુવાનો હિંદુ

ઘરોમાં શોભતા નથી.

આજ હવામાં, આજ માટીમાં, આજ સૂર્યચંદ્રના પ્રકાશમાં, આજ આકાશની છાયામાં અને આજ પુણ્યભૂમિ ઉપર આજથી થોડાક દિવસો પહેલાં જે યુવાનો ઉત્પન્ન થયા હતા તેમના દેખાવ કંઇ ઓરજ હતા. પહાડી છાતી, ધગધગતા અંગારા જેવી આંખો, સૂર્ય જેવું મુખ, વાઘના જેવો અવાજ અને હાથીના જેવી ચાલ હતી.

તે દિવસોમાં ભારત પોતાના ઘરનો ધણી હતો. તેના પુત્રોને પેટ ભરવાની ચિંતા ન હતી. તેઓ જ્ઞાન માટે ભણતા હતા, આનંદ માટે શીખતા હતા, મરવા માટે જીવતા હતા; તે તેમના પોતાના દિવસો હતા. તે દિવસોમાં પાપનો ઉદય થયો નહોતો. સભ્યતા રાક્ષસીએ આ ઘર દેખ્યું નહોતું. કઇ નઠારી ઘડીમાં તે આવી? કઇ ખરાબ ઘડીએ તેણે અમારાં બાળકો ઉપર નજર નાખી? તેણે બાળકોના ચૂરેચૂરા કરી નાખ્યા, તેમને મસળી નાખ્યાં—મારી નાખ્યાં અને તેમનું સત્યાનાશ વાળી દીધું. હાય! હજુ પણ તે અમારા ઘરમાં આદર પામશે? આજ પણ અમારાં ઘરોમાં તેનુંજ ચાલશે? તેનું તેજ રાજ્ય, તેજ હકુમત અને તેજ ઠાઠ રહેશે? નહિ, એમ નહિ બને; તેનું ગળું પકડીને અમે તેને કાઢી મૂકીશું—અમે તેને નહિ રહેવા દઇએ, બસ નહિજ રહેવા દઇએ!!

જુઓ, આંખો ઉઘાડીને જુઓ. બાળકોનાં કાળજાંનું માંસ સુકાઇ ગયું છે, પાંસળાં નીકળી આવ્યાં છે. તેઓ મરે છે—અને તે પણ અપમાનથી ધિક્કાર પામીને મરી જાય છે. જુઓ, જુઓ, ઓ દેશના વૃદ્ધો! દેશના પિતાઓ! માતાઓ! માલિકો! કાં તો તમારાં બાળકોનું આ સભ્યતા—રાક્ષસીથી રક્ષણ કરો, નહિ તો તમારાં બાળકોનો ત્યાગ કરો. પણ હિંદુત્વને કાળી ટીલી ન લગાડો!

હિંદુત્વને લજાવો નહિ. સંસાર કહેશે કે, આ લોકો નીચ છે—બે-આબરુ છે-નિર્લજ્જ છે! પાણી ઊતરી ગયું છે—મરેલા છે—માર ખાવાની આદત પડી ગઇ છે. એ બધું કેમ કરીને સાંભળશો?

કાઢો, આ સભ્યતાને, આ રાક્ષસીને, આ વેશ્યાને, આ ભ્રષ્ટાને, આ હત્યારીને, આ કુલટાને કાઢો અને તમારાં બાળકોનું રક્ષણ કરો.

શ્રી, લક્ષ્મી, સરસ્વતી, રિદ્ધિસિદ્ધિ અને ઘરની સર્વ વિભૂતિ જતી રહી! અન્નપૂર્ણા રુદન કરી રહી છે! મહાકાળી મોં ફેરવી બેઠી છે! મહાલક્ષ્મી ધૂળમાં પડીને રડી રહી છે! સરસ્વતીએ વીણાનો એકેએક તાર તોડી નાખ્યો છે અને આવું કેમ ન બને? જે ઘરમાં વેશ્યાનું રાજ્ય હોય ત્યાં સતી શી રીતે સુખે રહી શકે? ત્યાં સતી કેમ કરીને જીવી શકે?

બોલાવો, એ દેવીઓ તમારા તરફ સાપેક્ષ દૃષ્ટિથી જોઇ રહી છે, તેમને બોલાવીને તેમની પ્રતિષ્ઠા કરો. ભગવાનની દયાથી શાંતિ અને સુખ મળશે. રાક્ષસી સભ્યતાનો સહકાર છોડો. કહો કે, तथास्तु! तथास्तु!





# अध्याय १० मो–कर्तव्यमार्ग

આપણો કર્તવ્યમાર્ગ બહુ વિકટ છે. તે એક ભયંકર તપશ્ચર્યા છે, કિન્તુ આપણે તેનાથી ભયભીત થવું જોઇએ નહિ. આપણે આદિકાળથી અગ્નિના પૂજારી છીએ. સૂર્ય આપણા ઉપાસ્યદેવતા છે. તપશ્ચર્યા એ આપણે માટે નવીન માર્ગ નથી. ભારતભૂમિનો એક એક કણ તપસ્વિઓના પરસેવાથી ભીંજાયેલો છે. ભારતે તપને લીધે મહત્તા પ્રાપ્ત કરી હતી. તપનો ત્યાગ કરવાથી તેની પડતી થઇ. હવે ફરી તપ કરવાથીજ તેનો ઉદય થશે.

એજ આપણો આત્મા છે. એજ આપણું શરીર છે, એજ આપણો રાત–દહાડો છે અને એજ ગંગા, યમુના, નદ–નદી તેમજ પર્વત છે; તો આપણે પણ એના એ કેમ ન હોઇએ ? આત્મજ્ઞાનને ભૂલી જવાથી આપણે ભટકી રહ્યા હતા. આપણને આત્મબોધ થયો છે. આપણે જીવતા થયા છીએ. આપણું નવીન ધ્યેય, મસ્તક ઊંચું કરીને આપણો પથપ્રદર્શક થઇને ઊભું છે; માત્ર આપણીજ તૈયારીની વાર છે. સૌથી વધુ અનિષ્ટ તો એ છે કે, આપણા સ્નાયુઓ અત્યંત નિર્બળ થઈ ગયા છે. 'જાનમાલ'નું નુકસાન સાંભળતાંજ આપણાં મૂત્ર છૂટી જાય છે. માલમાં આપણો જીવ ભરાઈ રહ્યો છે અને જાનમાં આપણું સર્વસ્વ લટકી રહ્યું છે. કારણો જોતાં આપણી આ નિર્બળતા અયોગ્ય કહી શકાતી નથી. હજારો વર્ષ સુધી દબાઇ જઇને, કચડાઈ જઇને, ને લૂંટાઇ જઇને, કઈ જાતિ પોતાનું તેજ અને

પોતાની સંસ્કૃતિ ટકાવી શકી છે? જેમની વહુદીકરીઓ ઉપર અત્યાચાર કરવામાં આવ્યા છે; જેનાં રાજછત્ર, અંધાધૂંધીથી ઉલટાઇ ગયાં છે અને જેના ધર્મ ઉપર ઘોર બળાત્કાર કરવામાં આવ્યા છે, તે જાતિ હજી જીવિત છે એજ બહુ છે. પરંતુ મનુષ્ય-સમાજ હવે એક નવા યુગમાં પ્રવેશી રહ્યો છે. ભારતનું ભાગ્ય પણ ઘણાજ યોગ્ય સમયે ઉદય પામ્યું છે. તેને હવે આત્મત્યાગ કરવાની જરૂર છે, કષ્ટ સહન કરવાની અને મરતાં શીખવાની જરૂર છે. સૌથી પ્રથમ આપણે આપણાં હૃદયોમાંથી 'જાનમાલ'ના નાશનો ભય કાઢી નાખવો જોઇએ. તે પછી ખુશામત અને સુખની લાલસાનો ત્યાગ કરવો જોઇએ. ત્યારબાદ આપણે અભ્યાસ અને બળપૂર્વક મનમાંથી કાયરતા કાઢી નાખવી જોઇએ અને ધીમે ધીમે વીર બનવાની હોંશ મનમાં જાગૃત કરવી જોઇએ.

આ આપણી વ્યક્તિગત તૈયારીઓ છે અને તેને હું બહુ વિશાળ દ્રષ્ટિએ જોઉં છું. જ્યાંસુધી આપણી આવી વ્યક્તિગત તૈયારીઓ નહિ થાય, ત્યાંસુધી સમાજનું સાચું સંગઠન કદી નહિ થાય. પ્રાચીન અનુભવીઓના ઇતિહાસ ઉપર નજર નાખો. તેમના જીવનની દરેક ઘટના તેમના વ્યક્તિત્વથી ભરેલી છે. જેઓ પોતાનું વ્યક્તિત્વ જમાવી શકયા હતા, તેઓજ અમર અને યશસ્વી થયા છે. ભીષ્મ પિતામહ, દુર્યોધન, રામ અને કૃષ્ણ, અર્જુન અને ભીષ્મ, પ્રતાપ, દુર્ગાદાસ–તેમનું વ્યક્તિત્વ પ્રતિમાયોગ્ય હતું. અમને કહેતાં શરમ આવે છે કે, જે ભારતના ઇતિહાસનાં પૃષ્ઠ કેવળ વીરતાની કહાણીઓથી ભરેલાં છે,તેજ ભારતની વીરતા આજ એકદમ મરી ગઈ! રામાયણના કાળથી લઇને મહાભારત સુધી અને તે પછી પૃથ્વીરાજથી લઇને અંતિમ મોગલોના રાજ્યકાળ સુધી ભારતનું વાયુમંડળ વીરતાથી ઓતપ્રોત થઈ રહ્યું હતું. સ્ત્રીઓએ સ્ત્રીઓના રૂપમાં, બાળકોએ બાળકોના રૂપમાં, ક્ષત્રિયોએ ક્ષત્રિ-

યોના રૂપમાં, વૈશ્યોએ વૈશ્યોના રૂપમાં અને શૂદ્રોએ શૂદ્રોના રૂપમાં સારી રીતે વીરતાનો પરિચય આપ્યો છે. મહારાણા પ્રતાપ જો શત્રુને જીતનાર થયા તો શું તેઓ એકલા હતા? રામ જો મર્યાદાપુરુષોત્તમ થયા તે શું એકલાજ? પાંડવો જો વિજય પામ્યા તે શું એકલાજ? નહિ. તેમના સહયોગી માણસોનું વીરત્વ તેમની સાથે હતું અને દરેકનું વ્યક્તિત્વ પોતાના સ્વામીના જેવુંજ હતું.

પરંતુ જ્યાંસુધી આપણાં જીવન એવાં વીર નહિ બને, આપણી વ્યક્તિગત તૈયારીઓ જ્યાંસુધી પૂરેપૂરી નહિ થઈ જાય, 'જાનમાલનો નાશ' એ શબ્દ સાંભળીને જ્યાંસુધી આપણા હોશ ઊડી જતા રહેશે, ત્યાંસુધી આપણે હારીશું, માર ખાઈશું, મરીશું, અને કચરાતા જઈશું.

આપણા શરીરમાં બળ હશે, મનમાં ધૈર્ય હશે, મસ્તકમાં શાંતિ હશે, આત્મામાં તેજ હશે અને હૃદયમાં ધગશ હશે, તોજ આપણે નિર્ભય થઈશું, આપણે વીર બનીશું. આપણો વિજય થશે. આપણે ન્યાય મેળવીશું, આપણે જીવીશું અને એવા જીવીશું કે લોક આપણને જોશે.

ઉદ્ધત અને અભિમાની યુરોપ આપણો આદર્શ નથી; પણ આપણે આપણા પાડોશી એશિયાને જોયા સિવાય રહી શકતા નથી. જાપાનમાં આટલું શીઘ્ર પરિવર્તન, રશિયા પર જાપાન સામ્રાજ્યનો વિજય, ચીનમાં મંચૂ વંશવાળાઓનું પતન અને ચીની પ્રજાતંત્રની સ્થાપના, ઈરાનમાં સુધારણાનો પ્રયત્ન તથા તેના માર્ગમાં રશિયા અને ઈંગ્લૅંડની વધતી જતી આકાંક્ષાના કારણે થતી રુકાવટોની સાથે સાથે ઈંગ્લૅંડ અને રશિયાના પ્રભાવક્ષેત્રોની રચનાથી ઈરાનનું પોતાની ન્યાય્યસ્વતંત્રતાથી વંચિત થવું અને અંતમાં રશિયન ક્રાંતિ તથા યુરોપ અને એશિયામાં રશિયન પ્રજાતંત્રની સ્થાપનાની સંભાવના; એ બધા આપણે માટે શીખવા-

યોગ્ય પાઠ છે. હિમાલય પહાડની બીજી બાજુએ સમસ્ત એશિયામાં સ્વતંત્ર રાષ્ટ્ર ફેલાયલાં છે. સ્વેચ્છાચારી ઝાર અને ચીનનો સમ્રાટ આજ માટીમાં મળી ગયા છે. આ બધું થવા છતાં પણ, આ સમયમાં આપણે આપણી તુલના, બ્રિટિશ સામ્રાજ્યની તાબેદાર આપણી સ્થિતિની તુલના, તેની તાબેદાર અન્ય દેશોની જનતાની અવસ્થા સાથે કરીએ છીએ. ઓછામાં ઓછું ૧૯૦૫ કે જ્યાંસુધી દમન અને અત્યાચારી નીતિના મહાન યુગના શ્રીગણેશ નહોતા મંડાયા, ત્યાંસુધી આપણી તુલનામાં બ્રિટિશ રાજ્ય શ્રેષ્ઠ રહ્યું; પરંતુ આજ એવા દિવસો છે કે, જ્યાંસુધી આપણે પૂર્ણસ્વરાજ્ય અને સ્વાવલંબન પ્રાપ્ત નહિ કરી લઇએ ત્યાંસુધી આપણા સ્વાધીન પાડોશીઓને ઇર્ષાની દૃષ્ટિથી જોઇશું.

એ અનિવાર્ય છે કે, એશિયાનાં રાષ્ટ્ર પોતાની રાજ્યલોલુપતાને વધાર્યેજ જશે, ત્યારે ભારતનું શું થશે? એકવાર મિ૦ લેંગને કહ્યું હતું કે, "ભારત ઇંગ્લૅંડની દૂઝણી ગાય છે." જો એજ વિચાર એશિયાનાં જાગૃત થતાં રાષ્ટ્રોમાં ઉત્પન્ન થઇ જશે, તો એ દૂઝણી ગાયના સ્વામિત્વ માટે એવોજ ઝઘડો થશે કે જેવો પ્રાચીનકાળમાં વસિષ્ઠ અને વિશ્વામિત્ર વચ્ચે થયો હતો. એટલા માટે એ જરૂરનું છે કે, આ દૂઝણી ગાય પોતાનાં બન્ને શિંગડાં બરાબર તૈયાર રાખે. આ દૂઝણી ગાયને સાધારણ ગાયની જેમ કોઈ હલાલ નહિ કરી શકે. ભારતે સ્થળ અને જળ બન્ને માર્ગોથી પોતાના રક્ષણનો પ્રબંધ કરવાની યથાસાધ્ય યોગ્યતા તરતજ પ્રાપ્ત કરવી જોઇએ.

માત્ર અસહયોગ કરીને યા સ્વરાજ્યની પ્રાપ્તિ કરીને ભારતના પરિશ્રમ અને દુઃખોનો અંત નહિ આવી જાય; પરંતુ સ્વરાજ્યની પ્રાપ્તિ પછી પણ એ જવાબદારી એટલી બધી વધી જશે કે જેને માટે તેણે અત્યારના કરતાં પણ હજાર–લાખ ગણો વધારે

આત્મત્યાગ અને દૃઢતા દેખાડવી પડશે.

એશિયામાં પ્રાધાન્ય, પ્રશાન્ત મહાસાગર(પૅસિફિક મહાસાગર)ઉપરના અધિકાર અને ઓસ્ટ્રેલિયાના સ્વામિત્વ માટે પણ આગ સળગી શકે છે. પછી વ્યાપારિક ઝઘડા થવા અનિવાર્ય છે. નવરાશ મળતાંજ ભારત જાપાનની વ્યાપારિક ગોદીઓને નહિ ભૂલતાં તેનો બરાબર બદલો લેશે.

આ મહાન પરિણામોનો શાંત ચિત્તે વિરોધ કરવા માટે અમારે સંતુષ્ટ, બળવાન, આત્માવલંબી અને સશસ્ત્ર થવાની તાત્કાલિક જરૂર છે. એ વાત સમર્થનપૂર્વક કહી શકાય તેમ છે કે, માત્ર એકલા ભારતનુંજ જનબળ એટલું છે કે, તે એશિયામાં સામ્રાજ્યનું સારી રીતે રક્ષણ કરી શકે તેમ છે. ભારતમાં અંગ્રેજ પોતાના સ્વાર્થોને લીધે આટલો કોલાહલ તો મચાવે છે; પણ હવે પછીના દિવસોમાં આવનારાં સંભવિત આક્રમણોથી પોતાનાં હિતોનું રક્ષણ એ મુઠ્ઠીભર અંગ્રેજો શું કરી શકશે ?

જે માણસો જાપાનની સમસ્યાઓથી જાણીતા છે, તેઓ જાણે છે કે, યુદ્ધને વખતે જાપાનનો જર્મન પ્રત્યે કેવો ભાવ રહ્યો છે અને હવે તેઓ બન્ને યુદ્ધપ્રિય અને મહત્ત્વાકાંક્ષી તથા ગર્વિષ્ઠ જાતિઓ તરતજ મિત્ર થઇ જશે. યુદ્ધની સમાપ્તિ પછી શાંતિસભા (પીસ–કૉન્ફરન્સ)ની આજ્ઞા અને નિર્ણયોનો જાપાનના લડાયક બળ ઉપર કંઈપણ પ્રભાવ પડ્યો નથી. વેપાર નિષ્કંટક થયો છે અને વધ્યો છે. અંગ્રેજોએ આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઇને પછી એમ વિચારવું જોઇએ કે, આક્રમણકારી રહીને ભારતનો વિશ્વાસ, પ્રેમ, ભક્તિ અને સહકાર ખોયા પછી એશિયામાં તેમની શી દશા થશે ? તેમણે એ પણ જાણી લેવું જોઇએ કે, તેમનો જાપાન સાથેનો ચાલુ મિત્રતાનો સંબંધ રેતીની દીવાલ જેવો છે.

---



# अध्याय ११ मो–मृत्युधर्म

અમે કચરાયેલી જાતિના માણસો છીએ, તેથી મૃત્યુધર્મ અમારે સૌથી પહેલો જાણવાની આવશ્યકતા છે.

મનુષ્યોએ જીવવાને માટે પોતપોતાનું શિક્ષણ અને યોગ્યતાના બળ ઉપર કેટલાય રસ્તા કાઢી લીધા છે. આબરૂ સાથે રહેવું, ખાવું, સૂવું, રડવું, હસવું, પાપ કરવું અને પુણ્ય કરવું વગેરે વગેરે સેંકડો બાબતો ઉપર પુસ્તકો, ઉપદેશકો, વ્યાખ્યાનો અને પદ્ધતિઓની ખોટ નથી; પણ વિચાર કરીને જોવામાં આવે તો મરવાને માટે પણ તેજ જ્ઞાન અને તેજ તૈયારીની દરેક જાતિ અને વ્યક્તિને જરૂર છે.

જે જાતિ આબરૂપૂર્વક મરવાનું જાણતી નથી, જેણે મરવાને ધર્મમાં નથી ગણ્યો, જેના આત્મામાં મરવાની ધગશ નથી, જે મરવામાં સૌન્દર્યની ઇચ્છા કરતી નથી, તે ગમે તો વ્યક્તિ હો કે જાતિ હો; તેને જીવવાનો અધિકાર નથી.

એમ માલૂમ પડે છે કે, પૂર્વનાં મનુષ્યોએ જીવનધર્મને મૃત્યુધર્મ પર ન્યોછાવર કર્યો હતો; અર્થાત્ તેમણે મૃત્યુધર્મને મહત્ત્વનો માન્યો હતો; તેમણે મરવા માટે બહુજ ઉજ્જવળ, પ્રિય અને રોચક નિયમો નિર્માણ કર્યા હતા અને તેથીજ મૃત્યુએ તેમનો નાશ ન કર્યો–તેઓ અમર થયા.

આપણે પુનર્જન્મવાદી જાતિના માણસો છીએ, આપણો ધાર્મિક વિશ્વાસ છે કે, મર્યા પછી પણ આત્મા અમર રહે છે, મરવા છતાં પણ આપણાં જીવનનો અંત આવતો નથી, મરવું એ માત્ર શરીરને બદલવાનું જ છે-જૂના શરીરનો ત્યાગ કરી નવું (શરીર) ધારણ કરવાનું છે. આથી આપણે આપણાં જીવનનાં કાર્યોને એટલાં સંકુચિત ન કરવાં જોઇએ કે જેની હદ આપણાં શરીરનો નાશ થવા સુધીનીજ હોય.

આપણે હમેશાં પ્રલય સુધી આજ સંસારમાં રહીને કામ કરવાનું છે. તેનો નિયંતા એક સર્વોપરી પરમેશ્વર છે. એવી દશામાં આપણે કોઇ પણ કાર્ય યા ઉદ્દેશમાં અસ્થિરતા લાવવી એ પૂરી અવિચારી વાત છે.

જે મુસાફરને એવો વિશ્વાસ છે કે, મારે માત્ર એક રાત રહેવાનું છે અને સવારે ચાલ્યા જવાનું છે, તે ઓસરીમાં રહે કે ઝાડ નીચે રાત ગાળે; માત્ર દૂધ પીને સૂઈ રહે કે કંઈ સાધારણ ખાઇપીને રાત્રી ગાળે; પરંતુ જેને સ્થાયીરૂપે ત્યાં રહેવું છે, તે પણ જો એવું કરે, તો તે મૂર્ખ છે. જ્યારે આત્માને વારંવાર કર્મવશ થઈને જન્મ ધારણ કરવો છે, ત્યારે તેનો જીવનધર્મ એજ છે કે, તે પોતાનું વ્યક્તિગત યા સામાજિક કોઇ પણ એવું કામ ન કરે કે જે માત્ર મૃત્યુના વિચારથી અસ્થિર અને શિથિલ થઇ જાય. તેની સાથે તેને મૃત્યુથી ડરવાની પણ કંઇ જરૂર નથી. જેમ બાળક નવાં વસ્ત્રો જોઇને ખુશી થઇને પહેરે છે, તેજ રીતે તે મૃત્યુનો આનંદ સાથે સ્વીકાર કરે છે અને તેને નવજીવનનું ચિહ્ન ગણે છે. હું અમારા એ મહાન પુરુષો પ્રત્યેના ક્રોધને નથી રોકી શકતો કે જેમણે જીવનને અનિત્ય કહીને સંસારને ક્ષણભંગુર માની લીધો અને જગતની લડાઇમાં ભારતને અકર્મણ્ય બનાવીને માર્ગમાંજ બેસાડી

દીધો. આશ્ચર્યની વાત એ છે કે, જેમણે એક બાજુ મૃત્યુધર્મનું અધ્યયન કર્યું છે—ઉપનિષદ દર્શનશાસ્ત્રમાં આત્માના અમરત્વના તત્ત્વને જાણ્યું છે—તેમણે કેવા વહેમને વશ થઇને મનુષ્યોને અકર્મણ્ય થવાનો ઉપદેશ આપ્યો હશે ?

જેને મરતાં નથી આવડતું, તે જીવવાનું પણ નથી જાણતો. જેને મરવાની ઉત્કંઠા નથી, તેનું જીવન નિર્ભય થઇ શકતું નથી. જેમણે મરવાનો ઉત્તમ અવસર પસંદ કરી લીધો નથી, તેઓ જીવનમાં કદાપિ સુખી નહિ થાય. જેઓ મરવામાં મૂર્ખ છે તેઓ કદી વિજયી નહિ થાય.

મૃત્યુ તો નક્કી છે. ડરનાર પણ તેનાથી બચી શકતો નથી. જેવી રીતે મેલા માણસો મલિનતાથી ખરડાયા પછી સ્નાન કરતી વખતે રડે છે, તેવીજ રીતે કાયર માણસો જૂના શરીરને છોડતાં રડે છે અને ભય પામે છે. પ્લેગમાં, ઇન્ફ્લ્યુએંઝામાં અને દુષ્કાળમાં લાખો સ્ત્રી-પુરુષો તરફડી તરફડીને મરી જાય છે—મરણથી ડરનાર તો સૌથી પહેલાં મરી જાય છે—અમે માત્ર એવાઓ પર લાચારી દેખાડીને રડી રહીએ છીએ! હાય! અમારી શક્તિઓની આટલી અવનતિ થઇ ગઇ!

પિતામહ ભીષ્મે પાંડવોને બહુ હેતથી અને પ્રેમથી પોતાનો મરવાનો માર્ગ બતાવ્યો હતો અને બહુજ ધીરજ અને શૂરવીરતાથી તેઓએ મરી પણ જાણ્યું. દધીચિ ઋષિએ જીવતા શરીર ઉપર મીઠું ચોપડીને માંસ સુધ્ધાં ગાયને ખવડાવી દીધું ! શિબિરાજાએ કબૂતરના રક્ષણ માટે પોતાના જીવંત શરીરનું માંસ આપ્યું. દિલીપે ગાયના રક્ષણ માટે સિંહની આગળ પોતાની જાતને ધરી દીધી. શું કોઇને ખબર છે કે આ બનાવોને કેટલા દિવસો થઇ ગયા છે? હું માનું છું કે, કોઇ ગણીને બતાવી શકશે નહિ. ઐતિહાસિક કાળથી પણ બહુ પહેલાંના કાળમાં અમારા

પૂર્વજો ઠાઠપૂર્વક અને આનંદમંગળ કરતાં કરતાં મરણ પામ્યા છે અને તેઓ ઇતિહાસની મદદ સિવાય પણ જીવતા છે! શું કદી કોઇએ આ ગંભીરતા ઉપર વિચાર કર્યો છે?

રજપૂત મૃત્યુના ધંધાર્થી હતા. ક્ષણવારમાં તેઓ મૃત્યુ માટે તૈયાર થઈ જતા હતા અને મરી પણ જતા હતા. જુવાન પુત્રોની માતા તેમના મરણ પછી કદી રડી નથી. નવોઢા સ્ત્રીઓએ આંસુ પાડવાને અપશુકન માન્યા. તેમણે શૃંગાર સજીને આનંદ સાથે પોતાના મરેલા પતિની ચિતામાં પ્રવેશ કર્યો! માતાઓએ દૂધ પીતાં બાળકોના હાથમાં તલવાર આપીને તેમને લોઢાની લડાઇમાં મોકલ્યાં. સ્ત્રીઓએ હારેલા પતિઓ ઉપર કોપ કરીને કિલ્લાના દરવાજા બંધ કરી દીધા હતા. વિવાહની પ્રથમ રાત્રે કેટલીય સ્ત્રીઓએ પોતાના પતિને ઉત્તેજન આપી મૃત્યુધર્મના પાલન માટે મોકલ્યા હતા.

ક્યાં ગયા એ જીવનના દિવસ? ક્યાં જતી રહી એ મૃત્યુની ધગશ? નામ તેનો નાશ તો છેજ—જન્મ પછી મરણ તો છેજ; પણ આજ મરવા માટે કરુણ રુદન અને કોલાહલ મચી રહે છે. છાતી ફાટે છે, દેખ્યું નથી જતું. એક એ પણ જમાનો હતો કે જ્યારે મરવું એ ઉત્સવ હતો—મરવું એ હર્ષની વાત હતી—મરવું એ જીવન હતું—મરવું એ ધર્મ હતો—અને મરવું એ કર્તવ્ય હતું.

તેજ રજપૂત બચ્ચાઓ આજ પણ તેજ રજપૂતાનામાં વસે છે. પણ તેમની તલવારનું પાણી ઊતરી ગયું છે. રજપૂતોનાં કાંડાંમાં તેને ધારણ કરવાની શક્તિ નથી રહી. તેમના નાજુક હાથોમાં સોનાની મૂઠવાળી હીરાજડિત ચકચકતી સોટી શોભી રહી છે. દરેક રાજા વિષયલંપટ યા વ્યભિચારી છે. દારૂડિયા ન હોવું એ તો હવે તેમને માટે અસભ્યતા છે. દરિદ્ર પ્રજાના પરસેવાના પૈસા

ભેગા કરીને એ રત્નજડિત વસ્ત્રો પહેરે છે. સતીત્વની લાશ સાથે વ્યભિચાર કરે છે. જુગાર, હઠ, મૂર્ખતા, ચોરી, લૂંટ, વ્યભિચાર, નશો, સટ્ટો, ક્રૂરતા અને હત્યા એ રાજાઓનું નિત્યકર્તવ્ય છે. કોઈને પ્રમાણ પૂછવાનું સાહસ થાય તો છાતી ઠોકીને મારી સામે આવે; હું દરેક અક્ષરને સાબિત કરી બતાવીશ.

પૈસાના ગુલામ, વ્યભિચારના કીડા, મૂર્ખના સરદાર, અજ્ઞાનનાં પૂતળાં અને હલકાઈના અવતાર જેવા એ રાજાઓ, તેજ ધુરંધર રજપૂતોનાં વીર્ય-બિંદુ છે, કે જેમના પવિત્ર લોહીનો રંગ આજ પણ રજપૂતાનાના મોંને લાલ રાખે છે! તેમનું એટલે સુધી પતન થયું છે, કે શ્રેષ્ઠ કુળના બહુ પ્રખ્યાત રાજાને વેશ્યાના ઘરમાં ઈન્ફ્લ્યુએંઝાથી પટકાયલો અને રેલગાડીમાં મરતો હોવાનો દાખલો હું આપી શકું તેમ છું. પણ હું વિશ્વાસ રાખું છું કે, મારી પાસે દૃષ્ટાંત માગવાનું સાહસ કોઈ નહિ કરે!

કોઈ કોઈ રાજાઓ વિલાયત જાય છે. તેમનું દેશમાં સન્માન પણ થાય છે. લોકો માને છે કે, દેશની ઉન્નતિને માટે સામાન ખરીદવા તે બિચારો વિલાયત-યાત્રા કરે છે; પણ હું ઈશ્વરના સોગન લઈને કહું છું કે, તેઓ પારિસમાં વ્યભિચારની વિષ્ટા ખાવાને વારંવાર યુરોપમાં દોડે છે!

એ મરણના ખેલ ખેલનારનાં સંતાન નથી! તેમને દેશના કલ્યાણની કંઈ પડી નથી! ક્યાં ગયાં તેમનાં કર્તવ્ય? મૃત્યુની તેમને કેટલી હોંશ છે? મૃત્યુ માટે તેમની કેટલી તૈયારીઓ છે? દેશના કોઈ પણ માણસને એવું પૂછવાની હિંમત તેમનામાં નથી. રજપૂતાનાના વીરોનું પાણી એટલું ઊતરી ગયું છે કે પોતાની વહુ-બેટી ઉપર અત્યાચાર થતો જોવા છતાં પણ તેઓ એ નિરંકુશ વાછરડાંના ગળામાં દોરડું નથી નાખતા. એ બધા

સવાલ આબરુના છે–એ બધા સવાલ નિર્ભય જીવનના છે. જે અભાગિયાઓને પોતાનો જીવ બહુ વહાલો લાગે છે, તેમનામાં સાહસ, વીરતા અને આત્મતેજ કયાંથી આવશે? હાય રે, ભારતનું નસીબ!

જે વખતે ક્રૂર વીર કૈસરનો સખ્ત મારો મોજીલા પારિસ ઉપર પડચો અને ફ્રેંચો તેના માથા પરથી રાજધાનીનો મુગટ ઉઠાવીને તાબડતોબ નાઠા અને બહાદુર અંગ્રેજ લોકો શક્તિશાળી લંડન ઉપર અંધારપછેડો નાખીને ઊંદરની જેમ ઘરમાં સંતાઇ જઈ ચૂં ચૂં કરવા લાગ્યા, તે વખતે પંજાબના સિંહોએ પોતાની સંગીનો-ની અણી વડે ફ્રાન્સનું નાક બચાવ્યું, પૅરિસની લૂંટાતી આબરુનું રક્ષણ કર્યું, એકેએક તસુ ઉપર લોહી વહાવ્યું–મર્યા, પણ પાછા હટચા નહિ. શત્રુઓની છાતીઓને સંગીનોથી છૂંદી નાખી. તે-મની સામે બૉંબ, ગુંગળાવી નાખનાર ગૅસ અને મશિનગનોનું જોર ન ચાલ્યું–જર્મનીના ટેકીલા વીરો પાછા હટીને નાસી ગયા; તેજ પંજાબના સિંહોના ભાઇઓ પોતાના ઘરને બારણે હત્યારા ડાયરના હાથે કૂતરાંની જેમ મૂઆ! નાસતાં નાસતાં, રડતાં રડતાં અને જાન બચાવતાં બચાવતાં મૂઆ! હાય! પંજાબ ડૂબી કેમ ન ગયું? અથવા તેણે ઝેર કેમ ન લીધું? જો તેઓ મારી નહોતા શકતા, તો તેમાં કાંઈ કહેવા જેવું નથી. મારવાનો તેમનો વખત ન હતો–મારવાનાં સાધન તેમની પાસે ન હતાં, તે ખૂંચવી લેવામાં આવ્યાં હતાં પણ તેઓ મરી શકતા હતા. વીરતાપૂર્ણ મૃત્યુનો, ઇતિ-હાસમાં ગાવા યોગ્ય મૃત્યુનો તેમને માટે અવસર આવ્યો હતો. પંજાબીઓ એ રીતે ન મરી શકચા–તેઓ શિયાળવાંની જેમ મૂઆ–ગાયની જેમ બીને નાઠા અને સ્રીઓની જેમ ગાળો ભાંડવા લાગ્યા! છટ્ છટ્!

જે રાજાએ તે વખતે મહાશક્તિશાળી શત્રુ ઉપર વિજય

મેળવ્યો હતો, જેને પોતાના પ્રતાપ અને રાજ્ય પર અભિમાન હતું તેને એવી દુર્મતિ ક્યાંથી સૂઝી કે હથિયાર વિનાની નિર્બળ પ્રજા પર ગોળી ચલાવવી ? પરંતુ પોતાના પ્રતાપને ભૂલી જઇને, પોતાના ઉત્તરદાયિત્વને ભૂલી જઇને, પોતાના ગૌરવ અને નામને ભૂલી જઇને તેજ કાયરતાપૂર્ણ ક્રૂર કામ કર્યું. પણ હાય ! એ દિવસે જો પંજાબીઓએ કાયરતા ન વાપરી હોત, ઊભા ઊભા મર્યા હોત, લાશોના ઢગલામાં વ્યાખ્યાન ચાલુજ રહ્યું હોત, તો તેજ દિવસે અમે રાક્ષસી બળ ઉપર વિજય મેળવી શક્યા હોત–તેજ દિવસે સત્યાગ્રહનો વિજય થાત.

મૃત્યુધર્મનું વર્ણન કરતાં હું ખ્રિસ્તી વીરોને ભૂલી શકતો નથી. સત્યાગ્રહના નમૂનાઓમાં મેં એ અમર દેવોનું વર્ણન કર્યું છે. હું માનું છું કે તેમનાથી ઉત્તમ મૃત્યુધર્મ કોઇ પાળી શક્યું નથી.

જે વખતે શાહજહાંની આજ્ઞાથી રાઠોડ કેસરી અમરસિંહની લાશ ગીધ અને કાગડાઓને ખવરાવવા માટે કિલ્લાના બુરજ ઉપરથી નગ્ન કરીને ફેંકી દીધી હતી, તે સમયે આગ્રાના ગુલામ રજપૂતોનું લોહી પણ ઊકળવા માંડ્યું હતું. પરંતુ એ મરેલાના અપમાનની રક્ષા કરવાની વીરતા બતાવવાની કોઇની હિંમત ચાલી નહિ; મરવાથી સૌ કોઈ ડરતું હતું.

મૃત અમરસિંહની વિધવાએ પોતાના પરિચિત અને સંબંધી જનોને સહાયતા માટે બોલાવ્યા. તેમાં અમરસિંહના એક કાકા પણ હતા, જે દાસીના ગર્ભથી ઉત્પન્ન થયેલા હોવાને લીધે પોતાની જાતિમાં અપમાનિત થયા હોવાથી, તેઓ ગુસ્સે થઇને બાદશાહની સેવામાં આગ્રા આવીને રહ્યા હતા. તેમને સમાચાર મળ્યા એટલે તેમણે દૂતને કહ્યું, " હું ક્યારનો તેનો કાકો થાઉં છું ? એ શુદ્ધ રજપૂત છે અને હું ગુલામ દાસીપુત્ર છું ! જ્યારે વિવાહના સમયે

અમે કોઈ ન હતા ત્યારે હવે સગાઈ કેવી ? રાણીને કહી દો કે બુંદીથી તેમના ભાઈ અથવા પિતાને બોલાવીને મોકલે." આવો નિરાશાજનક ઉત્તર લઈને દૂત નિરાધાર અબળા પાસે આવ્યો. બીજી બાજુ પતિનો આવો ઉત્તર સાંભળીને તેની રાણી રાતી-પીળી થઇ ગઇ. તેણે દાસીને બોલાવીને કહ્યું: "આજ મહારાજ જ્યારે ભોજન કરવા આવે ત્યારે રસોઇમાં બધાં વાસણો લોઢાનાં રાખવાં; અને તેથી જો મહારાજ કે હું નારાજ થઇએ તો તારે તરતજ બોલ્યા ચાલ્યા વિના નાસી જવું."

રાણીના કહેવા પ્રમાણે વ્યવસ્થા થઇ ગઈ. ભાણામાં લોઢાનાં વાસણ જોઇને મહારાજ ક્રોધથી ધૂંધવાઇ ઊઠયા અને દાસીને ગુસ્સાથી કહ્યું: "સોના-ચાંદીનાં વાસણો કયાં ગયાં કે જેથી આ લોઢાનાં વાસણ લાવીને મૂકયાં છે ?"

આ સાંભળતાંજ રાણીએ આવીને કહ્યું: "શું છે?" લોઢાનાં વાસણોને જોઇને તે પણ ગુસ્સે થઇ અને દાસીને કહેવા લાગી: "મૂર્ખી,તને એ પણ ખબર નથી કે મહારાજ લોખંડથી ડરે છે? આ કંઈ રજપૂતનો ચોકો નથી,આ તો વાણિયાનો ચોકો છે. અહીં સોનાચાંદી સિવાય લોઢાની શી જરૂર છે?" મહારાજે રાણી તરફ આશ્ચર્યથી જોઇને કહ્યું કે,"શું કહ્યું ? હું લોખંડથી ડરૂં છું ? સ્ત્રી થઇને તું મારી સામે આવું બોલવાની હિંમત કરે છે?" સાધ્વી, પતિવ્રતા ક્ષત્રિયાણી આંખો લાલ કરી ક્રોધથી પતિને કહેવા લાગી: "જો તમે લોઢાથી ન ડરતા હોત તો તમારા ભત્રીજાની લાશને ગીધ અને કાગડા તોડી ખાય અને તમે ખટરસ ભોજન કરવા માટે ચોકામાં આવત? તમે પોતે પોતાને દાસીપુત્ર કહેવામાં ગુસ્સે થાઓ છો-હું કહું છું કે તમે દાસીપુત્રજ છો, હજાર વાર દાસીપુત્ર છો-રજપૂત હોત તો વિધવા વહુનો અસહાય પોકાર સાંભળીને પણ તમે રસોઇ જમવા આવત? ધિક્કાર છે તમને!"

પછી શું થયું ? મૃત્યુધર્મનું જ્ઞાન થયું. મહારાજે ભોજન કર્યા સિવાયજ કૂચ કરી, કિલ્લા ઉપર કઠણ વજ્રાઘાત કર્યા અને ટુકડે ટુકડા થઇને જમીન પર ઢળી પડયા અને તેની રાણી ( અમરસિંહની રાણી ) પહેલાંજ સતી થઇ. આ જીવનધર્મ હતો કે મૃત્યુધર્મ ? અહીં તેનું વિવેચન કરવું કઠણ છે.

સુજ્ઞ વાચકોને પ્રખ્યાત અમેરિકન જહાજ ટિટાનિકના બનાવની ખબર હશે.એ બહુ સુંદર અને અપ્રતિમ જહાજ હતું અને એના પર માત્ર શોખને માટે અમેરિકાના પ્રખ્યાત ધનવાનોએ મુસાફરી કરી હતી.એના વિષે તેના કપ્તાનનો એવો અભિપ્રાય હતો કે તે કદી ડૂબીજ શકતું નથી. પણ સંધ્યાકાળે બધા જ્યારે સુખથી ભોજનના આસને બેઠા હતા, મધુર પિયાનો વાગી રહ્યો હતો, ગાનતાનમાં બધા મસ્ત થઇ ગયા હતા; તે વખતે વહાણ એક ખડક સાથે અથડાયું અને તરતજ વહાણ બચી શકે નહિ, એવી જાણ મુસાફરોને કરવામાં આવી. મુસાફરોએ મરવાની તૈયારી કરી. ગંભીર મુખમંડળો ઉપર સ્વર્ગીય જ્યોત ચમકવા લાગી. બાઇબલો ઊઘડી ગયાં. વહાણ ધીમે ધીમે નીચે જવા લાગ્યું અને દરેક યાત્રાળુ ધર્મગ્રંથનો પાઠ કરતો કરતો મૃત્યુના મોંમાં ધૈર્યથી પડ્યો. જ્યારે આખા વહાણમાં પાણી ભરાઇ ગયું, ત્યારે પણ તેમાં બેંડ અને ધર્મગીત ગવાઈ રહ્યાં હતાં ! ! !

બીજો એક બનાવ વર્તમાનપત્રોમાં વાંચ્યો હતો. કોઇ એક વહાણ ભારત આવતું હતું. દુર્ભાગ્યવશાત્ તે ડૂબવા લાગ્યું. તેમાં ઘણાખરા પંજાબી ભાઇઓ હતા. તેઓ રડવાકૂટવા અને કોલાહલ કરવા મંડી પડયા. તેઓએ એવો ભયંકર બુમાટો મચાવ્યો કે સમુદ્ર પણ ધ્રૂજી ગયો. લોકો ઉતાવળા ઉતાવળા હોડીઓ ઉપર કૂદી પડવા લાગ્યા અને અધિકારીઓને ગોળીઓ ચલાવવી પડી.

હું પૂછું છું કે શું તેઓ બચી ગયા? શું તેમના ભયંકર ખુમરાણુ ઉપર સમુદ્રને દયા આવી? ખ્રિસ્તી અને મુસલમાન બાળકો કે જેઓ એમ માને છે કે મરવા પછી તરતજ તેમનો સંસાર સાથેનો સંબંધ તૂટી જાય છે, પ્રલય સુધી પોતાનાં પુણ્ય પાપનાં ફળ ભોગવવાની ભાંજગડમાં પડી રહે છે, તેઓ તો મરવામાં એટલી વીરતા દાખવે છે; પરંતુ હિંદુસંતાનો કે જે આત્માને અમર, મૃત્યુને શરીર બદલવું અને પુનર્જન્મને અટલ માને છે તે મરવામાં આટલાં બીકણુ, આટલાં દબાઇ ગયેલાં અને આંટલાં કાયર? છટ્ છટ્!

મૃત્યુ આપણો ધર્મ છે, મૃત્યુ આપણો જીવનમાર્ગ છે, મૃત્યુ આપણું નિવાસગૃહ છે, મૃત્યુ આપણું ભવિષ્ય છે, મૃત્યુ આપણો ઉદ્ધાર છે—આપણું તેજ છે.

દરેક યોગ્યતા અને અધિકારવાળો મનુષ્ય મૃત્યુને આહ્‌વાન કરે છે. સિપાઈ ફાંસીની શિક્ષાની વ્યવસ્થા થયા છતાં ગોળીએ મારવાની માગણી કરશે. સિપાઇને ફાંસીએ ચડીને મરવું એ અપમાનજનક છે. સતી સ્ત્રીઓ પતિથી પહેલાં કે પતિ સાથે મરવાની ઇચ્છા કરે છે. યશસ્વી પુરુષો યશપૂર્વક મરવાની ઇચ્છા કરે છે.

જે દેશ ગુલામ છે, તિરસ્કાર પામેલો છે, પતિત છે, દીન છે, ભૂખ્યો છે, નાગો છે, રોતો છે અને રોગી છે, તે દેશના યુવાનોએ મૃત્યુને આહ્‌વાન ન આપવું જોઈએ? તેમને જો ભૂખમરો વેઠીને ન્યુમોનિયા યા પ્લેગમાં મરવું પડે, કૉલેરા અને દુષ્કાળમાં મરવું પડે, તો તેમના પર ધિક્કાર છે. તેઓ જો અત્યાચાર કરીને મરે તો તેમને ધિક્કાર છે! તેઓ અત્યાચાર સહન કરીને મરે તોજ તેમને ધન્ય છે. તેઓ મરવામાં વીરતા બતાવે તોજ તેઓને ધન્ય છે, એજ વીરોનું મૃત્યુ છે. એજ વીર છે.

રજપૂતો જ્યારે કેસરિયાં ધારણ કરતા હતા ત્યારે તેઓ પવિત્ર મૃત્યુધર્મથી પૂજાતા હતા. બીજે વખતે જ્યારે તેઓ કસૂંબલ રંગની પાઘડીઓ બાંધી રણક્ષેત્રમાં જતા હતા, ત્યારે તેઓ ક્ષત્રિયધર્મનું પાલન કરતા હતા; પણ કેસરિયાં એ તો મૃત્યુધર્મનું પાલન હતું. તેજ કેસરિયાંએ પરાજિત થવા છતાં પણ રજપૂતોની વીરતા ઉપર ડાઘ લાગવા દીધો નથી; તેજ કેસરિયાંએ મરવા છતાં પણ રજપૂતોને અમર કર્યા. અજમેરના કછવાર, જોધપુરના રાઠોડ અને બૂંદીના હાડા શું કર્મવીર ન હતા? બધાયે વિક્રમ–કેસરી રજપૂતો હતા. પણ ઉદેપુરના સીસોદિયાઓનો આટલો ઉત્કર્ષ કેમ થયો? તેઓજ કેમ રજપૂતાનાના શિરોમણિ કહેવાયા? એટલાજ માટે કે બીજા બધાએ તેજસ્વી ક્ષાત્રધર્મનું અનુકરણ કર્યું હતું. એ તેમનું કર્તવ્ય હતું; પણ સીસોદિયાઓએ તો પવિત્ર કેસરિયાં પહેરીને ઉત્તમ મૃત્યુધર્મનું વારંવાર પાલન કર્યું હતું. તેઓ ધન્ય થયા, તેઓ અમર થયા, તેઓ મહાન થયા અને તેમણે જે મેળવ્યું તે ભારતના તે અધમ દિવસોમાં કોઇએ મેળવ્યું નહોતું, કોઇ મેળવી શક્યું નહોતું.

મૃત્યુધર્મ એ નિર્મળતાનો ધર્મ છે, મૃત્યુધર્મ એ અનાસક્તિનો ધર્મ છે, મૃત્યુધર્મ એ કર્તવ્યનો ધર્મ છે, મૃત્યુધર્મ એ પવિત્રતાનો ધર્મ છે અને મૃત્યુધર્મ એ પ્રાણીમાત્રનો અનિવાર્ય ધર્મ છે.

અમે ભગવાનને પ્રાર્થના કરીશું કે, "હે પ્રભુ! અમને સૌભાગ્યનું મૃત્યુ આપ. હે સ્વામી! અમને માનભર્યું મૃત્યુ આપ."





# अध्याय १२ मो–असहयोगसिद्धिना उपाय

## પહેલો ઉપાય–આચાર

અમારા પ્રાચીન ઋષિઓનું કહેવું છે કે, “ आचारो प्रथमो धर्मः ” અર્થાત્ આચાર એ સર્વથી પહેલો ધર્મ છે. લોક કહે છે કે, સંસારમાં સૌથી વધારે કીમતી અને સન્માનનીય વસ્તુ વિદ્યા છે, કે જેની સમક્ષ સંસારનું મસ્તક નમી પડે છે; પણ હું કહું છું કે, એક બીજી એવી વસ્તુ છે કે જ્યાં વિદ્યાનું મસ્તક પણ નમી પડે છે, વિદ્યા નાક ઘસે છે અને અધીન થઇ જાય છે; તે વસ્તુ છે આચાર.

તમે વિદ્વાન ન હો કે ન થઇ શકતા હો તેની કંઈ હરકત નહિ; પરંતુ જો તમે સદાચારી હો યા થઇ શકો તો તમે એકલાજ હજાર વિદ્વાનોની બરાબર શક્તિ ઉત્પન્ન કરી શકો છો. સંસારના મહાપુરુષોએ માત્ર વિદ્યાના બળ ઉપર ઉચ્ચ જીવન કદી બનાવ્યું નથી. તેમની ખ્યાતિ આચારને લીધે થઇ છે. આજકાલ લોકો વિદ્વાન થવાની હોંશ રાખે છે, પરંતુ સદાચારી બનવા તરફ તેમનું ધ્યાન નથી. પરિણામ એ આવે છે કે, વિદ્વાન થવા છતાં પણ તેમનાં જીવન કંઇ વધારે કીમતી સાબિત થતાં નથી. રાવણ વિષે કહેવાય છે કે, તે ભારે રાજનીતિજ્ઞ, વેદોનો જાણનાર, ઋષિ અને ધુરંધર વીર પુરુષ હતો. તેના જેવી સંપત્તિ, શક્તિ, યોગ્યતા, ક્ષમતા અને પદ મેળવવા માટે ત્રિલોકના માણસો લલચાતાં હતાં, પણ

તેનામાં એક ઊણપ હતી; તે સદાચારી ન હતો. તેથી તેની શક્તિ, વિદ્યા, યોગ્યતા બધું માટીમાં મળી ગયું. રોમનો પ્રખ્યાત બાદશાહ નિરો સમર્થ તત્ત્વવેત્તા અને જબરજસ્ત પંડિત હતો. પણ આચારહીન હોવાથી આજે પ્રલયકાળ સુધી પણ તે રાવણની જેમ તિરસ્કારની દૃષ્ટિએ જોવાયોગ્ય થઇ ગયો છે. ઋષિ દયાનંદ કંઈ એવા સમર્થ વિદ્વાન ન હતા કે જે લોકોત્તરક હેવાય. એ સંભવિત છે કે, તેમના વખતમાં તેમના જેવા યા તેમનાથી અધિક અનેક વિદ્વાન હશે અને વળી એ પણ સંભવિત છે કે, તેમનાથી વધારે વિદ્યાવાળા પુરુષો આગળ જતાં ઉત્પન્ન થઇ શકે. તેમની આ સફળતાનું કારણ તેમની વિદ્વત્તા હતી એવું નથી; પરંતુ તેમની સફળતાનું કારણ તો તેમનો આચારજ હતો. બ્રહ્મચર્યનો ઉપદેશ તેમના મુખમાંથી નીકળતો હતો; કેમકે તેમનું રોમે રોમ બ્રહ્મચર્યના તેજથી પ્રદીપ્ત હતું. તેમની વાણી તેમના ભાવોને પ્રગટ કરવાનું એક તુચ્છ સાધન હતું. તેમના ભાવોને પ્રગટ કરનાર મુખ્ય વસ્તુ તો તેમનો આચાર હતો, તેથીજ લોકો પર પ્રભાવ પડતો હતો.

લોકમાન્ય તિલક અને મહાત્મા ગાંધી, મહાત્મા ટોલ્સ્ટોય અને વીરવર મેકસ્વિની કદાપિ પોતાની વિદ્યાને લીધે જગતમાં આટલા પૂજ્ય મનાયા નથી. તેમની વિદ્યા સમક્ષ સંસારે મસ્તક નમાવ્યું નથી. સંસારે તેમના આચારને મસ્તક નમાવ્યું છે. સંસાર તેમના આચારની પૂજા કરે છે.

લોકમાન્ય બી. એ. એલ. એલ. બી. હતા, મહાત્મા ગાંધી બૅરિસ્ટર છે, ટોલસ્ટોય કાઉન્ટ છે, વગેરે બાબતો માટે કોઇએ તેમને માન નથી આપ્યું. કેટલાય બી. એ., બૅરિસ્ટર અને કાઉન્ટો જૂતાં ખાઇને રોટલાના ટુકડા ખાતા ફરે છે, તેમને કોણ પૂછે છે? આથી એમ સિદ્ધ થયું કે, જ્યારે મહાપુરુષોનાં ચરિત્ર ખુલ્લાં થયાં કે તરતજ ડિગ્રીઓ જતી રહી. આચારને જોતાંજ ગર્વવાળી વિ-

દ્યાએ પોતાનું મુખ્ય પદ છોડી દીધું અને તે મોં સંતાડીને નાસી ગઈ. આજે લોકમાન્યના નામ આગળ કે ગાંધીના નામ આગળ તેમની ડિગ્રીઓ લગાવવી એ તેમનું અપમાન કરવા સમાન છે. વિદ્યાએ તેમને જે પદ આપ્યું હતું, તેથી વધારે ઉચ્ચપદ આચારે તેમને આપ્યું છે.

જેનું આચાર તરફ ધ્યાન છે અને જે સદાચારી છે, તે પુરુષને ધન્ય છે. જે આચારના આદર્શરૂપ છે,તે પુરુષ પૂજ્ય છે–દેશનો પિતા છે. સંત તુકારામ, ભક્ત નરસિંહ મહેતા, સમર્થ રામદાસ, પવિત્રાત્મા તુલસીદાસ, ભક્તરાજ સુરદાસ, આત્મજ્ઞાની કબીર, નાનક, સદનો કસાઇ, ચેતો ચમાર–વગેરે મહાપુરુષો કેવળ તેમના આચારને લીધેજ પૂજ્ય અને સન્માનનીય થયા છે.

ધારો કે કોઇ વ્યક્તિ મહાપંડિત, વિદ્વાન અને તર્કશાળી હોય; પરંતુ સાથે સાથે તે શરાબી, વેશ્યાગામી, જૂઠી અને સ્વાર્થી પણ હોય, તો શું તે લોકોને પ્રિય થઈ શકશે ? કદાપિ નહિ. ત્યારે બીજી વ્યક્તિ જે જાતિએ નીચ અને મૂર્ખ હોવા છતાં બધાંની સાથે પ્રેમ રાખનાર, સત્યવચની, ધૈર્યવાન અને કપટરહિત હોય, તો શું તેનો લોકોમાં આદર નહિ થાય ? તેથીજ હું કહું છું કે, આચારની સામે વિદ્યા નમી પડે છે અર્થાત્ આચાર આગળ વિદ્યાની કંઈ ગણુતરી નથી.

જો આપ વિદ્વાન ન હો, તો આપનું વિદ્વાન થવું નિઃસંદેહ કઠણ છે, બલકે અસંભવિત છે; પરંતુ સદાચારી બનવું સરળ છે. કોઈ પણ ભાષાનું વ્યાકરણ શીખવા માટે કેટલાંય વર્ષો સુધી મહેનત કરવી પડે છે; પણ સત્ય બોલવાની ઇચ્છા કરતાંજ તમે સત્યવાદી હરિશ્ચંદ્ર જેવા થઈ શકો છો. કાવ્ય–કોષ ભણવો અને યાદ રાખવો એ બહુ મગજમારીનું કામ

છે; પરંતુ હૃદયમાં અપાર દયા અને પ્રેમ ઉત્પન્ન કરીને પ્રાણીમાત્રના પિતા બનવામાં કાંઇ પણ મુશ્કેલી નથી.

આમાં સ્વાર્થની અટકાયત જરૂર છે. જો તમે તમારા મનમાંથી અહંભાવ દૂર કરી દો, આત્મામાં પરોપકારની વૃત્તિ ભરી લો, બીજાંઓનાં દુઃખને પોતાનાંજ દુઃખની સમાન અનુભવો, બધાં પ્રાણીઓને આત્મવત્ માનો; કામ, ક્રોધ, લોભ, મોહને ત્યાગવાના વ્રતનો અભ્યાસ કરો અને ઇન્દ્રિયોને વશમાં રાખો, આટલું કરવાથી તમે સદાચારી થઈ શકશો. તમે તમારો અને તમારા આત્માનો એક બહુ ભારે દોષ તો દૂર કરીજ શકશો અને સાથે સાથેજ તમે તમારી શક્તિઓને હજાર ગણી વધારી દેશો.

એ વાત ખાસ યાદ રાખવાની છે કે, કોઇ પણ મહાન કાર્ય સદાચારી થયા વિના પૂરું સફળ થઈ શકતું નથી. આચારનું શિક્ષણ પ્રાપ્ત કર્યા સિવાય અસાધારણ તપશ્ચરણની માફક અસહયોગ–મહાયજ્ઞ આપ કદાપિ પૂર્ણ નહિ કરી શકો. પ્રાચીનકાળમાં મહાયજ્ઞોના પ્રારંભમાં ભારે ભારે યોજનાઓ થતી હતી, ભારે ભારે બલિદાન આપવામાં આવતાં હતાં અને તેમ છતાં એ યજ્ઞો આપણા આજના અસહયોગ–મહાયજ્ઞ જેટલા વ્યાપક નહોતા થતા. આ યજ્ઞમાં દેશનું દરેક બાળક, દરેક સ્ત્રી અને દરેક પુરુષ, પછી તે ગરીબ હોય કે પૈસાદાર, બાળક, વૃદ્ધ કે યુવાન ગમે તે હોય, પરંતુ સર્વેએ સર્વરીતે પોતાના સર્વસ્વને માટે વ્રતધારી થવું જોઇએ. આ આત્માની ખેતી છે–એટલે એમાં પ્રથમ આત્મશુદ્ધિ કરવી જોઇએ.

સદાચારી થવા માટે આપણે સૌથી પહેલાં તો બીનજરૂરી આહાર–વિહાર છોડી દેવા જોઇએ; ચા, કૉફી, કાવો, સોડાવૉટર, બરફ, પાન, તમાકુ, બીડી, વગેરે વસ્તુઓ બીનજરૂરી વ્યસનો

છે. એક સમય(ના ભોજન)માં અનેક પ્રકારનાં શાક, મીઠાઈ, ચટણી, મુરબ્બો વગેરે ખાવું તે બીનજરૂરી આહાર છે. આપણે દુખિયા છીએ, આપણે અપમાનિત છીએ, આપણા પૂર્વજોએ જે આબરૂ અને માન મેળવ્યાં હતાં તે આપણે ખોઇ નાખ્યાં છે. આપણા પૂર્વજો સ્વર્ગમાંથી ક્રોધ અને આંસુભરેલાં નેત્રો વડે આપણી પડતી નિહાળી રહ્યા છે. આપણે મરી રહ્યા છીએ, ગડદા-પાટુ ખાઈ રહ્યા છીએ—મનુષ્યની માફક આપણાં ઘરમાં સુખ્યાં આપણને રહેવા દેવામાં આવતા નથી—એવી દશામાં અનેક સ્વાદિષ્ટ પદાર્થ ખાવા અને જાતજાતના મોજશોખ કરવા એ શું આપણને શોભા આપે છે? તમે તમારી કન્યાનો વિવાહ કરો છો, ત્યારે વ્રત પાળો છો—અપવાસી રહો છો; તમે સત્યનારાયણની કથા કરાવો છો, ત્યારે નિર્જળ વ્રત રાખો છો. કારણ? એટલાજ માટે કે એ પુણ્યકાર્ય છે—એમાં સ્વાર્થ ત્યાગનો ભાવ છે. સ્વાર્થ-ત્યાગ એ પુણ્ય છે. પુણ્યનાં કાર્ય કદી વ્રત વિના કરવામાં આવતાં નથી. તો પછી અસહયોગ મહાયજ્ઞ એ તો સર્વોત્તમ પુણ્યકાર્ય છે. તેને શું તમે કોટ, પાટલૂન અને બૂટ પહેરીને, ચા અને બીડી-સીગારેટ પીતા પીતા કરી નાખશો? જો તમે હિંદુ હો, તમારા શરીરમાં હિંદુઓનું લોહી હોય અને તમારા આત્મામાં તેજ હોય, તો તમે આવા પવિત્ર યજ્ઞને વખતે આવી અશુદ્ધ અને વ્યર્થ વસ્તુઓનો ઘૃણાપૂર્વક જરૂર ત્યાગ કરજો.

તમે અને હું તો એક સાધારણ વ્યક્તિ છીએ; પરંતુ મહારાણા પ્રતાપે જ્યારે દેશોદ્ધારનું વ્રત લીધું હતું, ત્યારે પલંગ પર સૂવું, સોનાનાં વાસણોમાં જમવું, વગેરે સઘળા એશઆરામ છોડી દીધા હતા; અને તે એક દિવસ માટે નહિ, પણ પૂરાં પચીસ વર્ષ સુધી તેમણે એ વ્રત પાળ્યું—એજ વ્રતમાં તેઓ મરણ પામ્યા. ત્યારે આપણે શું મહારાણા પ્રતાપથી પણ અધિક શક્તિશાળી અને યોગ્ય

છીએ કે સિગારેટ, ચા અને જાતજાતના માલમલીદા ઉડાવતાં ઉડાવતાં કે ચપટી વગાડતાં વગાડતાં દેશનો ઉદ્ધાર કરી નાખીશું? અંગ્રેજોના અત્યાચારને પતંગિયાંની જેમ મોજ માણુતા માણુતા દૂર કરી નાખીશું? કદાપિ નહિ.

આપણે કષ્ટ ભોગવવું પડશે અને આપણે વ્રતધારી થવું પડશે. એ સિવાય આપણે એ મહાયજ્ઞની વેદી પર ચડવાના અધિકારી પણ થઇ શકીએ નહિ. જ્યાંસુધી આપણે સાદા જીવનવાળા અને કષ્ટ સહન કરનાર નહિ થઇએ, ત્યાંસુધી આપણે દુઃખથી ડરતા રહીશું અને આપણે દુઃખ નહિ વેઠી શકીએ. મહાકવિ રહીમે કહ્યું હતું.

जिन खोजा तिन पाइया गहरे पानी पैठ।
हौं बौरी ढूँढन गइ रही किनारे बैठ॥

સાચી વાત છે કે, કિનારા પર મોતી મળતાં નથી અને કોડિયો તો સમુદ્ર પર તરે છે; પરંતુ જેને મોતી લેવાં છે, તેને તો સમુદ્રના ઊંડા જળમાં ડૂબકી મારવીજ પડશે.

કોઈ મિત્રને મળવા માટે, ખુશખબર પૂછવા માટે તેમજ એવાં બીજાં કારણોથી રેલવે, મોટર અને ટ્રામ વગેરેમાં બીનજરૂરી મુસાફરી કરવી; ડઝનબંધ કપડાં તૈયાર રાખવાં; કૉલર, ખમીસ, જાકીટ, કોટ, ઓવરકોટ, અટરપટર વગેરે જુદા જુદા પ્રકારનાં વસ્ત્રો પહેરવાં; જ્યાં દરેક શબ્દમાં જૂઠી દુનિયાદારી અને બનાવટી વહેવાર દેખાડવો પડે છે, ત્યાં–ટેનિસ, ક્રિકેટ, કલબ વગેરેમાં જવું ઇત્યાદિ આવાજ પ્રકારની બીજી ઘણીય બાબતોને હું બીનજરૂરી વિહાર ગણું છું. સમયનો એવી રીતે ઉપયોગ કરવા કરતાં તેને અધ્યયનમાં ગાળવો જોઇએ અથવા એકાંત શાંત સ્થળે બેસવું, મૌન ધારણ કરવું, પશુ–પક્ષીઓ સાથે યા બાળકો સાથે ખેલવું,

ગાવું યા ચિત્ર ચીતરવાં વગેરેમાં સમયનો ઉપયોગ કરવો જોઇએ; તેમજ વ્યાખ્યાનો સાંભળવાં અને સંભળાવવાં જોઇએ.

જળને અને મનને વૈજ્ઞાનિક સંબંધ છે. મન સોમાત્મક દ્રવ્ય છે અને જળ પણ સોમ છે. જળનું દર્શન કરવાથી મનની ચિંતા નાશ પામે છે અને મન શાંત થાય છે, હૃદયમાં પવિત્ર ભાવ આવે છે. જળને કિનારે સંધ્યાવંદન કરવાથી જીવનમાં બહુ શાંતિ અને ધૈર્ય ઉત્પન્ન થાય છે.

મૌન એ ઘણું ભારે તપ છે. મૌન એ તો બહુ ભારે ઉપદેશ છે. જીભ એક નહેર છે, જે દ્વારા હૃદયના વિચારોનું પાણી વખતે -કવખતે વ્યર્થ વહી જાય છે. જેને મૌન રહેવાનો અવસર નથી મળતો, તે જરૂર ચીડિયો અને જૂઠો થઈ જાય છે. દરેક પુરુષે દૃઢતાપૂર્વક હમેશાં બે-ચાર કલાક મૌન રહેવું જોઇએ. ખાસ કરીને સ્નાન કરતી વખતે, મળમૂત્ર વખતે, ભોજન વખતે, સંધ્યા-વંદન વખતે અને ફરતી વખતે મૌન ધારણ કરવું જોઇએ. ફરવાનું એકલાએજ અને એકાંતમાં રાખવું જોઇએ. ચાર-છ મિત્રોની ચંડાળ ચોકડીમાં નહિ; આથી લોકો તમને એકલવાયા કે રોતી સૂરત કહીને તમારી મશ્કરી કરે તેની કંઇ પણ પરવા કરવી નહિ. બીનજરૂરી હસવું નહિ, બોલવું નહિ, સાંભળવું નહિ અને સમજવું પણ નહિ. એમ કરવાથી તમે જોશો કે, તમારા હૃદયનો વિકાસ થઈ રહ્યો છે-જાણે હૃદયની અંદર ને અંદર તમે જીવિત, બલિષ્ઠ અને યોગ્ય થઇ રહ્યા છો અને પછી લોકો જોશે કે, એકાએક તેઓ તમારાથી નાના અને તમે તેમનાથી મોટા થઇ ગયા છો. તેઓ તમારે તાબે થશે.

સ્પર્શ એ બહુ ભયંકર રોગ છે. ખેદની વાત છે કે, લોકો આ વાતની પરવા નથી કરતા અને નકામું એકબીજાનું સંઘર્ષણ

કર્યા કરે છે. શરીરમાં એક એવી વિદ્યુત્ શક્તિ છે, કે જે સ્પર્શ થવાથી ક્ષીણ થઇ જાય છે. પરસ્પર હાથ મેળવવા, ખભા અડકાડીને બેસવું, એકબીજાને અડીને સૂઇ જવું, યા એઠું ખાવું વગેરે કારણોથી તે શક્તિ નાશ પામે છે. તે શક્તિ એવી હોય છે કે જેથી મનુષ્યનું વ્યક્તિગત તેજ સુંદર બની રહે છે અને તે બીજાઓ ઉપર પ્રભાવ પાડી શકે છે; પરંતુ બીજાઓને અડકતાંજ તેનામાં મલિનતા આવી જાય છે. જેમ બે શીશીઓનું જુદા જુદા રંગનું પાણી એકબીજાની સાથે મળતાંજ ખરાબ રંગનું થઇ જાય છે, તેવીજ દશા એ મનુષ્યની પણ થાય છે. કેમકે દરેક માણસની પ્રકૃતિ જુદી હોય છે અને દરેકમાં કોઇને કોઇ જુદો ભાવ હોય છે. દરેક વ્યક્તિમાં કોઇ એક વાતમાં વિશિષ્ટતા મેળવવાની યોગ્યતા બીજરૂપે રહેલી હોય છે. જો તે તેના તરફ ધ્યાન રાખે—તેનો વિકાસ થવા દે—કોઇનો સ્પર્શ ન કરે, તો તે અવશ્ય પોતાના વ્યક્તિત્વવાળો ખાસ માણસ થઈ જશે. સ્પર્શથી શક્તિ ક્ષીણ થઈ જાય છે, આપણા પર બીજાઓનો પ્રભાવ પડે છે અને પોતાનું વ્યક્તિત્વ નાશ પામે છે.

બીજે નંબરે માદક પદાર્થોનો ત્યાગ છે. દારૂ, અફીણ, ભાંગ, ચરસ, ગાંજો વગેરે નાના અને મોટા બધાય નશા ગંદા, ખરાબ અને નિંદ્ય છે. એમાં સૌથી મોટો દોષ તો એ છે કે તે મનુષ્યને પશુ બનાવી દે છે. બીજો દોષ એ છે કે, ઉડાઉપણું શિખવે છે. ત્રીજો દોષ એ છે કે તે પોતાનાં મન અને ઇન્દ્રિયોને પોતાપણાની બહાર લઇ જાય છે. માદક પદાર્થોનું સેવન કરવું એ ભયંકર પશુઓવાળા ઘોર વનમાં દાખલ થવા સમાન છે અથવા હજારો સાપ, વીંછી વગેરે જંતુઓનાં દરવાળી કોટડીમાં સૂવા સમાન છે. હું જ્યારે દારૂડિયાઓને ખાળકૂંડીઓમાં પડેલા જોઉં છું; અફીણિયાઓને સુવાનીમાં કૂતરાંના મોતે મરતાં જોઉં છું અને ચડસ—ભાંગના

અભ્યાસીઓને મેલા, રોગી અને પશુઓની જેમ બુદ્ધિ વગરના જોઉં છું ત્યારે મને તેમની દયા આવે છે. ભગવાન એમને સદ્‌બુદ્ધિ નથી આપતા. લક્ષાધિપતિઓ તેમની મિલકત નકામી વેડફી નાખે છે અને ગરીબો પોતાની આખા દિવસની, ખરા પરસેવાની કમાણી આ ગંદી અને ઘૃણાજનક વસ્તુ પીવામાં વેડફી નાખે છે. તેમનાં બાળકો શરદીમાં નાગાં, ઉઘાડાં, થથરતાં, ધ્રૂજતાં અને ભૂખ્યાં-તરસ્યાં મરી જાય છે. ભગવાન એમને સદ્‌બુદ્ધિ આપે! ભગવાન એમનું રક્ષણ કરે!!

દારૂ એ ખાળકૂંડીના પાણીથી પણ ખરાબ વસ્તુ છે. ઠંડા મુલકોમાં તેનો પ્રચાર વધારે છે; પણ હવે તો ત્યાં પણ ઓછો થતો જાય છે. અમેરિકાએ વીરતાપૂર્વક તેનો બહિષ્કાર કરીને સંસારને લજવી નાખ્યો છે. અફીણે ચીનને જગતમાં બદનામ કરી નાખ્યું હતું અને તેને છોડી શકતું નહોતું. હવે ચીને પણ પ્રબળ આત્મતેજ બતાવીને તેનો ત્યાગ કર્યો છે. અસભ્ય જંગલી જાતિઓ દુર્ગુણનો ત્યાગ કરીને સદ્‌ગુણ શીખી રહી છે. પણ હાય! આપણે શું બધાંની પાછળ રહીને અયોગ્ય ઠરીશું! આપણે ધર્મના જીવો, ધર્મથી ડરનાર, ધર્મ ઉપર જીવનાર, શું આ ઘૃણિત વસ્તુઓથી આપણો છુટકારો નહિ મેળવી શકીએ? આ ભયંકર અજગર કે જે આપણાં હાડકાં ભાંગી નાખે છે, તે શું ખરેખર આપણને ગળીજ જશે? નહિ, આપણે જીવીશું—આપણે ફૂલીશું—ફાલીશું. આપણે આપણી મનોકામના પૂર્ણ કરીશું. આપણે મૂતરનાં ઠીકરાંની જેમ દારૂનાં પાત્રો ફેંકી દઇશું. આપણે વિષ્ટાની જેમ અફીણ, ગાંજો અને ચડસને અડકીશું પણ નહિ. આપણે પવિત્ર થઇશું, શુદ્ધ થઇશું. મનુષ્ય થઇશું. આપણા દેશના ઉદ્ધારમાં વ્રતધારી થઈશું. આપણે અસહયોગ યજ્ઞની વેદી ઉપર ચડવાની યોગ્યતા પ્રાપ્ત કરીશું. ભગવાન આપણને બળ આપો.

વ્યભિચારનો ઉલ્લેખ કરતી વખતે હું ધ્રૂજી ઊઠું છું; કેમકે હું સારી રીતે જાણું છું કે, આ દોષ ઘણાખરા માનનીય પુરુષોમાં પણ છે કે જેઓ તેમના બીજા ગુણોને લીધે દેશની ભારે સેવા કરી રહ્યા છે અને દેશ પણ તેમનો આદર-સત્કાર કરે છે. જેવી રીતે ભયંકર વિસ્ફોટક ચારે બાજુથી ફૂટી નીકળે છે અને શરીરનું સત્યાનાશ વાળી દે છે, તેવીજ રીતે આ વ્યભિચાર પણ આપણાં ચારિત્ર્યમાં ધોધમાર ફૂટી નીકળ્યો છે અને આત્માનો તેણે નાશ કરી નાખ્યો છે. લગભગ દરેક સદ્ગૃહસ્થને ધર્મપત્ની હોય છે; પણ હજારોમાં એકાદજ એવો મળશે કે જેણે સંયમથી કામ લીધું હોય. લગભગ દરેકની દંપતી-શય્યા વ્યભિચારરૂપી કાદવથી ખરડાયલી છે. એ સિવાય ગુપ્ત વ્યભિચાર, પરસ્ત્રી-ગમન અને વેશ્યાગમનનાં સ્વરૂપ, ભયંકર પાપ અને અક્ષમ્ય અપરાધોથી ભરેલાં છે; જેનાથી મનુષ્યતાનું સ્વરૂપજ બગડી જાય છે, માનવજીવનનો ઉદ્દેશજ ધૂળમાં મળી જાય છે અને આત્માનું બધું તેજ બળીને ખાખ થઈ જાય છે. વ્યભિચારેજ રાવણની પડતી કરી અને ઇતિહાસના વીરોનાં ચરિત્રો પણ મારી વાતને પુષ્ટિ આપશે. વ્યભિચારની જાળમાં ફસાઇને કોઇ વીર, કોઇ કર્મયોગી કે કોઈ મહાપુરુષ ઉદ્ધાર મેળવી શક્યો નથી; તો પછી બિચારા સાધારણ મનુષ્ય તે શી વિસાતમાં! વેશ્યાઓને જોઇને હું રડું છું. આપણી નહિ તો આપણા કોઈ અભાગિયા ભાઇની તે બહેન, મા કે દીકરી હશેજ. ભગવાન અમારાં હૃદયોમાં એટલા ઉચ્ચ ભાવ ક્યારે પેદા કરશે કે, અમે સમસ્ત સ્ત્રીઓને અમારી બહેન, દીકરી અને માતાસમાન માનીશું. વ્યભિચારી પુરુષ નિશ્ચય પૂરો બેદરકાર અને પૂરો પાપી હોય છે. માત્ર વ્યભિચારજ બધાં ભયંકર પાપ અને અનાચારની જડ છે.

બ્રહ્મચર્ય એજ જીવન છે. બ્રહ્મચર્યમાં શરીર અને આત્માનું તેજ

છે. વ્યભિચારે એ બ્રહ્મચર્યને માટીમાં મેળવી દીધું છે. બળ, રંગ, આયુષ્ય, આરોગ્ય અને શક્તિ બધું વ્યભિચારે નષ્ટ કરી દીધું છે.

જૂના આર્યગ્રંથોના કાયદાઓ આપ જોશો, તો વ્યભિચારને સંપૂર્ણ અક્ષમ્ય દોષ માનવામાં આવ્યો છે. ચોર અને હત્યારાને માટે પણ તેટલો કઠોર દંડ જણાવવામાં આવ્યો નથી કે જેટલો વ્યભિચારીને માટે જણાવવામાં આવ્યો છે. ચોરને શારીરિક શિક્ષા અને હત્યારાને આજન્મ કેદ યા દેશનિકાલની શિક્ષા કહેલી છે; પરંતુ વ્યભિચારીને તો ધગધગતા લોઢાની શય્યા ઉપર સુવાડવો અને વ્યભિચારિણીને નાગી કરીને અર્ધું શરીર જમીન-માં દાટી તેના ઉપર દહીં ચોપડી કૂતરાં પાસે કરડાવી ખવડાવવાનું વિધાન કહેલું છે. આટલો સખ્ત દંડ દેવાના પરિણામે વ્યભિચાર લગભગ નાબૂદ થઇ ગયો હતો. આ દંડને ભલે ક્રૂર કહેવામાં આવે પણ તે ઉચિતજ હતો; કેમકે પહેલાંના વિચારકો એમ સમજી ગયા હતા કે, ચોર, લૂંટારા, હત્યારા, વગેરે સુધરીને મહાન પુરુષ થઇ શકશે, પણ વ્યભિચારી કોઇ પણ કામમાં નહિ આવી શકે. જે વ્યભિચારમાં પડ્યો તે તો સડીજ જવાનો, ગળાઇ જવાનો અને તેનો નાશ થઇ જવાનો. તેનું શરીર, મન, આત્મા, તેજ અને પુણ્ય બધુંએ નાશ પામી જવાનું છે.

બ્રહ્મચારી રહેવાથી આત્મબળ વધે છે. આત્મા બળવાન થવાથી મનોવૃત્તિ મેલી થવા પામતી નથી અને પરિણામે કુચેષ્ટા-ઓદ્વારા ખંડિત થતા શારીરિક બળનું રક્ષણ થાય છે. આપણા જેવા સર્વ મનુષ્યોનો સમુદાય એજ સમાજ છે; એટલે આપણો આત્મા અને શરીર બળવાન હોય તોજ સમાજ પણ બળવાન હોય છે. બ્રહ્મચર્યના ભક્ત પ્રાચીન આર્ય લોકો પોતાના બળનો અખંડ પ્રતાપ જગત સમક્ષ મૂકી ગયા છે અને બ્રહ્મચર્યથી ભ્રષ્ટ અમારું બળ પણ આજ જગત સમક્ષ મોજૂદ છે! જે છે તે બધા જાણે છે,

એમાં કહેવા સાંભળવા જેવું શું છે?

સાચી વાત તો એ છે કે, આપણી આરોગ્યતા, આયુષ્ય, સૌંદર્ય, ઐશ્વર્ય અને આપણી સઘળી ભાવી ઇચ્છાઓનું મૂળ બ્રહ્મચર્ય છે. એક માત્ર એનુંજ અનુષ્ઠાન કરવાથી આપણી ધાર્મિક અને નૈતિક બધીએ મનોકામનાઓ પૂરી થશે. બ્રહ્મચારીજ આદર્શ સંતાન પેદા કરીને તેને યોગ્ય પુત્ર બનાવી શકે છે. ઉત્તમ સંતાનોની ઇચ્છા કરનારાઓએ બ્રહ્મચારી બનવાની–પૂર્ણ બ્રહ્મચારી બનવાની જરૂર છે.

આપણી સમક્ષ જીવનનો, સુખદુઃખનો, નફા–નુકસાનનો, તેમજ સાહસ, વીરતા અને પરોપકારનું જે મહાન ભવન ખડું થઇ શકે છે, તેનો પાયો બ્રહ્મચર્યજ છે. આપણી સમક્ષ જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચારે પુરુષાર્થની પ્રાપ્તિનું મહાન વૃક્ષ છે, તેનું મૂળ બ્રહ્મચર્યજ છે. જો આપણે ઇચ્છતા હોઇએ કે, આપણું ભવન દઢ બને અથવા જો આપણે ઈચ્છતા હોઇએ કે, આપણું ઉદ્દેશ્ય–વૃક્ષ મોટા મોટા વંટોળિયાના સપાટાથી પણ ન ઊખડી જાય, તો આપણે પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી કૃતકૃત્ય થવું આવશ્યક છે. ભીષ્મ, કૃષ્ણ, રામ, લક્ષ્મણ, વગેરે મહાનુભાવો અને શુક, વ્યાસ, કપિલ વગેરે દેવગણો તેનાં ઉત્કૃષ્ટ પ્રમાણ રૂપ છે. એ સર્વેમાં બ્રહ્મચર્યનું બળ હતું. તેના પ્રતાપેજ તેઓ અજિત યોદ્ધા અને અંતર્દષ્ટિવાળા થઈ ગયા છે.

કોઇ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલો એવા બનવાની ઇચ્છા કરે, તો તે કેમ કરીને બની શકે?

જ્યારે દ્વાપરયુગનું યુદ્ધ થયું, ત્યારે જરાસંધ, કાળયવન, કંસ, શિશુપાળ વગેરે અધર્મીઓના અત્યાચારનું બજાર એટલું ગરમ થઈ ગયું હતું કે, પ્રજામાં હાહાકાર મચી રહ્યો હતો. પણ

તેમનાં ઉત્કૃષ્ટ બળ અને પ્રભાવ જોઇને કોઇ તેમની સામે માથું ઊંચું કરવાની હિંમત કરી શકયું નહિ; પરંતુ શ્રીકૃષ્ણ પરમાત્મા માત્ર બારજ વર્ષની ઉંમરમાં તેમની સામે થયા, તેમનો ગર્વ તોડયો અને સતત પરિશ્રમ કરીને યત્ન, યુક્તિ અને બળથી તેમની જડ ઊખેડી નાખીને ધર્મરાજ્યનો પાયો નાખ્યો. આટલું કરતાં છતાં પણ કોઇએ તેમને ગભરાયેલા કે ઉદાસ જોયા નહોતા. તેઓ હમેશાં આનંદકંદ રહ્યા. જાણે કે જગતમાં તેમને માટે દુઃખજ હતું નહિ!

બ્રહ્મચર્યના પ્રભાવથીજ તેમની અંતર્દષ્ટિ તદ્દન સ્થિર હતી. દ્વારકામાં એક બાજુ શલ્યની સાથે તેમનું ઘોર યુદ્ધ થઇ રહ્યું હતું; તેમ છતાં એવા આપત્તિકાળમાં પણ કૃષ્ણ દ્યૂત–સભામાં અને દ્રોપદીનાં વસ્ત્રહરણમાં તેનું રક્ષણ કરવાનું ચૂકયા ન હતા!

કુરુક્ષેત્રમાં યુદ્ધનો અગ્નિ સળગવા લાગ્યો હતો, લોહીના તરસ્યા યોદ્ધાઓ જાનના ખેલ ખેલીને રણક્ષેત્રમાં પડયા હતા અને જેના વિચાર માત્રથી રૂવાં ખડાં થઈ જાય, એવું ભીષણ દૃશ્ય નજર સામે હતું; બાપ, બેટા, ભાઇ, ભાંડુ બધાય પોતાનાજ આત્મજનોના લોહીથી હાથ રંગવા માટે ગાંડા થઇ રહ્યા હતા.બધાય ભાન ભૂલેલા અને ઉન્મત્ત થયેલા હતા; હિંસા અને સ્વાર્થનો અગ્નિ દરેકનાં હૃદયમાં પ્રચંડ વેગથી ધગી રહ્યો હતો; એ બધું જોઇને અર્જુને ધનુષ્ય ફેંકી દીધું અને દુઃખી થઇને બોલ્યોઃ "મહારાજ! મારા હાથમાંથી ધનુષ્ય સરી પડે છે, ચામડી બળે છે, મારું મન ભમે છે, હું ઊભો પણ રહી શકતો નથી, મારા સ્વજનોને મારીને હું મારું શ્રેય કરવા ઇચ્છતો નથી; જેઓને માટે અમે રાજ્ય અને ધન ઇચ્છીએ છીએ, તેઓ તો બધા પ્રાણનો મોહ છોડીને મરવા માટે તૈયાર થઇ ગયા છે! આ ગુરુ છે, આ કાકા, ભત્રીજા, ભાઇ, પિતામહ, સગાંવહાલાં વગેરે સર્વે અમને મારવા

માટે ઊભા થયા છે, એ બધું જાણવા છતાં પણ હે મધુસૂદન! એમને મારીને હું ત્રિલોકનું રાજ્ય પણ ઇચ્છતો નથી." અર્જુનની આવી મોહ–બુદ્ધિ જોઈને શ્રીકૃષ્ણ મનમાં ને મનમાં હસ્યા. તેમનું મન ત્યારે પણ પૂર્ણ શાંત હતું, સ્થિર હતું અને એજ કારણથી એવી ધમાલના વખતમાં પણ તેમણે બહુ શાંતિથી ગીતાનો મહાન ઉપદેશ અર્જુનને આપ્યો. એ શું સાધારણ વાત છે? બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા વિના એવું ધૈર્ય, એવી અંતર્દૃષ્ટિ અને એવી સ્થિરતા શું આવી શકે છે? કદાપિ નહિ.

હવે ચાલો, મર્યાદા પુરુષોત્તમની ઉપર પણ એક નજર નાખો. તેમનું ધૈર્ય અને શાંતિ, ત્યાગ અને દૃઢતાનો વિચાર કરતાંજ હૃદય આનંદથી ગદ્ગદ થઇ જાય છે.

એક બાજુ પ્રબળ પરાક્રમી અજિત રાવણ ઊભો છે, લંકા જેવો કોટ, સમુદ્ર જેવી ખાઈ, મોટા મોટા શૂરવીરો જેના રક્ષક, તેમજ હિંસા અને કુટિલતા એજ જેનું કામ છે; કુંભકર્ણ જેવો ભાઇ અને ઇંદ્રજિત જેવો પુત્ર જેનો સહાયક છે; ત્યારે બીજી બાજુ શું છે? એકલા રામ છે, ખુલ્લું માથું, ખુલ્લા પગ અને હાથમાં માત્ર વિશાળ ધનુષ્ય–બાણ; પરંતુ તેમના હૃદયમાં અપૂર્વ સાહસ અને આત્મબળ છે; બસ, વિજયની આજ ઉપયોગી સામગ્રી છે. રાવણનું નામનિશાન પણ ન રહ્યું. ખરેખર, બ્રહ્મચર્યનો મહિમા મહાન છે.

જ્યારે મદોન્મત્ત ક્ષત્રિયો ઉન્મત્ત થઇને ધર્મની મર્યાદા ઓળંગી ગયા હતા, ત્યારે તેમને પોતાના પ્રબળ પ્રતાપથી નાથનારા(કાબૂમાં લેનારા) પરશુરામ અને હિરણ્યકશિપુને કેવળ નખ વડે ચીરીને ફેંકી દેનાર નૃસિંહદેવ; એ બધા પૂર્ણ બ્રહ્મચર્યનાજ પ્રતાપથી પોતાનો અટલ પ્રભાવ સંસારમાં ફેલાવી ગયા છે.

જે ભીષ્મપિતામહે એક વાર તો શ્રીકૃષ્ણને પણ પ્રતિજ્ઞાભંગ કરાવીને ક્ષુદ્ર જેવા કરી નાખ્યા હતા, તે આદર્શ બ્રહ્મચારીજ હતા, એવું કોણ નથી જાણતું ?

રાવણના પુત્ર મેઘનાદનો જેણે વધ કર્યો,તે વીર કેસરીનું નામ કોણ નથી જાણતું ? સુલોચના ઘણી પતિવ્રતા સ્ત્રી હતી. તેના પાતિવ્રત ધર્મના બળથી મેઘનાદ અજિત થઈ ગયો હતો. જ્યારે તેને ખબર મળી કે મેઘનાદ મરાયો, ત્યારે તેને એકદમ વિશ્વાસ પણ ન આવ્યો. તેણે કહ્યું કે, "રામમાં શી તાકાત છે કે મારા પતિને હરાવે ? જે બાર વર્ષ નિદ્રાને જીતીને અખંડ બ્રહ્મચારી રહ્યો હોય, તેજ કદાચ તેને હરાવી શકશે. તે સિવાય મારા પતિનો વાળ વાંકો કરનાર કોઇએ જન્મ્યો નથી." આવી તીક્ષ્ણ વાણીવાળી તેની પ્રચંડમૂર્તિ જોઇને દાસદાસીઓ પણ ભયથી થરથર ધ્રૂજવા લાગ્યાં. તેનો ક્રોધ હદ બહાર જતો રહ્યો. તેને પોતાના પતિના મૃત્યુ પર બિલકુલ વિશ્વાસ ન હતો. આખરે એક દાસીએ હાથ જોડીને કહ્યું: "દેવિ ! સાચેજ લક્ષ્મણે આજ તેમનો વધ કર્યો છે." બસ, લક્ષ્મણના નામમાંજ વીજળીનો પ્રભાવ હતો. એ સાંભળતાંજ સુલોચનાનું લાલ મુખ ફીકું પડી ગયું, આંખોનો પ્રકાશ જતો રહેતાં અંધારું છવાઈ ગયું, ઉન્નત મુખ નીચું ઝૂકી ગયું. "હા, ત્યારે તો હું જરૂર વિધવા થઇ." એ શબ્દો તેના મુખમાંથી નીકળ્યા અને તે મૂર્છા ખાઈને ધરતી પર ઢળી પડી. લક્ષ્મણના બ્રહ્મચર્ય પર તેને પોતાના પાતિવ્રતધર્મ જેટલોજ વિશ્વાસ હતો.

અને કેમ ન હોય ? બ્રહ્મચારી લક્ષ્મણ પણ આવી પ્રશંસાને યોગ્યજ હતા. જે વખતે રામ, સીતાની શોધમાં ઋષ્યમૂક પર્વત તરફ આવતા હતા, તે વખતે સુગ્રીવે સીતાજીનાં કેટલાંક આભૂષણો ઓળખવા માટે રામને આપ્યાં હતાં. રામે તે લક્ષ્મણને દેખાડીને ઓળખવા કહ્યું;ત્યારે લક્ષ્મણે શો જવાબ આપ્યો ? એજ કે,

केयूरं नैव जानामि नैवजानामि कुण्डलम्।
नूपुरंचैव जानामि नित्यं पादामि वन्दनात्॥

અર્થાત્ હું આ કંકણુને નથી ઓળખતો અને આ કુંડળને પણુ નથી ઓળખતો; (કેમકે મેં કદાપિ એ જોયાજ નથી;) પરંતુ માત્ર આ ઝાંઝરને ઓળખું છું; કારણુ કે તેમને પ્રણુામ કરતી વખતે હમેશાં મને એનું દર્શન થતું હતું.

આ લક્ષ્મણુ યતિનાં વાક્ય છે, કે જે તેમણે ભાભીને માટે કહ્યાં હતાં. આવા વીરને મેઘનાદનો શો હિસાબ? તે સમસ્ત વિશ્વને જીતી શકે છે. ખરેખર, બ્રહ્મચારીને શું દુર્લભ છે?

બાલ્યાવસ્થામાંથીજ જેમને મોટા મોટા મુનિઓમાં ઉચ્ચાસન મળતું હતું, એવા પ્રબળ દિવ્ય બ્રહ્મચારી વ્યાસ–પુત્ર શુકદેવનું નામ બધા હિંદુઓ જાણુતા હશે. જે વખતે તે પિતાના આશ્રમમાંથી નીકળી વૈરાગી થઇને વનમાં ચાલ્યા, ત્યારે માર્ગમાં તેમને ગંગા ઉતરવી પડી હતી. ત્યાં નગ્નાવસ્થામાં સ્નાન કરતી કેટલીય સ્રીઓએ તેમને જોયા છતાં તેઓ સ્નાન કરતીજ રહી; અર્થાત્ શુકદેવજી(પુરુષ) ને જોવા છતાં તેમને લજ્જા આવી નહિ. પરંતુ તેમને શોધતા શોધતા તેમના પિતા વ્યાસ જ્યારે ત્યાં ગયા, ત્યારે તે સ્રીઓએ એકદમ વસ્રો પહેરી લીધાં; આથી વ્યાસ બહુ આશ્ચર્ય પામ્યા. પુત્ર–શોકને તો તે ભૂલીજ ગયા અને કહ્યું: "હે દેવીઓ! આ શું? પુત્ર શુકદેવ તમારી વચ્ચે થઇને નીકળી ગયો પણુ તમે પડદો ન કર્યો અને હું વૃદ્ધ છું, તમે બધી મારી પુત્રીઓ છો, તો પછી તમે મારી આગળ પડદો શામાટે કર્યો?" સ્રીઓએ જરા મલકાઇને ભક્તિપૂર્વક વ્યાસદેવને પ્રણુામ કર્યા અને કહ્યું: "દેવ! એવું કોણુ છે કે જે પરંતપ વ્યાસને ન જાણુતું હોય? આપ જેવા તત્ત્વદર્શીઓના દર્શનથી તો સાચી શાંતિ મળે છે. પરંતુ હે શાંતિધામ

મુને ! શુકદેવ યુવાન છે તેમાં શું થઈ ગયું ? તે જાણુતાય નથી કે, અમે સ્ત્રીઓ છીએ અને શા કામમાં આવીએ છીએ; જ્યારે આપ સર્વ કંઈ હોવા છતાં પણ અમને જાણો છો, અમારો ઉપયોગ પણ જાણો છે અને તેથીજ અમે આપની આગળ પડદો કર્યો છે, આપ ક્ષમા કરો.”

અહા ! ઋષિઓ આવા બ્રહ્મચારી યુવાનની પૂજા ન કરે તો કોની કરે ? ઋષિઓ તો શું પણ તે બ્રહ્મચારી ત્રિલોકમાં પણ પૂજ્ય છે. અહા ! તેની ચરણધૂલિ ભારતને માથે ચઢાવવાનું સૌભાગ્ય ક્યારે પ્રાપ્ત થશે ?

પૂજ્યપાદ શંકરાચાર્યે અખંડ બ્રહ્મચર્યનો અસાધારણ પ્રભાવ જગતને દેખાડી દીધો છે. ઉપનિષદ, વ્યાસસૂત્ર અને ગીતા વગેરે ગહન ગ્રંથો ઉપરનાં ભાષ્ય કે જેમાં કોઇથી પણ ખંડન ન થનાર અદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તે જોતાં તેમની અગાધ અને વિલક્ષણ બુદ્ધિનો પ્રભાવ સમજી શકાય તેમ છે.

જે સમયે સમસ્ત જગતમાં વેદવિરોધી માણસોનું પ્રબળ રાજ્ય હતું અને જે સમયે સંસારનું મસ્તક જેને માટે ઝૂકી ગયું હતું; તેજ સમયે આ ધુરંધર વિદ્વાન અને તેજસ્વી બ્રહ્મચારીએ તેમના વેદવિરોધી બળને તોડી–મચેડીને એવું તો ધૂળધાણી કરી નાખ્યું કે,આજ સુધી તેને કોઈ જોડી શક્યું નથી. કહેવાની જરૂર નથી કે, આ બધો બ્રહ્મચર્યનોજ પ્રતાપ હતો.

દૂર ક્યાં જવું છે ? જે વખતે સમસ્ત ભારતવર્ષમાં ભયંકર ખળભળાટ મચી રહ્યો હતો, વૈદિક ધર્મનો તેલરહિત દીપક બુઝાઇ જવાની તૈયારીમાં હતો, ઢગલાબંધ હિંદુઓ–મુસલમાનો ખ્રિસ્તી થઈ રહ્યા હતા, હિંદુઓનાં શિખા–સૂત્ર પર ભયંકર આપત્તિ આવવાની હતી અને જ્યારે અવિદ્યાનો અંધકાર પ્રબળ

હતો; બરાબર તેજ વખતે એક પ્રભાવશાળી વ્યક્તિએ એ વહેતા પ્રવાહમાં એક એવી ઠોકર મારી કે સમસ્ત સંસાર ચકિત થઇ ગયો. તે વીર “ कार्यं साधयामि वा शरीरं पातयामि ” કહીને કર્મક્ષેત્રમાં કૂદી પડ્યો. ગતિનો પ્રવાહ એકદમ બદલાઇ ગયો. મૃતપ્રાય હિંદુજાતિ જીવતી થઈ; માત્ર જીવતી થઇ, એટલુંજ નહિ પણ શત્રુઓ સાથે સામે મોંએ મુકાબલો કરી શકે એવી યોગ્ય થઇ ગઈ. આ યતિનું નામ સ્વામી દયાનંદ સરસ્વતી હતું. ઓગણી-સમી સદીનો સમસ્ત સંસાર એકે અવાજે અમારી હામાં હા મેળવીને આ બ્રહ્મચારીના પ્રબળ પ્રતાપી ધક્કાનો સ્વીકાર કરશે.

બ્રહ્મચારીઓનો અમે તો આટલો મહિમા ગાયો છે; પરંતુ એનો અંતજ નથી. આ ઉપરથી અમારે એજ કહેવાનું છે કે, એ બધાને આપણા જેવાજ હાથ, પગ, મોં અને બુદ્ધિ હતાં. ફરક માત્ર એટલોજ હતો કે, તે બધા બ્રહ્મચર્યવ્રત પર આરૂઢ હતા અને આપણે એ વ્રતવિનાના છીએ. તેઓ સંસારમાં અમર નામ કરી ગયા અને આપણે કૂતરાના મોતે મરીએ છીએ.

આવી જરૂરી પ્રથાનો નાશ થાય એ કોને નહિ ખટકે ? જેને જાતિત્વનું અભિમાન છે, જેનામાં વંશ–મર્યાદાની પ્રતિષ્ઠા છે, જેના મનમાં પૂર્વજોનું અનુકરણ કરવાની હોંશ છે, તેનું તો કર્તવ્ય છે કે, તે હઠપૂર્વક બ્રહ્મચર્યનો વ્રતધારી બને.

હવે ચોથો પ્રશ્ન માંસાહારનો છે અને હું માંસાહારને જરૂર અનાચાર કહીશ; એટલુંજ નહિ પણ હું તેને મનુષ્યજાતિની વી-રતા પર કલંક અને મનુષ્યત્વ ઉપર એક આરોપ કહું છું. હું ગાયોની ફરિયાદ નથી કરતો, કેમકે તેનો અર્થ એવો થાય કે, મારા સ્વાર્થની દૃષ્ટિએ આ પ્રશ્નને હું જોઉં છું. હું દયાધર્મની દલીલ નહિ આપું; કેમકે હત્યા કરવી એને હું પાપ નથી માનતો.

અપરાધીને ફાંસી આપીને ન્યાયાધીશ તેની હત્યા કરે છે; સિપાઈ, યુદ્ધમાં શત્રુની હત્યા કરે છે–પણ તેઓ પાપી નથી; પાપ એ બીજીજ વસ્તુ છે અને તેની તો અંતરાત્માની આજ્ઞાથી તરતજ ખબર પડી જાય છે. હું આ પ્રશ્નને વીરતા અર્થાત્ મરદાનગીના નામ પર છણી બતાવીશ.

ગરીબ બકરું, મરઘડું અથવા ગાય કે બળદ, જેના હાથ-પગ બાંધેલા હોય છે, જે ભયથી ધ્રૂજી રહ્યાં હોય છે, જેની આંખો-માંથી આંસુ વહી રહ્યાં હોય છે, જે દુઃખથી ફફડી રહ્યાં હોય છે, જેની જીભ તરસની મારી ટૂંકી થઈ ગઇ હોય છે, એવાં પર-વશ ગરીબ પ્રાણીઓને મારનાર વીર છે કે બચાવનાર? એવાં ગરીબ પશુ ઉપર છરી ચલાવવાની જેની હિંમત ચાલે છે, તે પુરુષને હું કાયર બલકે નામર્દ કહું છું. નિર્દય, આત્મહીન અને કાયર મરઘીઓના પેટની નીચેથી ઇંડાં લઇ આવીને તેને કલાકો સુધી તરફડિયાં મરાવવાં, માછલીઓને જાળમાં ફસાવવી, તેમને મહાકષ્ટે શ્વાસ લઇ તરફડિયાં ખાતી મારી નાખવી; શું માણસની જીભડી એટલી બધી જબરી છે કે, તેના સ્વાદને માટે આવી કાયરતાપૂર્ણ હત્યાઓ કરવામાં આવે? હત્યારાઓનું નામ કસાઇ યોગ્યજ છે. હિન્દુઘરોમાં સ્ત્રીઓ ક્રોધમાં આવી જઇને ભયંકર ગાળ ભાંડતાં એ નામનો ઉપયોગ કરે છે. હું નથી સમજી શકતો કે, આ નામનું આથી વધારે બીજું કયું અપમાન હોઈ શકે? અને એ લોકો કે જેમણે આ અભાગિયા ઘૃણિત ધંધાદારીઓને ઉત્પન્ન કર્યા છે–જે તેમનું માંસ ખરીદીને ખાય છે–તેમને માટે એ અપમાનનો બરાબર ભાગ ધર્મશાસ્ત્રમાં કહ્યો છે. મનુ આઠ પ્રકારના કસાઇ માને છેઃ—(૧) પશુ મારનાર, (૨) વેચ-નાર, (૩) સલાહ આપનાર, (૪) કાપનાર, (૫) માંસ વેચનાર, (૬) ખરીદનાર, (૭) રાંધનાર અને (૮) ખાનાર.

માંસ કેવી ઘૃણાજનક વસ્તુ છે, વૈદકશાસ્ત્ર અને સંસારના મોટા મોટા ડૉક્ટરોએ એના સંબંધમાં સ્વાસ્થ્યનો નાશ કરનારા કેવા કેવા ભયંકર દોષો ઉત્પન્ન થાય છે, તેનો પત્તો મેળવ્યો છે અને પશુઓનો આવો નિર્દય અને ભયંકર વધ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ કેટલો નિંદ્ય છે, એ બધી વાતો પર વિદ્વાનોએ બહુ લખી નાખ્યું છે; તેમજ પ્રત્યેક વિચારશીલ મનુષ્ય એ વાત જાણે છે અને સમજે છે, છતાં ખેદની વાત છે કે, માંસાહારમાં જરા પણ ઊણપ આવતી નથી!

માંસાહાર સાથે સંબંધ રાખનારી એક બીજી વાત ખાસ યાદ રાખવા જેવી છે, કે જે કેવળ અસહયોગ મહાયજ્ઞને લીધેજ ઉત્પન્ન થઇ ગઈ છે. કેટલાંક માંસ એવાં છે કે જેનો હિન્દુમુસલમાન ધાર્મિક જીદને કારણે તિરસ્કાર યા સેવન કરે છે. હિન્દુઓ સૂવરનું માંસ ખાય છે, જેમનો મુસલમાન તિરસ્કાર કરે છે; મુસલમાન ગો–માંસ ખાય છે, તે સંબંધમાં હિન્દુઓ વિચાર પણ કરી શકતા નથી. આવાંજ કારણોથી ભારે ભારે દુર્ઘટનાઓ થઈ ગઈ છે, એવા પ્રસંગો તો અગણિત છે અને એવા દુઃખદાયક પ્રસંગો બનતાજ રહે છે. શું એ વાત અસંભવિત છે કે, આ મહાન પવિત્ર યજ્ઞના નામ પર આ અપવિત્ર ઝઘડા અને વૈમનસ્યની જડ તેમજ કાયરતાનું સ્વરૂપ એવા માંસાહારનું જડમૂળથી સત્યાનાશ કાઢવામાં આવે? હિંદુધર્મમાં એક પ્રાચીન રિવાજ છે કે, કોઇ તીર્થ કરીને અથવા કોઇ કાર્ય પૂર્ણ કરીને કોઇ ફળનો ત્યાગ કરવામાં આવે છે. ત્યારે સમસ્ત હિંદુ–મુસલમાન ભાઇઓ હમેશ માટે માંસાહારનો ત્યાગ કરીને ગરીબ અને કસ વિનાનાં પશુઓની આશિષ લેશે, એવી મારી આશા શું અયોગ્ય ઠરશે? આ ત્યાગ તેમને ધાર્મિક, નૈતિક અને આર્થિક દૃષ્ટિએ ભવિષ્યને માટે અતિશય ઉપયોગી છે. હું છેડો લંબાવીને દરેક

માંસાહારી ભાઇ પાસે આ ત્યાગની ભિક્ષા માગું છું.

હવે હું અત્યાચારના છેલ્લા ભાગ વિષે બે શબ્દો વધારે લખીને આ અધ્યાય સમાપ્ત કરીશ. એ છે સત્ય અને અક્રોધ. સત્ય એ એક પવિત્ર અને નિર્ભય ભાવના છે. સત્ય એ એક પ્રમાણિક, લોકપ્રિય અને આદરણીય ટેવ છે. જે સાચું બોલનાર તરીકે પ્રસિદ્ધ છે, તે સંસારમાં પ્રમાણિક છે. કહ્યું છે કે, "સાચ બરોબર તપ નહિ ને જૂઠ બરોબર પાપ નહિ." વાસ્તવિક રીતે એ વાત સાચી છે. એક કહાણી છે કે, "કોઈ ધનવાન યુવક કુસંગતિમાં પડીને અનેક કુટેવોનો શિકાર બની ગયો હતો. તેનામાં દારૂ, વેશ્યાગમન, ચોરી, નશો, જુગાર વગેરે અનેક દોષો હતા. જ્યારે તેનાં માતાપિતા તેને સમજાવી સમજાવીને થાકયાં, ત્યારે તેઓ એક મહાત્માને શરણે ગયાં. મહાત્માએ ખૂબ પ્રેમથી તેને સમજાવ્યો અને કહ્યું કે, "તું બધાં કામ કર. માત્ર મારા કહેવાથી એક વાત છોડી દે કે, જૂઠું ન બોલવું, સત્ય બોલ્યા કરવું." છોકરાએ જોયું કે, એમાં કંઇ હરકત નથી અને આપણી મોજમાં કંઈ ઓછું થવાનું નથી. તેણે સોગન લઇને સાચું બોલવાની પ્રતિજ્ઞા કરી. પછી તે દારૂ પીવા ચાલ્યો. તરતજ તેને વિચાર આવ્યો કે, કોઇ પૂછશે કે કયાં ચાલ્યા તો શો જવાબ દઇશ ? જૂઠું બોલાય નહિ ! બસ, આ વિચારમાંજ તે બેસી રહ્યો. આ રીતે સત્યના ભયથી તેની બધી બૂરી આદતો છૂટી ગઇ અને તે સુધરી ગયો." વાસ્તવિક રીતે સત્ય એવી મહત્વની વસ્તુ છે. સત્યના બળ ઉપર મહારાજ હરિશ્ચંદ્ર એટલા અમર થઈ ગયા, કે કોઈ વીર વીરતાને લીધે પણ એટલો અમર નથી થયો. સત્ય એજ વિજય છે, સત્ય એજ જીવન છે, સત્ય એજ હથિયાર છે અને સત્ય એજ સર્વસ્વ છે. આ પવિત્ર મહાયજ્ઞમાં સત્યવ્રતવાળા થવું એ એક ધર્મકાર્ય છે.

અક્રોધ એ એક તપ છે. જે ક્રોધને જીતી શકે છે, તેને કોઇ હરાવી શકતું નથી. મહાપુરુષ મહાત્મા ગાંધીમાં હું માત્ર એકજ ગુણ એવો જોઉં છું કે જેને લીધે તેઓ મારા મત પ્રમાણે આટલા આદરણીય અને પ્રમાણિક થઈ શકયા છે અને તે ગુણ છે અક્રોધ. ક્રોધને જીતવાનો અર્થ એ છે કે, તેમણે પોતાનો આત્મા અને સમસ્ત ઇન્દ્રિયોને જીતી લીધી છે.

નીતિકાર કહે છે કે, આત્માજ આત્માનો શત્રુ છે. ક્રોધથી માણસ પોતાનેજ ખાઇ જાય છે. ક્રોધી માણસ પાગલ અને આંધળો છે અથવા અપ્રમાણિક છે.

હજાર ગુણ હોવા છતાં પણ જો માણસ ક્રોધને ન જીતી શકે, તો તે બધું વ્યર્થ છે. તેનો અસહયોગયજ્ઞ સફળ નહિ થાય. સમસ્ત ભારતે અક્રોધની મૂર્તિ બનીને પરમ સાત્ત્વિક, સહનશીલ, સત્યવાદી, ધર્માત્મા અને દૃઢવ્રતી વીર બનીને અસહયોગના મહાયજ્ઞમાં દીક્ષા લેવી જોઇએ.

## બીજો ઉપાય–નાગરિકતાનો નાશ

જે સભ્યતા સાથે આપણા યુદ્ધની શરૂઆત થઇ છે, નાગરિકતા એ તેની સૌથી વધારે નજીકની સાહેલી છે. તેજ તેની મુખ્ય કુલટા છે. સૌથી પહેલાં તેનીજ જડ કાપી નાખવી જોઇએ. કહેવત છે કે, ચોરને ન મારતાં તેની માને મારવી. એજ નાગરિકતા ચોરની મા છે.

જેમ જેમ સભ્યતા વધતી અને ફેલાતી જાય છે, તેમ તેમ નાગરિકતા વધતી જાય છે. જે લોકો એ સભ્યતાના ફંદામાં ફસાયા છે, તેઓ કહે છે કે, નાગરિકતા એ સમાજ–સંગઠનનું રૂપ છે. હું તેનો સ્વીકાર નથી કરતો. હું મુંબઈમાં રહું છું. એકજ મકાનમાં રહેતાં રહેતાં વર્ષો વીતી જવા છતાં મને ખબર નથી

કે, આ મકાનમાં ઉપર અને નીચેના મજલામાં કયા કયા માણસો રહે છે, શું શું કરે છે અને તેમનાં નામ શું છે. પાસે પાસેનીજ બે ઓરડીઓમાં બે કુટુંબ રહે છે. એક પોતાનાં દુઃખથી રડી રહ્યું છે અને બીજું હારમોનિયમ ઉપર મધુર સંગીતના સૂર બજાવી રહ્યું છે. શું આ સંગઠન છે? નોકરો અક્કડ અને કટાણે મોંએ યંત્રની માફક સમય જોઇને કામ કરનારા છે; માલિક નિર્દય, કંજૂસ અને જાલીમ છે; દરેક વસ્તુ મોંઘી છે. મિત્રતા તો સૂંઘવાને પણ મળતી નથી અને સરળતાની તો હવા પણ નહિ. જૂઠ, છળકપટ, સ્વાર્થ, પાખંડ, મારકાપ એજ જીવનનો સાધારણ કાર્યક્રમ છે. શું આ સંગઠન છે? દરેક ગરીબ અપમાન પામતો અને દુઃખી છે; ગરીબ થવું એ પાપી થવા બરાબર માનવામાં આવે છે; દરેક ધનવાન રોગી અને અશાંત છે; દરેક સ્ત્રી અસંતુષ્ટ અને ગર્વથી ભરેલી છે અને દરેક બાળક લંપટ છે. શું આ સંગઠન છે?

ખાનગી વેશ્યાઓના મહોલ્લામાં સૂર્યાસ્ત થતાંજ જઇને હું જોઉં છું કે, થોડી આવકવાળાઓની ઠઠ જામેલી હોય છે. એ મેલા, સૂકા, કદરૂપા, દુઃખી અને હાડકાંના પીંજરા જેવા લોક એ પાપમય ગંદા સ્થાનમાં ઘૃણિત, રોગોથી ભરેલી, અપવિત્ર, કદરૂપી, મેલી, દુર્ગંધવાળી અને ભ્રષ્ટ સ્ત્રીઓનાં જેલખાનાં જેવાં ઘરોની સામે ઊભા રહે છે અને મડદાંની જેમ જ્ઞાનહીન બનીને જીવનના ક્ષણિક સુખને માટે તલસે છે! કૂતરાંને પણ આટલી આતુરતા હોતી નથી, પશુઓની પણ આવી દુર્દશા નથી. મનુષ્યનાં સંતાનોની આ નીચતા જોઇને હું બહુધા રડ્યા કરું છું. જેમ મડદાં ખાનાર ગીધ અને ગીદડ સડેલી લાશને પણ સ્વાદથી ખાય છે, તેમ આ અભાગિયાઓને પણ આનંદના એ સ્મશાનમાં આનંદ ચાખવાની ટેવ પડી જાય છે. તેમની લાજ અને શરમને તો જાણે કોઇએ સોમલ ખવરાવી દીધું છે! હું પૂછું છું

કે શું સંગઠનનું આ સુખ છે?

કારીગરો મજૂરોની જેમ રહે છે અને તેઓને મજૂર કહીનેજ બોલાવવામાં આવે છે. તેમની કમાણીના દશઆના તો મૂડીવાળાજ ખાઇ જાય છે અને મહામુશ્કેલીએ તેમને છ આના આપે છે. તેમાંથી મકાનનું ભાડું અને બીજી સભ્યતાના ડોળના ખર્ચાના ચાર આના તો એજ બેઈમાન મોટા લોકોના પેટમાં પહોંચે છે. બાકી રહેલા બે આનામાં તેમને પોતાનું અને પોતાના પરિવારનું પોષણ કરવું પડે છે. કોઇ તેમને સુખદુ:ખ પૂછતું નથી, કોઇ તેમને તેમનું પોતાપણું પાછું અપાવતું નથી, કોઈ તેમને માણસનાં સંતાન માનતું નથી અને સમાજ કે કાયદો તેમને મદદ કરતાં નથી. આજ નાગરિકતા છે ને?

તંદુરસ્તીનો નાશ થઈ રહ્યો છે. પૈસાદાર અને ગરીબ બધાય રોગી છે. સર્વેની રડતી સૂરત બની રહી છે. પીળું મોં, સૂકું શરીર, ખાડામાં પેસી ગયેલી આંખ, દુ:ખી અવાજ, ચીડિયો સ્વભાવ અને હતાશ પુરુષાર્થ; એ લગભગ બધાનાં જીવનનું સ્વરૂપ છે. રહેવાને ચોખ્ખી હવાવાળું મકાન પણ હોતું નથી. હું મહિને ૨૫૦)રૂપિયા ભાડું આપું છું. માત્ર ત્રણ ઓરડી છે, ચારે બાજુએ ઊંચી ઊંચી દીવાલ, અંધારું, દુર્ગંધ, માંકડ, ચાંચડ, મચ્છરથી યુક્ત અને હવાનું તો નામે નહિ. આ ઉપરથી થોડી આવકવાળા પુરુષોનાં મકાનોનાં કષ્ટનું આપ અનુમાન કરી શકશો. તમામ વસ્તુ મોંઘી છે. હરામની કમાણી ખાનારાઓએ માટીની જેમ પૈસા વેરીને બધી ચીજો મોંઘી કરી દીધી છે! બધાંનાં મોં ઉપરથી લોહી સુકાઈ ગયું છે. સટોરિયા, વેપારી, કંટ્રાકટરો અને મિલમાલિકો બેશુમાર કમાય છે અને ભણેલા ગણેલા, મજૂર, કારીગર વગેરે મુકરર કરેલી રકમજ કમાઇ શકે છે. તેઓ ખર્ચમાં ક્યાં સુધી મુકાબલો કરી શકે? પણ શરીર અને મન તો

ખપાયને છે. જો એ લોક સુખ ન મેળવી શકે તો સુખની ઇચ્છા તો જરૂર કરી શકે. ખાનગી વેશ્યાઓના ઘૃણિત બારણા આગળ જ્યારે બધી ઉંમરના ગરીબ ભાઇઓનો હું આટઆટલો જમાવ જોઉં છું, ત્યારે મને તેમના પર જરા પણ ઘૃણા નથી થતી. હું જાણું છું કે, તેઓ વ્યભિચારી યા લંપટ નથી. શરીરનો જે ધર્મ છે, શરીરની જે તરસ છે, તે દબાવી રાખી તેના પર વિજય મેળવવાની આત્મશક્તિ એ ગરીબ, ભૂખ્યા અને કચરાયલા લોકો ક્યાંથી મેળવી શકે? અને એથીજ તેઓ ત્યાં પડે છે.

આવીજ દશા દારૂના સંબંધમાં પણ કહી શકાય છે. ગામડાંના જુવાનો સીધે સીધા મુંબઇ જેવાં શહેરોમાં રોજી ખોળવા આવે છે. તે વખતે તેઓ શરીરે પુષ્ટ, મનના સરળ, પ્રફુલ્લચિત્ત-વાળા, ઉત્સાહી અને મર્દ હોય છે. પણ મુંબઇથી બે વર્ષ પછી જ્યારે તેઓ પાછા જાય છે, ત્યારે તેમના ગાલ બેસી ગયેલા, રોગી, બહારથી શોખીન, ગર્વિષ્ઠ, કપટી અને છેલબટાઉ હોય છે; પણ અંદરથી ગરમી, ક્ષય અને સેંકડો રોગ શરીરમાં ભરીને લઇ જાય છે અને પોતાની નિરપરાધિની સ્ત્રીઓનાં પવિત્ર અને સ્વચ્છ શરીરમાં એ ઘૃણિત રોગસમૂહના બીજને વાવે છે. આ નાગરિકતા છે? શું આ સંગઠન છે? આ તમારી સભ્યતાનો પ્રસાદ છે? હું એના પર થૂંકું છું, લાખવાર થૂંકું છું. ગામડાના ગમાર અને અસભ્ય જીવન સાથે આ સભ્ય જીવનનો મુકાબલો કરો. દરેક માણસ–ખેડૂત, મજૂર અને કારીગર–સ્વાવલંબી છે; તેને સીધી ઇશ્વર સાથે ઓળખાણ છે. તેઓ વાતચીતમાં, સોગન ખાવામાં, દુઃખમાં અને દર્દમાં માત્ર ભગવાનનેજ યાદ કરે છે. આસ્તિકતાની વીજળી તેમની રગેરગમાં છે. સંસારના લોક તેમના માલિક નથી. જમીનદાર અને સરકારી લોકોથી તેઓ જરૂર ડરે છે, પણ તેમનામાં શ્રદ્ધા નથી રાખતા. તેમનાં નાનાં ઘર અને ખળાં એ તે-

મનું રમતનું મેદાન, ખેતર એ તેમનો વેપાર અને પરિશ્રમ એ તેમનું કામ છે. તેઓ પ્રવૃત્તિમાં રહે છે, અને પ્રકૃતિ સાથે સંબંધ રાખે છે. કોઇ પણ જાતિનો અતિથિ આવે તો તેઓ તેને પોતાના જેવુંજ ભોજન આપશે. ભાવતાલની કંઇ વાત નહિ. વ્યભિચાર, પાખંડ અને ઉડાઉપણું ત્યાં નથી. આખું ગામ એક કુટુંબની જેમ રહે છે. ભંગી–ચમારથી માંડીને બ્રાહ્મણ સુધીમાં આચાર અને શિષ્ટાચાર હોય છે. બ્રાહ્મણ–પત્ની, ઘરડી ભંગિયણને પણ દંડવત્ કરીને અખંડ સૌભાગ્યની આશિષ લે છે. આયુષ્યનો ત્યાં પૂરો આદર છે. ચમાર, વૈશ્યો અને બીજી નીચ જાતિના વૃદ્ધોને ઊંચી જાતના યુવકો કાકા, મામા કહીને બોલાવે છે. ગામમાં, એક ઘરમાં આનંદ યા ખુશાલીનો પ્રસંગ હોય છે, તો બધું ગામ તેમાં સામેલ થાય છે. શું એ અસભ્યતા છે? શું એ અસામાજિકતા છે? શું એ પતિત અને પછડાયલું જીવન છે?

લોકોની બુદ્ધિ કેવી ભ્રષ્ટ થઇ ગઇ છે? લોક કેવા અભાગિયા થઇ ગયા છે કે, તેઓના ઉપર શહેરમાં રહેવાનું દુર્વ્યસન સવાર થઈ બેઠું છે? ભગવાનજ તેમની બુદ્ધિને ઠેકાણે લાવશે.

બનારસ સુધીના લોક મુંબઈમાં ૨૫–૩૦ રૂપિયાની નોકરી કરવા આવે છે. કાનપુર સુધીના કહાર ૧૫–૨૦ના પગારમાં અહીં એઠાં વાસણ સાફ કરે છે. રજપૂતાનાના કુંભારો પોતાનો શુદ્ધ ધંધો છોડી દઇને ૧૫–૨૦ રૂપિયામાં એઠાં વાસણ માંજવાની નોકરી કરવા આવે છે. મારવાડના વાણિયાના પુત્રો નાની નાની મુનીમગીરીની ગુમાસ્તી કરવા માટે આટલે દૂર સુધી આવે છે અને પોતાનાં સ્ત્રી–બાળકોથી દૂર રહે છે. આ બધાં માણસોને સૂવર અને કૂતરાંને રહેવા જેવાં મકાન મળે છે તથા ગોબરના જેવું ખરાબ અન્ન ખાવાને મળે છે. તે ઉપરાંત ગરમી, ચાંદાં, ક્ષય, અને ક્ષીણતાની બીમારી લાગુ પડે છે. આખા વર્ષમાં મહા મહે-

નતે સો—બસો રૂપિયા બચાવે છે, તે લઇને દેશમાં જાય છે અને બે મહિનામાં ઉડાવી દઇ પાછા હાથ ઘસતા અહીં નાસી આવે છે. પહેલાં જ્યારે તેઓ દેશમાં રહેતા હતા, ત્યારે સીધા સાદા હતા; હવે દેશાવરી બનીને કોટ, અને બૂટ પહેરીને જાય છે. શહેરમાં ગમે તો તે રસોઇયા તરીકે રહેતો હોય, પણ ત્યાં—દેશમાં હજામોને બક્ષિસ આપે છે અને પાછા વળતી વખતે રેલવે ભાડું ગમે તેની પાસેથી ઉછીનું માગીને પાછા ફરે છે. ખૂબીની વાત તો એ છે કે, દેશાવરી થવામાં તો સંપૂર્ણ ભપકો બતાવવા છતાં તેની શાખ ત્યાંથી પણુજતી રહે છે. પહેલાં તેને ચાર પૈસા ઉધાર પણ મળી શકતા હતા. લોક સમજતા હતા કે, જશે કયાં? અહીંજ છે ને! વહેલામોડા પણ આપશે; પણ હવે સમજે છે કે, ભાઈ સાહેબ પરદેશી થઇ ગયા છે, કોણ જાણે કયારે વસૂલ થાય, શું ઠેકાણું કહેવાય?

આ થઇ નાના માણુસોની વાત. હવે મોટા લોકની વાત સાંભળો. મુંબઇનોજ દાખલો આપું છું. લગભગ બધા મારવાડી સટ્ટાબાજ છે. અહીં તેમને ભારે પૈસાના લાલચુ અને આબરૂ વગરના લોક માનવામાં આવે છે. મારવાડી પાઘડીની કંઈ પણ આબરૂ નથી. સાધારણ ગાડીવાળો પણ જ્યારે ગુજરાતી, મહારાષ્ટ્રી વગેરેને શેઠિયા કહીને બોલાવે છે, ત્યારે મોટામાં મોટા મારવાડીને 'ઓ મારવાડી' કહીને બોલાવશે. એ ભાઈઓને પોતાની આબરૂની કંઈ પરવા નથી—તેઓ તો પૈસાની ધૂનમાં મસ્ત છે. બીજું કંઇ પણ કરવાની તેમનામાં યોગ્યતા નથી. સટ્ટામાં ડૂબેલા રહે છે. તેઓમાં તાર લખવાવાંચવાની પણ યોગ્યતા હોતી નથી. તેમના મહોલ્લામાં તેમના તાર લખનારની આવક મહિને પાંચસોથી હજાર રૂપિયા સુધીની હોય છે. સિપાઇને જોઇને ધોતિયાં ઢીલાં થઈ જાય છે, પણ કરોડોના સટ્ટા કરે છે. હસવા જેવી વાત તો એ

છે કે, સટ્ટાને તેઓ વેપાર કહે છે. મેં જોયું છે કે, આ કરોડોની કમાણીમાં કરોડપતિ થવામાં મજા નથી, માન નથી, તૃપ્તિ નથી, શાંતિ નથી અને મોટાઇ પણ નથી. આ કમાણી નથી—પાપ છે, જુગાર છે અને છળકપટ છે. આગળ જતાં વેપાર વિષે વર્ણન કરતાં હું બતાવીશ કે, આ રીતે ધૂમ અન્યાયથી ધનવાન થવામાં અંતે કેવું ભયંકર પરિણામ આવે છે; પરંતુ હમણાં હું એ કહી રહ્યો છું કે, લાખો રૂપિયા પેદા કરવા છતાં પણ કોઈ અહીંની કમાણી દેશમાં લઇ ગયું નથી, એ વાત સત્ય છે અને લોકો કહે છે પણ ખરા. મેં કરોડપતિઓને એકજ દિવસમાં ભિખારી થતા જોયા છે.

તુચ્છ માણુસ શાને માટે આટલી માયામાં પડ્યો છે? ધોબીનો કૂતરો કેમ થઈ રહ્યો છે? પોતાના જીવનનું સુખ, આત્માની શાંતિ અને સ્વર્ગનો અધિકાર કેમ ખોઈ રહ્યો છે? શું મનુષ્યત્વની અક્કલ મારી ગઈ છે, કે તેના પૂરા દુર્ભાગ્યનો ઉદય થયો છે? હું આના ઉપર જેટલો વિચાર કરું છું તેટલોજ દુઃખી થાઉં છું.

ગુજરાતી અને ભાટિયા સજ્જનો અહીં વધારે પૈસાદાર છે. તેમના અનેક ધંધા છે અને મોટી મોટી મિલો છે. શેરના સટ્ટાનું એક મહાભયંકર બજાર છે. કેટલાક લોકો અત્યંત ગંભીર કપટ કરીને માત્ર એક કંપની ઊભી કરીને પોતાની પૂંજીથી લગભગ તેના અર્ધા શેર પોતેજ ખરીદી લે છે અને એવો દેખાવ કરે છે કે, જાણે આ કંપનીના શેરોની જબરી ખપત છે. મૂર્ખ લોક જેઓ એ પણ નથી જાણતા કે, જે કંપનીના શેર છે તે કોની છે અને તેના કારભારી કોણ છે. તેઓ એને ખરીદવા—વેચવા માંડે છે. ભાવ ચડે છે એટલે લાગ જોઇને ઠગારા કર્તાહર્તાઓ પોતાના બધા શેર વેચી નાખીને બે ચાર મહિનામાં દશવીસ લાખ કમાઇ લે છે અને આઘા ખસી જાય છે. મોટા મોટા સટ્ટાબાજોનું કહેવું છે કે, બજારમાં અમને જે રૂપિયા મળે છે, તે કંઈ

આકાશમાંથી નથી આવતા, બધા છૂટક ભાઇઓના છે. તેઓ બરાબર હારી જાય છે અને પૂંજીવાળાઓ જીતે છે.

મને હસવું આવે છે. કારખાનાંના મજૂર ફાટેલાં કપડાં પહેરી અને સૂકા ટુકડા ખાઇને કૂતરાંની જેમ દિવસ ગાળે છે અને શેરના દલાલ લાખોની કમાણી કરે છે! વાહરે સભ્યતા! વાહરે નાગરિકતા? વાહરે વીસમી સદી! વાહરે ચતુરા વેશ્યા! તેં મર્દોને સારી રીતે ઉલ્લુ બનાવ્યા છે–સમાજને સારી રીતે લોઢાના ચણા ચવડાવ્યા છે! મનુષ્યત્વને ખૂબ જૂતાં માર્યાં છે! ચંડિકા દેવિ! તને નમસ્કાર છે–તને દંડવત્ પ્રણામ છે. પાપિણિ! તારી આગળ અમે કલમ–વીર પણ નાક ઘસીએ છીએ.

જો આ બધા મોટા મોટા લોક, દરેક વેપારી અને વિદ્વાન ગામડાંમાં જઇને રહે, મુંબઈ જેવાં શહેરોમાં આગ લગાડે, તો શું તેમનો જીવન–ક્રમ ન ચાલે? શું તેમને શાંતિ ન મળે? તેમની પાસે એટલા રૂપિયા છે કે, તેઓ સાત પેઢી સુધી ખાય અને દીન દુઃખિયાંને ખવડાવે તોપણ ન ખૂટે; પણ તેઓ કોલુના બળદ બનવા યોગ્ય છે–આજ ખોયું તો કાલે કમાયા; આ રીતે ચાલ્યા કરે છે. ઉત્તરના પહાડોમાં અનેક વનની વસ્તુઓ પેદા થાય છે. થોડાક ધનવાનો ત્યાં જાય તો પોતાના ધનની મદદથી અનેક ચીજો દેશભરમાં જથાબંધ મોકલી શકે છે. રજપૂતાનામાં કેટલેક સ્થળે ઘણા ખનિજ પદાર્થ પ્રાપ્ત થઇ શકે એમ છે. ધનવાન અને વિદ્વાન પુરુષોને ત્યાં રહેવાની જરૂર છે. ધનવાન લોકની ખોવા-કમાવાની પંચાત મટી જાય અને વિદ્વાન લોક થોડી આબરૂ મેળવી શકે કે જેથી તેમના મનમાંથી ચાકરીની ઇચ્છા જતી રહે. હું માનું છું કે, તેઓ ગામડાંમાં વીખરાઇ જઇને રહે, તો આજ પણ તેઓ સ્વાવલંબન, શાંતિ, સંતોષ, આરોગ્ય અને દીર્ઘાયુ તથા ધર્મને પ્રાપ્ત કરી શકે.

એ સિવાય દેશના ઘણા હૃષ્ટપુષ્ટ, કદાવર અને જુવાન ખેડૂતોમાં જે દોષ છે તે નીકળી જાય. તેઓ ડરપોક છે, દબાયલા છે, સાહસ વિનાના છે, અભણ છે, જવાબદારી વિનાના છે, આત્મચિંતનશૂન્ય છે અને અધિકારને સમજતા નથી. તેઓ સ્વસ્થ છે, પ્રેમી છે, વીર છે, સરળ છે, મીઠાબોલા છે, દયાળુ છે, આસ્તિક છે, વાતોના વડા છે અને મહેનતુ છે. આની સાથેજ તેમનામાંથી ઉપલા દોષ દૂર થઈ જરૂરી ગુણો આવી જાય તો દેશનું સૌભાગ્ય ઝળકી ઊઠે; દેશ ઉન્નતિને માર્ગે ચઢી જાય. ધનવાન માણસો અને ભણેલા માણસો તેમની પાડોશમાં રહે, પોતાની શ્રેષ્ઠતાનો ગર્વ છોડી દઈ તેમના ગુણ શીખે અને તેમને પોતાની શક્તિઓમાંથી ભાગ આપે, તેમને સમાન રીતે ભાઈ બનાવે—એનીજ જરૂર છે.

નાગરિકતાનો નાશ કર્યા વિના અસહયોગનું યુદ્ધ કદી સફળ નહિ થાય. જે સભ્યતા અને તેની સંરક્ષક અંગ્રેજી સરકાર જોડે આપણે અસહયોગ કરી રહ્યા છીએ, તે શહેરોમાં રહીને કરવો, એ સમુદ્રમાં રહીને મગરમચ્છ સાથે વેર કરવા બરાબર છે. સભ્યતાએ આપણને જકડી લીધા છે. એશઆરામમાં રહીને આપણે કદી યોદ્ધા બની શકીશું નહિ; મોટરમાં બેસીને આપણે કદી કષ્ટ સહન કરી શકીશું નહિ; વીજળીના પંખા નીચે બેસીને આપણે કદી મરવાની દૃઢતા પ્રાપ્ત કરી શકીશું નહિ; એમ કરવા છતાં પણ આપણે જો એવી ઇચ્છા કરીએ, તો આપણે ભારે મૂર્ખ છીએ. સંસારે આપણા ઉપર હસવું જોઇએ.

રોશની, હવા, પાણી, ઘરબાર, કારોબાર, પૈસાટકા બધુંય એજ શક્તિના હાથમાં છે, કે જેની સામે આપણે અસહયોગ કરી રહ્યા છીએ. એક બાજુ આપણે અસહકારી કહેવાઇએ છીએ અને બીજી બાજુ આખા દિવસમાં ઘણા તાર મોકલ્યા કરીએ છીએ, રેલવેમાં માલ ભરાઇને આવ્યા કરે છે, ટપાલમાં ચિઠ્ઠીઓના ઢગલા

આવ્યા કરે છે. સરકારની નોટોનાં બંડલ તિજોરીમાં ગોઠવી રહ્યા છીએ. સરકારી સ્ટૅંપ ખરીદીએ છીએ, વસૂલાત ન આવતાં સરકારી અદાલતોમાં જોડાં ઘસ્યા કરીએ છીએ. વીજળીનાં બિલ આપ્યા કરીએ છીએ. નળમાંના પાણીથી ઠાકોરજીને સ્નાન કરાવ્યા કરીએ છીએ. સેકંડ કલાસની જગા રિઝર્વ કરાવી રહ્યા છીએ–શું આ આપણું અસહયોગનું યુદ્ધ છે? અરે મિત્રો! આપણી જાતને આપણેજ મૂર્ખ બનાવી રહ્યા છીએ–આપણે ભટકી રહ્યા છીએ. આ યુદ્ધમાં આપણો વિજય નહિ થાય. ચાર આનાની ગાંધી ટોપી (?) પહેરીને અને સસ્તી ખાદીનો કોટ પહેરીનેજ આપણે અસહકારી નહિ બની શકીએ. જે કામ સાથે સરકારનો સંબંધ છે–જે કામમાં સરકારનો જરા પણ હાથ છે–તે તરફ જ્યાંસુધી આપણે જોવાનું પણ બંધ નહિ કરી દઇએ, ત્યાંસુધી આપણી સફળતા અસંભવિત છે, તદ્દન અસંભવિત છે.

આપ કહેશો કે, રેલ, તાર, નગર, નળ, વીજળી અને ટપાલ કેમ કરીને છોડી શકાય? એ અસંભવિત છે. હું કહીશ કે એ બહુજ સરળ છે. આપ નાગરિકતાનો નાશ કરો. ટપાલ એ સરકારીખાતું છે. તેની પાસે કંઇ પણ કામ ન કરાવો. તેમની ટિકિટ ન ખરીદો. આથી તમને પરદેશના મિત્રો અને ભાઇઓના સમાચાર નહિ મળે અને તેમની સાથે તમારો કારભાર નહિ ચાલે, એટલી અગવડ પડશે. હું કહું છું કે, ન ચાલે તો કારભાર બંધ કરી દેજો. મિત્રો અને ભાઇઓને વિદેશમાંથી બોલાવી પોતાની જન્મભૂમિમાં એકઠા થઇને રહેજો અને ત્યાંજ નાનો શો કારભાર ચલાવજો. શાંતિ અને આસ્તિકતામાં દિવસ ગાળજો. કલકત્તામાં મારું કોઇ નથી–ત્યાંની ટપાલ, તાર રેલ બધાયમાં આગ લાગે, તો મારે શી ચિંતા છે?

હું આપને ગયા મહાયુદ્ધનો હેવાલ કહીને સમજાવીશ. જો કે તે રક્તપાતનું યુદ્ધ હતું, પણ યુદ્ધની સાધારણ નીતિ એ હતી

કે, શત્રુની સઘળી મદદનાં બારણાં બંધ કરી દેવામાં આવે અને તેમજ કરવામાં આવ્યું. જર્મની અને અંગ્રેજ બન્નેએ એ પ્રમાણે કર્યું. જર્મનોના કરતાં અંગ્રેજોની સાવધાની બહાર વધારે હતી. તે સફળ થયા અને જર્મનીનો દમ કાઢી નાખ્યો.

અંગ્રેજ સરકાર આપણી મિત્ર નથી અને આપણે તેનાથી વિરુદ્ધ જઇને યુદ્ધ કરી રહ્યા છીએ; તેમજ અંગ્રેજ સરકારની સત્તા પણ આપણાથી છૂપી નથી અને તેની આપણા પરની રાજનીતિ પણ પ્રકટ થઇ છે. એ વાતનો અસ્વીકાર કરવો વ્યર્થ છે. એટલે એ વાત સારી રીતે સમજી શકાય તેમ છે કે, નાગરિકતાની જાળમાં ફસાવીને આપણાં ગૃહજીવનોને સુધ્ધાં ભૂંડી રીતે તે પરતંત્ર અને બદ્ધ બનાવી રહી છે. એક નાની સરખી વાત લો; ઉનાળાના દિવસોમાં કયારેક નળમાં પાણી નથી આવતું. હું નાહ્યા સિવાય બધો કામધંધો છોડીને તેનીજ રાહ જોયા કરું છું. કયાંય કૂવો પણ નથી અને પાણીનો બીજો ઉપાય પણ નથી. મને મારા બચપણના દિવસો યાદ આવે છે કે, જ્યારે અમારી લંગોટિયા ટોળી નાગી થઇને કૂવા પર પ લાંઠીવાળી બેસતી હતી. એક જણ ડોલ ખેંચતો અને બધા ઉપર રેડતો હતો. તે થાકતો ત્યારે બીજો, પછી ત્રીજો. તે કસરત, તે કલ્લોલ, તે સુખ અને તે જીવન કયાં મરી ગયાં? કેટલી ભૂખ લાગતી હતી? સામું જે આવ્યું તે સફાચટ થઈ જતું. આજ ખાઇ શકતા નથી—ભૂખમરી ગઈ છે! જો આપણે સ્વતંત્ર થવું હોય, જો આપણે વિપક્ષી સાથે કશો સંબંધ ન રાખવો હોય, જો આપણે સાચો અસહયોગ કરવો હોય તો આપણે નાગરિકતાનો નાશ કરવો પડશે, ગામડાંમાં રહેવું પડશે. ગામડિયાઓ તરફનું તોછડાપણું છોડી દેવું પડશે. મારા આ અભિપ્રાયને કોઇ જે ચોવટિયાની ચોવટ કહે અસહયોગ પર એક કદમ પણ આગળ ચાલશે, તો હું તેને સંન્નિપાતનો રોગી કહીશ.

## ત્રીજો ઉપાય—કાઉન્સિલનો ત્યાગ

આ વખત આપણી સામાજિકતા પર ઘોર સંકટનો છે. આપણે આપણી વ્યક્તિગત ઇચ્છા અને શક્તિઓને નિયમમાં રાખીને સાચા સિપાઈની જેમ તૈયાર થઇને મોરચા–બંધી પર ખડા થઇ જવું, એ આવશ્યક છે.જો દેશની રાજનૈતિક આકાંક્ષાઓ અને અંગ્રેજોના રાજનૈતિક છળપૂર્ણ સ્વેચ્છાચારોની પરવા ન કરવામાં આવે તોપણ પંજાબના ઘૃણિત, રોમાંચકારી અત્યાચારો અને મર્મસ્પર્શી અપમાનોને આપણે ભૂલી જવાં જોઇએ નહિ અને જે સરકારે એ કલંક ભરેલા હત્યાકાંડને ઉપેક્ષા, તુચ્છતા, પક્ષપાત અને સ્વીકારની દૃષ્ટિએ જોયો છે, તેની સાથેના સહયોગનો, મનુષ્યત્વનું અભિમાન રાખનાર પ્રત્યેક મનુષ્યે ઘૃણાપૂર્વક ત્યાગ કરવો જોઇએ.

અત્યારે એ સમય છે કે, જ્યારે સ્વાવલંબન અને સ્વાભિમાનનો વાયુ સુસવાટા મારતો પૃથ્વી પર વહી રહ્યો છે. આ એ શતાબ્દિ છે, કે જ્યાં અત્યાચારી બાદશાહોના રાજમુગટ ધૂળમાં રગદોળાયા છે અને સ્વચ્છંદી રાજાઓનાં ગુમાનભર્યાં માથાં પ્રજાનાં ચરણોમાં ઢળી પડ્યાં છે; જ્યાં રાજ્યવંશનાં ચિહ્‌ન મટાડી દેવામાં આવ્યાં છે અને જ્યાં નાનાં નાનાં બાળક, રોગિણી રાણી અને ભયભીત રાજકુંવરીઓને નિર્દયતાપૂર્વક ગોળીથી મારવામાં આવ્યાં છે. આ અત્યાચાર અને સ્વેચ્છાચારના નાશનો સમય છે, જ્યારે જાલિમ સર ઓડવાયર, ખૂની જનરલ ડાયર અને એવાજ અનેક હત્યારાઓને આપણી સરકારની અભય છત્રછાયામાં મૂછો મરોડતા આજ પણ આપણે જોઈ રહ્યા છીએ. કાળજું બળી રહ્યું છે; આત્મામાં આગ સળગી રહી છે. હું નથી સમજતો કે, આપનું હૃદય કેવું છે, કે જેની ગરમી આમ ઠંડી પડી ગઈ છે !

જે સરકારના રાજ્યમાં નાદાન બાળકોની હત્યા થાય છે, સ્ત્રીઓની આબરૂની ધૂળધાણી થાય છે, નાગરિકોને નાગા કરીને

કોયડાથી થાપાની ખાલ ઉડાડી દેવામાં આવે છે અને સોટીઓની ગણુતરી પૂરી થતાં પહેલાંજ ગુનેગાર જો મારની અસહ્ય વેદનાથી મરી જાય, તો બાકી રહેલી સોટીઓ તેના મુડદાને મારીને ગણુતરી પૂરી કરવામાં આવે છે; સદ્‌ગૃહસ્થોને ઘણિત કીડાઓની જેમ ધરતી પર નાક ઘસીને (પેટે) ચલાવે છે, છતાં એ કુકર્મી અધિકારીઓને કંઇપણ શિક્ષા કરવામાં નથી આવતી. એવી સરકારનો સહકાર કરવા મહાસભા અને ગાંધીજીની પણ વિરુદ્ધ જઇને કોઇ તૈયાર હોય તો લાચારીની વાત છે, ભલે કરે; પણ હું એમ માનું છું કે જે મર્દ છે, જેની છાતીમાં વાળ છે, જેના લોહીમાં ગરમી છે, જે ઇન્સાનિયતને પસંદ કરે છે અને જેને સમજણ છે, તે કોઈ કાળે પણ આવી સરકાર સાથે સહકાર નહિ કરે.

ધન્ય છે એ શૂર શંકરન્ નાયરને કે જે આપણા બધાથી પહેલા અસહયોગી છે. જેને લોક લગભગ જાતિએ શૂદ્ર માને છે, પણ જેની રગોમાં ઋષિઓનાં પવિત્ર લોહીનું તેજસ્વી રક્ત છે. તેમણે ઉચ્ચપદ, માન-મર્યાદા, ધન, આવક બધાને લાત મારી અને તરતજ અત્યાચારને ટેકો આપનારી સરકારથી જુદા થઇ ગયા.

ભલે મને કોઇ કટુવાદી કહે યા મારા ઉપર માનહાનિનો કેસ ચલાવે; પણ હું ઉચ્ચ સ્વરે નગારાના અવાજ સાથે એમ કહેવાનું સાહસ કરું છું કે, પાંચ રૂપિયાના પટાવાળાથી માંડીને કાઉન્સિલના માનનીય સભાસદો સુધીના દરેક જણ પંજાબના હત્યાકાંડ વખતે સરકારના સહયોગી હતા અને તે બધા ખરેખર તે જાતીય ખૂનના જવાબદાર છે. જેઓ એ કાંડના અંતમાં તેના તરફનું સરકારી વલણ જોવા છતાં પણ, સરકારના સહયોગમાં સામેલ રહ્યા છે, તેઓ આત્માભિમાનશૂન્ય છે. હવે જ્યારે દેશ અને મહાસભાએ અસહયોગનો સ્વીકાર કરી લીધો છે, તેની પદ્ધતિ અને પ્રકારનો નિર્ણય થઈ ગયો છે અને તે નિયમપૂર્વક

જોરમાં આવી રહ્યો છે; ત્યારે પણ જો કોઇ સરકારના સહકારની ઇચ્છા રાખે, તો તે દેશનો અશુભચિંતક છે, તે દેશની નિષ્ફળતાનો જવાબદાર છે અને દેશના માર્ગમાં કાંટા સમાન છે. દેશ તેના પર પ્રેમ, સન્માન અને વિશ્વાસ ચાલુ નહિ રાખી શકે.

એ વાતની હવે શંકાજ નથી રહી કે, દેશને અંગ્રેજોની શ્રેષ્ઠતા અને અંગ્રેજી કાયદાઓના ન્યાય ઉપર વિશ્વાસ રહ્યો નથી. તે અંગ્રેજી રાજ્યનો સ્વેચ્છાચાર સહન કરવાની ના પાડે છે. તેઓ અંગ્રેજોની મદદ લીધા સિવાય સ્વયં પોતાનાજ પગ ઉપર ઊભા રહેવા ઇચ્છે છે; અથવા જો તે મદદની ઇચ્છા પણ રાખતો હોય, તો તે પોતાની ઇચ્છાનુકૂળ માગે છે. જો આપણે અંગ્રેજોનો બરાબર અનુભવ ન કરી શકતા હોઇએ, તો આપણે ડૂબી મરવું જોઇએ. એક લાખ ગોરા આપણા એકત્રીસ કરોડની ઉપર પૂર્ણ સ્વેચ્છાચાર અને રાજનૈતિક છળપૂર્ણ શાસન ચલાવી રહ્યા છે, એ આપણે માટે લજ્જાસ્પદ છે અને પોતાની દરેક ગોઠવણનો સ્વચ્છંદતાથી ઉપયોગ કરવા છતાં પણ તેને વિનાઅટકાવે આપણો સહકાર મળતો રહ્યો છે, એ ઘોર નિંદાની વાત છે. દેશ એમ ઇચ્છે છે કે, અંગ્રેજોની પાશવશક્તિનો નાશ કરવામાં આવે અને એ દેખાડી દેવામાં આવે કે, પાશવશક્તિના બળથી ભારતમાં એક ક્ષણ પણ રાજ્ય કરી શકાતું નથી. સરકારી શાસનના ત્રાજવાનાં બે પલ્લાં છે. એક કાઉન્સિલ અને બીજું વિસ્તૃત સામ્રાજ્યનો ફેલાયલો કારભાર છે. કાઉન્સિલમાં શાસનની પદ્ધતિઓ નક્કી કરવામાં આવે છે અને નીતિ પસંદ કરવામાં આવે છે. તેમાં જો આપણા નામનો પણ સહકાર હશે, તો તે પદ્ધતિ અને નીતિની સમક્ષ સમસ્ત સામ્રાજ્યને મસ્તક નમાવવું પડશે અને આપણે કંઇ પણ કરી શકીશું નહિ. પરંતુ જો આપણે તેની સાથે અસહકાર કરીએ, તો તેના સોગનનો ભાર આપણી ગરદન પરથી હટી જશે અને તેનો

વિરોધ કરવા માટે આપણને પૂર્ણ શક્તિ, બહોળું ક્ષેત્ર અને ભારે બળ મળશે. મારો એ વિશ્વાસ છે કે, કાઉન્સિલમાં બેસીને કોઇ પણ બૂરાઇને રોકવા માટે આપણે જેટલી બુદ્ધિ, મનન-શક્તિ, પ્રતિભા-તત્પરતા, સહિષ્ણુતા અને ધીરતાનો પરિચય આપીએ છીએ, તેટલો પ્રયત્ન કાઉન્સિલની બહાર સંગઠિતરૂપે કરીએ તો જરૂર આપણે કાઉન્સિલને ભયભીત અને નિયંત્રિત કરી શકીએ. તેમાં સૌથી વધુ ભારે વાત તો એ હશે કે, જો કદાપિ આપણો પ્રયત્ન સફળ ન થયો, તો આપણા પર એ અત્યાચારમાં સહયોગી થવાની જવાબદારી તો નહિજ રહે. અલબત્ત, એટલું જરૂર છે કે, કાઉન્સિલમાં અપમાન છે અને કાઉન્સિલની બહાર અખતરો છે; પણ હું માનું છું કે, અપમાન કરતાં અખતરો સારો છે.

કાઉન્સિલમાં જવા માટે હવે એકજ વાત કહેવાની રહી જાય છે. તે એ કે, જયાંસુધી અંગ્રેજી સામ્રાજ્ય છે, ત્યાંસુધી તેમાં જઇને કંઇને કંઈ ધિંગામસ્તી તો આપણે કરતાજ રહ્યા છીએ. આપણા અસહયોગ પછી તો અત્યાચારનું એકછત્ર રાજ્ય ચાલશે. તેનો ઉત્તર એ છે કે, તેઓ પોતાની રાજનીતિને સ્વેચ્છાચારથી તૈયાર કરે અને આપણે તેના વિરોધ માટે સ્વેચ્છાચારથી બહાર તૈયાર થઈશું. કાઉન્સિલમાં રહેવાથી તેઓ આપણાથી જેટલા દબાય છે, તેનાથી કેટલાય ગણા આપણે તેમનાથી દબાઇ જઇએ છીએ; કેમકે આપણે જાણીએ છીએ અને તેમને એમ કહેવાનો પ્રસંગ મળે છે કે, કાઉન્સિલમાં અમારાજ ભાઇઓ હોય છે.

દેશની જે તરસ અને આકાંક્ષાઓ છે, તે ન્યાયી અને યોગ્ય છે. આપણે માત્ર તેનો ખ્યાલ રાખીએ; બાકી દુનિયા તો પોતાની તપાસ પોતેજ રાખી લેશે. બાધક કે ઘાતક જે અડચણો આવશે, તે તે બધાનો દેશ પોતાની શક્તિ, યોગ્યતા અને સંગઠનના બળથી પ્રતિકાર કરશે.

અંતમાં હું એટલું અવશ્ય કહું છું કે, જો અસહયોગ નિષ્ફળ થયો, અંદર ફૂટફાટ પડી ગઇ અને આપણે જુદી જુદી દાળ–ચોખાની ખીચડી પકાવવા લાગ્યા, તો તરતજ એક વિકટ સમસ્યા સામે આવીને ખડી થશે. અર્થાત્ દેશ તલવાર પકડશે અને તેનું પરિણામ પડતી હશે. કેમકે આસુરી બળમાં આપણે અસુરોથી વધી શકતા નથી. તેવા સંજોગોમાં દેશના પતનની જવાબદારી તે વ્યક્તિઓ પર રહેશે કે જેમણે પોતાની વ્યક્તિગત ઇચ્છાઓની આગળ સંઘશક્તિનો અનાદર કર્યો હશે અને જેમણે આશ્રયરૂપ દોરડામાં ગાંઠો પાડી દીધી હશે.

## ચોથો ઉપાય–શિક્ષણનો નાશ

એક વખત હું મારા એક મિત્ર સાથે જંગલની હવા ખાવા ગયો. સુંદર લીલીછમ ટેકરીઓની વચ્ચે એક લીલાછમ મેદાન પર સ્વચ્છ પાણીનું નાનું શું કુદરતી ખાબોચિયું હતું. બપોરનાં સૂર્યકિરણોમાં તેનું પાણી સુવર્ણસમાન ચળકી રહ્યું હતું. તે ખાબોચિયામાં એક ટેકરી પાણીની વચ્ચોવચ ઉપર નીકળી આવેલી હતી. તેની પર બહુજ સુંદર અને સફેદ રંગનાં કેટલાંક જળપક્ષીઓ હારમાં એકઠાં બેસીને અવાજ કરી રહ્યાં હતાં. તેમને જોઇને મારા વૃદ્ધ મિત્રે કહ્યું: "અહા! જુઓ, આ સુંદર પક્ષીઓ એક હારમાં એકઠાં બેસવાથી કેવાં સુંદર દેખાય છે? મેં તેમના તરફ એક પ્રેમદૃષ્ટિ ફેંકી અને પછી મિત્રના તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇને કહ્યું:

"એઓ અંગ્રેજી ભણ્યાં–ગણ્યાં નથી, એજ એમનું સદ્‌ભાગ્ય છે. નહિ તો આજ એમનામાં આ એકત્ર થવાની સુંદરતા ન હોત. તેમાંનું એક પેલા પહાડની ટેકરી પર બેઠું બેઠું ચાંચ ઘસતું હોત, બીજું પેલા ઝાડના ઠૂંઠા ઉપર ઝખ મારત, ત્રીજું પણે જંગલમાં ભટકત અને ચોથું માત્ર પેટ ભરવા ખાતર આમતેમ ભટકતું હોત. એઓ પોતપોતાને બેસવાની જગાની હદ બાંધત;

તેને માટે લડત, મરત, આબરૂનો ખ્યાલ રાખત અને અદબ કાયદાથી બેઠાં હોત.”

મારો મિત્ર મારી વાત પર હસવા લાગ્યો; કારણ કે તે સહેલ કરવા આવ્યો હતો. પરંતુ તે પક્ષીઓની સુંદરતા મારી નજરમાંથી ખસતી નથી. હું જ્યારે ભણેલાગણેલા યુવકોનું ફીકું શરીર, સૂકું નિસ્તેજ મુખ, ખાડામાં ઊતરી ગયેલી આંખો, બેસી ગયેલા ગાલ, ગદ્ગદ વાણી અને ધ્રૂજતા હાથોથી જેનાતેના દરવાજા આગળ પોતાની યોગ્યતાનાં સર્ટિફિકેટનાં બંડલ ખિસ્સામાં ઘાલીને ભટકતા દેખું છું અને ફિટકાર પામતા અને નકામા બિનજરૂરી અને નાલાયક બનીને ધક્કા ખાતા જોઉં છું, ત્યારે તે પક્ષીઓ મારી દૃષ્ટિ સમક્ષ ખડાં થાય છે. શું મનુષ્યનાં બાળકોનાંજ નસીબ ફૂટવાનાં હતાં? શું આ અપમાન–તિરસ્કાર અને કડવા જીવનનો શાપ મનુષ્યનાં બાળકો ઉપરજ પડવા માટે હતો? મારું હૃદય બળે છે–હું બેચેન થઈ જાઉં છું.

એક દિવસ મારા પૂજ્ય પિતાજી કહેવા લાગ્યા: “મને ખબર નથી પડતી કે સંસાર કઇ બાજુએ જઇ રહ્યો છે અને તેનું શું થવાનું છે? દરેક કુળનો વંશ જતો જાય છે. આજથી ૫૦–૬૦ વર્ષ પહેલાંનો દરેક પુરુષ કદાવર, પુષ્ટ, નીરોગી અને મહેનતુ હતો. દરેકને ચાર ચાર છ છ લાકડાના જેવા મજબૂત જુવાન છોકરા થતા હતા. કોઇ અપુત્ર નહોતું રહેતું. એક જુવાન જ્યારે લાઠી ઉઠાવતો, ત્યારે પચાસની ટોળીને પણ ભારે થઇ પડતો હતો. દિન પ્રતિદિન લોક સંતાન વિનાના થઇ રહ્યા છે અને કદાચ થાય છે તો તે મરેલાં, ગળી ગયેલાં, રોગી, દુર્બળ અને દમ વિનાનાં! તેમને તેઓ સ્કૂલનાં કબૂતરખાનાંમાં માર અને ગાળો ખાવા મોકલે છે. બિચારાં ફૂલ જેવાં કુમળાં બાળકો આંસુ પાડે છે, ગમ ખાય છે અને થરથર ધ્રજતાં દિવસ વિતાડે છે. આ તે કેવી આફત

છે ? આ ભણતર શું કુળનો ઉદ્ધાર કરશે ? અમે તો એમાં એજ રીત જોઇએ છીએ કે, 'આખી રાત રોયો ને એકજ મૂઓ.'"

મેં મારા બાલ્યકાળમાં અનેક વાર પિતાજીને મુખે એ પ્રકારની વાતો સાંભળી છે કે, જે તેઓ હમેશાં પોતાના મિત્રોને કહ્યા કરતા હતા. ધીમે ધીમે હું તેનો સાર જાણી રહ્યો છું. હું મારી ઉંમરના અને તે પછીના જુવાનોને જોઉં છું તો થાકીને અટકી જાઉં છું. જાણે મર્દાનગી તેમનાથી રિસાઈ ગઇ છે, પ્રફુલ્લતા મરી ગઇ છે, ભપકો ચીમળાઇ ગયો છે. મડદાં જેવા, કમજોર, રોગી અને હતાશ થયેલા એ નવજવાનો ઘરઘરમાં પડેલા ટુકડા વીણી રહ્યા છે!

શાળામાં જવું અને અંગ્રેજી શિક્ષણ મેળવવું એ તેમને માટે જરૂરી મનાય છે. માતાપિતાનું કર્તવ્ય તેમાંજ પુરું થાય છે. જે માતા-પિતા બાળકોને અંગ્રેજી નિશાળમાં મોકલે છે, તે જાણે આદર્શ માતાપિતા છે! પણ ત્યાં શાળામાં શું થાય છે ? દુર્બળ બાળકો મન મારીને, ડરથી થરથર ધ્રૂજતાં બેઠક પરની પાટલી ઉપર બંધિયાર ઓરડામાં અર્થ વિનાની અને બિનજરૂરી વાતોથી ભરેલી ગંદી ચોપડીઓ પર હઠપૂર્વક દૃષ્ટિ રાખીને બેસી રહે છે. સામે દુર્ભાગ્યનો અવતાર, ક્રોધનો ભૈરવ અને પૂરો મૂર્ખ, હાથમાં પટ-પટતી નેતરની સોટી લઇને માસ્તરની નોકરી (?) બજાવે છે.

તેના શ્રીમુખમાંથી અલાબલા, શુદ્ધ–અશુદ્ધ જે નીકળ્યું, તે જો બાળકોના મગજમાં તરતજ ન ઘૂસી જાય, તો પીઠ ઉપર તડા-તડ સોટી પડે છે. ગરીબની કુમળી ખાલ ઊખડી જાય છે, બરડો બેવડ થઇ જાય છે; પણ તે કસાઇ એટલેથી સંતોષ ન માનતાં તેને મરઘી બનાવે છે. ગાળો તો જાણે તેને મન કંઇ ગણતરીની વસ્તુજ નથી.

નાનાં બાળકો મારના ડરથી અને મોટા છોકરાઓ પરીક્ષામાં નાપાસ થવાના ડરથી શરુઆતથી તે અંત સુધી ભણે છે. ગમે

તો તે કંઇ પણ ન ભણે; પણ પ્રેમની રસીલી કવિતા, માશૂકોને પત્ર લખવા, લેણદેણ કાઢવું, મોટા કોલરવાળું ખમીસ પહેરવું અને બૂટ અને પાટલૂન પહેરતાં તો જરૂર શીખી લે છે. તે વિદ્યાર્થી જો કોઇ કારીગર યા મહેનતુ પિતાનો પુત્ર હશે, તો તેના પિતાને કામમાં મદદ કરવી, એ તેને માનહાનિ જણાશે. પિતા કોઇ કામ કરવા કહે, તો તરત જવાબ મળે છે કે, મારે તો ખેલ જોવા જવું છે ! જેમ જેમ કક્ષા ઊંચી ચડતી જાય છે, તેમ તેમ પુસ્તકોની સંખ્યા વધતી જાય છે. ગધેડાની જેમ ભાર લાદીને નિશાળે જાય છે અને ગાંડાની જેમ રાતદિવસ આંખો ફોડ્યા કરે છે.::

એફ્. એ. સુધીનું શિક્ષણ એટલું છે કે, જેમાંથી તેને અંગ્રેજી ભાષાના ભાવ કોઇ પણ રીતે સમજી શકવાની શક્તિ આવે છે. લગભગ બાર વર્ષના પૂર્ણ પરિશ્રમથી બાળક આટલે સુધી પહોંચે છે. પરંતુ એટલે સુધી પહોંચતાં પહોંચતાંમાં તેના વિચાર અને ભાવનાની શક્તિ કંઈ પણ કામ ન આવવાને લીધે સુકાઇ જાય છે. તેનો વિકાસ નાશ પામે છે, વિદેશી પુસ્તકોની ભાષા કદાચ બળપૂર્વક ગોખીગોખીને તે શીખી લે; તોપણ તેનો ભાવ તેના સમજ્યામાં આવી શકતો નથી. હમેશાં ભાવોને હૃદયંગમ કરવા માટે સ્મરણશક્તિનો ઉદય થવાની જરૂર છે. અમે જ્યારે રામ, કૃષ્ણ, ભીમ વગેરેનાં આખ્યાન વાંચીએ છીએ, ત્યારે અમારાં હૃદયોમાં એક સ્મૃતિનો ઉદય થાય છે, અમને તેમાં કંઈ સ્વાદ પડે છે; પણ એક ભારતીય બાળક મે મહિનાની ગરમ લૂમાં બેસીને કોઇ અંગ્રેજી કવિના ઇંગ્લેંડના મે માસના ઋતુ–સૌંદર્યનું વર્ણન વાંચે, તો તેને કંઈ મજા નથી પડતી. તેના હૃદયમાં કંઇ પણ ભાવનાનો ઉદય નથી થતો. તે માત્ર શબ્દોના અર્થ સમજી લે છે અને મહેતાજી પાસેથી મુખ્ય વાતની નોંધ કરી લઇ તે યાદ કરી લે છે.

બી. એ.ના વર્ગમાં આવતાં એકદમ ભાવનાની જરૂર પડે છે.

પણ અત્યાર સુધી જે ભાવના અવિકસિત રહેવાથી સૂકાઈ ગઇ હતી, તે હવે ક્યાંથી આવશે ? તે અભાગિયો ત્યાં પણ માત્ર નોંધો યાદ કરીનેજ લેખકોની મતલબ સમજે છે.

બીજી એક ભયંકર વાત અંગ્રેજી ઉચ્ચ શિક્ષણે અમારા યુવકોનાં હૃદયમાં પેદા કરી દીધી છે. તેઓ શરુઆતથી આખર સુધી જીવનનાં એવાં દ્રશ્યો દૃષ્ટિ સમક્ષ અને હૃદયમાં ઉપસ્થિત કરે છે, કે જે વાસ્તવમાં તેમનાં જીવન અને પરિસ્થિતિને પ્રતિકૂળ હોય છે. શેક્સ્પિયરનાં નાટકો અને બીજા કવિઓના ગ્રંથ જેવી નાયિકાની એક છબી તેઓ પોતાના મનમાં દોરી કાઢે છે. તેવી નાયિકા ખરેખર તેને નથી મળતી. જ્યારે એવા ભણેલાનો વિવાહ ગામની એક મુગ્ધા કન્યા સાથે થાય છે અને તે સ્વર્ગીય પ્રેમ અને લજ્જા—રત્નના ઢગલાને પાલવમાં છુપાવીને તેના માર્ગમાં આવે છે, ત્યારે તે તેને ગમતી નથી. તે તેને યોગ્ય (?) નથી લાગતી. આને લીધે નવીન ગૃહસ્થોમાં કેટલો ગૃહકંકાસ દેખાઇ આવે છે !

માતાપિતા સાથે સહકુટુંબી થઇને રહેવું એ તો એક પ્રકારે તેમને અસહ્ય થઇ પડે છે. તેમનાં આંતર્જીવનમાંજ આગ લાગેલી છે; એટલુંજ નહિ, પરંતુ તેમનું બહારનું જીવન એથી પણ વધારે દુઃખી બની જાય છે.

જ્યારે તે એમ. એ., બી. એ. માં દર્શન, ન્યાય, કવિત્વ, તર્ક અને વિજ્ઞાનના મહત્વપૂર્ણ પાઠ ભણે છે, ત્યારે તે પોતાના ગમાર બાપ, ભાઇ, આડોશીપાડોશી વગેરેને તુચ્છ દૃષ્ટિએ જોયા કરે છે. તેમને મૂર્ખ માને છે. તેમના પર દયા દેખાડે છે. ધરતી પર પગ મૂકતા નથી. પોતાના ગરીબ અને મૂર્ખ દેશ કરતાં પોતાને ચાર આંગળ ઊંચા માને છે. પણ જ્યારે કોલેજનાં બધાં પુસ્તકો વાંચી વાંચીને પરીક્ષામાં પાસ થઇ બહાર આવે છે અને પ્રમાણપત્રનાં બંડલોને બગલમાં દબાવીને સાહેબોની ઓફિસોમાં મા-

ઓની જેમ ગુલામી શોધતો ફરે છે; ત્યારે કાં તો જગા નથી મળતી અથવા જગા મળે તો ફિટકાર, ગાળો, જામીન અને ડિસમિસનો સિક્કો ખાઇને વર્ષેકમાં તો ઢીલોજ થઇ જાય છે. પછી તેને ભાન થાય છે કે, તે કવિત્વ, તે તર્ક અને તે વિજ્ઞાનના સિદ્ધાંત કંઇ પણ કામમાં આવતા નથી. તે સમગ્ર જગતની ભૂગોળ ભણીને ભૂલી પણ ગયો, છતાં કંઈ પણ કામમાં ન આવી. આખરે તે પોતાની યોગ્યતા ઉપર ભરોસો નહિ રાખતાં ખુશામતનો સ્વીકાર કરે છે અને તેનેજ આધારે પાપી જીવન વીતાવે છે.

શું આવા પુરુષો પુત્રવાન થશે ? શું એ લોક ધનવાન થશે ? શું વૃદ્ધાવસ્થા સુધી એ જીવી શકશે ? જૂઠી વાત છે. કોઈ પણ દેશ આવા અયોગ્ય, ખુશામતિયા અને સ્વાર્થી જુવાનો પાસેથી સારી આશા રાખી શકતો નથી.

એક વાર મેં એક નાની બાલિકાને અંધારામાં બિલાડીની ચમકતી આંખો જોઇને એમ કહેતાં સાંભળી કે, “ મા ! જો, બિલાડીના માથામાં બે તારા છે ! ” એક બાળકે મોટાં મોટાં વાદળોને જોઇને કહ્યું હતું: “ જુઓ, જુઓ, આ બળદ છે ! ” તેની આકૃતિ ખરેખર બળદ જેવી હતી. એક નાની સરખી બાળાએ પોતાના પિતાને ખેતરો પર ઝાકળનાં ટીપાં જોઇને કહ્યું હતું: “ હાય, હાય ! બિચારાં આખી રાત રડ્યાં છે !” હું એ પૂછું છું કે, શું આ કલ્પના, આ ઉપમા, આ અલંકાર સાધારણ છે ? આ વિકાસનું બીજ શું આ બાળકોની પ્રતિભાનું દ્યોતક નથી ? પણ આપ શું એમ માનો છો કે, તે કન્યા ગાર્ગી અને ઉભયભારતી થઇને આર્ય રમણીઓનું ગૌરવ વધારશે ? અને એ બાળક શું મોટો થઇને વ્યાસ, વાલ્મીકિ અને કાળીદાસ થશે ?

નહિ, તે કન્યા કોઈ દરિદ્ર, ગુલામ અને શિક્ષિત કલાર્કની પત્ની (?) થઇને સખ્ત ઠંડીમાં એઠાં વાસણ માંજતી હશે અને તે

બાળક કોઈ ઑફિસમાં અમલદારોની ઠોકરો ખાતો કલાર્કની ખુરશી પર બેસીને નીચે મોંએ મેજ પર પડેલા કાગળોનું મોં કાળું કરી રહ્યો હશે.

ભારતનાં સંતાન પેદા થતાંજ કેમ ન મરી ગયાં ? એ નવજુવાનો હાથમાં ચૂડીઓ પહેરીને ઘરમાં કેમ ભરાઈ રહેતા નથી ? તેમની માતાઓએ વાંઝણી રહેવાની દવા શા માટે ન ખાધી ? ભારત તરસ્યું છે, તરસને લીધે તરફડિયાં મારી રહ્યું છે, એ જુવાનો તેને પાણી પાશે ? તેમને તેમનામાં એટલી હોંશ, યોગ્યતા અને બળ આવશે ? એ આશાજ ફોગટ છે. જાઓ, દૂર ખસો, આશા છોડો, ભારતને મરવા દો. !!!

આર્યસમાજના પ્રવર્તક સ્વામી દયાનંદે કહ્યુ હતું: “ **स एव देशः सौभाग्यवान् भवति यस्मिन् देशे ब्रह्मचर्यस्य विद्याया वेदोक्त धर्मस्य यथायोग्यः प्रचारो जायते।** ” અર્થાત્ તેજ દેશ સૌભાગ્યશાળી થાય છે કે, જે દેશમાં બ્રહ્મચર્યની વિદ્યાના વેદોક્ત ધર્મનો યથાયોગ્ય પ્રચાર થાય છે.

આર્યસમાજના પાછલા નેતાઓમાં સ્વર્ગસ્થ દર્શનાનંદ સરસ્વતી અને મહાત્મા મુન્શીરામજીએ ઉક્ત આદર્શને લીધે ગુરુકુળ ખોલ્યાં; પરંતુ તેમની આશા પૂર્ણ ન થઇ. બરાબર ચોદ વર્ષ સુધીનાં આશાભર્યાં ચિંત્વનો પછી તેમને માલૂમ પડ્યું કે, ગુરુકુળનો ગૌરવવિભૂષિત સ્નાતક ૭૫ રૂપિયાની નોકરીનેજ યોગ્ય છે અને જ્યાં બધા છે ત્યાંજ તે પાછો આવીને પડે છે. મહાત્મા હંસરાજે ડી. એ. વી. કૉલેજ ખોલીને અંગ્રેજી શિક્ષાપ્રણાલીમાં કંઇક સ્વાતંત્ર્ય ઉત્પન્ન કર્યું અને અંતે પંડિત મદનમોહન માલવિયાજીએ ભારે પરિશ્રમ લઇને કાશીમાં વિશ્વવિદ્યાલય ખોલ્યું. પણ એ બધું શું હતું ? તેજ ઝેરના લાડુ ઉપર ચાંદીના વરખ ચોંટાડેલા હતા. ત્યાંના છોકરાઓ પણ ગુલામ બન્યા. ત્યાંના વિદ્યા-

થીંઓએ પણ પાશ્ચાત્ય પ્રણાલી સામે પોતાનું શિર નમાવ્યું.

સરકારે જ્યારે શાળાઓની સ્થાપના કરી હતી, ત્યારે તેનો ઉદ્દેશ આપણે સમજી શકતા ન હતા. હવે સમજ્યા છીએ. તેને ગુલામ કારકુનો જોઇતા હતા. તેણે કારકુનો ઉત્પન્ન કરવા માટે કારખાનાં બનાવી દીધાં છે. અંગ્રેજ સરકારની જીત થઇ, તેના મનોરથ સફળ થયા, તેણે ભારતના દરેક જુવાનને બળદ જેવા બનાવી દીધા! દરેક જુવાનને પોતાનો ઓશિયાળો, ગુલામ, નોકર અને આશક બનાવી દીધો.

માબાપોએ છાતીનાં દૂધથી બાળકોને પોષ્યાં. તેમને શિક્ષિત અને યોગ્ય મનુષ્ય બનાવવા માટે નિશાળોમાં મોકલ્યાં, પોતે ભૂખ્યાં રહ્યાં અને તેમને ભણવાનો ખર્ચ આપ્યો; પોતે ચીથરાં પહેર્યાં અને તેમને સાહેબી પોશાક કરાવી આપ્યા; પોતે વાસણ વેચ્યાં અને તેમને પુસ્તકો ખરીદી આપ્યાં અને બહુ પ્રેમથી અને ઉત્સાહથી જોવા લાગ્યાં કે, દીકરો ભણીને કુળદીપક બનશે. પણ જ્યારે તે શિક્ષિત થઇને આવ્યો, ત્યારે શું જોવામાં આવ્યું ? એ શિક્ષા-રાક્ષસીએ તેની છાતીનું લોહી ચૂસી લીધું છે, તેની આંખોનું તેજ ખેંચી લીધું છે, તેની જુવાનીનો રસ પી ગઇ છે અને તેને અધમૂઓ બનાવી દીધો છે. તે કોઈ પણ કામનો નથી રહ્યો, તે ધોબીનો કૂતરો બની ગયો છે.

આ શિક્ષણને અત્યારે પણ આપણે જીવતું છોડી દઇશું ? આ પૂતના હજુ પણ આપણાં બાળકો ઉપર પ્રેમ રાખવાનું બહાનું કાઢ્યાજ કરશે ? આટલું જાણવા છતાં પણ આપણે તેનું ગળું નહિ દાબી દઇએ, તો પછી આપણે કરી શકીશું પણ શું ? આપણે માત્ર જૂતાંજ ખાઇ શકીશું. આપણે પાઘડી ઉતારીને ફેંકી દેવી જોઇએ અને માથું ઉઘાડું રાખવું જોઇએ.

જેમના જુવાન દીકરા પડદે રહેનાર થઇ ગયા, જેમના જુવાન

દીકરા પારકાની ગુલામી કરે, જેમના જુવાન દીકરા પારકાં કપડાં પહેરે, પારકી ભાષા બોલે, પારકાં કામ કરે અને પારકી રીતે રહે, તે માબાપોને—જો તેમનામાં સમજણુ હોય તો—ગળે ફાંસો ખાઈ લેવો જોઇએ. તેમને પોતાની લાજ બચાવવાનો બીજો શો ઉપાય છે?

## પાંચમો ઉપાય—વેપારનો નાશ

આજકાલ જે વ્યાવહારિક જીવન બની રહ્યું છે, તે જોતાં હું વિનાસંકોચે એમ કહી શકું છું કે, સરકારના સ્વાર્થ અને પ્રજાના સ્વાર્થોમાં જેટલું અંતર છે, તેટલુંજ અંતર વેપારીઓના સ્વાર્થ અને પ્રજાના સ્વાર્થમાં છે; અને પોતાના સ્વાર્થના રક્ષણુ માટે જ્યારે પ્રજાએ સરકાર સાથે લડવાનું શરુ કરી દીધું છે, ત્યારે એ વેપારીઓને છોડી દેવા એ સંભવિત નથી. મને એમ દેખાય છે કે, સરકારને પછાડ્યા પછી પ્રજા હાથ ધોઇને વેપારીઓની પાછળ પડશે અને તેમનાં હાડકાંપાંસળાં તોડીને તેમની સારી રીતે મરામત કરી દેશે.

પ્રજાની ગરીબાઇ છૂપી નથી. જેમને પેટ ભરવું તો એક બાજુએ રહ્યું, પરંતુ પોષણુ માટે પણુ મૂઠીભર ભોજન મળી શકતું નથી, એવા લોકોની ગણુતરી થઇ શકતી નથી. ઠંડીના દિવસોમાં લોક ટૂંટિયાં વાળીને અને તાપની ચારે બાજુ બેસીને રાત ગાળે છે, એવું મેં જાતે જોયું છે. તેમાં કેટલાય માણુસો, વાંસા અને ફેફસાં શરદીથી ભરાઇ જવાથી ન્યૂમોનિયાના શિકાર થાય છે. ભયંકર ઇન્ફ્લુએન્જાની મૃત્યુ સંખ્યાનાં કારણો ઉપર ભારેભારે વિદ્વાનોએ પોતાની જુદી જુદી સંમતિ આપી છે. પણુ વૈદકીય રીતે અને ઇન્ફ્લુએન્ઝામાં બરાબર કામ કરવાના અનુભવથી હું સાહસપૂર્વક એમ કહી શકું છું કે, તે ઝેરીલી ઠંડી હવાથી વાંસા અને છાતીના રક્ષણુ માટે જેની પાસે પૂરતાં સુતરાઉ કપડાં ન હતાં તેઓ એ ભયંકર મહામારીના પંજામાં સપડાઇને ઉંદરની

જેમ માર્યા ગયા છે !

ખાવાની સામગ્રી અને રૂ જો સસ્તાં થાય,તો દેશના પ્રાણ પાછા આવે અને લોકોને નવજીવન પ્રાપ્ત થાય. હમણાં ઘઉં, ઘી અને રૂ કંઇક સસ્તાં થયાં છે. તે સોંઘવારીને જોઇને ગરીબ પ્રજા સંપૂર્ણ આનંદિત તો થઈ પણ ન હતી એટલામાં તો વેપારીઓએ માથું હલાવ્યું, તેમનાં પેટ ફાટી ગયાં. તેમણે હાહાકાર મચાવી દીધો કે, મરી ગયા, લૂંટાઇ ગયા. જાણે કે તેમનાં ઘરનાં બધાંય મરી ગયાં અને તેમણે વસ્તુની મોંઘવારી ચાલુ રાખવા માટે સત્ અને અસત્ બધા ઉપાયોનો આશ્રય લેવો શરુ કરી દીધો. એ જોઇને મને એમ વિચાર આવ્યો કે, વેપારી દેશબંધુ નથી. દેશની સાથે તેમની સહાનુભૂતિનો સંબંધ નથી. દેશના દુઃખની સાથે તેમનું દુઃખ અને સુખની સાથે તેમનું સુખ નથી. તેઓ પૂર્ણરૂપે વિદેશી સરકારની જેમ પોતાની પખાલ (ચામડાની) ને માટે પાડોશીની ભેંસનો વધ કરનારા નિર્દય અને સ્વાર્થી છે અને તેમનો સ્વાર્થ દેશથી જુદો છે; એટલુંજ નહિ બલકે દેશના હિતથી ઊલટો પણ છે. એટલા માટે હું કહું છું કે, જ્યારે દેશ સરકારની સ્વાર્થાન્ધતાને પણ સ્વીકારતો નથી, તેના બધી જાતના ત્રાસની પણ પરવા ન કરતાં યુદ્ધ કરવા બરાબર આગળ વધી રહ્યો છે, ત્યારે 'અર્ધામાં જમઘર અને અર્ધામાં સબ ઘર' માનનારા અને ઢીલી દાળ ખાનારા વેપારીઓને એમજ છોડી દેશે ? હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, સરકાર સાથેનો હિસાબ ચૂકવ્યા પછી સૌથી પહેલાં આ ઘરના ઊંદરોનો, કે જે પોતે ક્ષુદ્ર હોવા છતાં ફક્ત કોરી કોરીને અગણિત નુકસાન કરી રહ્યા છે તેનો દેશ બંદોબસ્ત કરશે.

માત્ર મોટાં મોટાં દાન કરવાથી એ વેપારીઓ દેશના ભાઇ બની શકતા નથી. એ લોકોનાં લાખો રૂપિયાનાં મોટાં મોટાં દાનોને હું આદરભાવથી જોઇ શકતો નથી. એ સટ્ટા, વ્યાજ, હરામ-

ખોરી અને ગરીબોના પરસેવા નીચોવેલી પાપની કમાણી છે. હું એને પહેલાંના રજવાડી જમાનાની લાંચ સાથે મેળવી દઉં છું, કે જે (લાંચ) રજવાડાના લૂંટારાઓ રાજાને આપતા હતા અને તે રકમ લઇને રાજા લોકો તેમનાં કુકર્મો તરફ આંખમીંચામણાં કરતા હતા. આ ધનના આપનારા તો પાપી છેજ, પરંતુ એનો સ્વીકાર કરનારાઓને પણ હું પાપી માનું છું. ધર્માત્માએ કયા કયા ધંધાદારીનું અન્ન અને આતિથ્યનો સ્વીકાર ન કરવો જોઇએ તેનું ધર્મશાસ્ત્રોમાં સારી રીતે વિવેચન કરવામાં આવેલું છે. તેજસ્વી લોક કદી અન્યાયીનું દાન અને આતિથ્ય સ્વીકાર કરતા નથી. મહાપુરુષ કૃષ્ણે વીરતાપૂર્વક દુર્યોધનના રાજસી સ્વાગત અને આતિથ્યનો અસ્વીકાર કરીને ધર્માત્મા વિદુરનું ગરીબ આતિથ્ય સ્વીકાર્યું હતું. જેઓ કૃષ્ણના એ આચરણનું અનુકરણ નથી કરતા, તેઓ કદાપિ કૃષ્ણભક્ત કહેવાતા નથી.

મારા ધારવા–પ્રમાણે દેશે એવા પુરુષોનું દાન ન સ્વીકારવું જોઇએ. કે જ્યાંસુધી તેઓ પોતાની પાછલી પાપની કમાણીનું પૂર્ણ પ્રાયશ્ચિત્ત કરીને દેશની સાથે ન થઈ જાય. પ્રાયશ્ચિત્તની એકજ રીત છે; જેને માટે રાક્ષસી દેશ રશિયાના ઋષિ ટૉલ્સ્ટૉયને હું આદર્શ માનું છું. એ લોક પોતાને રહેવાનાં સાત માળનાં મકાનોની સામે ઊભા રહીને તોડી નાખે, ઠાઠમાઠનાં કપડાં અને સજાવટની ચીજોને આગ લગાડી દે, જવાહીર, રત્ન, ભાડાની આવક વગેરે સર્વસ્વ દેશને ભેટ કરી દે–એક કોડી પણ ન બચાવી રાખે અને ભવિષ્યમાં દેશની સાથે મજૂરી કરીને દેશના જેવુંજ ખાય, તેવાંજ ઘરોમાં રહે અને નિર્વાહ બાદ દેશની સાથે ખભેખભા અડાડી આગળ વધે, મરે, કપાય, જીવે અને ફાલેફૂલે.

આવું કર્યા વિના તેમના પૈસા પવિત્ર માની શકાતા નથી. કરોડો રૂપિયા સટ્ટામાં પેદા કરીને લાખ કે પચાસ હજાર દેશની

ઝોળીમાં નાખીને ગર્વ રાખનારાઓને જેટલું અપમાન આપવામાં આવે તેટલું ઓછું છે.

મહાભારતમાં એક સુંદર કથાનો ઉલ્લેખ છે. જે સમયે સમ્રાટ યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ સમાપ્ત કર્યો અને આખા વિશ્વની સંપત્તિનું દાન કરી દીધું, ત્યારે તેને થોડો ગર્વ થયો અને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, "મહારાજ! હવે હું સાર્વભૌમપદનો અધિકારી થયો છું."

ભગવાન શ્રીકૃષ્ણ કંઈ પણ ઉત્તર આપે, એટલામાં એક અદ્ભુત વાત બની. બધાએ જોયું કે, એક વિચિત્ર નોળિયો કે જેનું અર્ધું શરીર સોનાનું અને અર્ધું સાધારણ હતું, તે એક બાજુએથી આવીને યજ્ઞનાં વાસણોમાં આળોટી રહ્યો હતો. બધાં માણસો પરમ આશ્ચર્યથી આ નોળિયાને જોવા લાગ્યાં. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું: "હે કીટ યોનિધારી! તું કોણ છે? યક્ષ છે કે પિશાચ, દેવ છે કે દાનવ? સાચું કહે અને શા કારણથી તું આ પવિત્ર યજ્ઞપાત્રોમાં આળોટી રહ્યો છે?"

બધાંને ચકિત કરતો તે નોળિયો મનુષ્ય વાણીથી બોલ્યો: "હે મહારાજ! હું યક્ષ નથી કે દેવ પણ નથી; પરંતુ હું તો એક ક્ષુદ્ર કીડો છું. બહુ દિવસ પહેલાં એક મહાન પાત્રના બાકી રહેલા પાણીમાં મને સ્નાન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. તે પવિત્ર જળથી મારું અર્ધું શરીર ભીંજાયું હતું અને તેટલુંજ તે સોનાનું થઈ ગયું હતું. બાદ મારા સાંભળવામાં આવ્યું કે, સાર્વભૌમ ચક્રવર્તી મહારાજ યુધિષ્ઠિરે મહાયજ્ઞ કર્યો છે. એટલે મને એવો વિચાર આવ્યો કે, દુનિયા નાશવંત છે; માટે ચાલો, એક વાર ત્યાંનાં મહાન પાત્રોમાં આળોટીને બાકીનું અર્ધું શરીર પણ સોનાનું બનાવી લઉં. એજ ઇરાદાથી હું અહીં આવ્યો હતો, પરંતુ અહીં તો એક વૃક્ષનાં ત્રણુજ પાન દેખ્યાં! વૃક્ષ તો માત્ર નામનુંજ હતું!

મારો આટલો દૂરનો પ્રવાસ વ્યર્થજ ગયો ! કારણ કે મારું શરીર તો છે તેવું ને તેવુંજ રહ્યું !

વાત સાંભળીને યુધિષ્ઠિર સ્તબ્ધ થઇ ગયા. તેમણે ઉત્સુકતાથી પૂછ્યું કે, " હે ભાઈ! મહાન યજ્ઞ કરનાર એ મહાન રાજા કોણ હતો ? કૃપા કરીને તેનું આખ્યાન સંભળાવીને અમારા કુતૂહલને દૂર કર. "

નોળિયાએ શાંત વાણીથી કહેવાનું શરુ કર્યું. " એક વખત દેશમાં મહાન દુષ્કાળ પડ્યો, બાર વર્ષ સુધી વરસાદ ન પડ્યો, પશુપક્ષી સર્વ મરી ગયાં, વૃક્ષવનસ્પતિ બધું બળીને ખાખ થઇ ગયું, માણસોનાં હાડપિંજરોના ઢગલા થઇ ગયા, ઝાડનાં પાન, પાણી અને છાલ સુદ્ધાં લોક ખાઈ ગયા અને માણસ માણસને ખાવા લાગ્યા. એવા વખતમાં એક નાનકડા ગામમાં એક ગરીબ બ્રાહ્મણકુટુંબ રહેતું હતું. એક બ્રાહ્મણ, બીજી તેની સ્ત્રી, ત્રીજો તેનો પુત્ર અને ચોથી પુત્રવધૂ એ ચાર માણસ હતાં. એ ધર્માત્માનો એ નિત્ય નિયમ હતો કે, ભોજન પહેલાં કોઇ પણ અતિથિને બોલાવતો હતો કે, કોઇ ભૂખ્યો હોય તો ભોજન કરે. એ નિયમ તેણે આ દુષ્કાળના દિવસોમાં પણ અખંડ પાળ્યો. ભૂખને લીધે કુટુંબનાં એ ચારે માણસો અધમૂઆં થઈ ગયાં હતાં. અઠવાડિયામાં એકાદ વાર કંઇ મળતું, તોપણ બ્રાહ્મણ પોતાના નિયમ મુજબ કોઇ અતિથિને બોલાવતો. એ વખતમાં અતિથિની શી ખોટ હોય ! કોઇ ને કોઇ પણ આવી પહોંચતું અને તેનો ખોરાક ખાઇ જતું. એક વખત પંદર દિવસ વીત્યા પછી કંઇ સાધારણ ખાવાનું મળ્યું. જ્યારે ચાર ભાગ કરીને ચારે ખાવા બેઠાં, ત્યારે ફરી તેણે કોઇ ભૂખ્યાને બૂમ પાડી; એટલે એક વૃદ્ધે આવીને કહ્યું: " હું ભૂખે મરી જાઉં છું, પ્રભુની ખાતર મને ભોજન આપો. તેણે એ ગૃહસ્થને આદરથી બોલાવ્યો અને પો-

તાનો ભાગ તેની સામે મૂકી દીધો. ખાઇ રહ્યા પછી પણ જ્યારે તેણે કહ્યું કે, "હજુ હું વધારે ભૂખ્યો છું." ત્યારે તેની સ્ત્રીએ અને તેની પછી અનુક્રમે પુત્રે અને પુત્રવધૂએ પણ પોતપોતાના ભાગ આપી દીધા. એથી અતિથિએ તૃપ્ત થઇને આશીર્વાદ આપ્યો અને હાથ ધોઇને તે પોતાને રસ્તે પડ્યો. તે ધર્માત્મા બ્રાહ્મણ-કુટુંબ ભૂખે જર્જરિત થઇને મૃત્યુના મુખમાં પડ્યું. પેલા અતિથિએ પોતાના એઠા હાથ ધોયા હતા, તે પાણીથી તે મહાત્માનું ઘર ભીનું ભીનું થઈ ગયું હતું. તેમાં સદ્‌ભાગ્યે હું આળોટ્યો હતો પણ એ પુણ્ય જળમાં મારું અર્ધુંજ શરીર ભીંજાયું અને તેટલુંજ સોનાનું થઈ ગયું. હવે બાકીનું અર્ધું સોનાનું થવાની કોઇ આશા નથી. અર્ધું શરીર ચામડાનુંજ લઇને મરવું પડશે!"

ક્ષુદ્ર જીવની આ ગર્વીલી કથા સાંભળીને યુધિષ્ઠિરનું મસ્તક નમી પડ્યું અને પોતાના તામસિક કામ તથા ગર્વ ઉપર તેમને લજ્જા આવી.

અસહયોગની શરુઆત પહેલાંના ઘણા દિવસોથી હું વેપાર અને વેપારીઓનો ઘોર દ્વેષી છું. મારી માન્યતા છે કે, સઘળાં પાપ, અશાંતિ, બેઈમાની, પ્લેગ અને લોહી, તેમજ લોખંડી જડ આ વેપાર છે. એ બિનજરૂરી ધંધો છે. એ કારીગરીના પેટમાં ચૂંકની બીમારી છે. એ મજૂરોની છાતીનો ક્ષયરોગ છે. એનો જેટલો વહેલો નાશ થાય તેટલો સારો. અસહયોગનું ગમે તે થાય, ગમે તો આપણને સ્વરાજ્ય મળે અથવા આપણે પશુબળથી કચરાઇ જઇએ; પરંતુ જો હું જીવતો રહ્યો, તો જન્મપર્યંત વેપાર જોડે તો લડવાનોજ. વેપારની હત્યાને માટે તીવ્રમાં તીવ્ર ઝેર તૈયાર કરવામાં હું મારી નવી જુવાનીનો (એક ગરીબ પિતાના પુત્રને મળી શકે તેટલો બધો) ઉત્સાહ અને યોગ્યતા ખર્ચી રહ્યો છું.

વેપારીમંડળે આ ભાવી વિપત્તિનો અને દેશની પરિસ્થિતિનો

ખ્યાલ કરીને દેશની સાથે રહેવું જોઇએ.

કેટલાક વેપારી–મિલના માલિક અને પેઢીઓના સ્વામી–પોતાના નોકરોને થોડી છૂટછાટ અને સ્વાધીનતા આપીનેજ ગંગા નાહી નાખે છે. હું કહું છું કે, એ તેમની ભૂલ છે. આજથી દશ વર્ષ પહેલાં જે બાળકોને જેની ઇચ્છા હતી તેને તેનો પિતા આજ પૂરી પાડે, તો એ સર્વ રીતે અસંગત છે. પ્રજા હવે પોતાના અધિકારોને જાણી ગઇ છે અને તે તેને માટે યોગ્ય પણ છે. ત્યારે રાજસત્તા કે તેના ગુલામ વેપારી તેને દબાવીને રાખી શકશે નહિ.

ભારતની પરિસ્થિતિ એથી પણ વધારે ગંભીર છે. ભારતના વેપારી એકપ્રકારના દલાલ યા જુગારી કહેવાય છે. કાં તો તેઓ જાપાન, અમેરિકા અને ઇંગ્લૅંડનો માલ અહીં વેચે છે અને પૈસા કમાય છે અથવા તો અહીંનું ત્યાં અને ત્યાંનું અહીં કરાવીને દલાલીના પૈસા વસૂલ કરે છે. તેમાં સ્વાવલંબન નથી કે બળ પણ નથી. તેમની ભીંત રેતીની ઉપર છે–જે બહુજ કાચી છે.

આજ દિનપર્યંત દેશની પરિસ્થિતિ પર જ્યારે નજર નાખવામાં આવે છે, ત્યારે આ કચાશ વધી ગયેલી જણાય છે. દેશમાં અસહયોગનું યુદ્ધ ચાલી રહ્યું છે, તેના નિયમાનુસાર જે સત્તા જોડે યુદ્ધ ચાલી રહ્યું છે તેની સાથેનો સંબંધ મન–વચન અને કર્મથી છોડી દેવો અનિવાર્ય છે. જે વેપારી એમ ન કરે તે દેશદ્રોહી છે. દેશના માર્ગમાં ઢેફા સમાન છે–દેશનું વિઘ્ન છે–દેશનો તેના પર ક્રોધ ઊતરશે.

આ ક્રોધને માટે ઉપર જણાવેલાં કારણો યોગ્ય તો છેજ. નવાં કારણ ઉત્પન્ન કરવાં એ વેપારીઓ માટે કદી હિતકર નહિ થાય; અને તેમાંય ખાસ કરીને એવી દશામાં તો નહિજ કે જ્યારે તેઓ પોતાના આત્મરક્ષણમાં સર્વથા અસમર્થ અને પોતાના

કારભારમાં સર્વથા પરાધીન છે. જ્યાંસુધી વિલાયતનો માલ આવજા થતો રહેશે, ત્યાંસુધી ટપાલ, તાર, રેલ, વહાણ અને સરકારી કર આપણી ઉપર સારી રીતે ચાલુ રહેશે. એ વાત યાદ રાખવાની છે કે, આપણી સરકારનો જીવ વેપારમાં છે. ગયું યુરોપીય મહાયુદ્ધ પણ વેપારનું મહાયુદ્ધ હતું. મિત્રપક્ષ બરાબર વેપાર કરતો રહ્યો. જર્મનીએ તેમના હજારો રસ્તા બંધ કર્યા અને પોતાના ઉઘાડવા ઇચ્છયું, પણ સફળતા ન મળી. તેના મિત્રો ઓછા હતા. તેને પોતાનાજ બળ ઉપર ભરોંસો હતો; તેથી તેણે મિત્ર વધાર્યા નહોતા. તેનો વેપાર જો ચાલુ રહ્યો હોત, તો તે કદાપિ હાર ન ખાત. અંગ્રેજોનો વેપાર જીવતો ( ચાલુ ) રહેશે, તો આપણે પણ તેને હરાવી શકીએ નહિ. તે આપણા પ્રહારોની બરાબર ઉપેક્ષા કરશે.

વેપારીઓએ અસહયોગના નામ પર, દેશના નામ પર, જાતિ અને સ્વમાનના નામ પર, પોતપોતાનો વ્યાપાર નષ્ટ કરી દેવો જોઇએ. દેશના માનનીય વિદ્વાન અને પૂજ્ય પુરુષ જ્યારે દેશને નામે જેલમાં જવા અને ભીષણ કષ્ટ ઉઠાવવા તૈયાર છે, ત્યારે ધનવાન વેપારીઓએ આટલું તો જરૂર કરવું જોઇએ. ઇશ્વરની દયાથી તેમને ખાવાની ઊણપ નથી. તેમણે બધા ધંધા છોડી દઇ શાંતિથી ગામડાંમાં જઇને બેસી જવું જોઇએ. ગામડાંમાં જઇને તેઓએ ત્યાંના ગામડિયા ભાઇઓને સાહસિક અને આત્મતેજયુક્ત બનાવવાનો પ્રયત્ન કરવો એ તેમનું કર્તવ્ય છે, એમાંજ તેમનું શ્રેય છે. બીજા વિચારથી નહિ તો પોતાના ભવિષ્યનો વિચાર કરીને પણ તેઓએ એમ જરૂર કરવું જોઇએ. આથી સૌથી મહત્વનો લાભ એ થશે કે, નાગરિકતાનો નાશ થઇ જશે અને એક એક વેપારી શહેર છોડતાંજ હજારો ગરીબોને મિલોરૂપી જેલમાંથી છુટ્ટી મળી જશે, તેમજ તેઓ ગામડાંનાં સ્વચ્છ અને સસ્તાં જીવનમાં સુખી દિવસો ગાળી શકશે.

અહીં એક મહાગંભીર પ્રશ્ન એ ઊઠે છે કે, એ ધનવાન લોક તો ગામડાંમાં જઇને અને પોતપોતાનાં ધંધા છોડીને કેટલાક દિવસ ગુપચુપ બેસીને પણ ગાળી શકે છે, પણ ગરીબ મજૂર લોક કે જેઓને રોજની રોજ પોષણની ચિંતા હોય છે, તેઓ શું કરશે?

નિઃસંશય આ વાત વિચારવા યોગ્ય છે, પણ હું માનું છું કે, વેપારી અને મિલોના માલિકો જેઓ જનતાને વસ્ત્ર વગેરે આપતા હતા; તેમનો કારભાર બંધ થતાં તેજ વસ્તુઓ ગામડાંમાં નાની નાની દુકાનોમાં એ લોકો તૈયાર કરીને બધાને આપે. આથી હું એવી આશા જરૂર રાખું છું કે, મજૂરોથી એ લોક સારા રહેશે. મિલો વગેરેમાં પણ તેમનીજ કમાણીથી કપડાં વગેરે બનતું હતું; તેનેજ તેઓ અહીં બનાવે. જે ધંધો જેને આવડે તે કરે. તેમાં એટલું અંતર પડશે કે, આ સમયે તેઓ કારીગર અને દુકાનદાર કહેવાશે. પહેલાં તેમની કમાણીમાં માલિક સામેલ હતો, હવે તેને પૂરી કમાણી મળશે. ધનવાન લોકોએ નિઃસ્વાર્થ ભાવથી તેમને બધી જાતની મદદ અને ઉત્તેજન આપવું જરૂરનું છે.

## છઠ્ઠો ઉપાય–ધર્મ અને પાપના ધનનું બલિદાન

ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે અને મનુષ્ય પાપનો ચોર છે. એટલા માટે ધર્મ અને પાપની મદદ વિના હું કાંઈ પણ માની શકું એવો માણસ નથી. હું મારા અંતરાત્મામાં સારી રીતે જાણું છું કે, પાપ અને ધર્મ બન્ને ખાતાંઓમાં ભરપૂર ધન છે અને તેનો કંઇ પણ સદુપયોગ થતો નથી.

પહેલાં હું ધર્માદાઓની વાત કહીશ. મંદિરો, મસ્જિદો અને મકબરાની કરોડો રૂપિયાની આવક છે. કાશી, વૃંદાવન અને નાથદ્વારાના પ્રખ્યાત મંદિર, ગોકુળિયા સંપ્રદાયના મહંત, અજમેરના ખ્વાજાની કબર અને હજારો એવી સંસ્થાઓ છે, કે જ્યાં

ભાવિક ભક્તોના સોનાના મેહ વરસે છે. ઘણુાંએ મંદિરોને જાગીરો છે, ગામ છે. એ અતુલ સંપત્તિના સ્વામી તેમના મહંત અને પૂજારી છે. એ સિવાય ગયા, પ્રયાગ વગેરે તીર્થોનાં ભારે ભારે દાન પણ કંઈ ઓછાં નથી. ઠીક, હું એ પૂછું છું કે, આ ધર્મનું ધન કોઇ એક વ્યક્તિના વિલાસની વસ્તુ થવા યોગ્ય છે? એ વાત છૂપી નથી કે, અનેક મહંત વગેરેનાં ચરિત્રો તો રાજાઓની જેમ નકામાં અને ભ્રષ્ટ છે. હું તેનાં પ્રમાણ આપી શકું તેમ છું. એવું કદાચ ન હોય તોપણ એ ધર્મનો પૈસો ધર્મના તો કામમાં આવવોજ જોઇએ, પણ સૌથી મહાન ધર્મ કયો છે, એ વિચારી લેવું જોઇએ.

સર્વ–સાધારણ સંપ્રદાયોને ધર્મના નામથી સંબોધવામાં આવે છે. ભારત ધર્મપ્રધાન દેશ છે. ઘણા લાંબા કાળથી અહીં ધર્મનો આદર થતો આવ્યો છે. મહાનમાં મહાન શક્તિઓ પણ ધર્મની આગળ શિર નમાવતી ચાલી આવી છે. એ એક સાધારણ વાત છે કે, જે વસ્તુની વધારે ખપત હોય તેની દુકાનો પણ બહુજ ઊઘડે છે અને સ્વાભાવિક રીતે નકલી ચીજો પણ બહુજ બનવા લાગે છે. ભારતમાં ધર્મની પણ એજ દશા છે. મંદિરોમાં અને સડકો પર ટકે શેર ધર્મ વેચાય છે. ઘરના ધનવાન મહાશયો ગળા સુધી ભોજન કરે છે અને પછી થાળીમાં જ્યારે એઠાંજૂઠાં દાળભાત બાકી રહે છે, ત્યારે કહેવામાં આવે છે કે, આ કોઈ ભૂખ્યાને આપીદો, ધર્મ થશે! કપડાં પહેરતાં પહેરતાં જ્યારે નોકરોના કામનાં પણ નથી રહેતાં, ત્યારે કહેવામાં આવે છે કે, કોઈ નાગાને આપી દો, ધર્મ થશે! એજ આ ભારતવર્ષના જ્યારે દિવસો હતા અને મહત્તા હતી, ત્યારે એજ ધર્મના નામ પર રાજાઓએ રાજ્યનો ત્યાગ કરીને ચાંડાલોની સેવા કરી હતી. પોતાનું માંસ કાપીને કબૂતરને ખવડાવ્યું હતું અને પોતાના

પુત્રના માથા ઉપર કરવત ચલાવ્યું હતું. તેજ મહાદુર્લભ અને પ્રચંડ ધર્મ આ કળિયુગમાં એટલો સસ્તો થઈ ગયો છે કે, તેઓ એઠા ટુકડા અને ફાટલાં ચીથરાંથી મરજી પડે તેને ખરીદી શકે છે. આથી વધારે ઉપહાસ અને લજ્જાસ્પદ વાત બીજી કઈ હોય?

ધર્મનો પ્રશ્ન બહુ ગૂંચવાડા ભરેલો છે શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે, ધર્મ શું છે અને અધર્મ શું છે, એ વિષય ઉપર ભલા ભલા પંડિતોની અક્કલ મારી જાય છે. લોક ધર્મ કરવા કાશી–પ્રયાગ જાય છે, કોઇ ગયામાં માથું મૂંડાવે છે, કોઈ વ્રત અપવાસ કરે છે, કોઇ પશુને બલી આપે છે, કોઈ ધર્મશાળા કે મંદિર બનાવે છે અને કોઇ પૂજા–પાઠ, જપ અને તપ કરે છે. એવા કેટલાય પ્રકાર છે, પણ હું એમ કહું છું કે, એ બધા ધર્મ નથી.

ભૂખ્યાંને અન્ન, તરસ્યાંને પાણી, નાગાંને વસ્ત્ર, રોગીને ઔષધ અને નિરાધારને મદદ આપવી, એ આપણું મનુષ્યયોનિનું સાધારણ કર્તવ્ય છે, એ આપણા ઉપર સામાજિક કૃપા છે અને એનું પોતાની શક્તિ પ્રમાણે પાલન કરવામાં આપણે કોઇના પર કંઇ ઉપકાર કરતા નથી, તેમજ એટલામાંજ ધર્મ સમાઇ જતો નથી.

ઠીક, કલ્પના કરો કે, આપે તાપમાં પાણીની પરબ મંડાવી છે. આપ કહો છો. કે, તે ધર્મ છે. હવે તે પરબ આગળ કોઇ પ્રતિષ્ઠિત પુરુષ આવીને પાણી પીએ, તો શું તે તમારું ધર્માદા ખાતું છે? જરા તેને મોઢેમોઢ કહો તો તો મજા આવે! મેં જોયું છે કે, ગરમીના દિવસોમાં યૂ૦ પી૦ ના ઉત્સાહી સજ્જન યુવક ઠંડા પાણીનો ઘડો ખભે મૂકીને સ્ટેશન ઉપર ફરી રહ્યો હતો અને નમ્રતા તથા પ્રેમ-ભર્યા શબ્દોમાં સઘળા યાત્રાળુઓને પાણી પીવાનો આગ્રહ કરી રહ્યો હતો. શું એ ધર્મ હતો? ત્યારે જેમણે તે પાણી પીધું, તેમણે ધર્માદાનું પાણી પીધું એમ માનવું જોઇએ!

ત્યારે ધર્મ શું છે ? મનુસ્મૃતિ કહે છે કે, ધૈર્ય, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, અક્રોધ અને સત્ય; એ દશ ધર્મનાં લક્ષણ છે. હું કહીશ કે, એ પણ ધર્મનાં લક્ષણ નથી, એ મનુષ્યત્વનાં ચિહ્ન છે અથવા તેમને ધર્મ તરફ લઈ જવાવાળા માર્ગ કહી શકાય છે. આ વાસ્તવિક રીતે ધર્મની સાચી તારીફ નથી થઈ.

ત્યારે શું સર્વત્ર અહિંસા ધર્મ છે ? જો એજ ધર્મ હોય તો મારા એક પ્રશ્નનો કોઇ ઉત્તર આપે કે, એક સિપાઇ યુદ્ધમાં હજારો મનુષ્યોને મારવા છતાં પણ હત્યારો તથા અધર્મી નથી કહેવાતો અને હું કીડીને મારવાથીજ હત્યારો અને પાપી કહેવાઇશ, એમ કેમ ?

તો પછી અપરાધીને ફાંસી દેનાર ન્યાયાધીશ વગેરે બધા પાપી થઇ જશે. પરંતુ નહિ, કારણ અને અર્થ જોતાં કોઈ વખતે હત્યા ધર્મ પણ છે અને કોઇ વખતે અધર્મ પણ છે.

એજ રીતે સત્યની વાત લો. કલ્પના કરો કે, રાત્રે એક ચોર તમારી છાતી ઉપર ચડી બેઠો. તેણે કહ્યું કે, "જે પાસે હોય તે મૂકી દો," તમારી પાસે જાહેરમાં બે હજાર રૂપિયા હતા, પણ દશ હજાર ગુપ્ત રાખ્યા હતા; કેમકે તમારે સત્ય બોલવાનું હતું, તમે તે દશ હજાર પણ ચોરને બતાવી દીધા. હવે વિચાર કરો કે, એક તો તે જૂઠું હતું; કારણ કે તેથી મૂળ માલિકને લાભ અને ચોરને નુકસાન હતું અને બીજું એ સત્ય છે, જેમાં ચોરને લાભ અને માલિકને નુકસાન છે. આવી સ્થિતિમાં હું એ પૂછું છું કે, ધર્મ શું છે ? સત્ય કે અસત્ય ? જો સત્ય ધર્મ છે, તો પાપીઓને લાભ કરી આપવો અને સજ્જનોનો નાશ કરવો એ ધર્મ નથી. ધર્મના વિષયમાં તો એમજ કહેવામાં આવ્યું છે કે, ધર્મ હમેશાં પાપી-

ઓનો નાશ અને ધર્માત્માઓનું રક્ષણ કરે છે. એવી સ્થિતિમાં અસત્ય પણ ધર્મ છે.

ત્યારે ધર્મની શી પ્રશંસા થઇ? ધર્મ કોને કહી શકાય, તે પણ વિચારવું જોઇએ. એનો ઉત્તર દર્શનશાસ્ત્રોમાં છે. ગૌતમ ઋષિ કહે છે: "यतोऽभ्युदयनिश्रेयससिद्धिः स धर्मः।" જે કામ કરવાથી અભ્યુદય અને નિશ્રેયસની સિદ્ધિ થાય, તે ધર્મ છે. હવે અભ્યુદય અને નિશ્રેયસનો શો અર્થ થાય છે, તે આપણે જોઇએ.

અભ્યુદયનો ટૂંકો પણ સાચો અર્થ આ લોકનું સર્વોચ્ચ સુખ એ છે અને તે સુખ મનુષ્યત્વના સામાજિક અને વ્યક્તિગત અધિકારોની સ્વાધીનતા અને ક્ષમતાની પ્રાપ્તિ એજ હોઈ શકે છે. નિશ્રેયસનો અર્થ મોક્ષ અર્થાત્ પારલૌકિક સર્વોચ્ચ આનંદ એ થાય છે કે જે અભ્યુદયની પૂર્ણ પ્રાપ્તિ કરીને જીવનમુક્ત થવાનું કારણ બની જાય છે.

જે પુરુષ અભ્યુદય અને નિશ્રેયસ બન્ને સમાનપણે પ્રાપ્ત કરશે, તેજ ધર્માત્મા કહેવાશે.

અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે. સંસારમાં મહાન મહાન ઋષિઓ થઇ ગયા. તેઓ સત્યવક્તા, ધૈર્યવાન, મનસ્વી, દમનશીલ વગેરે સર્વ કંઈ હતા; પરંતુ કોઈએ પોતાને ધર્મસંસ્થાપક કહેવાનું સાહસ કર્યું નથી, જ્યારે શ્રીકૃષ્ણે પોતાને નિઃસંકોચપણે ધર્મ–સંસ્થાપક કહીને ગર્જના કરી છે. શાને માટે? લોકો કહે છે કે, તે ઈશ્વર હતા. હું કહું છું કે, ના. એમાં ઈશ્વરત્વની કંઈ વાત નથી. તેઓ ખરું જોતાં ધર્માત્મા હતા અને તેમણે ધર્મને સારી રીતે જાણ્યો હતો. એક બાજુ અભ્યુદયમાં તે એટલા આદર્શ હતા કે, મહાભારત જેવા અમર યુદ્ધના નેતા અને જબરજસ્ત રાષ્ટ્રનિર્માતા હોવા છતાં સાથે સાથે એટલા મસ્ત અને મોજીલા

હતા કે, તેમણે આનંદકંદની પદવી પ્રાપ્ત કરી. બીજી બાજુએ તે એવા સમર્થ યોગી હતા કે, જેમને યોગીઓએ પોતાનો આદર્શ–ધ્યેય માન્યા. તે એજ પુરુષ હતા કે, જેણે અભ્યુદય અને નિશ્રેયસ બન્નેની પ્રાપ્તિ કરી હતી, એથીજ તેઓ ધર્મસંસ્થાપક મનાયા છે. વૈરાગી ઋષિ લોક પૂરેપૂરા ધર્માત્મા નથી; કેમકે તેમનામાં એટલી ક્ષમતા ન હતી કે, ઐહિક અને લૌકિક સર્વોચ્ચ સુખોને ભોગવતાં ભોગવતાં કૃષ્ણની માફક નિશ્રેયસ સિદ્ધિ મેળવે. તેમને વિરકત થવું પડ્યું. સાથે સાથે જે લોકો સંસારનાં સુખોમાં ડૂબી જઇને પરલોકનું ચિંતન કરતા નથી, તેઓ પણ ધર્માત્મા કહેવાતા નથી.

ધર્માત્મા તો તેઓ છે કે, જે સંસારમાં રહીને, સંસારની યાતનાઓનો નાશ કરીને, સંસાર માટે સુખ, કલ્યાણ, શાંતિ અને આનંદના માર્ગ નિર્માણ કરે છે; અને સાથે સાથેજ પોતાના આત્માના કલ્યાણને માટે મુક્તિનાં સાધન પણ શોધી લે છે. એજ સાચો ધર્મ છે કે જે બહુજ ગહન, બહુ દુર્ધર્ષ અને અતિ વિષમ છે.

આપણે ઈશ્વરનો ભય રાખીએ, પાપથી બચીએ, સ્વાર્થને ત્યાગીએ, દયા, પ્રેમ, વીરતા અને આત્મશક્તિનો અભ્યાસ કરીએ અને સાથે સાથેજ લોકસુખની ઇચ્છા પણ કરીએ, એજ સાચો ધર્મ છે.

આ ધનનો જમાનો છે. ધનનું માહાત્મ્ય એટલે સુધી વધી ગયું છે કે, પ્રાચીનકાળમાં જે રાજ્યશાસન તલવારથી થતું હતું, તે આજ પૈસાથી થાય છે. કવિ કુલગુરુ કાળીદાસે દિલીપનાં વખાણ કરતાં લખ્યું છે કે, "તેની સેના વગેરે તો દેખાડવાની શોભાજ હતી. ખરી રીતે રાજ્ય–સંચાલનને યોગ્ય તો તેની પાસે બેજ વસ્તુઓ હતી. ચડાવેલું ધનુષ્ય અને બીજી તીવ્ર બુદ્ધિ." આજ ચડાવેલું ધનુષ્ય કંઇ કામનું નથી. તીવ્ર બુદ્ધિની આજે પણ જરૂર

છે, પરંતુ ચડાવેલા ધનુષ્યની જગાએ ભરેલો ખજાનોજ જોઇએ.

એ વાત તો સ્પષ્ટજ છે કે, અસહયોગનું યુદ્ધ વર્તમાન શાસન-પદ્ધતિનો નાશ કરવાને માટે છે. ધારો કે, એ પદ્ધતિનો નાશ કરવામાં આવ્યો; એટલે કોઇ બીજી પદ્ધતિ બનાવવામાં આવશે અને તે એક રીતે ભારતની શાસનપદ્ધતિ કહેવાશે. વળી તે અસહયોગી પક્ષના હાથમાં રહેશે, ત્યારે રાજ્ય ચલાવવાને માટે જેટલા રૂપિયા સરકારની પાસે છે, તેટલા તો ઓછામાં ઓછા એમની પાસે અવશ્ય હોવા જોઇએ; નહિ તો બધું વ્યર્થ જશે. તેમની દલીલ છે કે, અંગ્રેજી રાજ્યમાં ખાદ્યપદાર્થોની ભયંકર મોંઘવારી છે અને એ મોંઘવારીનો નાશ કરવો એ તેનું મુખ્ય કર્તવ્ય થશે. તેને માટે ખાદ્યપદાર્થોને પરદેશ જતા અટકાવવા, તેના સટ્ટાનો વેપાર બંધ કરવો અને તેની પેદાશ વધારવી વગેરે કાર્યોમાં અતિશય રૂપિયા ખર્ચવાની જરૂર પડશે. એ પણ સંભવિત છે કે પોતાનો ભાવ ચલાવવા માટે તેને પોતાની દુકાનો ખોલાવવી પડે.

બીજી વાત શિલ્પ અને વસ્ત્રોની છે કે જેના વિના ભારત હવે તો એક દિવસ પણ જીવી શકે એમ નથી. તેને પુનર્જીવિત કરવા માટે તેમજ તેની આવશ્યકતાઓ પૂરી પાડવા માટે શાસકમંડળને અઢળક ધન જોઇએ.

ત્રીજી વાત ખેડૂતોના ઉદ્ધારની છે. હાલ ખેડૂતોનું દેવું કેટલાય કરોડ રૂપિયા છે જે તરતજ ચૂકવી દેવું જોઇએ; કેમકે તે તેમને માટે ભયંકર અને ઘાતક ઝેર સમાન છે.

તે પછી શિક્ષણની વાત છે, કે જેને માટે ગોખલેએ જન્મપર્યંત અંગ્રેજ સરકાર પાસે ભિક્ષા માગી, પણ તે ન મળી. એ પણ કરોડોના ખર્ચની વાત છે.

પછી સ્ત્રીઓની સ્થિતિ અને નવીન ઉદ્યોગ—ધંધાની યોજના-

નો પ્રશ્ન રહે છે કે જેના વિના દેશના લુચ્ચા–લફંગા, બેફિકરા, કોઈપણ રીતે ધંધામાં જોડાઈ શકતા નથી.

એ બધાંની પછી શાસનની વ્યવસ્થા છે. અદાલતો બનાવવી, ન્યાય કરવો, શાંતિ સ્થાપન કરવી વગેરે, વગેરે. હવે વાચકો અનુમાન કરે કે, કેટલા રૂપિયા જોઇએ અને તે મળ્યા સિવાય તમામ મરવું ખપવું ફોગટ છે.

આ સ્વરાજ્યસિદ્ધિનો પ્રશ્ન છે, નાનાં છોકરાંની રમત નથી. ચાર આનાની ગાંધી ટોપી પહેરી લેવાથી દેશનો ઉદ્ધાર નહિ થાય. જે પ્રશ્ન જેટલો મહત્વનો હોય, તેને તેજ દૃષ્ટિએ જોવો અને તેની બરાબર વ્યવસ્થા કરવી એ આપણી ગંભીર જવાબદારીભર્યું કર્તવ્ય છે. એનું પાલન ન કરવાથી આપણું સર્વસ્વ નાશ પામશે.

હું એમ કહીશ કે, જેમાં પરોપકાર હોય તે ધર્મ છે; તે દેશસેવા એ સૌથી મોટો પરોપકાર છે. મનુષ્ય પોતાની ગરીબાઇની પરવા ન કરતાં કમર કસી રહ્યા છે, ત્યારે ધર્મનો પૈસો તો ખરું જોતાં તેનીજ સંપત્તિ છે. એ તેને પાઇએ પાઈ મળવીજ જોઇએ.

મોટાં મોટાં મંદીરોમાં લાખો કરોડોની સંપત્તિ અને આવક છે. મોટી મોટી દરગાહોના મહન્તો રાજાઓની માફક રહે છે. હું એમ પૂછવાનું સાહસ કરું છું કે, ધર્મની કમાણીના સ્વાધીન માલિક બનવાનો એ લોકો શો અધિકાર ધરાવે છે? એ દેવતાઓના સેવક તો રાગદ્વેષ વિનાના પુરુષો હોવા જોઇએ; પરંતુ અતુલ સંપત્તિના ધણી હોવાને લીધે તેમનામાં મોટે ભાગે ભયંકર દોષો ઉત્પન્ન થઈ ગયા હોય છે. જેનું વર્ણન કરવા હું નથી માગતો. હું માત્ર એટલુંજ કહીશ કે, તેની સમગ્ર સંપત્તિ અને આવક આ વખતે દેશને અર્પણ થવી જોઇએ. એ લોકો માત્ર દેવતાઓના

ભોગનું ઉચ્છિષ્ટ ખાવાનોજ અધિકાર ધરાવે છે.

મંદિરો અને દરગાહોમાં જઇને તેમાં લોકોની ભક્તિ, અંધ-વિશ્વાસ, પ્રેમ અને ત્યાગ જોઉં છું, તો મારી છાતી ફાટી જાય છે. હું એજ વિચારી રહ્યો છું કે, જો આ મહંતો કદી અમારા હાથ-માં આવી જાય, ગાંધીના હૃદયના લોહીનું એક ટીપું પણ જો એમ-નાં હૃદયમાં દાખલ થઇ જાય, તો તેજ દિવસે ફતેહ છે. અબજો રૂપિયાના ઢગલાની સાથે સાથે ત્રીસ કરોડ હૃદય એક ક્ષણભરમાં મન, વચન અને કર્મથી દેશના ચરણોમાં ઝૂકી પડે. પણ હું જોઇ રહ્યો છું કે, મોટે ભાગે એ લોકો વિલાસી, મૂર્ખ, અનાચારી, પા-ખંડી અને સ્વાર્થી હોય છે; પણ દરેક મનુષ્યનો ધર્મ છે કે, તેમ-ના કબજામાં ગયેલી સંપત્તિ કે જે ખરી રીતે ધર્મની સંપત્તિ છે, તેને ધર્મના ઉપયોગમાં લેવી જોઇએ અને તે ધર્મ છે દેશસેવા.

આની સાથે હું પાપ–કમાણીને પણ જોડું છું. હું ઠગ, ચોર, સટ્ટાબાજ, વ્યાજખોર અને વેશ્યાઓની વાત કહું છું. એ ભાઈ–બહેનોએ એ અધર્મોપાર્જિત ધનની પાઇએ પાઈ દેશને ચ-રણે અર્પણ કરી, પશ્ચાત્તાપ કરીને પોતાના આત્માનો બોજો આ મનુષ્યાવતારમાંજ ઉતારી દેવો જોઇએ.

સંસાર ક્ષણભંગુર છે અને મનુષ્ય અનાચારથી કદી સુખી થયો નથી. પરોપકારને માટે શરીરનાં આંતરડાં કપાવવામાં જે મજા આવે છે, તે મજા સ્વાર્થને માટે કોઈ પણ ભોગ ભોગવવામાં આવતી નથી.

વીર રાણા પ્રતાપના મંત્રી વૈશ્ય ભામાશાહે આવીજ આપત્તિ-ને વખતે પોતાની સઘળી સંપત્તિ પ્રતાપના ચરણોમાં ધરી દીધી હતી અને તેનાથીજ મેવાડનો ઉદ્ધાર થયો. આજે નથી તો તે પ્રતાપ રહ્યો, નથી તો તે ભામાશાહ રહ્યો કે નથી તો તે સંપત્તિ રહી; પરંતુ તેનું નામ અમર રહ્યું છે!

મહાપ્રભુ બુદ્ધ ભગવાનના જીવનમાં એક પવિત્ર પણ તેજોમય ઘટનાનું વર્ણન છે કે, ગૌતમ, ગંગાને ઉત્તર કિનારે બળવાન લચ્છવી લોકોની રાજધાની વૈશાલીમાં આવ્યા અને અંબપાલી નામની એક વેશ્યાના આંબાવાડિયામાં ઊતર્યા હતા. જ્યારે તે વેશ્યાને માલૂમ પડ્યું, ત્યારે તે તેમની સેવામાં હાજર થઇ અને તેમને જમવાનું નિમંત્રણ આપ્યું. ગૌતમે તેનું નિમંત્રણ સ્વીકારી લીધું.

પછી વૈશાલીના લચ્છવી લોકોએ સાંભળ્યું કે, બુદ્ધ વૈશાલીમાં આવ્યા છે અને અંબપાલીની વાડીમાં ઊતર્યા છે, ત્યારે તે લોકોએ ઘણી સુંદર ગાડીઓ તૈયાર કરાવી અને તેના પર બેસીને તે લોકો ત્યાં ગયા. તેમાં કેટલાક લોકોએ કાળા રંગનાં અને કેટલાકોએ સફેદ વસ્ત્રો પહેર્યાં હતાં. કેટલાક લોકો લાલ હતા અને તેમણે લાલ રંગનાં વસ્ત્રાભૂષણ પહેર્યાં હતાં. અને અંબપાલી, યુવાન લચ્છવીઓની બરાબર–તેમનાં પૈડાં જેવાં પોતાનાં પૈડાં, તેમની ધૂંસરી બરાબર પોતાની ધૂંસરી અને તેમનાં જોતરાં બરાબર પોતાનાં જોતરાંવાળા રથને હાંકી રહી હતી. લચ્છવી લોકોએ અંબપાલી વેશ્યાને પૂછ્યું કે, “અંબપાલી! તું અમારી બરાબર રથ હાંકી રહી છે, તેનું કારણ શું?”

તેણે ઉત્તર આપ્યો: “મારા પ્રભુ! મેં બુદ્ધ અને તેમના સાથીઓને કાલે ભોજનને માટે આમંત્રણ આપ્યું છે.”

તે લોકોએ કહ્યું: “હે અંબપાલી! અમારી પાસેથી એક લાખ રૂપિયા લઈ લે અને એ ભોજન અમને કરાવી દે.”

વેશ્યાએ કહ્યું: “મારા પ્રભુ! જો આપ મને બધી વૈશાલી તથા તેના તાબાનાં રાજ્ય આપી દો, તોપણ હું આવી કીર્તિનું જમણવાર નહિ વેચું.” આ સાંભળી ‘અમને આ અંબપાલી હરાવી ગઇ, એ અમારાથી આગળ વધી ગઇ.’ એવું કહી લચ્છવી

લોકોએ હાથ ધસ્યા અને તેઓ વાડી સુધી ગયા.

ત્યાં તે લોકોએ ગૌતમને જોયા અને કાલને માટે નિમંત્રણ આપ્યું; પરંતુ બુદ્ધે ઉત્તર આપ્યો કે, "હે લચ્છવીઓ! મેં કાલને માટે અંબપાલીનું ભોજન સ્વીકારી લીધું છે." અંબપાલીએ તેમને અને તેમના સાથીઓને મીઠો ભાત, રોટલી વગેરે ખવડાવ્યું અને તેમની સેવામાં હાજર રહી. એટલે સુધી કે, ભગવાને કહ્યું: "બસ, હવે ખાઇ શકાતું નથી." પછી તેને શિક્ષણ અને ઉપદેશ આપ્યો. અંબપાલીએ કહ્યું: "હે પ્રભુ! હું આ મહેલ અને સંપત્તિ ભિક્ષુઓ માટે આપી દઉં છું કે જેના નાયક બુદ્ધ છે." અને તે દાનનો સ્વીકાર કરવામાં આવ્યો.

આ પવિત્ર વાર્તા મેં જયારે જયારે વાંચી છે, ત્યારે ત્યારે તરતજ હું રડી પડયો છું. બિચારી અભાગિણી અબળાઓને જન્મથી લાચાર બનાવીને પુરુષ–પશુઓની લોલુપ લાલસાઓને તૃપ્ત કરવાને માટે પતનને રસ્તે ધકેલી દેવામાં આવે છે અને તે સમાજમાં સૌથી વધારે ઘૃણાની વસ્તુ બને છે. મહાપ્રભુ બુદ્ધના આ આચારથી વધારે ધાર્મિક ઉદાહરણ બીજું કયું આપું? જેમનો દુર્ભાગ્યવશાત્ વેશ્યાઓ સાથે સંબંધ છે, તે ભાઈઓને હું માત્ર વિનતિ કરું છું કે, તેઓ પોતાનાથી બનતા પ્રયત્ને તેમને અંબપાલીનું અનુકરણ કરવાને તૈયાર કરે. એથી આજ સુધીનાં સઘળાં પાપોનું ઉત્તમ પ્રાયશ્ચિત્ત થઈ જશે.

અંતમાં હું સાફ સાફ એમ કહી દઉં છું કે, આ અધ્યાયમાં દાનને માટે જેમને વિનતિ કરવામાં આવી છે, તેઓ પોતાના સર્વસ્વ સિવાય પોતાની કમાણીનો કંઈક ભાગ આપે અને પોતાની પાપ કમાણી ચાલુ રાખે અથવા ધર્માદાવાળા સર્વસ્વ આપે નહિ, તો એ દાનના દેનાર અને લેનાર બન્ને પાપી છે.

## સાતમો ઉપાય-સ્ત્રીઓનો ઉત્સર્ગ

શાસ્ત્રોમાં લખ્યું છે કે, કોઇ પણ મહાયજ્ઞ સ્ત્રી વિના સંપૂર્ણ થતો નથી. બ્રાહ્મણગ્રંથોને જોવાથી એ સાબિત થાય છે કે, જેટલા મહાયજ્ઞ થતા હતા, તે કોઇ વ્યક્તિગત સ્વાર્થની ઇચ્છાથી નહોતા થતા. વર્તમાન અસહુયોગ મહાયજ્ઞ પણ સ્ત્રીઓની મદદ વિના પૂર્ણ થઇ શકતો નથી.

ભારતની સ્ત્રીઓ ઉત્સર્ગના નામ પર સંસારમાં હમેશાં અગ્રેસર રહી છે. હસતાં હસતાં વિશ્વધ્વંસિની જ્વાળાને આલિંગવાથી વધારે ઉત્તમ કોઈ પણ ઉત્સર્ગ જોવામાં આવ્યો નથી. જ્યારે રજપુતાનાની પ્રતિષ્ઠાનો પ્રશ્ન ખડો થયો હતો અને રજપૂત બચ્ચાઓને પોતાની તલવારનું પાણી દેખાડવાનો સમય આવ્યો હતો, ત્યારે સ્ત્રીઓએ માત્ર પતિપુત્રોને સહર્ષ વિદાય કર્યા હતા એટલુંજ નહિ પણ તેમણે પોતે તેજ યશસ્વી તલવાર લઇને વીર નરોનું અનુકરણ પણ કર્યું હતું. શું ભારતમાંથી સ્ત્રીઓનું એ ગૌરવ નાશ પામી ગયું છે? અમે એવું નથી ધારતા. ઈશ્વર એવું ન કરે.

એ હું માનું છું કે, વીરતાને ફાંસી મળી ગઇ અને તલવારની ધારને કાટ લાગી ગયો. તેની સાથે સ્ત્રીઓને પણ વિલાસની સામગ્રી, પગની જૂતી, મૂલ્યવાન દાસી, વ્યભિચારનું કેન્દ્ર અને બાળકો (સંતાન નહિ) બનાવવાનું મશીન બનાવી દેવામાં આવી છે; અને એ પણ સત્ય છે કે, બાળલગ્ન, વૈધવ્ય, અશિક્ષણ, આદર્શહીન જીવન અને પરાધીનતાએ તેની ઓલાદનો નાશ કરી દીધો છે; પણ હું એમ નથી માનતો કે તેમનાં હૃદયનું તેજ, મનનું સાહસ અને આત્માની સ્વચ્છતા પણ આટલાં જલદી નષ્ટ થઇ ગયાં હોય ! એટલા માટે હું એવી આશા રાખું છું કે, સ્ત્રીઓએ વીરતા તથા ધૈર્યપૂર્વક આ મહાયજ્ઞમાં ભાગ લેવો જોઇએ અને આ વિશાળ

અશ્વમેધનો જે સૌથી પહેલો ઘોડો (સ્વદેશીની હિલચાલનો) છૂટો મૂકવામાં આવ્યો છે અને જેની પાછળ રેંટિયાનું ચક્ર રક્ષણ કરવા માટે નક્કી કરવામાં આવ્યું છે, તેમાં તેઓ સંપૂર્ણ મદદ કરે અને પુણ્ય તથા અખંડ નામના મેળવે.

કોઈ સભ્ય માણસ બૅરિસ્ટર થવા માટે વિલાયત ગયો હતો. ત્યાં તેની રહેણીકરણી, વાતચીત–વહેવાર બધું અંગ્રેજી હતું; એટલે સુધી કે, પોતાનાં પિતા, મિત્ર વગેરેને પત્ર પણ તે અંગ્રેજીમાંજ લખતો હતો; પરંતુ એક એવી શક્તિ હતી કે, જે તેને વારંવાર પોતાની જાતીયતાની પિછાન કરાવતી હતી, તે તેની સ્ત્રી હતી કે જેને પવિત્ર હિન્દીમાંજ પત્ર લખવો પડતો હતો.

સ્ત્રીઓમાં એટલું બળ અને યોગ્યતા છે કે, કોઇ પણ પુરુષ તેમની સામે નમી પડશે. વિલાયતમાં બેઠેલા સાહેબને, જે સ્ત્રી હિંદી લખવાની ફરજ પાડી શકે છે, તેણે મૂર્ખ હોવા છતાં પણ હિંદી સાહિત્ય પર શું કંઇ ઉપકાર કર્યો નથી?

મને એ જોઇને ખેદ થાય છે કે, પુરુષોએ જાડાં કપડાં પહેરવાં શરૂ કરી દીધાં છે. રંગબેરંગી મેલખાઉ વસ્ત્રોની જગાએ તેમનાં શરીર ઉપર ઉજ્જવળ યશની જેમ સ્વચ્છ અને જાડાં વસ્ત્રો શોભા આપે છે, પણ તેમની સ્ત્રીઓ તો અપવિત્ર વિદેશી વસ્ત્રોજ પહેરી રહી છે. પુરુષો વધારેમાં વધારે સારો પોશાક ૧૦૦) રૂપિયામાં તૈયાર કરાવી શકે છે; પરંતુ સ્ત્રીઓના એક એક પોશાકમાં હજારો રૂપિયા ખર્ચ થાય છે. આવી સ્થિતિમાં સ્ત્રીઓ જો સારી પેઠે વિદેશી વસ્ત્રો ખરીદતી રહેશે, તો પુરુષોએ જાડાં કપડાં પહેરવાં ફોગટ જશે.

તે ગંદાં અને અગવડ ભરેલાં લાગશે એનો હું સ્વીકાર કરું છું; પરંતુ અહીં એક તો આદર્શનો પ્રશ્ન છે. જો મોટાં ઘરોની વહુ–દીકરીઓ સ્વચ્છ જાડાં કપડાં પહેરશે, તો તેમને આદર્શ માનીને સેંકડો સામાન્ય કુટુંબની સ્ત્રીઓ પણ તેવાંજ વસ્ત્રો પહેરશે. શું

તેનું પુણ્ય તેમને નહિ મળે ?

બીજું, જ્યાંસુધી વિદેશી માલનું વેચાણ એકદમ બંધ નહિ થાય, ત્યાંસુધી યુરોપનો ગર્વરૂપી રાક્ષસ કદી નરમ નહિ પડે.

હું એવી શ્રીમંત સ્ત્રીઓને ઓળખું છું કે, જેમણે વીરતાપૂર્વક પોતાના હીરાના દાગીના અને બહુ કીમતી વસ્ત્રોનો નાશ કરી નાખ્યો છે અને તેઓ જાડાં વસ્ત્ર પહેરે છે.

આ એક બહુજ સાધારણ વાત છે અને તેનું દરેક સ્ત્રી સરળતાથી પાલન કરી શકે છે; પરંતુ એથી વધારે કાર્ય તેમને કરવાનું છે અને તેને માટે હું વિનયપૂર્વક તેમને પ્રાર્થના કરીશ. હું એમ ઇચ્છું છું કે, જેમના પતિ વિદેશી વસ્ત્ર પહેરે, સરકારી પદવી રાખે અથવા બીજું કોઇ એવું કામ કરે, કે જે તેણે અસહયોગની દૃષ્ટિએ ન કરવું જોઇએ; તો દરેક સ્ત્રીનું કર્તવ્ય છે કે, તે જેમ નવી સાડી લાવવા માટે અથવા નાના સરખા દીકરાનો વિવાહ કરવા માટે કરે છે તેમ પોતાના પતિ સાથેજ અસહયોગ કરે. પ્રથમ મૌન–કોપ કરવો; પરંતુ યાદ રાખવું જોઇએ કે એ સૌથી ભારે ઉપદેશ, સૌથી ભારે બળ અને સૌથી ભારે અસ્ત્ર છે. તે પછી ઘરનું સઘળું કામ કરવાનો ઇનકાર કરી દેવો અને જરૂર પડતાં અન્નજળનો પણ ત્યાગ કરવો. પછી પ્રાણ જાય તેની કંઇ પરવા નહિ !

પાછળના કોઇ અધ્યાયમાં હું જોધપુરની તેજસ્વી રાણીનું તથા બીજાં કેટલાંક ઉદાહરણ આપી ચૂકયો છું, જેમાં તેમણે પોતપોતાના પતિઓને અપકીર્તિથી બચાવવા માટે કેવા કેવા તીવ્ર ઉપાયો લીધા હતા.

કોઇ પણ સ્ત્રી પુરુષની ગુલામ નથી કે જે તેની આજ્ઞા, ઇચ્છા તથા અત્યાચારનો ચૂપચાપ સ્વીકાર કરે. જેણે વેદમંત્રોને સાક્ષી રાખીને પવિત્ર વૈવાહિક બંધન સ્વીકાર્યું છે, એવી કોઇ પણ ધર્મપત્ની પોતાના પતિની વેશ્યા નથી, કે જે રાતદિવસ શૃંગાર સજી-

ને તેના ભોગવિલાસનું સાધન થઇ રહે.

દરેક સ્ત્રી ગૃહિણી છે, ઘરની ધણિયાણી છે. જે પુરુષે વેદ અને ઇશ્વરને સાક્ષી રાખીને તેનો હાથ પકડ્યો છે–તેને અર્ધાંગના બનાવી છે–તે તેના સર્વસ્વમાં સમાન અધિકારિણી છે. જે સ્ત્રીઓ ચુપચાપ પતિના અત્યાચાર અને તિરસ્કાર સહન કરે છે, તેઓ અવશ્ય નિંદાને પાત્ર છે. ભૂલ કસાઇઓની નથી, ભૂલ તો ગાયોની છે કે, તેમણે પોતાને માથે લાંબાં લાંબાં શિંગડાં હોવા છતાં પણ પોતાની ગરદન છરી આગળ ઝુકાવી દીધી. કોઇ એવો કસાઇ પેદા થયો નથી કે, જેણે સિંહનો શિકાર કર્યો હોય; કારણ કે તે વીરતાપૂર્વક ગરદન ઊંચી કરી બચાવ માટે તૈયાર રહે છે. ગાય અને બકરીઓએ ગરદન નમાવી નમાવીને કસાઇઓ પેદા કર્યા છે. પણ પુરુષોનો અત્યાચાર સહન કરવો, એ ધર્મ માનીને સ્ત્રીઓએ પોતાના સર્વસ્વનો નાશ કર્યો છે. જો કે સત્યાગ્રહ અને અસહયોગ એમ કહે છે કે અત્યાચાર સહન કરવો જોઇએ; પરંતુ તેમાં વિચારવાની વાત એ છે કે,એ અત્યાચાર અન્યાય છે અને તે કરવો જોઇતો નહોતો, એમ સમજવું જોઇએ. આવી સ્થિતિ સ્ત્રીઓની નથી. તેઓ અત્યાચાર સહન કરે છે. પોતે મોઢું બંધ કરીને ચૂપ રહે છે અને એમ સમજે છે કે, અમારે એમજ રહેવું જોઇએ.

સ્ત્રીઓ પોતાના ઉપર કરવામાં આવેલા અત્યાચારોને અનીતિ નહિ માનતાં નીતિ માનીને સહન કરે છે; જે નિંદનીય છે અને તેથીજ પુરુષો સ્ત્રીઓ પર અત્યાચાર કરવાનું સાહસ કરે છે.

પરંતુ એ નિશ્ચિત છે કે, અત્યાચારને અનીતિ માનીને અને અત્યાચારીને વારંવાર તેની ચેતવણી આપીને જો અત્યાચાર સહેવામાં આવશે, તો તે અત્યાચારનો નાશ કરશે. હું એવાજ યુદ્ધ યા અસહયોગને માટે દરેક બહેનને આગ્રહ કરું છું.



# अध्याय १३ मो सफळतानुं रहस्य

સાધારણ દૃષ્ટિ અને બુદ્ધિવાળો પુરુષ આપણા આ અદ્ભુત યુદ્ધની સફળતા ઉપર વિશ્વાસ મૂકી શકતો નથી; પરંતુ આપણે જરૂર સફળતા પ્રાપ્ત કરી શકીશું, એવો અમને વિશ્વાસ છે. આ સફળતામાં એક રહસ્ય છે–એક ગુરુમંત્ર છે અથવા એમ કહેવું જોઇએ કે, એક કૂંચી છે કે જેના સિવાય વિજય અસંભવિત છે. આ અધ્યાયમાં અમે એજ કૂંચીનો ઉલ્લેખ કરીશું કે જે બહુ ધ્યાનથી સમજવાની વસ્તુ છે.

આપણું યુદ્ધ સરકાર સાથે છે. દરેક સાચા યોદ્ધાએ એ વાતનો વિચાર કરી લેવો જરૂરનો છે કે, પોતાનું અને શત્રુનું બળાબળ કેટલું છે. આ એક નીતિની મર્યાદા છે. શત્રુના બળાબળને જોવાને માટે–તેની કેટલી સેના છે, કેટલી યુદ્ધસામગ્રી છે, કેટલી યોજના અને તૈયારીઓ છે, એ સર્વ જાણવા માટે નીતિજ્ઞ લોકો ગુપ્તદૂત રાખવાની સુધ્ધાં આજ્ઞા આપે છે; પરંતુ આપણે જે શક્તિ સાથે લડી રહ્યા છીએ, તેનું બળ આપણા ઉપર ખુલ્લું છે. આપણે તેને માટે ગુપ્ત ગોઠવણની જરૂર નથી. આપણે માત્ર આપણા બળથી શત્રુના બળનો મુકાબલો કરવો જોઇએ. આપણે એ જોવાનું છે કે, શત્રુની કઇ ચાલ અને ચોટ આપણને પાડી શકે છે અને આપણે તેનું શું નિરાકરણ કરી શકીએ તેમ છીએ અને આપણે શત્રુને કઈ રીતે હરાવી શકીએ તેમ છીએ. હવે બળા-

બળનો વિચાર એવો છે કે, આપણે આ રીતે હુમલો કરી શકીએ તેમ છીએઃ-

૧. તેના શિક્ષણનો ત્યાગ કરીએ.
૨. તેની ધારાસભા અને માનચાંદનો ત્યાગ કરીએ.
૩. તેને કર ન આપીએ.
૪. તેના અન્યાય–મૂલક કાયદાઓ ન માનીએ.
૫. જે વેપારોમાં તેનો સ્વાર્થ હોય તેનો નાશ કરીએ.
૬. તેના ન્યાયનો ત્યાગ કરીએ.
૭. પંચાયતો સ્થાપીએ.
૮. સ્વદેશી વસ્તુઓ ધારણ કરીએ.
૯. આપણાં જીવનને એવાં બનાવીએ કે, સરકારની મદદની જરૂર ન પડે.

સરકાર પાસે આટલાં શસ્ત્ર છેઃ—

૧. જેલ,
૨. રાજનૈતિક છળપૂર્ણ કાયદો, અને
૩. તલવાર.

હવે એમાં એક વાત વિચારવાની છે કે, સરકાર કોઇ જાહેર સ્વેચ્છાચાર કરનારી સંસ્થા નથી. પોતાનાં શસ્ત્રો હાથમાં હોવા છતાં પણ નિયમ વિના તેનો પ્રયોગ કરી શકતી નથી. એજ આપણે માટે સફળતાનું રહસ્ય છે અને એથીજ આપણે આખરે જીતીશું પણ ખરા. ૧, ૨, ૭, ૮ અને ૯ નંબરનાં આપણાં કાર્ય એવાં છે કે, સરકાર આપણી આ ચોટોને પોતાનાં ત્રણેમાંના કોઇ પણ શસ્ત્રથી બંધ કરી શકે તેમ નથી. ૫મો અને ૬ઠ્ઠો પ્રકાર એવો છે કે, તેને માટે કંઈ છળપૂર્ણ કાયદો કાઢીને રૂપાંતરથી કોઇ શસ્ત્રનો (જેલ વગેરે) ઉપયોગ કરવામાં આવી શકે છે; પણ બહુજ સાધારણ અને જો સમજુતીથી પોતાનું કામ કાઢી લેવાય,

તો સરકાર તેને કદી રોકી શકતી નથી. હવે રહ્યું ૩જું અને ૪-થું કામ, એ જોખમપૂર્ણ છે. પણ જો પૂર્ણ સાવધાનીથી આપણે આપણું કામ કરીએ, તો સરકાર તેના પર માત્ર પહેલાંનાં બે શસ્ત્રજ ચલાવી શકે છે; ત્રીજું શસ્ત્ર હરગીજ ચલાવી શકતી નથી. અહીં એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, પહેલાંનાં બન્ને શસ્ત્રો બહુજ સાધારણ અને હલકાં છે અને તેના પ્રત્યે આપણો માત્ર ભય છે એટલુંજ. એ ખરું જોતાં તો ડરાવવાનાં રમકડાં છે. ઉપરનો ૩જો અને ૪થો મોર્ચો જમાવતાંજ જે બે શસ્ત્રો આપણા ઉપર પડશે, તેને માટે પણ હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે, તેનાથી આપણને એક રતીભર પણ નુકસાન નહિ થાય અને સરકાર તરતજ સમજી લેશે કે એ શસ્ત્ર બહુજ તુચ્છ અને ફોગટ છે.

પરંતુ ત્રીજું શસ્ત્ર ભયંકર છે. જો સરકાર તેનો ઉપયોગ કરી શકે, તો તેનું પરિણામ ખેદજનક આવશે અને તે એટલે સુધી કે, આપણો નાશ પણ થઇ જાય. પરંતુ સૌથી મુખ્ય વાત અમે ઉપર કહી ગયા છીએ કે, સરકાર સ્વેચ્છાપૂર્વક એ હથિયારોનો કદી ઉપયોગ કરી શકે તેમ નથી—એમ કરવાનો તેને અધિકાર નથી; કેમકે તે એક નિયામક અને નિયંત્રિત સંસ્થા છે. ખાસ કરીને છેવટે જણાવેલા શસ્ત્રનો પ્રયોગ કરવા માટે તો તે પૂરેપૂરી જવાબદાર છે. સરકાર એ શસ્ત્રનો કંઇ પણ બહાના સિવાય ઉપયોગ કરી શકે તેમ નથી અને એજ આપણા વિજયનો ગુરુમંત્ર છે. જો આપણે તેને એવું બહાનું મળવાનો અવસર ન આપીએ, તો સરકાર તલવાર કાઢી શકે તેમજ નથી અને ત્યારેજ આપણી જીત છે.

આ વાત હું ઉદાહરણોથી સમજાવીશ. ધારી લો કે, આપે સરકારી કર આપવાનો ઇનકાર કર્યો. હવે સરકાર શું કરશે? નિયમ પ્રમાણે તે કાં તો આપને જેલમાં મોકલે અથવા તો આપનો

માલ જપ્ત કરી લે; એથી વધારે કંઇ કરી શકે તેમ નથી. તેની પાસે એક કરોડ તોપો હોય, કે એક લાખ હવાઇ વિમાનો હોય, પણ તે આ કામ માટે આથી વધારે શિક્ષા કરી શકશેજ નહિ. આ શિક્ષાનો આપ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કરો. વિના હરકતે જેલમાં જાઓ અને હસતાં હસતાં આપનો માલ હરાજ થઇ જવા દો. એજ રીતે આપના પાડોશી અને ગામના બધા માણસો કરે. બલકે આખા દેશના લોકો તે પ્રમાણે કરે. એથી એવી મજા આવશે કે, સરકારનું હથિયાર આપોઆપ ભાંગીને ટુકડે ટુકડા થઇ જશે.

કેવી રીતે? તે પણ સાંભળો. જેલ મોકલવાનો અર્થ શો છે? એજ ને કે આપને આપનાં કુટુંબીઓથી જુદા પાડવામાં આવે-આપની સ્વચ્છંદતા છીનવી લેવામાં આવે અને સમાજથી જુદા પાડવામાં આવે; પરંતુ એમ તો જ્યારે આપ એકલાજ જેલમાં જાઓ અર્થાત્ જેલ જવા યોગ્ય કાર્ય કરો ત્યારેજ બની શકે; પણ જો બધાય એમ કરે તો બધાય જેલમાં જાય અને ત્યાંજ ઘર બની જાય. સરકારનું એટલું ગજું નથી કે, તે બધાને રહેવાનાં પાકાં ઘર અને ભોજન આપે; તેમજ સરકાર એટલી મૂર્ખ પણ નથી કે, તે બેશુમાર મહેમાનોને ઘેર બોલાવીને વરઘોડો ચડાવે! પરિણામે તે આપણને જેલમાં મોકલી શકેજ નહિ. એજ હાલ જપ્તીના થશે. એકમાત્ર આપનાજ માલની હરાજી થશે, તો તો પાસેના પાડોશીઓ ખરીદશે, પણ જ્યારે બધાનો માલ હરાજ થવા લાગશે, ત્યારે ખરીદશે કોણ? અને જ્યારે કોઈ નહિ હોય, ત્યારે સરકાર શું તમારા ખાટલા, રજાઇ, બિછાનાં, માલમિલકત, ઘંટી બધું લઇ જઇને પોતાની કચેરીમાં રાખશે? એ પણ અસંભવિત છે. સરકાર વાણીના જોરથીજ પડશે–તેની હાર થશે. તે કોઈ પણ રીતે તેનાં એ હથિયારોથી આપણને દબાવી શકશે નહિ.

ઉદાહરણને માટે ખેડા જીલ્લાનો મામલો લો. ખેડૂતોએ મહે-

સૂલ આપવાનો ઇનકાર કરી દીધો. સરકારને મહાત્મા ગાંધીજીએ બહુ સમજાવી, પણ સરકાર માનમાં રહી! જપ્તીઓ શરુ થઇ. ખૂબ રંગ જામ્યો. લોકો જપ્તી કરનારને બોલાવી બોલાવીને લઇ ગયા કે, ભાઇ! જરા મહેરબાની કરીને પહેલો મારો માલ જપ્ત કરી લો કે જેથી હું ધંધે લાગી જાઉં. બિચારા જપ્તીવાળાનો બોલતાં બોલતાં ઘાંટો બેસી ગયો, પણ કોઇ ખરીદનાર ન મળે. અંતે ગરીબ ખેડૂતોનો વિજય થયો અને મહેસૂલ છોડી દેવામાં આવ્યું.

પરંતુ આ કાર્ય બુદ્ધિ વડે શાંતિપૂર્વક કરવામાં ન આવે અને સરકારને તલવાર કાઢવાનું બહાનું મળી જાય, તો આપણે હારી જઇએ. ધારો કે, આપે ચુપચાપ આપનો માલ જપ્ત ન કરવા દીધો, જપ્તી કરનાર સાથે લડી બેઠા, સિપાઇને મારી બેઠા અને ફોજદારી થઈ. બસ, આટલું બહાનું બહુ છે. એને વિદ્રોહ કહીને તમને બરાબર ગોળીએ મારવામાં આવશે.

કર્તવ્ય એ છે કે, શાંતિ અને નિયમમાં રહી કામ કરવામાં આવે, તો સરકાર છેવટ સુધી તલવાર કાઢી શકે એમ નથી. અંગ્રેજો (સમુદ્રની) લહેરો ઉપર રાજ્ય કરે છે, એ વાત જગજાહેર છે; અંગ્રેજો સમુદ્રના રાજા છે એ વાત સાચી છે. સંસારની કોઇ પણ જાતિ પાસે અંગ્રેજોના જેટલું દરિયાઇ બળ નથી. પણ વાહરે વીર કૈસર! તેં પગે પડવા લાયક કામ કર્યું. લડાઇના અંત સુધી એવી રમત રમ્યો કે, અંગ્રેજોનું દરિયાઇ બળ પડ્યું પડ્યું નકામું બની ગયું અને તેને તેનો પ્રયોગ કરવાનો વખત પણ ન આવ્યો. આપણે પણ થોડી સાવધાની, શાંતિ અને વિચારપૂર્વક આપણું યુદ્ધ કરીશું, તો જરૂર સરકારની તલવાર નકામી થઇ પડશે. જે લોક તલવારથી ડરે છે, તેઓ અણુસમજુ છે. આપણે આપણાં બાળકોને સરકારી શાળાઓમાં ન ભણાવીએ. શું એજ શાળામાં મોકલવાનો ઇજારો રાખ્યો છે? કોઈ એવો કાયદો નથી કે, સરકારી નિશાળોમાં

બાળકોને ન ભણાવનારને સજા થાય. આપણે કાઉન્સિલની ઉમેદવારી છોડી દઈએ, ઇલ્કાબો ન સ્વીકારીએ. એ કાંઇ ગુનો નથી. સરકારી માલનો વેપાર ન કરીએ, ટપાલ, તાર અને રેલવેમાં નોકરી પણ ન કરીએ કે તેનો ઉપયોગ પણ ન કરીએ; અદાલતમાં ન જઈએ અને ઘરમેળે ફેંસલો કરી દઈએ અને છતાં કોઇ ખેંચી જાય તો આપણો બચાવ ન કરીએ. જેલમાં મોકલી દે. બસ, વાત તો એજ છે ને ? જોઇએ તો ખરા કે, જેલમાં કેટલી જગા છે? સ્વદેશી વસ્તુ લેવી, એ કંઇ કાયદેસર ગુનો નથી. કર ન આપવાથી અને કાયદો નહિ માનવાથી ફાંસી આપી શકાતી નથી. જેલ અને જપ્તી તો લાકડાની તલવાર છે. સરકારની હિંમત હોય તો તેના વડે લડે.

આજ સફળતાનું રહસ્ય છે, જેને સારી પેઠે હૃદયંગમ કરી લેવું જોઇએ.

## ૧–નિષ્ફળતાનું ભયંકર પરિણામ

દરેક ભારતીય બાળકે એ સમજી લેવું જોઇએ કે, જો અસહયોગની હિલચાલ નિષ્ફળ ગઈ, તો ભારતની ખેર નથી. ભારતનું ઊંચું થતું મસ્તક ભૂંડી રીતે કચરી નાખવામાં આવશે અને ભારતનો દરેક આત્મા–પછી ગમે તો તે અસહયોગનો ભક્ત હોય કે વિરોધી હોય–જરૂર આપત્તિમાં આવી પડશે !

એ વાત તો ભાવીના જેવી અટલ છે કે, ભારત હવે તરતમાંજ સ્વાવલંબી થશે અને કોઈ બીજી જાતિ ભારતની મનસ્વી માલિક બની રહે, એ હવે અસંભવિત છે. સ્વાધીનતાની તરસ જે જાતિને લાગે છે, તે લોહી સુધ્ધાં પીએ છે. ભારતે પોતાની તરસ સત્ત્વગુણી પાણીથી છિપાવી છે અને તેને માટે ભારત મહાત્મા ગાંધીજીનું ઋણી છે. પરંતુ જો કોઇ પણ કારણથી આ સત્ત્વગુણી પાણીનો ઝરો બંધ થઇ ગયો અથવા આપણેજ અવળે માર્ગે

ચડી ગયા,તો યાદ રાખવું જોઇએ કે, ભારતમાં પચાસ વર્ષ સુધી લોહીની નદીઓ વહેશે અને ત્યારે ન્યાય, અન્યાય, કાયદો, નીતિ વગેરે પાતાળમાં ડૂબી જશે. આ કામ આપણે માટે તેમજ આપણા વિરોધીઓ માટે પણ ત્રાસદાયક થશે.

અસફળ થવાનાં બે કારણ હોઈ શકે છે અને એ બંનેમાં આપણેજ જવાબદાર છીએ. એમાંનું એક કારણ તો એ કે, આપણે ધૈર્ય અને નીતિની મર્યાદા છોડી દઇએ, આપણે અહિંસાત્મક માર્ગથી ઊલટા માર્ગે વળીએ–આપણે ઉત્તેજિત થઈ જઇએ અથવા આપણે ખળભળાટ કરી ઊઠીએ. તેનું પરિણામ એ આવશે કે, વિરોધી શક્તિને તલવાર ઉઠાવવાનો પ્રસંગ મળી જશે અને સમસ્ત દેશમાં અમૃતસરના જેવો ભીષણ હત્યાકાંડ થશે.

અંગ્રેજી કાયદાની મર્યાદા આપણે જાણી ચૂકયા છીએ. તેનાથી કંઈ સારી આશા આપણે રાખી શકતા નથી. માર્શલ–લૉનો સ્વેચ્છાચાર જ્યાં નીતિ અને શાસનમાં સામેલ કરવામાં આવ્યો છે, ત્યાં કહેવા–વિચારવાની કંઇ વાતજ રહી નથી અને હું તો એટલે સુધી કહી શકું છું કે, જો ભારત અંગ્રેજોની અને અંગ્રેજી રાજ્યની બરાબર નિંદા કરતું રહેશે, તો ખુલ્લા ખજાના જેવી વાઇસરૉયની કાઉન્સિલોમાં–પાર્લામેંટમાં–માર્શલ–લૉ શરુ કરવાની નીતિપૂર્વક પરવાનગી આપવામાં આવશે.

બીજું કારણ એ હોઈ શકે કે, આપણે આપણા વિરોધી ભાઇઓને આપણા સાથમાં લેવામાં નિષ્ફળ થઇએ. વિરોધી પક્ષમાં અનેક પ્રકારના લોક છે. એક તો એવા છે કે જેઓ અતિશય ક્રોધી છે અને ન્યાય, અન્યાય, આચાર, અનાચાર, ગુપ્ત ષડ્યંત્ર, હત્યા અને સરકારના શત્રુઓ સાથે મળીને સરકારને હરાવવા ઇચ્છે છે. બીજા તેઓ છે કે, જેઓ ખુલ્લી તલવાર લઇને ક્રાંતિ કરવા

ચાહે છે. ત્રીજા તેઓ છે કે, જેઓ નરમ પક્ષના છે, જેમને સરકાર પાસેથી આશા છે અને તેઓ માગીભીખીને પોતાનું કામ કાઢી લેવા ઇચ્છે છે. એમના સિવાય એક ચોથી મંડળી પણ છે, કે જે માત્ર પોતાના સ્વાર્થ અને એશઆરામને લીધે કોઈ પણ હિલચાલને પસંદ કરતી નથી. તેઓ બધી જાતના સ્વેચ્છાચાર પ્રજા ઉપર થવા દેવાની પરવા એટલા માટે નથી કરતા કે, તેઓ અંગ્રેજ સરકારના તાબામાં માન-મરતબાવાળા, સુખી અને નિર્વિઘ્ન છે. આ બધાની પછી દેશી રાજા અને તાલુકદાર લોકો છે. જેમનો સ્વાર્થ બરાબર સરકારના સ્વાર્થોની સમાન છે અને તેઓ સરકારની પડતી સાથે પોતાની પડતીને પ્રત્યક્ષ જોઇને ચળવળનો ઘોર વિરોધ કરે છે.

પહેલું અરાજક દળ બહુ થોડું છે અને તે અપ્રતિષ્ઠિત છે. કોઈ કોઇ વાર તેમનાં બેહૂદાં કામ જાહેર થઇ જવાથીજ તેમના અસ્તિત્વનો પત્તો મળ્યા કરે છે. હું એમ ખાતરી રાખું છું કે, એ લોકો કે જે આવી મંડળીઓમાં સામેલ થાય છે, તેઓ સાચા વીર અને આત્મત્યાગી પુરુષો હોય છે. દેશના પ્રભાવશાળી નેતાઓનું કર્તવ્ય છે કે, તેમને ખાસ કરીને પોતાને આધીન બનાવે, તેમની શક્તિને નિયંત્રિત કરે અને તેમને સાચા તાલિમબદ્ધ સિપાઈની માફક યુદ્ધ કરવાની પદ્ધતિ પર ચાલવાનું શિક્ષણ આપે. મને આશા છે કે, તેમાં સફળતા મળશે અને આ નિંદ્ય અને કલંકપૂર્ણ પ્રયત્નો ભારતમાં નહિ થાય. બીજા લોક તલવારવાલા છે. મને ભય છે કે, આ દળે પોતાના તેજની શક્તિને ઘણી અધીરાઈથી પોતાની છાતીમાં છુપાવી રાખી છે અને જો મહાત્મા ગાંધીજીનો પ્રયત્ન સફળ ન થયો, તો આ દળ વંટોળિયા અને તોફાનની જેમ ખુલ્લો બળવો કરીને દેશની રાજનૈતિક હિલચાલના મુખ્ય નેતા બની જશે. હું તેને સંપૂર્ણ ભયવાળી અને અજ્ઞાનથી ભરેલી પદ્ધતિ સમજું છું. મહાત્મા ગાંધીજીનો અસહયોગ સર્વથા નિષ્ફળ થયા

પછી ભલે દેશનું ભાગ્ય આ દળના હાથમાં જાય. તે વખતે દેશ કપાઈ મરશે, તો મને તેની ચિંતા નથી. આપણે સાચા વીરની જેમ તલવાર ઉઠાવીને તેમની મદદમાં પણ તૈયાર રહેવું જોઇએ; પરંતુ આ વખતે તો મારું કહેવું એવું છે કે, આ પ્રસંગે જો આ પક્ષ અસહયોગના કાર્યક્રમને ધૈર્ય અને શ્રદ્ધા સિવાય જુએ અને તેનું બળ વધારવામાં મદદ ન કરે, તો તે તેમના કામમાં એક બહુ ભારે ઊણપની વાત બનશે અને જો તે આપણી દરકાર રાખ્યા વિના તલવાર લઇને સરકાર સામે ઊભા થઈ જાય, ત્યારે તો તેનો અર્થ એ થશે કે, અસહયોગ સામે પણ તેમણે યુદ્ધ શરૂ કરી દીધું છે; કેમકે તેથી જરૂર અસહયોગનો આપઘાત થશે. અસહયોગને માટે તો પૂર્ણ વીતરાગતા જરૂરી છે.

ત્રીજો પક્ષ નરમ દળના લોકોનો છે કે, જેમને સરકારમાં શ્રદ્ધા છે. ખેદની વાત છે કે એ કર્મઠ ભાઇઓ બરાબર નિષ્ફળ અને અપમાનિત થવા છતાં પણ પોતાની તેજહીનતાનો પરિચય આપી રહ્યા છે. એમનું ગમે તેટલું બળ વધે, તોપણ તેઓ આપણા માર્ગમાં કદી વિઘ્નકર્તા અને ભયંકર થઈ શકતા નથી. પરંતુ તેમની શક્તિ મળવાથી અસહયોગ પક્ષ જરૂર સબળ થશે. એ સુયોગ્ય ભાઇઓને આપણી સાથે લેવા એટલા માટેજ જરૂરના છે અને આપણે સાથે લેવાજ જોઇએ. જો એ લોકો કાઉન્સિલમાં જાય તો આપણે શંકા ન કરીએ કે, તેઓ ભારતના હિતની વિરુદ્ધ વાત કરશે. તેઓ પોતાની પદ્ધતિ પ્રમાણે ભારતના હિતનો બરાબર પ્રયત્ન કરેજ છે. પણ તેમાં હાનિની વાત એક તો એ છે કે, તેમને રાજભક્તિના સોગન ખાવા પડે છે અને કાયદાઓને માન્ય રાખવા પડે છે. અસહયોગીઓ આ સોગનને ત્રુટિઓથી પૂર્ણ સમજે છે. તેઓ રાજાના અત્યાચારી થતાં રાજાનો અને કાયદા અન્યાયમૂલક થતાં કાયદાનો વિરોધ કરવાનો પોતાનો ધર્મ સમજે છે.

આવી સ્થિતિમાં અસહયોગ પોતાના ધર્મનું પાલન કરતાં એવી સ્થિતિમાં આવી જાય કે, કાઉન્સિલ તેનો વિરોધ કરે, કાયદેસર તેને અટકાવવામાં આવે અને તે અટકાયતમાં સઘળા સભાસદોની જવાબદારી હોય!–પછી ગમે તો તેઓ એ વખતે વિરોધપક્ષમાં કેમ ન હોય! આ એક એવી ગુંચવણભરી પરિસ્થિતિને લાવી મૂકનાર વાત બને કે, આગળ જતાં તેનાથી આપણું જાતીય સંગઠન અને વિશ્વાસ નાશ પામે છે.

ચોથો પક્ષ રાયબહાદુરો વગેરેનો છે; તેમાં રાજાઓ પણ સામેલ છે. તેમને હલવાથી પણ વધારે નરમ જે સ્વેચ્છાચારના અધિકાર મળ્યા છે, તેને લીધે તેઓ આ હિલચાલથી ગભરાય છે. એ ધાક–ધમકીથી કામ લેવાના અભ્યાસીઓ મનુષ્યના અધિકારો ઉપર ઉદાર દૃષ્ટિ કેવી રીતે રાખી શકે? પણ એ અસહયોગની વિપત્તિઓ સમાન છે–આપણે તેમને જબરજસ્તીથી સાથે લેવા પડશે. તે મોટા છે, સારી રીતે તળ્યા વિના કામમાં આવતા નથી. અમારે તેમને ગરમ કરવાની વ્યવસ્થા કરવીજ પડશે. એ અસંભવિત છે કે, "જાન આપે ચાર લોક અને માલ ખાય બીબી ભટિયારી." અમે મરીએ, જેલ જઇએ, ફાંસી પામીએ, રાતદિવસ પરસેવો વહાવીએ અને એ સજ્જનો ગાદીતકિયા ઉપર પડયા રહે! એ અસંભવિત છે. પરંતુ એ બહાદુર લોક હરાવ્યા વિના કબજામાં આવે નહિ. તેમને પણ આપણે એજ નીતિથી હરાવવા પડશે કે જેનાથી સરકારને હરાવવા ચાહીએ છીએ.

✓ હવે આ બધાની પાછળ એક બીજો જબરજસ્ત પક્ષ છે, કે જેને મેળવી લેવાથી આપણું યુદ્ધ સફળ થશે. તેઓ સરકારના પગારદાર નોકરો છે. રેલવેના અધિકારી, અદાલતના અધિકારી, પોલીસના અધિકારી, સેનાના માણસો અને બીજાં ખાતાંના લોકોને જ્યાંસુધી અસહયોગમાં પૂરેપૂરા ભેળવી દેવામાં નહિ આવે,

ત્યાંસુધી અસહયોગ કમજોર રહ્યા કરશે. ગાંધીજીનું કહેવું તો એજ છે કે, "અમારી મદદ વિના અંગ્રેજો અમારા ઉપર આવા સ્વેચ્છાચારથી રાજ્ય કરી શકે નહિ." વાત સાચી છે, પંજાબના અત્યાચારને વખતે દેશી પોલીસે, દેશી ફોજે, દેશી ભાઇઓએજ પ્રજા ઉપર ઘૃણાજનક અત્યાચાર કર્યાં હતા ! શું નાના અધિકારીઓ સિવાય કોઈ પણ કચેરી ચાલી શકે છે ? વાસ્તવિક રીતે આપણા સહયોગ વિના અંગ્રેજ એક ક્ષણ પણ આપણા ઉપર સ્વેચ્છાચાર કરી શકે તેમ નથી. સાચા અસહયોગનું સ્વરૂપ ત્યારેજ જામશે કે, જ્યારે દેશનું એક પણ બાળક સરકારના પૈસા સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નહિ રાખે. આપણને સરકારની પ્રજા બનવાની ફરજ પાડવામાં આવી છે, નહિ કે નોકર બનવાની. નોકરીને આપણે ગમે ત્યારે છોડી શકીએ છીએ. એમાં કોઇ કાયદેસરનો ગુનો નથી. નોકરી છોડતાંજ આપણે જોઇ શકીશું કે આપણે સરકારની પ્રજા પણ નથી; કેમકે પ્રજા વિના રાજા સંભવી શકતો નથી.

આ ઉપાયો આપણને સફળ બનાવશે અને આ વિઘ્નો પણ છે, કે જેનાથી આપણે હમેશાં સાવધાન રહીને તે દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ; કે જેથી આ પવિત્ર યુદ્ધમાં આપણને વિજય મળે, આપણું મુખ ઉજ્જવળ થાય, આપણું ગૌરવ રહે અને આપણા વૃદ્ધોના સંમાનનું રક્ષણ થાય.

## ૨–ઉપાય

હું વૈદ્ય છું. ઉપાય કરવો એ મારો ધંધો છે; એટલુંજ નહિ પણ સ્વભાવ છે. હું અસહયોગનાં વિઘ્નોના ઉપાયનો પણ ઉલ્લેખ કરું તો વાચકોએ આશ્ચર્ય ન પામવું જોઇએ. હું કેટલાક એવા ઉપાય લખું છું કે, જો ઈશ્વરની ઇચ્છા હશે તો જે રોગ માટે ઉપાય લખ્યા છે, તે રોગ પર તે બરાબર અસર કરશે.

**૧. અરાજક દળનો ઉપાયઃ**–જો તેઓ સીધી રીતે અસહયોગી ન બને તો માતાપિતા, સંબંધી વગેરેની કંઈ પણ મદદ તેને ન આપવી જોઇએ. તેનાં બાળકોને પણ તેમના તરફ ખસેડી મૂકવાં જોઇએ અને તેમના રક્ષણનો ભાર તેનાં સગાંવહાલાંએ લેવો ન જોઇએ. ભલે તેમને ફાવે તેટલું કષ્ટ કેમ ન હોય? બને તો તેમને પરતંત્ર કરી દેવા જોઇએ. પણ યાદ રાખવું કે, તેમને પોલીસ કે કાયદાને હસ્તક કદી નહિ સોંપવા જોઇએ; કેમકે તેમના પર આપણો અવિશ્વાસ, અશ્રદ્ધા અને ક્રોધ છે. અને તેનીજ વિરુદ્ધ આપણું યુદ્ધ છે.

**૨. નરમ દળનો ઉપાયઃ**–તેમની સભાઓમાં સામેલ થવું નહિ. શકય હોય તો જ્યાં તેમની સભા હોય, તેની પાસેજ એક આપણી સભા ભરવી જોઇએ કે જેથી આપણા તરફ માણસોનો ભરાવો જોઇને તેઓ હતાશ બની જાય. કોઇપણ ચૂંટણીમાં તેમને માટે મત ન આપવો. તેઓ જે કોઈ ધંધો કરતા હોય, તેમાં તેમની સાથે પ્રજાએ અસહકાર કરવો જોઇએ. વારંવાર પ્રજાના ટોળાને તેમના બારણા આગળ ભેગું કરી અસહયોગી નેતા થવા માટે હઠ અને આગ્રહ કરવો, પણ તેમનો દ્વેષ, અપમાન યા દ્રોહ કદી પણ ન કરવો જોઇએ.

**૩. તલવારવાળાઓનો ઉપાયઃ**–તેની સ્ત્રી અને માતાએ તેની તલવાર ખૂંચવી લેવી જોઇએ અને તેને શુદ્ધ અસહયોગી બનાવવા માટે પોતે વ્રત અને ઉપવાસ કરવા જોઇએ. બની શકે તો તેણે (ભલેને તે ગમે તેવી પરદાનશીન કેમ ન હોય) અસહયોગી બનવાને તૈયાર થઈ જવું જોઇએ. દેશની બહેનોએ રાખડી મોકલીને (બાંધીને) તેને ભાઈ બનાવવો અને પોતાની વાત કાયમ રાખી, તેની પાસે તલવાર મ્યાનમાં રાખવાનું વચન લેવું જોઇએ. યાદ રાખવું જોઇએ કે, તલવારના માલિક વીર, સ્ત્રીઓ

સિવાય બીજા કોઈથી નથી હારતા. સ્ત્રીઓની આગળ તેમની તમામ શક્તિ ગુમ થઇ જાય છે. સ્ત્રીઓએ એ વાત સારી રીતે સમજી લઈ તેમને હરાવવા જોઇએ અને તેમને હલાવી હલાવીને અસહયોગના બંધનમાં જકડી લેવા જોઇએ.

૪. **રાયબહાદુર, રાજાબહાદુર, જમીનદાર વગેરેઃ**– સરકારે આપેલા કોઈપણ ખિતાબનો તેની સાથેની પ્રત્યક્ષ અથવા પરોક્ષ વાતચીતમાં ઉપયોગ કરવામાં ન આવે. યથાશક્તિ તેમના ખાનગી નોકરો(ખાસ કરીને કામધંધાના)એ એકદમ નોકરી છોડી દેવી જોઇએ અને જરૂર પડતાં રસોઇયા, ખિદમતગાર વગેરે નોકરોએ પણ નોકરી છોડી તેના ગર્વને હલકો પાડવો જોઇએ. તેના મકાનોમાં જે ભાડૂતો રહેતા હોય, તેમણે ભાડું આપવાનો અને તેની જમીન ઉપર જે રૈયત હોય, તેણે જમીનની ઊપજ આપવાનો, તેમજ ખાલી કરવાનો ઈનકાર કરવો જોઇએ. ધોબી, દરજી, વગેરેએ તેનાં વિદેશી વસ્ત્ર ધોવાનો અને સીવવાનો ઈનકાર કરવો જોઇએ. સામાન્ય જનતાએ પોતાના નોકરો અને બાળકોનાં નામ ઘણે ભાગે તેના ઇલકાબના જેવાંજ રાખવાં જોઇએ અને તેજ નામોથી તેમને જાહેર રીતે બોલાવવાં જોઈએ. જેમકે–ઓ રાયબહાદુર ! અરે દીવાન બહાદુર ! વગેરે.

૫. **વિદેશી કાપડ વગેરેના વેપારીઓનો ઉપાયઃ**–તેમનો જ્ઞાતિવહેવાર એકદમ બંધ કરી દેવામાં આવે અને તેમની પાસેથી કોઇ માલ ન ખરીદે. તેમની દુકાનોએ સ્વયંસેવક ગોઠવવામાં આવે અને તેઓ ગ્રાહકોને નમ્રતાપૂર્વક ત્યાંથી માલ ન ખરીદવા માટે પ્રાર્થના કરે. તેમના હાથોમાં જાતજાતનાં ઉપદેશમય વાક્યો લખેલા ઝંડા હોય; તેમના આખા પોષાક પર પણ યથાયોગ્ય વિગત લખી હોય કે જેથી તેઓ આકર્ષક થઇ શકે. તેમની દુકાનના બધા નોકરો–મુનીમ ગુમાસ્તાઓ–નોકરી છોડી

૬. ભાડૂતી નોકરો માલ ઉપાડવાનો ઇનકાર કરે.

**૬. નેતાનો ઉપાયઃ**–જે નેતા અસહયોગમાં સામેલ ન હોય, તેને માટે પ્રજા તરફથી સભા કરીને એવો ઠરાવ કરવામાં આવે, કે જેથી તેમને માલૂમ પડે કે, પોતે પ્રજાનો પ્રતિનિધિ નથી, એ વાત જાહેર કરવામાં આવે છે. પ્રજાનું ડેપ્યુટેશન તેમને મળીને પ્રાર્થના કરે કે, તે પોતાના વિચારોમાં પ્રજાનો પક્ષ કરી પ્રજાનીજ વાત કહે. જો તે પોતાના સ્વતંત્ર મતને પોષક વ્યાખ્યાન આપે, તો જનતાએ તે સાંભળવું નહિ; તેમાં અટકાવ કરવો જોઇએ અને ધનાધન તાળીઓ પાડવી જોઇએ; પરંતુ અપમાન અને અસભ્યતાનો વ્યવહાર ન કરવો જોઇએ.

**વર્તમાનપત્રોનો ઉપાયઃ**–જેઓ અસહયોગ વિરુદ્ધ હોય તેના ગ્રાહક થવું નહિ. ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો આપી તેને નહિ વાંચવા તથા નહિ ખરીદવા લોકોને સમજાવવા જોઇએ. તેમાં છપાતી જાહેરખબરોના માલિકોને જાહેરખબર ન છપાવવાની પ્રાર્થના કરવી જોઇએ. તેના ખંડનને માટે લેખો અને પત્રિકાઓ છપાવી–છપાવીને વહેંચવી જોઇએ.

એ સિવાય સત્યાગ્રહ વિભાગના પાંચમા અધ્યાયમાં જે મોર્ચાનો ઉલ્લેખ છે, તેનું પ્રસંગોપાત્ત પાલન કરવું જોઈએ.





# अध्याय १४ मो–छेल्ली वात

આયર્લેંડની અને આપણી ઇચ્છાઓ એકજ છે. આપણી માફક તે પણ આત્મરક્ષણના યુદ્ધ માટે સર્વસ્વનું બલિદાન દેવા તૈયાર છે. મને એમ કહેતાં કંઇ પણ સંકોચ નથી થતો કે, તેઓ આ યુદ્ધમાં આપણા કરતાં વધારે વીરતા અને તેજસ્વિતાનો પરિચય બતાવી રહ્યા છે. સરકારનું શિર તેમની સામે નમી પડયું છે. સરકારે તેની સાથે સંધીનો ઠરાવ કર્યો હતો. તેની શરતોમાં થોડું દબાણ હતું. એજ કારણથી તેજસ્વી લોકોએ તેનો અસ્વીકાર કર્યો. પ્રમુખ મિ. ડી વેલેરાનું કથન છે કે,

“ આયર્લેંડને બેવકુફ બનાવી શકાશે નહિ. અમે એ શરતોનો સ્વીકાર કરી શકતા નથી અને કરીશું પણ નહિ. અમે સ્વાતંત્ર્ય સંગ્રામમાં અમારું સર્વસ્વ હોમી દેવાને તૈયાર છીએ.”

મેકસ્વિનીનું બલિદાન આ સદીનું સૌથી ઉજ્જવળ ઉદાહરણ છે. તેને હું માત્ર ગુરુ તેગબહાદુરના બલિદાનનીજ ઉપમા આપી શકું છું અને તેગબહાદુરના બલિદાનના પ્રભાવથી શીખધર્મ જેમ સિંહત્ત્વ પામ્યો, તેમજ આયર્લેંડને પણ પોતાના દેશના પ્રાણનું ભરપૂર મૂલ્ય મળશે. ભારતનું યુદ્ધ જો કે અહિંસાત્મક અને સત્યાગ્રહના આધાર પર હતું, છતાં પણ હિંસાવાદી યોદ્ધાઓમાં મેકસ્વિનીએ જે આદર્શ આપ્યો, તેની આગળ ભારતનું આત્મ-

બળ ખરેખર ફીકું પડી ગયું. જો આપણે ધર્મને સમજતા હોઈએ તો આપણે એ સ્વીકારી લેવું જોઇએ કે, ધર્મના કાયદા પ્રમાણે માત્ર મેકસ્વિનીને લીધેજ આયર્લેંડ અમારાથી પ્રથમ સ્વાવલંબનને યોગ્ય સાબિત થઇ ગયું છે અને આપણા રાજનૈતિક કેદીઓએ એ તેજસ્વીતાનું અનુકરણ કરવા માટે આપણા આત્માઓમાં બળનો સંચાર કરવો જોઇએ.

હું એમ માનું છું કે, પકડાઇ ગયા પછી કંઈ પણ અડચણ સિવાય પોતાની જાતને સોંપી દેવી અને શિક્ષા પ્રાપ્ત કરી શાંતિથી જેલમાં ચાલ્યા જવું, એ સત્યાગ્રહ ધર્મને યોગ્ય છે. પરંતુ જેલમાં જઇને અન્ન–પાણી ગ્રહણ કરવાં અને અધિકારીઓની આજ્ઞાનુસાર મહેનત કરવી, એ હું અનુચિત તથા સત્યાગ્રહ ધર્મની વિરુદ્ધ સમજું છું. જ્યારે આપણને ખાતરી છે કે, આપણે વિના અપરાધે જેલમાં આવ્યા છીએ, ત્યારે આપણું એ કર્તવ્ય છે કે, જેલમાં પણ આપણું યુદ્ધ ચાલુ રાખવું. જ્યાં સુધી આપણને સ્વતંત્ર કરવામાં ન આવે, ત્યાંસુધી આપણે અન્નજળનું ગ્રહણ ન કરવું. આપણે ચોરી નથી કરતા, વ્યભિચાર નથી કરતા, હત્યા નથી કરતા, પાપ નથી કરતા, ત્યારે જેલમાં શા માટે જઇએ છીએ? માત્ર સ્વદેશપ્રેમ અને સ્વાધીનતાની ઇચ્છાને લીધેજ ને? શું આ અધિકારીઓનો અત્યાચાર નથી? ત્યારે શું આપણે તેમને અત્યાચાર કરવામાં મદદગાર થવું જોઇએ? નિરપરાધી માણસ જેલમાં વધારેમાં વધારે ૬૦ દિવસ સુધી રહી શકે છે. ત્યારબાદ તેને કોઈ કેદ કરીજ નથી શકતું. એ મેકસ્વિનીએ ઉત્કટ ઉદાહરણથી આપણને સમજાવી દીધું છે.

મિ. ડી વેલેરાનો, ઉપર જે વીરતાપૂર્ણ જવાબ છે, તે આપણે માટે બીજા નંબરનો આદર્શ છે. આશાવાદી લોક આ બન્ને વાતોને જુએ અને માને કે ત્યાગ, સ્વાવલંબન અને વીરતા એક જુદી

ચીજ છે અને આપણા જોતાં જોતાંમાંજ હિંસાશીલ પુરુષ તેમાં આપણી આગળ વધી જાય છે; એ જોઇને પણ આપણે સર્વથા ત્યાગી, વીર અને નિર્ભય નહિ બનીએ તો આપણું મોત છે અને તે આપણા માથા પરજ ખડું છે.

આયર્લૅંડના વિષયમાં હાઉસ ઑફ લૉર્ડ્ઝ (દિવાને ખાસ)માં સ્પષ્ટ કહી દેવામાં આવ્યું છે કે, "અમે આયર્લૅંડ સાથે ભારેમાં ભારે સંગ્રામ કરીશું અને તેને કદાપિ સામ્રાજ્યથી અલગ થવા દઇએ નહિ."

અંગ્રેજોની દૃષ્ટિએ ભારતવર્ષ આજ સુધી લગભગ ગુલામ અને ડરપોક લોકોથી ભરેલો દેશ છે. તેથી હજુ ત્યાં એજ ચર્ચા ચાલી રહી છે કે, ભારતને દબાવવું જોઇએ અને અરાજકતા મટાડવી જોઇએ, પરંતુ અંગ્રેજોને જ્યારે એ વાતનો પત્તો લાગશે કે, વાસ્તવિક રીતે ભારત વીર છે, નિર્ભય છે અને પોતાના અધિકાર માટે સર્વસ્વનું બલિદાન આપવા તૈયાર છે, ત્યારે તેમની હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં ધડાકા સાથે એમ કહેવામાં આવશે કે, "ભારતને અમારા સામ્રાજ્યમાં મેળવી રાખવા માટે ઇંગ્લૅંડ ભારેમાં ભારે લડાઈ લડશે અને પોતાની પૂરેપૂરી શક્તિનો ઉપયોગ કરશે.

મહાન વિચારક ભીષ્મ પિતામહે એક વાર યુધિષ્ઠિરને કહ્યું હતું કે, "બેટા! સોનાના ઢાંકણાથી સત્યનું મુખ બંધ છે." આ વાત એટલી સાચી હતી કે, મનુષ્ય હજુ પણ પોતાના જીવનમાં તેને અજમાવી શકે છે.

સત્ય વાત તો એ છે કે, દરેક સમાજ ઉપર ન્યાયનું રાજ્ય ચાલવું જોઇએ અને દરેક પ્રજાએ ન્યાયભક્ત હોવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ; તેમજ ન્યાયની મર્યાદા તોડવી એ શિક્ષાપ્રદ ગણાવું જોઇએ. પરંતુ હવે તો રાજાનો અમલ ચાલે છે, રાજ્યભક્ત

થવાના સોગન લેવામાં આવે છે, રાજાની અવજ્ઞા કરવી એ શિક્ષાપ્રદ ગણાય છે; પછી રાજાની નીતિ અને આચરણ ભલેને ફાવે તેટલાં ખરાબ કેમ ન હોય !

આપણે સમસ્ત અંગ્રેજ જાતિને, બલકે સમસ્ત માનવસમાજને એક પ્રશ્ન પૂછીએ છીએ કે, 'ધર્મની દૃષ્ટિએ મનુષ્યનું મનુષ્ય પ્રત્યે અને સમાજનું સમાજ પ્રત્યે શું કર્તવ્ય છે ?'

જે વખતે ભારતમાં અંગ્રેજો વેપાર કરવા આવ્યા હતા અને અનુક્રમે રાજ્યના અધિકાર તેમના હાથમાં આવવા લાગ્યા, તે વખતે તેમણે એવી જાહેરાત કરી હતી કે, 'અમે લૂંટારા, સ્વાર્થી અને અયોગ્ય લોકોથી એક નિરાશ્રિત જાતિનું રક્ષણ કરવાનો પવિત્ર પ્રયત્ન કરી રહ્યા છીએ.' એજ અંગ્રેજો આજ ભારતને પોતાની સંપત્તિ શા માટે માને છે ? એ વાત વિચારવા જેવી છે.

ધારો કે, કોઈ સજ્જન દયા કરીને કોઈ અનાથ બાળકનું રક્ષણ કરે તો તેનું એ કાર્ય પ્રશંસાપાત્ર ગણાશે અને કહેવાશે કે તેણે સાચા માનવધર્મનું પાલન કર્યું છે. પણ બાળક સનાથ થઇને કહે કે, 'હવે હું મારું સંભાળી લઈશ, આપને ધન્યવાદ આપું છું, આપ હવે આપને ઘેર પધારો.' તેમ છતાં તે માણસ જો એ બાળક ઉપર અને તેની મિલકત ઉપર પૂર્ણ અધિકારજ રાખે, તો એ તેની ભયંકર નીચતા છે.

આયર્લૅંડ અથવા ભારતવર્ષ જ્યારે અંગ્રેજોથી અસંતુષ્ટ છે, અંગ્રેજોની નીતિ તેમને પસંદ નથી, અંગ્રેજોનાં કાર્યોએ તેમને નારાજ કર્યાં છે, સાથોસાથ બન્નેય સમર્થ છે અને પોતાના ઘરનો પ્રબંધ પોતેજ કરવા માગે છે, ત્યારે શામાટે આયર્લૅંડને એવો જવાબ આપવામાં આવે છે, કે બ્રિટન તેને પોતાના સામ્રાજ્યમાં મેળવી રાખવા માટે પોતાની સઘળી શક્તિનો ઉપ-

યોગ કરશે અને ભારતને તો ધૂરકીને કહેવામાં આવે છે કે, “ બોલો મત, નહિ તો માર ખાવો પડશે. ”

યુરોપ સ્વાધીનતાનો શિક્ષક છે. એ વાત પ્રસિદ્ધ છે કે, પુત્ર કે પુત્રીઓને યુવાવસ્થા પ્રાપ્ત થતાં માતાપિતા સ્વતંત્રતા આપી દે છે. આ તેમની ગૌરવપૂર્ણ અને ગૌરવયોગ્ય પદ્ધતિ છે. ત્યારે લાખો કરોડો મનુષ્યોથી ભરેલા દેશને બળપૂર્વક પરાધીન રાખવામાં આવે છે તેનું કારણ શું છે ? કહેવામાં આવે છે કે, ભારત અયોગ્ય છે. તેથી તેને ધીરે ધીરે અધિકાર મળશે.

હું પૂછું છું કે, કેમ ? શા કારણથી ?

ઠીક, અમે માની લીધું કે, અમે અયોગ્ય છીએ, પણ અમે અમારા અધિકારોનો દુરુપયોગ કરીને બગાડ તો અમારોજ કરીશું ને ? સાત સમુદ્ર પારની જાતિને અમારી આટલી બધી મમતા કેમ છે ? એજ કારણ છે કે, “ કાજીજી દુબળા કેમ ? કે સારા શહેરની ફિકરથી. ” અથવા ભારત ફરીથી પતિત થઇને, દુર્દશામાં પડીને અંગ્રેજોને શરણે જાય તો અંગ્રેજો તેને મદદ ન કરે. બસ એટલીજ વાત છે ને ?

પણ નહિ, તેનું કહેવું તો એ છે કે, તમે ગમે તો આમારી ઘણા કરો, મારો, ગાળો દો, પણ અમે તમારા માલિક જરૂર બની રહીશું. આ ભાવજ એટલો સ્વાર્થી અને હઠીલો છે કે એવા મનુષ્યમાં હજાર ગુણ હોય તો પણ તેની ઘૃણા કર્યા વિના રહી શકાતું નથી; પરંતુ અમે તો અંગ્રેજી સામ્રાજ્યના ગુણદોષોનું બહુજ સ્પષ્ટ રૂપે વર્ણન કરી દીધું છે.

એ નક્કી છે કે, અંગ્રેજ ઇમાનદારીથી ભારતના રક્ષક નથી. તેઓ પોતાને માલિક માને છે.એ અસંભવિત છે કે,અમે હવે કોઈ બીજી પરદેશી જાતિને–ખાસ કરીને જેની સાથે અમારું મન મળવું

મટી ગયું છે–તેને અમારા માલિક સમજીએ. અમે તો કોઇ પણ જાતનો સંબંધ રાખવા માગતા નથી અને વાસ્તવિક રીતે તેમજ કરીશું.અમે અંગ્રેજો સાથે કોઇ પણ સંબંધ નહિ રાખતાં ભારતને સ્વતંત્ર થયેલો જોવા માગીએ છીએ. ભારતસરકાર બહુ જલદીથી ભારતને એ અધિકાર આપી રહી છે કે, જેને તે તેની સમજ પ્રમાણે અમને મૂર્ખ બનાવવા માટે પૂરતા માને છે. પણ અમને બેવકુફ નહિ બનાવી શકાય; અમારી જે વસ્તુ છે તેનો અધિકાર અમે લઈશું અને મનુષ્યત્વની તેમજ સમજણની દૃષ્ટિથી પણ એ અમારું કર્તવ્ય છે.

અમે રાજ્યભક્ત થવાની કોઈ પ્રતિજ્ઞા નથી કરતા. રાજ્યભક્ત થવું એ કંઇ ધર્મની વાત નથી. અમે ન્યાયભક્ત છીએ. ન્યાયભક્ત થવું એ નૈતિક અને વ્યાવહારિક બન્ને દૃષ્ટિઓથી માનનીય અને ધર્મ છે. રાજા જો પાપી હોય, મૂર્ખ હોય, અવિચારી હોય અને સ્વેચ્છાચારી હોય તો પરાપૂર્વથી ચાલતા આવેલા રિવાજ મુજબ તેનો નાશજ થશે. ઇતિહાસનાં પાનાં રાજાઓનાં લોહીથી રંગાયેલાં છે, પણ કોઈએ તે રાજાનો વિરોધ કરનાર ક્રાંતિકારોને દોષ નથી દીધો. ન્યાયનો વિરોધ કરવો એ પાપ છે. ન્યાયની હત્યા કરનાર ગમે તો રાજા હોય કે પ્રજા પણ તે હમેશાં ઘૃણાની દૃષ્ટિએ જોવાયા છે.

અમે રાજ્યભક્ત નથી. અમે ન્યાયભક્ત છીએ. રાજા જો ન્યાયી હોય તો અમે તેના ભક્ત છીએ; પ્રજા જો ન્યાયી હોયતો અમે તેના ભક્ત છીએ અને શત્રુ જો ન્યાયી હોય તો અમે તેના ભક્ત છીએ. આજ અમારા મનની સાચી વાત છે. એજ અમારા ધર્મની સાક્ષી છે અને અમે એજ વચન પર દૃઢ રહીને મરવા–ફના થવા તૈયાર છીએ.

પરંતુ બ્રિટિશ સરકાર અમને જબરજસ્તીથી રાજ્યભક્ત

બનાવવા માગે છે. બ્રિટિશ ન્યાયનાં પુસ્તકોમાં રાજા પ્રત્યે ખરાબ ભાવ પ્રકટ કરવો, એને (પછી ભલેને તે સાચો પણ કેમ ન હોય) અપરાધ માનવામાં આવ્યો છે. આ એક એવો અત્યાચાર છે કે, જેના વિરોધને માટે આપણામાં સૌથી વધારે દૃઢતાની જરૂર છે. અંગ્રેજ સરકાર ફોગટજ પોતાના દરેક વર્તનને ન્યાયી કહીને તેનું પોષણ કરાવવા માગે છે. આપણો અંધવિશ્વાસ, ભક્તિ અને તાબેદારીમાં તે અસંભવિત છે.

ત્યારે પરિણામ માત્ર એકજ છે અને તે યુદ્ધ. હવે મેળ થઈ શકશે નહિ. તેના માર્ગ દૂર છે. મેળ ખાવાના બેજ માર્ગ છે. કાં તો સરકાર પોતાના સર્વસ્વનો નાશ કરીને ભિખારી થવા તૈયાર થઇ જાય અથવા આપણે સંપૂર્ણ રીતે અણસમજુ અને હલકા થઈ જઇને માથું નમાવી દઈએ.

મારી માન્યતા પ્રમાણે તો એ બન્ને અસંભવિત છે. સરકાર રાજીખુશીથી સર્વસ્વ આપી દે એ અસંભવિત છે. મગરમચ્છ જે ગળી જાય છે તે વસ્તુ પેટ ચીર્યા વિના નીકળી શકતીજ નથી. દેશની જે દશા આપણે જોઈ રહ્યા છીએ–તેનો જે રીતે ઉદય થઇ રહ્યો છે–તે જોતાં દેશ માથું નમાવી દે, એ પણ માની શકાય તેમ નથી. દરેક રીતે જોતાં યુદ્ધ અનિવાર્ય જણાય છે અને તે બરાબર ચાલુ છે. પાછલા દિવસોમાં જ્યારે ભારતના વાઈસરૉય લૉર્ડ રીડિંગે મહાત્મા ગાંધી અને કેટલાક નેતાઓને બોલાવીને મેળની વાતચીત કરવા ઇચ્છયું, ત્યારે પણ એજ પરિણામ આવ્યું હતું.

હર્ષની વાત છે કે, મહાત્મા ગાંધીજીએ જે સાહસ, વીરતા અને રીતથી યુદ્ધની શરુઆત કરી છે, તેને તેઓ પોતાના અદમ્ય ઉત્સાહથી અને તેજથી બરાબર નિભાવી રહ્યા છે. હું તેમનાં કાર્યો જોઇને આશ્ચર્ય પામું છું, તેમની વકતૃતા જોઇને આશ્ચર્ય

પામું છું તેમજ તેમના પેતરાની સફાઇ, નીતિ અને ક્રમ જોઇને આશ્ચર્ય પામું છું. 'न भूतो न भविष्यति'।

પહેલાં તેઓ બીમાર હતા, એવી આશા પણ ન હતી કે આટલી મહેનત કરી શકશે; પણ જેમ જેમ પરીક્ષાનો પહાડ તેમના શિર ઉપર પડે છે, તેમ તેમ તેમનું શરીર બળવાન અને સ્વસ્થ થાય છે. જાણે કે ઇશ્વરીય જ્યોતિ તેમનામાં ચમકાર પેદા કરી રહી છે ! તે ધૂનનો મતવાળો યોદ્ધો પોતાની કઠણ પ્રતિજ્ઞા પૂરી કરવા માટે અડગ યુદ્ધમાં ઊભો રહ્યો છે. ધર્મ અને રાજનીતિ બન્નેનું આવી ખૂબીથી પાલન કરી રહ્યો હોય એવો કોઇ મહાપુરુષ ક્વચિતજ પેદા થયો હશે. આ આપણું સૌભાગ્ય છે. આવા જગન્માન્ય સેનાપતિ પ્રાપ્ત કરવા છતાં પણ જો આપણે હાર્યા, તો આપણા જેવા કોઈ હતભાગી નહિ હોય અને જો હાર્યા તો અતળ પાતાળ સિવાય ક્યાંય ઠેકાણું નહિ મળે, સંપૂર્ણ રીતે સર્વનાશ થઇ જશે, એ સારી પેઠે સમજી લેવું જોઇએ.

આવી સ્થિતિમાં આપણો એ ધર્મ છે બલકે સંકટકાળનું કર્તવ્ય છે કે, સર્વ સ્વાર્થ, સર્વ પ્રલોભન, સર્વ દુર્બળતાઓ, સર્વ દ્વેષ, ઈર્ષા, ફૂટ, ભૂલી જઇને એક મન, એક વચન અને એક પ્રાણથી આ યુદ્ધમાં ઝૂઝી મરવું. દિશાઓને ધ્રુજાવતી આપણી ગર્જના થાય કેઃ—

"कार्यं साधयामि वा शरीरं पातयामि ॥"

ઈશ્વિર આપણને ક્રોધ, હિંસા, હત્યા, દ્વેષ, નીચતા અને પાપથી બચાવે. આપણને વિજય આપે, ધૈર્ય આપે, સાહસ આપે અને રસ્તો બતાવે. આપણે જાગૃત થઇએ, જીવીએ અને સુખી થઇએ.

અંતમાં કવિવર રવીન્દ્રનાથના શબ્દોમાં ઈશ્વિરને પ્રાર્થના કરીને હું આ ગ્રંથ પૂર્ણ કરું છું.

"જ્યાં મન ભયથી પર છે, જ્યાં મસ્તક ઊંચું છે, જ્યાં સ્વતંત્ર જ્ઞાન છે. જ્યાં ઉન્નતિ ઘરની નાની નાની દીવાલોમાં રોકાઇ રહી નથી, જ્યાં હૃદયના અંતરતમ પ્રદેશમાંથી સત્યની અમૃતમયી ધારા નીકળે છે, જ્યાં અવિશ્રાંત પરિશ્રમ ઉન્નતિસ્થાન તરફ આગળ લઇ જઇ રહ્યો છે, જ્યાં બુદ્ધિના નિર્મળ અને પવિત્ર પ્રવાહે પોતાનો માર્ગ નિરર્થક વ્યવહારોના ભયાનક રેતીના રણમાં ગુમાવી દીધો નથી, જ્યાં માનસિક પ્રવાહ, પવિત્ર વિચાર અને કર્મના વિસ્તીર્ણ મેદાનમાં વહી રહ્યો છે, જ્યાં હૃદય આપની અખંડ અમૃતધારાવાહિની સૌમ્ય મૂર્તિને ધારણ કરવા માટે હાજર છે અને જ્યાં ઇન્દ્રિયો આપના સર્વ સ્વરૂપથી ભક્તિપૂર્વક સેવા કરવાને માટે કટિબદ્ધ છે; હે મારા સ્વામિ! આનંદ અને સ્વતંત્રતાના એ શિખર ઉપર મારા દેશને લઇ જા!"

ॐ શાંતિઃ। શાંતિઃ। શાંતિઃ।





# परिशिष्ट

## १—मनुष्यना अधिकार

જો આપણે આપણા બંધુઓને કામ કરવાની સ્વતંત્રતા આપીએ, તેમના ગળામાંથી ફાંસો કાઢી નાખી તેમને પોતાની ઉન્નતિ કરવાની સ્વતંત્ર તક આપીએ, તો તેઓ પણ પોતાની આંતરિક શક્તિઓનાં રત્નો આપણને દર્શાવી આપશે.

× × × ×

પાઠક ! અમે આપને પૂછીએ છીએ કે, તમારા લાખો બંધુઓની પાસે જોરજુલમથી કામ કરાવવાનો તમને શો હક છે ? શું તેઓ તમારી પેઠે મનુષ્ય નથી ? શું પરમાત્માએ તેમને તમારી પેઠે કર્મ કરવાને સ્વતંત્ર રાખ્યા નથી ? જો તેનામાં પણ તમારા જેવો આત્મા છે અને તે આત્મા ઈશ્વરનું એક અંગ છે, તો તેમનામાં અને તમારામાં કાંઇ પણ ભેદ નથી. જેવી રીતે તમે પરમાત્માના પુત્ર છો, તેવી રીતે તે પણ છે; તો પછી તેના પર આવો જોરજુલમ શા માટે કરવામાં આવે છે ?

× × × ×

બળ અને અત્યાચારથી ભારતની ઉચ્ચ વર્ણોએ હજારો વર્ષ-પર્યંત નીચ જાતિઓ પર રાજ્ય કર્યું છે અને તેમને કદી પણ ઉન્નતિ

કરવાની તક આપી નથી. આ નિરપરાધી અને નિર્માલ્ય ભારત-સંતાનોની ઉપર પશુઓની પેઠે અત્યાચાર થતો રહ્યો છે. તે ઘોર અત્યાચારે તેમને આજે એવા દબાવી દીધા છે કે તેઓ પોતાને મનુષ્ય પણ માનતા નથી. અમે પૂછીએ છીએ કે, ભારતના લોકોને પોતાના સમાજના છ કરોડ મનુષ્યો પર આટલો ઘોર અન્યાય કરવાનો શો અધિકાર છે? આ ભૂમિ પર જેટલો આપણો હક છે, તેટલોજ તેમનો પણ હક છે. ભારતભૂમિ જેવી આપણી માતા છે, તેવી તેમની પણ માંતા છે. આપણી પેઠે તેઓ પણ કર્મ કરવામાં સ્વતંત્ર છે. જો તેમને તક આપવામાં આવે, જો તેમને પણ આપણા જેવાજ હક આપવામાં આવે, જો તેમને માટે પણ આપણા જેવીજ શાળાઓ હોય, તો તેમનામાં પણ ઉત્તમ લેખકો, કવિઓ અને સુયોગ્ય પુરુષો ઉત્પન્ન થઈ શકે એમ છે. જ્યારે આફ્રિકાના હબસીઓનાં સંતાનો ઉચ્ચ શિક્ષા ગ્રહણ કરી ગોરા લોકોની સમાન બની શકે છે, ત્યારે આપણા આ છ કરોડ બંધુઓ ઉત્તમ શિક્ષા ગ્રહણ કરી ભારત માતાના યોગ્ય પુત્રો શા માટે નહિ બની શકે?

જો કોઇ અમને એવો પ્રશ્ન કરે કે, નીચ જાતિઓને કર્મ કરવાને સ્વતંત્ર છોડી દેવામાં આવશે, તો પછી તેમનો ધંધો કોણ કરશે? તો તેના ઉત્તરમાં અમારું નિવેદન એ છે કે, જેવી રીતે અમેરિકા અને યુરોપમાં આ પ્રશ્નનો નિર્ણય કરવામાં આવ્યો છે, તેવી રીતે આપણે પણ તેનો નિર્ણય કરી શકીશું.

× × × ×

પરંતુ હાય! આ અભાગી દેશમાં તો પ્રત્યેક મનુષ્યની સ્વતંત્રતા છીનવી લઇને તેને ખૂંટાની સાથે બાંધી લીધો છે. તે બિચારાને તે ખૂંટાની આસપાસજ ફરવાની આજ્ઞા છે. જો કોઇ આ બંધનમાંથી મુક્ત થવાની ચેષ્ટા કરે, તો ધર્મના નેતાઓ તેનું ગળું

દબાવવાને ઝટ તૈયાર થઇ જાય છે. તેના પર ઘૃણિતમાં ઘૃણિત આક્ષેપ કરવાને તૈયાર થઈ જાય છે. મોટાં મોટાં સામાજિક આંદોલનકારોએ પણ આ પરાધીન મનુષ્યો પ્રતિ કાંઇ સહાનુભૂતિ દર્શાવી નથી. સામાજિક આંદોલનકારો આ પ્રશ્નને છેડતાં ડરે છે.

× × × ×

આ પ્રશ્નને જો આપણે બીજી બાજુથી તપાસીએ અને એમ માની લઇએ કે, લોકો પોતાની ખુશીથી આ કામો કરે છે, તો તેના સંબંધમાં અમારું નિવેદન એ છે કે, તેમને ઘણો ભારે પગાર આપવો જોઇએ. સર્વ લોકો જાણે છે કે, કઠિન કામને માટે અધિક મજૂરી આપવી જોઇએ; તો પછી આવાં કઠિન કામ કરનારને સૌથી ઓછી મજૂરી શા માટે આપવામાં આવે છે?

× × × ×

આ દીનબંધુઓએ અધિક મજૂરીને માટે કેટલીક વાર હડતાલ પણ પાડી છે, પરંતુ તેમનું સાંભળે છે કોણ? તેમને તો મનુષ્યજ ધારવામાં આવતા નથી.

× × × ×

આહા! કામ કરવાની સ્વતંત્રતામાં કેટલા ઉચ્ચ ગુણો છે? સમાજની પ્રત્યેક વ્યક્તિને બરાબર ઓળખી તેને તેની પ્રકૃતિ અનુસાર કાર્ય કરવાની સ્વતંત્રતા આપીને તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી એ અતિ મહત્ત્વની વાત છે. શાંતિના રાજ્યની સ્થાપના કરવા માટે આ અધિકાર એક મૂળમંત્ર છે. એનાથી સામાજિક ઉન્નતિનો પ્રારંભ થાય છે. પ્રત્યેક મનુષ્યને પોતાની રુચિ અનુસાર ધંધો કરવાની આજ્ઞા આપવી, એ તેને માટે ઉન્નતિનું દ્વાર ખોલી દેવા સમાન છે. જે કાર્યમાં આપણું મન લાગે છે, તે કાર્ય કરતાં આપણને કેટલો બધો આનંદ થાય છે? એથી આપણો આત્મા કેટલો પ્રસન્ન રહે છે. પ્રસન્નચિત્ત પુરુષનેજ જીવનનું

સાચું સુખ પ્રાપ્ત થઇ શકે છે. જો કામ કરનારનું મન ચોંટે, તો કઠિનમાં કઠિન કામ પણ સહેલાઇથી થઈ જાય છે. ઇચ્છા વિરુદ્ધ કામ એ એક પ્રકારનો બોજો છે. જ્યારે સમાજ કોઈ મનુષ્ય પર અપ્રસન્ન થાય છે, ત્યારે તે તેની સાથે કેવો વ્યવહાર કરે છે? તે તેને કેદખાનામાં મોકલી દે છે. કેદખાનું એ શું છે? ત્યાં મનુષ્ય સ્વેચ્છાનુસાર કામ કરી શકતો નથી. બસ, ત્યાં બીજું છે શું?

મનુષ્યને જે મોટામાં મોટી સજા મળી શકે, તે આ કાર્યની સ્વતંત્રતા છીનવી લેવી એ છે. કેદખાનામાં ખાવાનું મળે છે, સૂવાનો સામાન મળે છે, રહેવાને ઓરડી મળે છે, પરંતુ એવી કયી વસ્તુ છે, કે જે છીનવી લેવાથી મનુષ્યને અત્યંત કષ્ટ થાય છે? તે કેવળ કામ કરવાની સ્વતંત્રતા છે. ભારતમાં આજે કરોડો માણસોની કાર્યસ્વતંત્રતા સમાજે છીનવી લીધી છે અને તેમને ખૂંટાની સાથે બાંધી દીધા છે. કાંઇ પણ અપરાધ વિના તેમને દંડ આપવામાં આવે છે. પરંતુ તેમનો પોકાર સાંભળનાર કોઇ છે?

× × × ×

સમાજના નેતાઓ! 'ધર્મ ધર્મ'ની બૂમો પાડનારાઓ! જ્યાંસુધી તમે આ અન્યાય દૂર કરવાનો યોગ્ય પ્રબંધ કરશો નહિ, ત્યાંસુધી તમારા હવનો, તમારી સંધ્યા, તમારી નમાજો વૃથા છે. ઈશ્વર એવું ઇચ્છે છે કે, તમે માત્ર ખાલી પ્રાર્થનાઓમાં જૂઠાં અશ્રુજ વહેવરાવશો નહિ; પરંતુ તે પ્રમાણે કાર્ય કરી બતાવો. આંખ ઉઠાવીને જુઓ, તમારી સન્મુખ શું થઈ રહ્યું છે? સમાજમાં ચાલતો આ અન્યાય રોકવાનો પ્રયત્ન કરો. આજે અમારા કરોડો દેશબંધુઓ કેદીના જેવું જીવન વ્યતીત કરી રહ્યા છે. કૃપા કરીને તેમની બેડીઓ તોડી નાખો; તેમની સાથે મનુષ્યના જેવું વર્તન કરો; તેમને તમારા જેવાજ ગણો; આમ કરવામાંજ તમારું અને દેશનું કલ્યાણ છે.

અંતે અમે અમારા દુઃખી ભાઇઓને નિવેદન કરીએ છીએ કે, તમે તમારી હરકતો દૂર કરવાને માટે સ્વયં કટિબદ્ધ થઈ જાઓ. સ્વહિત સાધનમાં તમે તમારી જાતને કોઇને આધીન ગણશો નહિ. તમારા મનમાં નીચ હોવાની જે કલ્પના ઘૂસી ગઈ છે અને જેણે તમારી કાર્યસ્વતંત્રતા છીનવી લીધી છે, તેને તમે શીઘ્ર તમારા મનમાંથી કાઢી નાખો. જો એક પ્રાંતમાં સમાજના માણસો તમારી સાથે અન્યાય કરતા હોય અને તમે સારી રીતે જીવનનિર્વાહ ન કરી શકતા હો, તો તમે અન્ય પ્રાંતમાં જઈ વસો. કોઇ પણ ઉપદેશક નસીબની વાત કરે, તો તે માનશો નહિ. તમે પોતેજ તમારી ઉન્નતિનું કારણ છો એમ માનજો. આ વાત તમારા હૃદય પર લખી લેજો કે, પરમાત્માએ મનુષ્યમાત્રને સ્વતંત્ર બનાવ્યા છે. જે અન્યાય સમાજમાં થાય છે, તે ઈશ્વરકૃત નથી, પરંતુ મનુષ્યકૃત છે અને જે નિયમો બનાવવામાં તમારી સંમતિ લેવામાં આવી નથી, તે નિયમો તોડવાનો તમને સંપૂર્ણ હક છે.

## २–स्वत्वाधिकार

ભારતવર્ષના લોકો કર્મનો સિદ્ધાંત માને છે અને પરમ અભિમાન સહિત કહે છે કેઃ—

“ જે જેવું વાવે છે, તે તેવુંજ લણે છે.” શું આ વાત સત્ય છે ? શું આપણે જેવું વાવીએ છીએ, તેવુંજ લણીએ છીએ ?

આવો, અમે તમને ખેતરોમાં લઇ જઇએ અને ધગધગતા તાપમાં કામ કરતા કૃષિકારોની દશા બતાવીએ! તેમને પૂછો કે, તમે જેટલી મહેનત કરો છો, તેટલું ફળ તમને મળે છે ? પૂછો, પૂછો, ગભરાઓ છો શા માટે ? જે સિદ્ધાંતોને આપ અટલ સમજો છો,

જેના વિષે આપ આટલું બધું અભિમાન ધરાવો છો, જેની સત્યતા સિદ્ધ કરવાને માટે આપ બીજાઓનું મગજ ખાઇ જાઓ છો, તે સિદ્ધાંતો કેવા ફળે છે, તે તો જુઓ! તમે કૃષિકારોને પૂછો કે, શું તમને તમારી મહેનતનું ફળ મળે છે?

તેઓ તમને જણાવશે કે, અમે જેટલી મહેનત કરીએ છીએ તેનો દશમો ભાગ પણ અમને મળતો નથી. તો પછી નવ ભાગ જાય છે કયાં? "કર્મ પ્રધાન છે." એવી બૂમ પાડનારાઓ! વ્યાખ્યાનોમાં મેજ તોડનારાઓ! બતાવો તો ખરા કે, કૃષિકારોને તેમના પરિશ્રમનું ફળ શા માટે મળતું નથી? આપના કર્મની થિયરીના ગપાટા કયાં ગયાં? આ ગપાષ્ટકો તો માત્ર મૂર્ખાઓની આંખોમાં ધૂળ નાખવાને માટેજ છે. જો એમ હોય નહિ તો બતાવો કે, કૃષિકારોના પરસેવાની કમાઇ કોણ ઉડાવે છે?

એનો ઉત્તર આપતાં તમારી જીહ્વા બંધ થઇ જાય છે. તમારા મુખમાંથી શબ્દ નીકળતો નથી. કેમ નીકળે? તમે તો મૂર્ખોને ઠગવાને માટે આ જૂઠી જાળ રચી છે અને આ યુક્તિરહિત ફિલસૂફી બનાવી છે. અન્યાય કરવો અને રંકોને લૂંટવા, એ તમારો ધર્મ છે. આટલાથી પણ શાંત નહિ થતાં તમે તમારા ધાર્મિક ગ્રંથોથી અન્યાયને પુષ્ટિ આપો છો. જો તમારી પાસે અમારા આક્ષેપોનો કાંઇ ઉત્તર હોય, તો તે કૃષિકારોને જણાવતા કેમ નથી, કે જેથી તે બિચારા પોતાનાં કર્મોનાં ફળ મેળવી શકે?

સત્ય વાત તો એ છે કે, તમારી પાસે એનો ઉત્તર છેજ નહિ. જો હોત તો આજે આપણે આ ભયાનક દ્રશ્ય, આ ઘૃણિત વ્યવસ્થા જોવત નહિ. મહેનતમજૂરી એક જણ કરે છે અને તેનું ફળ બીજો માણસ ઉડાવે છે! લોહી તાવીને પરસેવો કરનારાઓને ખાવાનું મળતું નથી અને નટખટ, નકામા, આળસુ અને ધૂર્ત મા-

ખુસો બેઠા બેઠા ચેનબાજી ઉડાવે છે; સમાજમાં તેમનીજ પૂજા થાય છે; ઉપદેશકો પણ તેમનાંજ ગીત ગાય છે અને તેમનીજ સ્તુતિ કરે છે; કારણ કે તેમની પાસેથી તેમને દક્ષિણા મળે છે. ગરીબો અને દુઃખીઓની સંભાળ કોણ લે? લોકો અનાથોને માટે અનાથાલયો ખોલે છે, તેમાં તો તેઓ અતિ મોટો ઉપકાર કરતા હોય એમ જણાવે છે! ભલા એથી શો લાભ? એથી માત્ર એટલુંજ થશે કે, ધર્મોપદેશકોને પેટ ભરીને પ્રશંસા કરવાની તક પ્રાપ્ત થશે. તેમનાં કર્મની ફિલસૂફીનું ફળ માત્ર એટલુંજ આવ્યું છે કે, સમગ્ર પ્રજા ભિખારી બની ગઈ છે; અનાથાલયો ખોલવામાં આવે છે અને સર્વને ભિક્ષા પર નિર્વાહ કરવાનું શીખવવામાં આવે છે. આ પ્રકારે ભિક્ષાવૃત્તિ પર ક્યાં સુધી ગુજારો ચાલશે? લોકોને આ પ્રશ્ન પર વિચાર કરવાની બુદ્ધિ સુધ્ધાં નથી રહી. સમાજના દુઃખી સભ્યો! જે મહાત્માઓની ઉપર આપે વિશ્વાસ રાખ્યો છે, તેઓ વિશ્વાસઘાત કરી રહ્યા છે. કૃપા કરીને અમે કહીએ છીએ તે સાંભળો.

× × × ×

હે સમાજ સુધારકો! શું આ દશા દયાજનક નથી? આપના ઉપદેશોથી સમાજના અધિક લોકોને લકવો થયો છે. દેશનાં બાલકોનાં વદન કરમાઇ ગયાં છે. તેઓ ઉદ્યમ અને પરિશ્રમની વાત સમજી શકતાં નથી. તેમનો કાંઇ ઉદ્દેશ નથી; તેમનામાં કાંઇ જીવન નથી. તેમને ખાડામાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કરીએ, તોપણ તેઓ બહાર નીકળવા માગતાં નથી. તેમનાં બંધન કાપી નાખો, પરંતુ તેઓ બંધનમાં જકડાઇ રહેવા માગે છે. શું કોઈ પણ જાતિની આવી હીન દશા કદી પણ થઇ હશે? હે પ્રભો! હે પ્રભો!!

સ્વત્વ! ભારતસંતાનોને માટે આ નવીન શબ્દ છે. આજે વીસમી શતાબ્દિમાં અમે અમારા દેશબંધુઓને સ્વત્વનો મહિમા

જણાવવાને પ્રવૃત્ત થયા છીએ. શું તેઓ અમારો પોકાર સાંભળશે? શું તેઓ અન્ય શબ્દનું છળકપટ છોડી 'અધિકાર' એ મહત્તાપૂર્ણ શબ્દ પર વિચાર કરશે ?

પ્રાયઃ એવું જોવામાં આવે છે કે, મજૂરો પોતાનાં દુઃખો ભૂલી જવાને માટે મદ્યપાનનો અભ્યાસ પાડે છે. તેઓ દારૂના નશામાં થોડા સમયને માટે પોતાનાં ગૃહદુઃખો વીસરી જાય છે.

## ३–स्वत्वरक्षा

"મનુષ્ય જે કાંઇ કમાય છે તેનો ખરો સ્વામી તેજ છે." આ વાત એક સાધારણ બુદ્ધિનો માણસ પણ ઘણી સહેલાઇથી સમજી શકે છે. એમાં કાંઇ મોટા તત્વજ્ઞાનની જરૂર નથી. મનુષ્યની સામે જો કોઇ પણ કઠિન પ્રશ્ન હોય, તો તે એ છે કે, "જે કાંઇ મનુષ્ય કમાય તેની રક્ષા તે શી રીતે કરી શકે ?" એક તરફ સમાજના શાંતિપ્રિય અને સાધુ પ્રકૃતિના સભાસદો ઈમાનદારીથી જીવનનિર્વાહ કરવા માગે છે; તેઓ મહેનતમજૂરી કરીને દ્રવ્ય કમાય છે અને બીજી તરફ લુચ્ચા, નકામા, આળસુ, ધૂર્ત અને લફંગા લોકો સામ, દામ, દંડ, ભેદ અથવા પોતાના શારીરિક બળથી સાધુ પુરુષોને ઠગી ચેનબાજી ઉડાવે છે. આ દૃશ્ય આપણે આપણી સામેજ જોઇએ છીએ. આપણી દિનચર્યામાં આપણે એવી અનેક ઘટનાઓ જોઇએ છીએ અને સાંભળીએ છીએ. ધર્માત્માઓનું કાંઈ વજન નથી–ઈમાનદારોનો કોઇ ભાવ પૂછતું નથી. જ્યાં જુઓ ત્યાં લુચ્ચા, જૂઠા અને દગાબાજોજ ફાવી રહ્યા છે. લાંચ–રુશવતનું બજાર ગરમ છે. અદાલતોમાં ધનાઢ્યોનું કામ સિદ્ધ થાય છે અને ગરીબ બિચારા નિરપરાધીઓ માર્યા જાય છે. ગરીબ માણસોનો કોઈ ભાવ પૂછતું નથી. રૂપિયા

હોય તો સર્વ કાંઈ છે, નહિ તો ધક્કા ખાવાનોજ વારો આવે છે.

× × × ×

દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો 'સ્વત્વ-નાશ' અને 'અધિકાર-હ્રાસ'નું મુખ્ય અને એકજ કારણ અવિદ્યા છે. સમાજની પ્રારંભિક અવસ્થામાં અવિદ્યાનું સામ્રાજ્ય રહે છે; તેથી તેમાં પશુના જેવી જીવનવ્યવસ્થા હોય છે. પરંતુ જેમ જેમ માણસને ભાન આવે છે, તેમ તેમ તેની આંખો ખૂલતી જાય છે. તે તર્ક કરવા લાગે છે અને બુદ્ધિનો ઉપયોગ કરવા માંડે છે. તેને સમાજની મહત્તા સમજાવા લાગે છે. તે પારસ્પરિક સંબંધો સમજવાની ચેષ્ટા કરે છે. આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે, જે સમાજમાં જેટલી અધિક અવિદ્યા હોય છે, તે સમાજમાં તેટલો અધિક અન્યાય થાય છે.

એક વાત તો સ્પષ્ટ છે કે, આપણા સમાજની આ કાંઈ પ્રારંભિક અવસ્થા નથી; આપણે સભ્ય અવસ્થામાં છીએ. એટલા માટે આપણી વર્તમાન દશામાં આપણે સ્વત્વની રક્ષા કેવી રીતે કરી શકીએ, તે જાણવાની આવશ્યકતા છે. આપણો સંબંધ કેવળ વર્તમાનકાળની સાથે છે. પાછલાં મુડદાંને અમે ઉકેલીશું નહિ, તેમજ ભવિષ્યનાં સ્વર્ગીય ઉદ્યાનો પણ દર્શાવીશું નહિ. અમે અમારા દુઃખિત ભાઇઓના વર્તમાન વ્યાધિઓનો ઇલાજ કરવા માગીએ છીએ. સૌથી પ્રથમ પ્રત્યેક વ્યક્તિએ એમ સમજવું જોઇએ કે, સ્વત્વરક્ષા એ ઈશ્વરી આજ્ઞા છે. મનુષ્યનો એ ઈશ્વરદત્ત અધિકાર છે. જેવી રીતે આપણે નાનાં નાનાં પતંગિયાં અને પક્ષીઓમાં સ્વત્વરક્ષાની આદત જોઇએ છીએ, તેવી રીતે આપણે એમ પણ સારી રીતે સમજી લેવું જોઇએ કે, સ્વત્વરક્ષા એ ધર્મનું એક અંગ છે. જેમ આપણને ધર્મનાં દશ લક્ષણો જણાવવામાં આવ્યાં છે, તેવી રીતે આને ધર્મનું અગિયારમું લક્ષણ સમ-

જવું જોઈએ. આપણા હક્કોની રક્ષા કરવી અને આપણા પરસેવાની કમાઇ ધૂર્તોના હાથમાં જતી બચાવવી, એ આપણો ધર્મ છે.

× × × ×

આપ પ્રશ્ન કરશો કે, સ્વત્વરક્ષાની આ પ્રણાલિને માટે તો શારીરિક બળની જરૂર છે. તો ભલા, કમજોર આદમી શું યુદ્ધ કરી શકે છે? તો અમે આપને વિનયપૂર્વક નિવેદન કરીશું કે, જે અવસ્થાનું અમે વર્ણન કરીએ છીએ, તે અવસ્થામાં તો હૃષ્ટપુષ્ટ માણસો નિર્બળોના હાથનો માર ખાઇ બેસે છે. ચોર એકલોજ હોય છે, પરંતુ તેનું નામ ઘણા લોકોને ભયભીત બનાવી દે છે. તેનું નામ સાંભળતાંજ મોટા મોટા હૃષ્ટપુષ્ટ માણસો બહ્વાવરા બની જાય છે. તેમને રાત્રે નિદ્રા આવતી નથી. તેઓ સ્વપ્નમાં પણ આક્રંદ કરી ઊઠે છે. ભય તેમને કંપાયમાન કરી દે છે.

આનું કારણ શું છે? કારણ કેવળ એટલુંજ છે કે, આપણને ચોરોથી ડરતા રહેવાની શિક્ષા આપવામાં આવી છે, આપણને લફંગાઓથી બીવાની શિક્ષા આપવામાં આવી છે. આપણને લફંગાઓની આગળ મસ્તક નમાવવાનો ઉપદેશ અપાયો છે.

× × × ×

અમે આ સંબંધી વિસ્તારપૂર્વક વિવેચન કરવાની ઇચ્છા રાખીએ છીએ; પરંતુ તેમ કરવાને અમે અસમર્થ છીએ. એક તો અમારી લેખિની સ્વતંત્ર રીતે ચાલી શકતી નથી અને બીજું અમે અમારા વિષયને સીમાબદ્ધજ રાખવા માગીએ છીએ. અમે કેવળ સામાજિક અશાંતિનાં કારણોનુંજ નિદર્શન કરીશું જો સમાજના સભ્યો એ કારણો જાણે અને અશાંતિ દૂર કરે તો સામાજિક ઉન્નતિનું ચક્ર ઘણી સરળતાથી ચાલ્યા કરે. સમાજ સભ્યોની બનેલી છે; એટલા માટે જો અમે સભ્યોના અધિકાર દર્શાવવાને ફળીભૂત થઇએ, તો અમારા ઉદ્દેશની સિદ્ધિ

સારી રીતે થાય. અમે માણુસોના અધિકાર ત્રણ ભાગોમાં વિભક્ત કર્યાં છે. તેનું વર્ણન ક્રમાનુસાર કરી આ ખંડ પૂર્ણ કરીશું.

૧—પ્રત્યેક મનુષ્ય સામાજિક સભ્ય છે અને તે કારણથી સામાજિક ભોગો ભોગવવાનો તેને સર્વના જેટલો અધિકાર છે. આગગાડી, તાર, બાગ, પુસ્તકાલય, આદિ જેમ સર્વને માટે છે તેમ તેને માટે પણ છે. જો તેના એ સંબંધી અધિકારમાં કાંઈ વાંધો દર્શાવવામાં આવે અને તેની સાથે યોગ્ય વર્તન કરવામાં આવે નહિ, તો સ્વત્વરક્ષા કરવી એ તેનો ધર્મ છે. જેવો સમય હોય તે અનુસાર લેખ, વાણી અને શારીરિક બળથી તેણે પોતાના સ્વત્વની રક્ષા કરવી જોઇએ. જો તે દુકાન પર માલ લેવા જાય તો તેણે ત્યાં પોતાનો વારો ધ્યાનમાં રાખવો જોઇએ. અન્ય લોકો તેને ધક્કો મારી તેનાથી પ્રથમ માલ લઈ લે તો તે તેણે સહન કરવું જોઇએ નહિ. અલબત્ત, બાળકો અને સ્ત્રીઓને સદા માન આપવું. કોઇ લફંગો માણસ ગાળ દઇ હઠાવવા માગે અને સ્ટેશન પરના નોકરો ઘુરકિયાં કરે, તો તે તેણે સહન કરવાં જોઇએ નહિ. તેણે પોતે તો કોઇની ઉપર અત્યાચાર કરવો જોઇએ નહિ.

× × × ×

ભિક્ષા માગવાથી અધિકાર મળતા નથી. હાથ જોડનારા અને પાછાં ડગ ભરનારા માણસો કાયર છે. તેઓ સમાજના ક્ષુદ્ર જંતુરૂપ છે; તેમને પગ તળે છૂંદવા યોગ્ય છે. પ્રથમ અધિકાર લેવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. ખુશામત, વ્યાખ્યાન તથા અરજીથી કોઇને પણ અધિકાર પ્રાપ્ત થયા નથી. જેમને અધિકાર પ્રાપ્ત થયા છે, તેમને તે સ્વત્વરક્ષાની શક્તિ પ્રાપ્ત કરવાથીજ મળ્યા છે. સ્વત્વરક્ષાની શક્તિ પ્રાપ્ત કરો એટલે અધિકાર આપના હાથમાં આવી જશે. સમાજના અન્યાયી સભ્યો તેમની ઉપરજ જુલમ કરે છે કે જેમને તેઓ ભીરુ અને

કાયર તરીકે ઓળખે છે અને જેઓ તેમની સામે મસ્તક નમાવી "જી હજૂર, જી હજૂર" વા "ઠીક, અન્નદાતા, ઠીક, અન્નદાતા" કહીને ચાલે છે. જેઓ સિંહના બાળકની પેઠે અક્કડ રહીને ચાલે છે, જેમના બાહુમાં બળ છે, જેઓ એક ક્ષણુ પણુ અન્યાય સહન કરતા નથી, એવા પુરુષસિંહોને કોણુ ડરાવી શકે એમ છે? તેમની સાથે કોણુ અન્યાય કરી શકે એમ છે? 'અન્યાય' તો તેમનાથી હજારો ગાઉ દૂર ભાગી જાય છે. 'જુલમ' તેમનાથી થરથર કંપે છે. એટલા માટે અમે અન્યાયપીડિત બંધુઓને નિવેદન કરીએ છીએ કે "ઊઠો, બંધુઓ! તમારી શક્તિ એકત્ર કરો. સ્વત્વરક્ષાનુ પણ લો. અન્યાય દૂર કરવાનો યત્ન કરો. તમારા ધર્મનો અને પ્રમાણિકતાનો ત્યાગ કરો નહિ. વીર બનો, સમાજમાં રહો અને તમારા અધિકારોને માટે યુદ્ધ કરો. ઈશ્વિર તમારી રક્ષા કરશે. તમને તમારા અધિકારો મળશે."

ઉપરોક્ત ત્રણુ રૂપાન્તરોના નિરીક્ષણુથી આપને વિદિત થશે કે, સ્વત્વરક્ષા મનુષ્યની અવસ્થા પર નિર્ભર છે. કોઇ વખતે તેને તે માટે એકલાજ યુદ્ધ કરવું પડશે અને કોઇ વાર તેને પોતાના સાથીઓની સાથે મળીને કાર્ય કરવું પડશે. જો સ્વત્વનો સંબંધ તેની એકલાની સાથે હોય, તો તેને સ્વયં પોતાની લડાઈઓ લડવી પડશે. જો તે એક સામાજિક અન્યાય હશે, તો તેનો પ્રતિકાર સંઘબળ વિના કરી શકાવાનો નથી. જો તેનો સંબંધ સમગ્ર દેશની સાથે હશે, તો તે અન્યાયનો નાશ દેશવાસીઓના ઐકય વિના અશકય છે. એટલા માટે જે વ્યક્તિનો અધિકાર લૂંટાયો હોય, તેણે પ્રથમ તેનું મૂળ સ્વરૂપ ઓળખી લેવું એ તેનું કર્તવ્ય છે. જ્યારે વ્યાધિનું યોગ્ય નિદાન–જ્ઞાન થશે, ત્યારે તેનું નિવારણુ કરવું અતિ સહેલું થઇ પડશે.

× × × ×

" જો તમે તમારા અધિકારોની રક્ષા કરવા માગતા હો, તો તમે તમારા પાડોશીઓના જેવા બનો. તેમનાથી કોઇ પણ પ્રકારે ન્યૂન રહો નહિ; કારણ કે જે બળવાન હોય છે, તેમને માટેજ આ જગત છે, તેજ પોતાની રક્ષા કરી શકે છે, તેનેજ જીવનનો આનંદ પ્રાપ્ત થઇ શકે છે."

## ૪—समानाधिकार

આ સૃષ્ટિ પરમ પિતા પરમાત્માની છે અને આપણે સર્વ તેનાં બાળકો છીએ.

પ્રત્યેક પ્રમાણિક માણસનો એવો સિદ્ધાંત હોવો જોઇએ કે, સમાજમાં સર્વને ન્યાય મળવો જોઇએ તેમજ કોઇ પણ માણસને વિશિષ્ટ હક મળવો જોઇએ નહિ.

ભારતના સર્વસાધારણ લોકો આજે અવિદ્યાની ઊંડી નિદ્રામાં સૂતેલા છે. તેમને શિક્ષાનીજ આવશ્યકતા છે. તેમને માટે અવશ્ય શિક્ષાનો પ્રબંધ થવો જોઇએ. એક વાર મને આ સંબંધી બોલવાને આપણા શિક્ષિત બંધુઓની સભામાં જવાનો શુભ અવસર પ્રાપ્ત થયો હતો. ત્યાં મેં મારા વિચારો પ્રકટ કર્યા અને આપણા અશિક્ષિત બંધુઓના પક્ષનું સમર્થન કર્યું. આથી સભામાં ભારે વાદવિવાદ શરૂ થયો. કેટલાક પ્રતિષ્ઠિત માણસોએ મારા કથનનો પ્રતિકાર કર્યો. તેમની મુખ્ય દલીલ એ હતી કે, જો સર્વસાધારણમાં શિક્ષાનો પ્રચાર થઇ જશે તો નોકર નહિ મળે અને જો મળશે તો તે અધિક પગાર માગશે.

આ દલીલ કેવી સ્વાર્થથી ભરેલી છે! એની અંદર કેવો નીચ અને સંકીર્ણ ભાવ ભરેલો છે! એક માણસ બીજા માણસને પોતાનો ગુલામ બનાવવાને માટેજ તેને શિક્ષા આપવા ઇચ્છતો નથી.

તેની ઇચ્છા એ હોય છે કે, સમાજના ઘણા સભ્યો અશિક્ષિત રહે તો સારું; કારણ કે એવી દશામાં બબ્બે ત્રણત્રણ રૂપિયાના પગારે નોકર મળી શકશે. વાહરે ન્યાય! અન્યાયની પણ કાંઇ હદ છે કે નહિ? આવા માણસો પોતાને કોણ જાણે શું સમજે છે?

તેમની પાસે વિદ્યા, ધન અને સત્તા છે; એટલા માટે તેઓ સ્વેચ્છાનુસાર સમાજ પર શાસન કરવા માગે છે. પરંતુ હવે એ દશા ટકી શકવાની નથી. દેશહિતૈષીઓ આ કુટિલ નીતિનાં ભયાનક પરિણામોથી પરિચિત થવા લાગ્યા છે. તેમને પ્રતીત થયું છે કે, આ સ્વાર્થ તેમનો નાશ કરી દેશે અને સર્વસાધારણની અવિદ્યા તેમને પણ સાથેજ લઇને ડૂબશે.

આવો, આપણે આપણા સ્વાર્થો એક બાજુએ રાખી સમાનાધિકારના પવિત્ર સિદ્ધાંત પર વિચાર કરીએ. પરમાત્મા રચિત આ મંત્રની ઉપયોગિતા સમજવાનો યત્ન કરીએ. જ્યારે આપણે આપણા પોતાના સ્વાર્થને ભૂલી જઇએ, ત્યારેજ તે સર્વનિયંતાના મહાન ઉદ્દેશનું આપણને જ્ઞાન થઇ શકે છે અને ત્યારેજ આપણે 'સમાનતા' શબ્દનો ખરો અર્થ પણ જાણીશું. આ તે કૂંચી છે કે જેના દ્વારા મોક્ષરૂપી ભવનનાં દ્વાર ખુલ્લાં થઇ શકે છે. આ તે જાદુની લાકડી છે કે જેના સ્પર્શથી મુડદામાં પ્રાણ આવી જાય છે. આ તે અમૂલ્ય બુટ્ટી છે કે જેનાથી સમાજના સર્વ વ્યાધિઓનો ઇલાજ થઇ શકે છે.

× × × ×

ઈશ્વરની દૃષ્ટિમાં સર્વ મનુષ્યો સમાન છે. તેના ન્યાય પ્રમાણે સર્વ માણસોને ઉન્નતિ કરવાને સમાન તક મળવી જોઇએ. તેને કોઈ વ્યક્તિવિશેષ પ્રત્યે દ્વેષ નથી. તેણે સર્વને માટે સમાન સાધનો આપ્યાં છે. મનુષ્ય કર્મ કરવાને સ્વતંત્ર છે. તે કોઇનો ગુલામ નથી. તેથીજ તેના ફળનો નિશ્ચય તેનાં કર્મોદ્વારા થાય છે.

× × × ×

સમાજમાં અશાંતિ ક્યારે ફેલાય છે?

જ્યારે સમાજના કેટલાક સ્વાર્થી માણસો પોતાના અન્ય બંધુઓને પાછળ છોડી પોતાની મુક્તિ સાધવાને પ્રયત્નશીલ થાય છે અથવા સંસાર સાથેનો સંબંધ તોડી નાખી યોગ સાધવાને જંગલમાં ચાલ્યા જાય છે અથવા જ્યારે પ્રત્યેક માણસ એકલો એકલો પોતાની ઉન્નતિ સાધવાનો પ્રયત્ન કરે છે અને પર્વતની કંદરાઓમાં છુપાઇ જાય છે ત્યારે સમાજમાં અશાંતિ ફેલાય છે.

× × × ×

શું મોક્ષનો અર્થ પૂર્ણ શાંતિ થતો નથી? અને જ્યારે આપણા બંધુઓ અવિદ્યાના ઊંડા કૂપમાં પડ્યા હોય, ત્યારે શું બ્રહ્માંડમાં પણ પૂર્ણ શાંતિ સંભવિત છે? કદાપિ નહિ. મનુષ્ય તો સ્વાર્થી છે. બીજા માણસો ભલે કૂવામાં પડે; પરંતુ પોતાને મુક્તિ પ્રાપ્ત થાય એવી તેની ઇચ્છા હોય છે અને પરમાત્માના નિયમો અતિ સખ્ત છે. તે પોતાનાં સર્વ પુત્રો અને પુત્રીઓ પ્રત્યે ધ્યાન રાખે છે. મનુષ્યના હૃદયમાં સેવા, બલિદાન, ઉપકાર આદિ ઉચ્ચ ગુણોનો આવિર્ભાવ કરવાને માટે તેણે તેને સામાજિક સભ્ય બનાવ્યો છે. સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ માનવી એજ મનુષ્યને માટે મોક્ષનો સીધો અને સાચો માર્ગ છે. તેણે સર્વને સમાન સમજી સર્વની ઉન્નતિને માટે સમાન ઉપાય કરવા જોઇએ.

× × × ×

કારણ કે આપણે સર્વ એક પિતાના પુત્ર છીએ. જે લોકો પોતાના બંધુઓને નીચ ગણે છે અને તેમને સમાન હક આપતા નથી, તેઓ પોતે પોતાને નુકસાન કરે છે. સમાજની અશાંતિનું મુખ્ય કારણ આપણો પોતાનોજ સ્વાર્થ છે. દેશની સમાનતા નષ્ટ થઇ જવાથીજ આજે આપણી અધોગતિ થઇ છે. જ્યાં સુધી સમાજ પોતાના સર્વ સભ્યોને સમદૃષ્ટિથી જોશે નહિ;

ત્યાંસુધી કદી પણ ઐકય થઇ શકશે નહિ અને હમેશાં લડાઈઝઘડા અવશ્ય થતા રહેશે. આપ ઇચ્છો છો કે, સમાનતા કેળવ્યા વિનાજ શાંતિ થઇ જાય તો ઠીક; પરંતુ એમ શી રીતે બની શકે?

× × × ×

હિંદુ, મુસલમાન, જૈન, ખ્રિસ્તી, આર્યસમાજી વગેરે પંથો-ની સ્કૂલો ખોલશો નહિ; પરંતુ સર્વને સમાન શિક્ષા આપવાને અને દેશમાં બુદ્ધિશાળી, સ્વાતંત્ર્યવાદી તથા સહનશીલ સજ્જનો ઉત્પન્ન કરવાને માટે ભારતીય વિદ્યાલય સ્થાપિત કરો. જો આપ અમારું આ નમ્ર નિવેદન નહિ સાંભળો તો અલ્પ સમ-યમાંજ આપને પોતાને આ પદ્ધતિ અનુસાર કાર્ય કરવું પડશે.

ભંગી, ચમાર, મોચી, નામશૂદ્ર, ઢેડ આદિ અસ્પૃશ્ય જાતિ-નાં માણુસોને માટે 'ભારત' શબ્દનો શો અર્થ છે? તેમનાં હૃદયોમાં 'ભારત' શબ્દ શું ભાવ ઉત્પન્ન કરી શકે છે? શું ભારત તેમની માતા છે? શું ભારતમાતાના અન્ય પુત્રો તેમને પોતાના જેવા સમજે છે? 'ભારત' શબ્દ તેમને કાંઇ નવીન સંદેશો આપતો નથી. તેમની સામે એનો કંઇ આદર્શ નથી અને હોય પણ કેવી રીતે? શું તેમણે કદી પણ 'ભારત'ની ગોદ જોઇ છે? શું તેમના અન્યાયી ભાઇઓ તેમને માતાના દૂધથી વંચિત રાખ-તા નથી? માતાનાં એ કરોડો બાલકો મૃતવત્ છે. તેમને જો આપણે ભારતનું દુઃખ દૂર કરવાને કહીએ, તો તેઓ આપણી તરફ ઘૃણાની દૃષ્ટિથી જુએ છે અને તેમાં તેમનો અપરાધ પણ શું છે? અપરાધ તો આપણો છે; કારણ કે આપણે તેમના પ્રત્યે ઘોરતમ અન્યાય કર્યો છે. તેમને સામાજિક અધિકાર આપવામાં આવ્યા નથી. આથીજ આજે અશાંતિ પ્રસરી રહી છે; દેશ ઉદાસ છે અને જાતિ રુદન કરી રહી છે.

ઊઠો, ઈશ્વરદત્ત સંદેશો સાંભળો. તેને ગામેગામ લઇ જાઓ અને કહો કે, મનુષ્યમાત્ર ઈશ્વરની દૃષ્ટિમાં સમાન છે અને સર્વ મનુષ્યો બંધુ છે. અજ્ઞાન લોકોને જણાવો કે, ભારત આપણી સર્વની માતા છે. તેનું ઐશ્વર્ય, તેની સંપત્તિ, તેનું દુઃખ, તેનું સુખ, એ સર્વમાં આપણો સઘળાનો સમાન હિસ્સો છે. તેમને આલિંગન દો અને નિવેદન કરો કે, તમારા અધિકાર અમારા જેટલાજ છે. તેમના પ્રત્યે ઘૃણા કરશો નહિ. સમાન હકની દુંદુભિ વગાડો અને સર્વને એવીજ શિક્ષા આપો કે, ભારત પર સર્વ બંધુઓનો સમાન અધિકાર છે. જે કાંઈ અન્યાય પહેલાં થયો તે થયો. તમારી ભૂલોનો સ્વીકાર કરો. હૃદયમાંથી ઘૃણા અને દ્વેષને તિલાંજલિ આપો.

× × × ×

જ્યાંસુધી આ સામાજિક અન્યાય આપણી સામે છે, ત્યાંસુધી યોગ, પ્રાણાયામ, પુરશ્ચરણ એ સર્વ નિષ્ફળ છે. સમાજની સમાનતા એ આપણો આદર્શ છે અને એથીજ આપણું કલ્યાણ છે. સમાજના સર્વ સભ્યોના હિતમાં આપણું હિત છે. જે માણસ મનુષ્યસમાજની સેવામાં પોતાનું જીવન ખર્ચે છે, તેજ માણસ સાચો યોગી અને સાચો તપસ્વી છે. જે માણસ સમાજ, દેશ અને જાતિનાં દુઃખો દૂર કરવામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દે છે, તેજ સાચો સાધુ, મહાત્મા અને વૈરાગી છે. સમાજના સર્વ સભ્યોને સમાન ગણી તેમની સાથે ન્યાયપૂર્વક વર્તન કરો; તેમને ઉન્નત કરવાનો પ્રયત્ન કરો; તેમના જીવન સુખી બનાવો; તેમને શિક્ષા આપો; તેમના પર પ્રેમ કરો; તેમના અધિકાર છીનવી લો નહિ; તેમની નિર્બળતાનો અઘટિત લાભ ન લો; તેમના પ્રત્યે સહાનુભૂતિ ધારણ કરો. સ્મરણમાં રાખજો કે, આમ કરવામાંજ તમારું, તમારા દેશનું, તમારી જાતિનું અને મનુષ્યમાત્રનું સાચું હિત સમાયેલું છે.

# ૫—वाक्स्वतंत्रता

પ્રશ્ન—"ઇશ્વરે આપણને વાણી શા માટે આપી છે?"

ઉત્તર—"સત્ય બોલવાને માટે; કારણ કે ઇશ્વર સત્યસ્વરૂપ છે અને આપણું જીવન તેને માટેજ છે."

જગતમાં જેટલા મતમતાંતરો પ્રચલિત છે અને જેટલા મહાન સુધારકો થયા છે, તે સર્વેએ આ વાત મુક્તકંઠે સ્વીકારી છે કે, સત્ય બોલવું એ આપણો ધર્મ છે. તેમણે સત્યને સર્વોપરી ધર્મ માન્યો છે. જ્યાં જ્યાં ધર્મસભાઓ છે, ત્યાં ત્યાં આજ અવાજ આપણને સંભળાય છે કે, "સત્ય બોલો, સત્ય બોલો." સભાઓ અને સોસાઇટિઓના ઉપદેશકો પોતાના શ્રોતાઓને એજ ઉપદેશ આપે છે; ચોતરફ એજ ધ્વનિ સંભળાય છે.

પરંતુ એનું પરિણામ શું આવ્યું છે?

તેજ ઉપદેશકોનું ચારિત્ર્ય જુઓ; ધર્મસભાઓના નેતાઓનાં કાર્યની તપાસ કરો. શું તેઓ પોતે સત્યવાદી છે? ના.

તો પછી આ મિથ્યા આડંબર શા માટે? નિત્ય ત્રિકાળ સંધ્યા કરનાર, સમયસર નમાજ પઢનાર અને મંદિરમાં જનાર આવા જૂઠા શા માટે છે?

શું આપે કદી આ પ્રશ્નો પર વિચાર કર્યો છે?

વિચાર કરો. માત્ર 'सत्यंवद धर्मंचर।' કહેવાથી કોઇ સત્યવાદી બની શકતો નથી. એને મનુષ્યના સામાજિક નિયમોની સાથે ઘણો ગાઢો સંબંધ છે. સમાજના જે નિયમો પર મનુષ્યનું જીવન અને મૃત્યુ નિર્ભર છે, તે નિયમોને તેના ચારિત્ર્યની સાથે ગાઢો સંબંધ છે. ભલા, જે સમાજની વાક્સ્વતંત્રતા છીનવી

લેવામાં આવી હોય, તેના સભ્યો સત્ય શી રીતે બોલી શકે? શું તેમને માટે 'सत्यंवद धर्मंचर' એ ઉપદેશ વૃથા નથી?

એક ધર્મોપદેશક કોઈ નગરમાં ઉપદેશ આપવા ગયો. વ્યાખ્યાનનાં વિજ્ઞાન નીકળ્યાં. વિષય હતો 'બ્રહ્મચર્ય' ઘણી સારી ભીડ થઇ. ઉપદેશક મહાશયે લોકોનાં દુર્બળ શરીર જોઈ તેમને ખૂબ ઊધડા લીધા અને કહ્યું કે:

"બ્રહ્મચર્યનું પાલન નહિ કરવાથીજ તમારી આવી દુર્દશા થઈ છે. તમે વ્યભિચારી છો. તમારાં શરીર જુઓ. તમારે શરમાવું જોઇએ," ઇત્યાદિ.

આ પ્રકારે દોઢ કલાકપર્યંત વ્યાખ્યાન ચાલ્યું. અંતે એક વૃદ્ધ માણસથી રહી શકાયું નહિ. તે ઊભો થઇને બોલ્યો:

"સાંભળો પંડિતજી! અમને તો પેટ ભરીને ખાવાનુંજ મળતું નથી અને આપ તો અમને વ્યભિચારી કહો છો! જો અમને બે ટંક પેટ ભરીને અન્ન મળે તો અમારાં શરીર એક મહિનામાં હૃષ્ટપુષ્ટ બની જાય. અહીંયાં ખાવાનું તો ઠેકાણું નથી અને તમે તો તમારુંજ કૂટ્યા કરો છો!"

આ વૃદ્ધના કથનનો ઘણો સારો પ્રભાવ પડયો; કારણ કે તે સર્વનો પ્રતિનિધિ હતો અને સર્વના અનુભવનીજ વાત બોલ્યો હતો. અન્નની ત્રુટી એજ તેમની દુર્બળતાનું ખરું કારણ હતું.

આજ દશા 'सत्यं वद'ની છે. ઉપદેશકો ઘણા છે, પરંતુ બીમારીની ખરી દવા કરનાર કોઈ વૈદ્ય મળતો નથી. માત્ર દાખલા દલીલોથી વક્તૃત્વની અમૃતધારા વર્ષાવનારા ઘણા મળે છે. આવી દશામાં સત્યનો પ્રચાર શી રીતે થઈ શકે? સૌથી પ્રથમ તો આપણે સામાજિક યંત્રના સિદ્ધાંતો સમજવાની તથા તેની રચના અને ગતિ જાણવાની જરૂર છે. સામાજિક વિજ્ઞાનના જ્ઞાન વિના

ધાર્મિક ઉપદેશો નકામા છે. જે નિયમોને આધીન સામાજિક ચક્ર ચાલે છે, તે જાણ્યા વિના સમાજની વ્યવસ્થા શી રીતે થઈ શકે ?

જો 'सत्यं वद'નો પ્રચાર કરવા માગતા હો, તો પ્રથમ 'સત્ય'ના માર્ગમાં વિઘ્નો કયાં કયાં છે, તેની તપાસ કરો. કોઇ માણુસ માત્ર શોખને ખાતર અસત્ય બોલતો નથી અને જે બોલે છે, તે માનસિક વ્યાધિઓથી ગ્રસિત થાય છે. અધિક માણુસો તેમની વાક્સ્વતંત્રતા છીનવી લેવામાં આવી છે, એટલા માટે અસત્ય બોલે છે. તેઓ સત્ય બોલવા માગે તોપણુ બોલી શકતા નથી. તેમને બળાત્કારે અસત્ય બોલવું પડે છે. સમાજની આર્થિક તથા રાજનૈતિક દશાજ એવી હોય છે કે, અસત્ય વિના તેનો નિભાવ થવો કઠિન છે. આવી દશામાં લોકો સત્ય બોલવા જાય, તો તેઓ ભારે સંકટમાં આવી પડે છે. હવે આપણે જાણુવું જોઇએ કે, વાક્સ્વતંત્રતાના મહાન શત્રુ કોણુ છે ? સમાજના સભ્યોની પાસે બળાત્કારે પાપ કોણુ કરાવે છે ? અમે એક નાનું સરખું ઉદાહરણુ આપી આ વિષય પર અધિક પ્રકાશ નાખીશું.

ધારો કે, સમાજના કોઇએક સભ્યના હાથમાં સમાજનું કર્મતંત્ર આવી ગયું છે. સમાજની કેટલીક સત્તા તેને પ્રાપ્ત થઇ છે. સત્તાના ઘમંડથી તે કેટલાંક અન્યાયી કામ કરે છે. હવે કોઇ ન્યાયપ્રિય સજ્જન તેની વિરુદ્ધ અવાજ ઉઠાવે, તો તે સત્તાનો અભિમાની તેને દબાવી દેવા માટે ચેષ્ટા કરશે. કોઇ તેનાં અન્યાયી કામ ઉઘાડાં પાડે અને તેની પોલ ખોલે, એ તેને કદી પણુ પસંદ પડશે નહિ. સત્ય હકીકત બહાર આવે તો તેની સત્તા છીનવી લેવામાં આવે. આ ન્યાય અને અન્યાયના ઝઘડામાં વાક્સ્વતંત્રતાનું ગળું દાબી દેવામાં આવે છે અને અન્યાયનો પક્ષ બળવાન થતાં સત્યનો ઝંડો થોડા કાળને માટે પડી જાય છે.

આ એક સાધારણ ઉદાહરણ છે. એ દ્વારા પ્રતીત થશે કે,

વાક્સ્વતંત્રતાનો મહાન શત્રુ અન્યાય છે. જ્યારે સમાજના કોઇ અંગની કોઇ પણ દશામાં વાક્સ્વતંત્રતા છીનવી લેવામાં આવે, ત્યારે સમજી લેવું કે, અન્યાયના ગુપ્તચર સમાજમાં ઘૂસીને તોફાન મચાવી રહ્યા છે. આવી દશામાં લોકો ઇશારાથી વાત કરવા લાગે છે. તેમને ઘૂસપુસ વાત કરવાની ટેવ પડે છે, તેમનું સાહિત્ય ઢંગધડા વગરનું બની જાય છે. તેમના નેતાઓ લેખો, કવિતાઓ અને વ્યાખ્યાનોમાં સત્ય વાત કહેતાં ડરે છે. ખુશામત, ચાપલૂસી, લુચ્ચાઇ, દગાબાજી વગેરે દુર્ગુણોનો આદર થવા લાગે છે. ભીરુ અને કાયર માણસો બડેખાં બની જાય છે. ધર્મ, અધર્મનું રૂપ ગ્રહણ કરી લે છે. સત્ય ધર્મથી લોકો ભૂતની પેઠે ડરીને નાશી જાય છે અને પોકળ ધર્મનું સામ્રાજ્ય ચારે દિશામાં વ્યાપી જાય છે.

આમ બનવું સ્વાભાવિકજ છે. વાક્સ્વતંત્રતા એ ઉન્નતિ તથા ધર્મનો પ્રાણ છે. સમગ્ર જગતના દુર્ગુણો માત્ર એક 'અસત્ય' માં ભરેલા છે. મનુએ કહ્યું છે કે,

"नास्ति सत्यात्परो धर्मः नानृतात्पातकं वरम् ।"

અર્થાત્ સાચ બરાબર ધર્મ નહિ ઔર જૂઠ બરોબર પાપ નહિ.

જાકે હૃદય સાંચ હૈ, તાકે હૃદય આપ."

આ ઉપદેશ અક્ષરશઃ સત્ય છે. પરંતુ જ્યારે સમાજના સભ્યોની વાક્સ્વતંત્રતાજ છીનવી લેવામાં આવે, ત્યારે ધર્મનું પાલન થાયજ કેવી રીતે ?

× × × ×

આવી સમાજમાં અવશ્ય દુર્ગુણોનોજ વાસો થશે. આવી સમાજને ખુશામત, ચાપલૂસી, ધૂર્તતા, બહુરૂપીપણું આદિ નાના પ્રકારના રોગો ઘેરી લેશે. નિર્બળતાના વિચારો સર્વસા-

ધારણમાં ફેલાઇ જશે અને આમ થાય તેમાં લોકોનો અપરાધ પણ શું? એ વાક્સ્વતંત્રતા નષ્ટ થવાનું સ્વાભાવિક ફળ છે. દયાળુ ભગવાને મહાકૃપા કરીને મનુષ્યને વાક્સ્વતંત્રતા આપી છે. તેણે આપણને ધર્માત્મા બનવાની તથા આ અધિકારદ્વારા ઉન્નતિ કરવાની આજ્ઞા કરી છે. આજ કારણથી સમાજના હિતૈષી સજ્જનોએ સમાજના હિત માટે સદા આ અધિકારની રક્ષા કરી છે, તેઓ સદા અન્યાયની વિરુદ્ધ યુદ્ધ કરતા રહ્યા છે. માનવ-સમાજનો ઇતિહાસ વાંચવાથી આપણને વાક્સ્વતંત્રતા કેવું અ-મૂલ્ય રત્ન છે, તે પ્રતીત થાય છે. એની રક્ષા કરવી એ પ્રત્યેક નર-નારી–આબાલવૃદ્ધનું મુખ્ય કર્તવ્ય છે. એ એક એવો અધિકાર છે, કે જે નષ્ટ થવાથી મનુષ્યનાં સર્વ ધર્મકર્મ નષ્ટ થઇ જાય છે. વિદ્વાન અને દૂરદર્શી સજ્જનો એને પ્રાણથી પણ પ્રિય ગણી સદા એની રક્ષાને માટે કટિબદ્ધ રહ્યા છે. પ્રાચીનકાળમાં સમાજે જે કાંઇ ઉન્નતિ કરી હતી, તે સર્વ આ અધિકારની રક્ષાથીજ થઇ હતી. ભવિષ્યમાં જો ધર્મની રક્ષા થઇ શકશે, તો તે વાક્સ્વાતંત્ર્ય-દ્વારાજ થઈ શકશે.

કેટલાક બંધુઓ વાણીસ્વાતંત્ર્યની વિરુદ્ધ આ દલીલ કરે છેઃ–

"સમાજમાં શાંતિ કાયમ રાખવાને માટે સભ્યોને વાક્સ્વ-તંત્રતા ન આપવી એ આવશ્યક છે. નહિ તો ઉદ્ધત માણસો જૂઠી ગુલબાંગો ફેલાવી, સર્વસાધારણને બહેકાવી સમાજમાં ક્રાંતિ ઉત્પન્ન કરશે."

શું આ દલીલ યોગ્ય છે? શાંતિનો પોકાર કરનારા આ બંધુ-ઓને કોઇ પૂછશે કે, તમારા શિર પર શાંતિ સ્થાપવાનો બોજો કોણે નાખ્યો છે? તમને શાંતિ સ્થાપન કરવાની શક્તિ કોણે આપી છે? જો તમે સ્વેચ્છાનુસાર નિરંકુશ બની બેઠા હો, તો એ તમારો બળાત્કાર છે. ઠીક સાહેબ, તમારી આ શિરજોરીની આ-

ગળ થોડો કાળ શિર ઝુકાવી જો અમે માની પણ લઇએ કે, કેટલાક મૂર્ખ લોકો વાક્સ્વતંત્રતાનો અઘટિત લાભ લે છે; તોપણ ભલા એ કયાંની બુદ્ધિમત્તા છે કે, 'કેટલાક' ને માટે 'સર્વ' નો અધિકાર છીનવી લેવામાં આવે? ઉદ્ધત લોકોને દંડ આપો, તેનો કાંઇ પ્રબંધ કરો; પરંતુ સમાજના સમસ્ત નિરપરાધી સભ્યોને ઘોરતમ અન્યાયની શૃંખલામાં બાંધવા એ કયાંનો ન્યાય છે?

જે બંધુઓને પોતાના અધિકારોનું જ્ઞાન હોતું નથી, જેઓ સામાજિક સિદ્ધાંતોથી સર્વથા અનભિજ્ઞ હોય છે, જેઓ પોતાને મનુષ્ય માનતા નથી, તેમને આવી આવી દલીલો યોગ્ય લાગે છે. અમે તો અમારી જાતને પરમાત્માના પુત્ર તરીકે માનીએ છીએ અને સર્વની સમાન અમારા અધિકાર સમજીએ છીએ. વાક્સ્વતંત્રતા અમને ઇશ્વર તરફથી મળી છે. સમાજે કાંઇ અમને એ રત્ન આપ્યું નથી. જે વસ્તુ અમને અમારા પિતા પરમાત્માની તરફથી વારસામાં મળી છે, તેની ઉપર શું કોઇનો અધિકાર છે? એની ઉપર માત્ર અમારોજ અધિકાર છે. અમારો અધિકાર છીનવી લેવાનો કોઇને કંઇ પણ હક નથી. અમે સમાજમાં અમારી ઉન્નતિ કરવાને માટે આવીએ છીએ; નહિ કે અમારી જાતને વેચવાને માટે. તમે અમને ગુલામ બનાવવા માગો છો. તમે આજ્ઞા આપો તો અમે બોલીએ અને તે પણ તમારી ઇચ્છા પ્રમાણે! ભલા, એ કયાંની સભ્યતા છે? પાંજરામાં કેદ પડેલું પક્ષી પણ પોતાની ઇચ્છા પ્રમાણે બોલી શકે છે અને તમે તો અમારું જીવન તેના કરતાં પણ પતિત બનાવવા માગો છો. આમ કદી પણ બનશે નહિ.

જે માણસને પોતાના મનના વિચારો પ્રકટ કરવાની સ્વતંત્રતા હોતી નથી, તેનું જીવન કેવું અસ્વાભાવિક હોય છે! તે જ્યાં જ્યાં જાય છે અને જેને જેને મળે છે, ત્યાં ત્યાં સર્વત્ર શંકાનું ભૂત તેની સાથે સાથે ચાલે છે. આગગાડીમાં તે પોતાના માનવબંધુ-

ઓની સાથે વાત કરતાં ડરે છે. તે કોઈની ઉપર વિશ્વાસ કરી શકતો નથી. જો કોઇ પ્રેમથી તેની સ્થિતિના સમાચાર પૂછે, તો તેના કાન ખડા થઇ જાય છે અને તે પ્રશ્નકર્તાને શંકાની નજરથી જુએ છે. તે સભાઓ અને સમાજોમાં જતાં ડરે છે..તે બીજાઓની સમક્ષ પોતાના સારા વિચારો પ્રકટ કરી શકતો નથી. તેને પોતાના બંધુઓની ઉપર વિશ્વાસ રહેતો નથી. ક્યાં જવું, શું કરવું અને કોને મળવું તેનો તેને વિચાર થઇ પડે છે!

હે મનુષ્ય! જરા તારી તરફ જો. તારા પુત્ર અને પુત્રીઓની વાક્સ્વતંત્રતાની રક્ષા કરી તેમનાં જીવન સ્વાભાવિક બનાવ. આંખો ખોલી તેમની પતિત દશાનું અવલોકન કર. તેઓ છળવેષી બની ગયાં છે. તેમણે સત્ય બોલવું છોડી દીધું છે. તેઓ ઇશ્વરભક્ત બની શકતાં નથી. તેઓ ધાર્મિક બની શકતાં નથી. ભલા, તેઓ પોતાના ઉચ્ચ વિચારો શી રીતે ફેલાવી શકે? ભલા, તારાં સંતાનો શુદ્ધ ઇતિહાસવેત્તા શી રીતે બની શકશે? આવી દશામાં સારા સારા ઉન્નતિમૂલક ગ્રંથો પણ લખી શકાતા નથી. વિદ્યાવિશારદ નીતિજ્ઞો ઉત્પન્ન થઇ શકતા નથી. ઉત્તમ સાહિત્યનો પ્રચાર થઈ શકતો નથી. આ સર્વ ત્યારેજ બનશે કે જ્યારે તારાં સંતાનોનું જીવન સ્વાભાવિક થશે. આજે તો તેઓ કાષ્ઠનાં પૂતળાં સમાન છે. આજે તો તેઓ માટીનાં રમકડાં જેવાં છે. તેઓ માત્ર મસ્તક હલાવવાનુંજ જાણે છે. આવાં સંતાનોથી તારું ભવિષ્ય સુધરશે? કદી નહિ.

પ્યારા બંધુઓ! અમારો પોકાર સાંભળો અને તમારી વાક્સ્વતંત્રતાની રક્ષા કરો. જો તમારામાંથી કોઇ ઇશ્વરને ન માનતા હોય, તો તેમણે પોતાની વાણીના યથાર્થ ગુણ જાણવા જોઇએ. જો વાણી કેવળ હૃદયભાવ પ્રકટ કરવાનું સાધન હોય, તો તેનો અર્થ એટલોજ છે કે, તે સત્ય બોલવાને માટે છે. શું હાલમાં તમને સત્ય બોલવાની છૂટ છે? વિચાર કરો. શું આપનું જીવન

સ્વાભાવિક છે? ચિંતન કરો. શું આજે હલકા વિચારો જ્યાંત્યાં પ્રસરી રહેલા આપ નથી જોતા? જુઓ છો, તો પછી તેનો ઉપાય કેમ કરતા નથી? આનંદથી આમતેમ કેમ ફરી રહ્યા છો? આપને ખેલતમાશા, વિવાહ, નાચરંગ વગેરે કેમ સૂઝે છે? આપને ભોજન કરવું કેમ ભાવે છે? જે સત્યનો મહિમા ગાતાં આપણો કંઠ થાકતો નથી, જે સત્યને આપણે આપણો સર્વોપરી ધર્મ માનીએ છીએ, તે સત્યનું એકનું એક સાધન વાક્સ્વતંત્રતા નષ્ટ થઇ જાય; તોપણ આપણે હાથ પર હાથ મૂકીને બેસી રહીએ, એ શું લજ્જાની વાત નથી? કેટલી આશ્ચર્યની વાત છે? જે માત્ર એકજ અધિકારના પાયા ઉપર ઉન્નતિની ઇમારત ઊભી કરી શકાય, જેના પવિત્ર પ્રભાવથી સરસ્વતીદેવીનું આહ્વાન કરી શકાય, તે ધર્મપીઠ વાક્સ્વતંત્રતાનું ગળું આપણી સન્મુખ દાબી દેવાંમાં આવે અને આપણે ચૂપચાપ જોયા કરીએ એ શું?

આ સર્વનું કારણ એટલુંજ છે કે, આપણે વાક્સ્વતંત્રતાની મહત્તા જાણતા નથી. આપણે એ અધિકારનો મહિમા સમજતા નથી. આપણને એટલું પણ જ્ઞાન નથી કે, એ આપણો અધિકાર છે. આપણે માટે તો 'વાક્સ્વતંત્રતા' એ નવીન શબ્દ છે. કોઇ પુરાણા પંડિતજીને એની પરિભાષા પૂછો, નવા શિક્ષિતોની પાસે એની વ્યાખ્યા કરાવો, ધર્મોપદેશકોને પૂછી જુઓ, તેમનામાંથી કોઇ વિરલજ એવો વીર નીકળશે કે, જેને એનું જ્ઞાન હશે. એનો અર્થ જાણતા હોય એવા શિક્ષિત સજ્જનો ઘણા થોડા છે. આજ કારણથી આજે સમાજના સભ્યો મેંઢાંના જેવું જીવન ગાળે છે. વાક્સ્વતંત્રતાજ પોપલીલાનો મહાન શત્રુ છે. જ્યાં વાક્સ્વતંત્રતા હોતી નથી, ત્યાંજ પોપલીલા જામે છે; પરંતુ જ્યાં વાક્સ્વતંત્રતા હોય છે, ત્યાં પોપલીલાની જડ બાઝી શકતીજ નથી. આજે સમાજમાં પોપોની સંખ્યા ઘણી મોટી છે; પોપલીલાનું નિરંકુશ

રાજ્ય ચાલી રહ્યું છે. કોઈને પણ વિચારસ્વાતંત્ર્ય નથી. જરા કોઈ મહાકવિ કાલિદાસની એક ભૂલ બતાવે, તો બસ પોપલીલાનો પિશાચ તેનો પીછો પકડશે અને ખૂબ ગાલિપ્રદાન થવા લાગશે. એમ કેમ? એનું કારણ એ છે કે, સમાજે આપણી વાક્સ્વતંત્રતા છીનવી લઈ આપણને દાસ બનાવી દીધા છે. સમાજના ધર્માંધ નેતા આપણી પાસે સત્યનો પરિત્યાગ કરાવવા માગે છે. આપણા હૃદયના સત્ય ભાવો આપણે પ્રકટ ન કરીએ, એવું તેઓ ઇચ્છે છે. તેઓ આપણને જોરજુલમથી તેમની પાછળ પાછળ ચલાવવા માગે છે. તેઓ પોતાને સામાજિક મર્યાદાના ઇજારદાર સમજે છે અને તેઓ સાહિત્યમાં કાંઈ નવીનતા માગતા નથી.

× × × ×

બિચારી વાક્સ્વતંત્રતાનો ભાવ કોણ પૂછે? આવી સ્થિતિમાં આપણી માનસિક દશાજ દાસત્વમય બની જાય છે અને મસ્તકથી ચરણપર્યંત આપાણું સમગ્ર શરીર 'દાસ' શબ્દનું વાચક બની જાય છે. આવી સમાજમાં પરાવલંબનનું અસીમ સામ્રાજ્ય સ્થાપિત થઈ જાય છે. સમાજ, મન, શરીર, તથા કલાકૌશલ્ય સર્વ પરાવલંબનનાંજ આશ્રિત થઈ જાય છે. આવી સમાજ, સમાજ નામને યોગ્ય રહેતી નથી. તેના સભ્યો પશુસમાન બની જાય છે અને તેઓ કેવળ ભારવાહકોનુંજ કામ આપે છે.

માટે હે મનુષ્ય સમાજના હિતૈષીઓ! જો આપ કેળવણીના પક્ષપાતી હો, તો વાક્સ્વતંત્રતાના પક્ષપાતી પ્રથમ બનો. જો આપ શિક્ષાનો પ્રચાર કરવા માગતા હો, તો વાક્સ્વતંત્રતાની રક્ષા પ્રથમ કરો. જો આપ ધર્મ પ્રચાર કરવાની ઇચ્છા રાખતા હો, તો વાક્સ્વતંત્રતાને પ્રથમ બચાવો. એના વિના આપનો સર્વ પ્રયત્ન નિષ્ફળ થશે, આપનું કર્યું-કારવ્યું ધૂળમાં મળી જશે.

તમારી સમાજના શિક્ષિત સભ્યોને જુઓ; તમારા બી. એ., એમ. એ. બંધુઓની માનસિક દશા પર દૃષ્ટિ નાખો. શું તેમની શિક્ષા તેમને અથવા સમાજને ઉપયોગી થઇ છે? શું તેમનું જીવન ગ્રામોફોન સમાન નથી? શું તેમની શિક્ષા લાભને બદલે હાનિ કરતી નથી?

જરા તમારા પુરાણા પંડિતોને જુઓ, પોપલીલાના ભૂતે તેમની કેવી દુર્દશા કરી મૂકી છે? શું તેઓ કોઇ પણ કામને માટે યોગ્ય રહ્યા છે? શું તેમની વિદ્યાથી દેશને કાંઇ લાભ થાય છે? આજે તેમની દશા કેવી દીન છે? તેઓ બિચારા 'अतो भ्रष्ट ततो भ्रष्ट।' થયા છે. તેમને ઇર્ષ્યા, દ્વેષ, લોભ, પ્રમાદ વગેરે દુર્ગુણોએ ઘેરી લીધા છે. જુઓ, તેઓ કેવા બંધનમાં પડેલા છે? શું તેઓ હાલીચાલી શકે છે? અલબત્ત, તેઓ હાલે છે, ચાલે છે, પરંતુ પોતાની ઇચ્છાથી નહિ. આ કેવી શોચનીય અવસ્થા છે.

સ્મરણમાં રાખજો કે, વાક્સ્વતંત્રતા વિનાની શિક્ષા એ એક ભયાનક વ્યાધિ છે. શિક્ષિત માણસ કાંઇ વાક્સ્વતંત્રતાનો પક્ષપાતી હોય એવું નથી. શિક્ષા પણ બે પ્રકારની છે. સ્વાભાવિક અને અસ્વાભાવિક. વાક્સ્વતંત્રતારહિત શિક્ષા સ્વાર્થી, ધૂર્ત, ખુશામતિયા, હીજડા અને કાષ્ઠપૂતળાં પેદા કરે છે જ્યારે વાક્સ્વતંત્રતાસહિત શિક્ષા, શુદ્ધ ચારિત્ર્ય, સ્પષ્ટવક્તા, સત્યવાદી, સાહસિક, ઉદ્યોગી અને વિચારશીલ મનુષ્ય ઉત્પન્ન કરે છે. એટલા માટે આપણે સર્વેએ આ અમૂલ્ય રત્ન અને આ ઇશ્વરદત્ત અધિકાર પ્રત્યે પ્રેમ રાખવો જોઇએ. એની રક્ષા કરવી એ આપણું કર્તવ્ય માનવું જોઇએ; કારણ કે એની ઉપરજ આપણી ભાવી આશાનો આધાર છે.

# ६—धार्मिक स्वतंत्रता

જે ધર્મની શિક્ષાદ્વારા શુદ્ધચરિત્રવાળાં નરનારીઓ ઉત્પન્ન થાય તે ધર્મ સદા શ્રેષ્ઠ છે; પરંતુ જ્યારે તેના અનુયાયીઓને પોતાના ધર્મમાં અન્યને વટાળવાનું ભૂત વળગે છે, ત્યારે તે શાપરૂપ નીવડે છે.

આ તરફ જુઓ, આપને જે ધર્મના સિદ્ધાંતો ઉત્તમ લાગે, તે માનવાનો આપને પૂર્ણ અધિકાર છે; પરંતુ આપને ઇતર માણસોની સ્વતંત્રતામાં વિઘ્ન નાખવાનો કાંઇ પણ અધિકાર નથી.

જો મનુષ્યની સભ્યતા અને ઉન્નતિના ઇતિહાસનું અવલોકન કરવામાં આવે, તો તેમાં ધર્મસંબંધી ઝઘડાઓએ અધિક ભાગ રોકેલો જણાશે. માનવસમાજની જેટલી શક્તિ ધાર્મિક પ્રપંચો રચવામાં ખર્ચાઈ છે, તેટલી ઇતર કોઇ પણ કાર્યમાં ખરચાઇ નથી. મનુષ્ય પોતાની પ્રારંભિક અવસ્થાથીજ ધર્મનો વિશેષ પક્ષપાતી રહ્યો છે અને તેણે અનાદિકાળથીજ સાંસારિક કાર્યો કરતાં ધર્મને ઉચ્ચતર ગણ્યો છે. એટલા માટે સમાજના આરંભકાળમાં તેના શાસનને માટે જે નિયમો રચવામાં આવ્યા તેમાં ધર્મને સર્વોપરી સ્થાન આપવામાં આવ્યું અને સમાજ તથા ધર્મનો દૂધસાકરના જેવો સંબંધ થઇ ગયો.

રાષ્ટ્ર અથવા સમાજની આવી સ્થિતિમાં ધાર્મિક સ્વતંત્રતાને કંઇ પણ સ્થાન મળતું નથી. આવી સમાજના સર્વ સભ્યોને એકજ ધર્મ માનવો પડે છે. તેમને એકજ મતની આગળ શિર ઝુકાવવું પડે છે. યુરોપનાં મોટાં મોટાં રાષ્ટ્રોમાં સોળમી શતાબ્દિપર્યંત આજ સ્થિતિ હતી. ભારતવર્ષમાં મુસલમાનોના રાજ્યકાળમાં ધર્મ અને રાષ્ટ્ર એકજ સૂત્રમાં બદ્ધ હતાં. રાજા અશોક-

ના સમયમાં બૌદ્ધમત, રાજ્યધર્મ બની ગયો હતો; પરંતુ બુદ્ધની શિક્ષામાં સહનશીલતાની માત્રા અધિક હોવાથી સર્વ લોકોને તે બંધનરૂપ નહોતો. એથી ઊલટું યુરોપમાં તથા મુસલમાની શાસનકાળમાં ભારતવર્ષમાં ધર્મ અને રાષ્ટ્રની ઐકયતા હોવાથી મહાભયંકર ઉત્પાતો થયા અને રક્તની નદીઓ વહી.

ધર્મ અને રાષ્ટ્રની ઐકયતાથી આવું પરિણામ કેમ આવ્યું? પ્રથમ આપણે આ પ્રશ્ન પર વિચારીએ અને પછી આગળ વધીએ.

મનુષ્યમાં ઉન્નતિના અંકુરો મોજૂદ હોય છે. જો તેને સ્વતંત્રતાપૂર્વક શિક્ષા મળતી રહે, તો આ અંકુરો અતિ શીઘ્રતાથી ફાલેફૂલે છે અને જો તેને શિક્ષા ન મળે; તોપણુ તે અંકુરો સામાજિક અનુભવદ્વારા ધીમે ધીમે વિકાસ પામતા રહે છે.

× × × ×

અઢારમી શતાબ્દિમાં વૈજ્ઞાનિક વિદ્યાનો પ્રચાર યુરોપમાં થવાથી ત્યાંના લોકોમાં જાગૃતિ થવા લાગી. વિદ્વાન વૈજ્ઞાનિકોના નિઃસ્વાર્થ પરિશ્રમથી બુદ્ધિસ્વાતંત્ર્યવાદનો જન્મ થયો. જો કે રાષ્ટ્રીય વ્યવસ્થામાં ધાર્મિક પ્રપંચોનું બળ પહેલા કરતાં ઘણું ઘટી ગયું હતું;તોપણુ યુરોપનાં મોટાં મોટાં રાષ્ટ્રા ધાર્મિક મત મતાંતરોના હાનિકારક પક્ષપાતમાં ફસેલાં હતાં. હવે જ્યારે સર્વસાધારણુમાં સ્વતંત્રતાના વિચારો ફેલાવા લાગ્યા અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો તથા ફ્રાંસે પ્રજાસત્તાક રાજ્યની ઘોષણા કરી, ત્યારે યુરોપિયન સમાજમાં એક નવીન શક્તિનો આવિર્ભાવ થયો. લોકોને પોતાની ભૂલ સમજાવા લાગી. મતોનો પક્ષપાત સમાજને માટે હાનિકારક છે. એ વાતની સત્યતા લોકોનાં મનમાં ઠસવા લાગી. પરિણામ એ આવ્યું કે, ધાર્મિક ઝઘડા અત્યંત ઓછા થઇ ગયા અને ધાર્મિક સહનશીલતાનું જોર વધવા લાગ્યું.

આજે યુરોપ અને અમેરિકાની સમાજોમાં ધાર્મિક ઝઘડા-

ઓનો પ્રાયઃ અભાવ થઇ ગયો છે. ત્યાંના લોકો ધાર્મિક સ્વતંત્રતાનું ખરું રહસ્ય સમજી ગયા છે. તેઓ એકબીજા સાથે ધાર્મિક સિદ્ધાંતો પર માથાફોડ કરતા નથી. તેમનાં વિદ્યાલયોમાં સર્વ પંથોનાં બાળકો સાથે ભણે છે અને તેઓ એક બીજાની સાથે કદી પણ ધાર્મિક ઝઘડામાં ઊતરતાં નથી. પરંતુ તેઓ એક બીજાના વિચારોનો આદર કરી પ્રેમપૂર્વક અભ્યાસ કરે છે. શિક્ષકો પણ એવા બુદ્ધિસ્વાતંત્ર્યવાદી હોય છે કે, તેઓ સર્વના વિચારો ધ્યાનપૂર્વક સાંભળે છે અને સર્વને પોતપોતાના વિચાર પ્રકટ કરવાની સમાન તક આપે છે. પરિણામ એ આવ્યું છે કે તે દેશોમાં દિન પ્રતિદિન વિદ્યાની વૃદ્ધિ થતી જાય છે, નવી નવી શોધખોળ થતી જાય છે અને વિજ્ઞાનનો ઉદય થતો જાય છે. વળી તે દેશોના લોકો સામાજિક ઉન્નતિનાં મૂળ કારણો તરફ વિશેષ લક્ષ્ય આપવા લાગ્યા છે. પાશ્ચાત્ય દેશોમાં આજે આર્થિક અને રાજનૈતિક પ્રશ્નોની ચર્ચા સારી રીતે થાય છે. ત્યાંના લોકો પોતાની સર્વ શક્તિ મનુષ્યસમાજનાં તત્ત્વો સમજવામાંજ ખરચી રહ્યા છે.

આપણે વર્તમાન ભારતીય સમાજમાં ધાર્મિક સ્વતંત્રતાની શી સ્થિતિ છે, તેનું અવલોકન કરીએઃ

ભારતવર્ષમાં આજે એવા કેટલાક શિક્ષિત માણસો છે કે, જેઓ એમ માને છે કે, એક ધર્મ થયા વિના આ દેશનું કલ્યાણ થઇ શકનાર નથી અને જેઓ રાત્રિદિવસ પોતાના પક્ષની વૃદ્ધિ કરવાની તથા અન્ય મતાવલંબીઓની શુદ્ધિ કરવાની ધૂનમાં રચ્યાપચ્યા રહે છે. અમે 'શુદ્ધિ' શબ્દ એટલા માટે વાપર્યો છે કે, તે શિક્ષિત સજ્જનોની બુદ્ધિ અનુસાર તેમના ધર્મના વિરોધી અશુદ્ધ છે; એટલા માટે તેઓ એક સંયુક્ત ભારત કરવાને માટે સર્વને શુદ્ધ કરી પોતાના પંથમાં લાવવા માગે છે

અને એનું પરિણામ શું આવ્યું છે તે જુઓ. આજે ભારતવર્ષ ધાર્મિક ઝઘડાઓનું કેન્દ્ર બની રહ્યું છે. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, જૈન અને આર્યસમાજીઓ પોતપોતાની સભા સ્થાપિત કરી પોતાનું જૂથ બાંધી શાસ્ત્રાર્થની રંગભૂમી પર ઉતરી પડયા છે. એક પક્ષ બીજા પક્ષનો શત્રુ બની ગયો છે; એક પક્ષ બીજા પક્ષના લોહીનો તરસ્યો બની ગયો છે.

પંજાબમાં જાઓ અને ત્યાંની દશા જુઓ. તે પ્રાંત ધાર્મિક ઝઘડાઓમાં અગ્રેસર છે. એ પ્રાંતમાં ધર્મયુદ્ધના મલ્લો અધિક મળી આવે છે. ત્યાં આજે ઝટકાનો પ્રશ્ન ઉપસ્થિત થયેલો હોય છે, તો કાલે હિંદી–ગુરુમુખીનો પ્રશ્ન ઉપસ્થિત થયેલો હોય છે. તે વીર ભૂમીમાંથી નિરંતર કોઇને કોઇ ભયાનક ખબર આવતીજ રહે છે. તેનો પ્રભાવ આસપાસના પ્રાંતો પર પણ પડે છે. જે શક્તિ ભારતનાં દુઃખો દૂર કરવાનું સાધન બની શકે એમ છે, તેનો આજે એકબીજાનું હનન કરવામાં ઉપયોગ થાય છે. અફસોસ! અફસોસ! ભારતમાં એક ધર્મ થયા વિના ઐક્ય થઇ શકે એમ નથી એ સિદ્ધાંત શું હાનિકારક નથી?

શું ધર્મદ્વારાજ મનુષ્ય સમાજની સાથે સંબંધ ધરાવી શકે છે? શું મનુષ્યસમાજ ધર્મની દોરીથીજ સંગઠિત થઇ શકે છે?

આ પ્રશ્નનો ઉત્તર 'હા' અને 'ના' એ ઉભયમાં રહેલો છે. અજ્ઞાની, અસભ્ય અને અશિક્ષિત સમાજનું સંગઠન માત્ર ધાર્મિક બંધનોથીજ થઇ શકે છે, થયું છે અને થઇ રહ્યું છે. આવા સમાજમાં નિરંકુશ રાજ્ય પણ હોય છે અને મેંઢાંનાં ટોળાંની પેઠે એકની પાછળ એક ચાલવાની પદ્ધતિ પણ હોય છે. તેમાં એક બળવાન માણસની પૂજા પણ થાય છે; પરંતુ શિક્ષિત, વિચારશીલ અને હેતુવાદી સમાજની વ્યવસ્થા ધાર્મિક સિદ્ધાંતોદ્વારા થઇ શકતી નથી. તેમાં સમાજના સભ્યો સ્વતંત્રતા તથા સામા-

જિક સમાનતાના નિયમોદ્વારા સંગઠિત થાય છે. આવી શિક્ષિત સમાજની દશા ઉન્નત હોય છે અને અશિક્ષિત સમાજની દશા જંગલી હોય છે.જો આપણે પક્ષપાતરહિત થઈને વિચાર કરીએ અને મનુષ્યસમાજના સંગઠનનાં મૂળ કારણો તપાસીએ, તો આપણને પ્રતીત થશે કે, ભિન્ન ભિન્ન ધર્મોને લીધે સમાજની સમતુલ્યતા નષ્ટ થતી નથી—બલ્કે ધાર્મિક ઝઘડા અને આર્થિક તથા રાજકીય અત્યાચારો પણ સમાજની ઐકયતામાં વિઘ્ન નાખતા નથી.

ભારતવર્ષમાં એવાં હજારો ગામ છે,કે જ્યાં હિંદુ અને મુસલમાન ભાઇઓ હળીમળીને રહેલા છે. તેઓ એકબીજાના લગ્નવિવાહના પ્રસંગે એકબીજાને ઘેર જાય છે અને પ્રેમપૂર્વક દિવસો વ્યતીત કરે છે. પરંતુ ત્યાં અનુયાયીઓની વૃદ્ધિ કરવાની બીમારીથી પીડાતા એક ઉપદેશકને મોકલો અને પછી જોઇ લો તમાસો. ત્યાં તરત લાઠી ઊછળવા લાગશે. તે ગામમાં જો કોઇ શાહુકાર, કોઇ કૃષિકારની ઉપર અત્યાચાર કરે અથવા પટેલ રુશવત લે, તો ત્યાં પુનઃ અશાંતિ ફેલાઇ જશે. મનુષ્યના પારસ્પરિક સંબંધનું મૂળ નિર્વાહનાં સાધનો છે. જો તમે અન્યનો ટુકડો છીનવી નહિ લો, તો મજેથી શાંતિ રહેશે. તેની સાથે વળી સ્વતંત્રતા અને સ્વત્વરક્ષા તથા સંધિની સમાનતા પણ અત્યાવશ્યક છે. મુક્તિ, મોક્ષ, સ્વર્ગપ્રાપ્તિ, પુનર્જન્મ, જીવબ્રહ્મ, સૃષ્ટિના સિદ્ધાંતો એ તો સૌ ફુરસદના વિષયો છે. બેઠા બેઠા વિચાર કર્યા કરો. મનુષ્યસમાજનું સંગઠન એની ઉપર નિર્ભર નથી. સમાજની આર્થિક અને રાજનૈતિક દશા ન્યાયાનુકૂલ રાખો, સર્વને પોતપોતાની ઇચ્છાનુસાર ધર્મ પાળવા દો અને પછી સમાજના ભોગોનો આનંદ લૂંટો. આ વ્યવસ્થા એવી ઉત્તમ છે કે, એમાં સર્વનો લાભ, સર્વનું હિત અને સર્વની ઉન્નતિ સમાયેલી છે.

શું ભારત કદી પણ એક ધર્મમાં બદ્ધ થઇ શકે એમ છે?

કદાપિ નહિ. જ્યાંસુધી આપણે મનુષ્ય છીએ, શિક્ષા ગ્રહણ કરીએ છીએ, સભ્યતાના અનુગામી છીએ, ત્યાંસુધી કદી પણ આમ બની શકે એમ નથી. અંગ્રેજીમાં એક કથન છે કે, “ માત્ર મુડદાં અને મૂર્ખ માણસોજ પોતાના વિચાર બદલતા નથી.” સર્વનો એક ધર્મ કદી પણ સંભવી શકે એમ નથી. ખાસ કરીને ધર્મ સંબંધી વાતોમાં ભેદ હોવો આવશ્યક છે. જો એમ ન હોય તો તેનો અર્થ એટલોજ છે કે, આ દેશના લોકો પશુ છે, તેઓ વિચાર કરી શકતા નથી.

ભારતમાં ભિન્ન ભિન્ન મતો છે, એ પરમ સૌભાગ્યની વાત છે. પરંતુ અમે એવું ઇચ્છીએ છીએ કે, આપણા લોકો ધાર્મિક સ્વતંત્રતાનાં મૂળ તત્ત્વો સમજે અને એકબીજાના વિચારોનો આદર કરે; તેમને સામાજિક જોખમદારીઓનું જ્ઞાન થાય અને તેઓ પોતપોતાની ઉપયોગિતા સમજે. મતોની ભિન્નતાને લીધે જાતજાતના ઉન્નત વિચારો, નવી નવી વિદ્યાઓ તથા નવીન નવીન શોધોનો આવિર્ભાવ થાય છે. કારણ કે જયાં વિભિન્નતા છે, ત્યાંજ નવીનતાનો સ્રોત છે. એકજ પ્રકારની વસ્તુ ભલા શું કામની ? તેનાથી તો મનુષ્યને આપોઆપ કંટાળો છૂટે છે. ના, ના, અમે ભારતમાં એક ધર્મની સ્થાપના કરવા માગતા નથી. ભારતરૂપી ઉદ્યાનમાં જાતજાતનાં ફૂલો અને ભાતભાતનાં વૃક્ષોની આવશ્યકતા છે. એમ થશે તોજ આપણને જાતજાતનાં ફળો ખાવાનાં મળશે. પરંતુ એક વાત નક્કી છે કે, આ બાગની રક્ષાનું કામ એ સર્વ ભારતીઓએ પોતાનું કર્તવ્ય ગણવું જોઇએ. કારણ કે તે વિના ઉદ્યાન ઉજ્જડ થઇ જશે અને વૃક્ષો સૂકાઇ જશે. આપણે તો હાલમાં બીજાં વૃક્ષોને ઊખેડી નાખવામાં નિમગ્ન થયા છીએ. બાગ ઉજ્જડ થતો ચાલ્યો છે, લાકડું, પત્રો, પુષ્પો, ફળો સર્વ બરબાદ થઇ રહ્યાં છે. તેમને બચાવો, શીઘ્ર બચાવો.

ધારો કે, એક માણસ મંદિરમાં જઇ મૂર્તિપૂજા કરે છે. તે બિચારાને ત્યાંજ ઇશ્વરભક્તિનો આનંદ મળે છે, તેમાં આપણને શી હાનિ છે ? એક માણસ મસ્જિદમાં જઇ ખુદાની ભક્તિ કરે છે, તેમાં આપણું શું બગડે છે ? એક દેવળમાં જઇને ઇસુખ્રિસ્તની આરાધના કરે છે, તે આપણું શું લઇ લે છે ? એક ઇશ્વરને માનતોજ નથી, તેથી શું થયું ? જો એ સર્વ સજ્જનો ગુપચુપ શાંતિમાં રહી પોતપોતાનાં કામમાં રત રહે અને પોતાના ઇતર બંધુઓની સ્વતંત્રતામાં વિઘ્ન નાખે નહિ, તો સમાજની ઉન્નતિ યથાવત્ થયા કરે અને સામાજિક ચક્ર સારી રીતે ચાલી શકે; પરંતુ મંદિરમાં જનાર મસ્જિદમાં જનારને મૂર્ખ ગણે અને મસ્જિદનો પ્રેમી દેવળવાળાને ખરાબ ગણે તથા દેવળમાં જનારને–ઉભયને કાફર કહે, તો પછી સમાજની શાંતિનો ભંગ થાય તેમાં શક શો ? આવી દશામાં તો દંગાતોફાન થવાનાં. મુખ્ય વાત એ છે કે, પ્રત્યેક મનુષ્યે ધાર્મિક સ્વતંત્રતાના પક્ષપાતી થઇ પોતે અન્યોની તરફથી જેવા વર્તનની આશા રાખતો હોય, તેવુંજ વર્તન તેમની સાથે રાખવું. જ્યારે આપણે સર્વ એવી ઇચ્છા રાખીએ છીએ કે, બીજો કોઇ આપણા પૂજ્ય દેવતા અથવા પીરપયગંબરને ગાળો ન દે, ત્યારે બીજાઓનાં દેવી-દેવતાની નિંદા કરવી નહિ, એ આપણું પ્રથમ કર્તવ્ય છે. જે વસ્તુ આપણે પોતાને માટે ઇચ્છીએ છીએ, તે વસ્તુ આપણે અન્યને માટે ઇચ્છવી જોઇએ. સૌને પોતપોતાનો ધર્મ પ્રિય છે. આપણે પોતાને માટે તો ધાર્મિક સ્વતંત્રતા ઇચ્છીએ; પરંતુ બીજાનાં દિલ દુખાવીને પ્રસન્ન થઇએ, એ શું અન્યાય નથી ? એ કેટલી લજ્જાની વાત છે !

આ એક નિયમ છે કે, મનુષ્ય જેટલું ઓછું જ્ઞાન ધરાવે છે, તેટલોજ તે પોતાને વિદ્વાન સમજે છે અને મનુષ્ય જેટલો અ-

ધિક જ્ઞાની થતો જાય છે, તેટલોજ તે પોતાની અજ્ઞાનતા સમજવા લાગે છે. થોડું જ્ઞાન ભયાનક હોય છે. તે મનુષ્યને પક્ષપાતી, દુરાગ્રહી, જીદ્દી અને વિતંડાવાદી બનાવી દે છે. આવો માણસ પોતાની બુદ્ધિ આગળ કોઇને વિસાતમાં ગણતો નથી. તે જે કાંઈ માને છે તેને સર્વથા દોષરહિત ગણે છે. જગતના ઇતર વિદ્વાનો, ધાર્મિક નેતાઓ એ સર્વ તેની દૃષ્ટિમાં મૂર્ખ છે. બસ, તેનોજ ધર્મ અને તેનોજ મત સર્વોપરી છે; તેમાંજ સર્વ સત્ય ભરેલું છે, તેની બહાર કાંઇ પણ નથી–શૂન્ય છે. તે પોતાની યુક્તિઓની આગળ અન્યની વિદ્યાને તુચ્છ સમજે છે. તેના ધાર્મિક નેતાની બુદ્ધિમાંજ સર્વ વિદ્યાનો સમાવેશ થઇ જાય છે. તેનાથી મોટો વિદ્વાન કોઇ થયો પણ નથી અને થવાનો પણ નથી. તે અન્ય મતાવલંબીઓને ગાલિપ્રદાન કરે છે.

× × × ×

આવા મનુષ્યની દશા દયાપાત્ર છે. તેનો અર્થ માનસિક હીજડાપણું થાય છે. આવા મનુષ્યમાં નવીન શોધો કરવાની, નવીન વસ્તુઓ સમજવાની અને જોવાની શક્તિ નષ્ટ થઇ જાય છે. તેના મસ્તિષ્કમાં કીડા પડી જાય છે. નવાં નવાં પુસ્તકો વાંચવાં, પર્યટન કરવું, દેશાટન કરવું એ તેને માટે સર્વોત્તમ ઉપાય છે. જેટલી અધિક નવી ચીજો, જાતજાતના મતો, તરેહ તરેહના વિચારો, તેના જાણવામાં, વાંચવામાં, સાંભળવામાં અથવા જોવામાં આવશે, તેટલી શીઘ્ર તેની બીમારી દૂર થઇ જશે. આવી દશામાં તેને પ્રતીત થશે કે, ભિન્નભિન્ન મતો એકજ આદર્શને માટે સ્થાપિત થયા છે. કેન્દ્ર એકજ છે, સર્વનાં મુખ તેની તરફજ છે. ભેદ માત્ર ભૂમિકામાં છે. જો આપણે જાણીએ કે, કેટલાક બંધુઓ આપણા કરતાં નીચી ભૂમિકામાં છે અને તેમને આપણી સહાયની અપેક્ષા છે, તો આપણે તેમને પ્રેમપૂર્વક છાતીસરસા ચાંપી તેમનું દુઃખ

દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણે યથાશકય તેમની સેવા કરવી જોઇએ, તેમને ઉચિત શિક્ષા આપવી જોઇએ; નહિ કે તેમના પૂજ્ય દેવતાઓને ગાળો દેવી જોઇએ. એક મહાપુરુષનું કથન છે કે, "પ્રેમથી વિજય પ્રાપ્ત થઇ શકે છે, નહિ કે ઘૃણાથી." પ્રત્યેક દેશહિતૈષી, સમાજસેવક, ઇશ્વરભક્ત તથા દીન પુરુષનો આજ આદર્શ હોવો જોઇએ.

આટલું કહ્યા પછી હવે અમે ધાર્મિક સ્વતંત્રતાની વ્યાખ્યા જરા વિસ્તારપૂર્વક કરીએ છીએ અને ઉદાહરણોદ્વારા એની મહત્તા દર્શાવવાનો યત્ન કરીએ છીએ.

ઇશ્વરે મનુષ્યને સ્વતંત્ર બનાવ્યો છે. જેમ તે કામ કરવાને સ્વતંત્ર છે, તેમ પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મ માનવાને પણ સ્વતંત્ર છે. કોઇને પણ અન્યના મત પર આઘાત કરવાનો અધિકાર નથી, તેમજ કોઇને અન્યને બળાત્કારથી પોતાના ધર્મમાં લાવવાનો પણ અધિકાર નથી; પરંતુ તેની સાથે એટલું પણ સ્મરણમાં રાખવું જોઇએ કે, સમાજના કોઇ સભ્યને એવા સિદ્ધાંતો માનવાનો અથવા પાળવાનો અધિકાર નથી કે જેથી અન્યોની સ્વતંત્રતામાં બાધા પડે. દાખલા તરીખે હોળીનેજ લો. જે માણસ હોળીના દિવસોમાં પોતાના શિર પર ધૂળમાટી નાખવી એને ધર્મ માનતો હોય, તેણે પોતાના ઘરમાં બેસીને પોતાની લાલસા પૂરી કરવી જોઇએ; પરંતુ જો તે બીજાની સંમતિ વિના તેમની ઉપર રાખમાટી ફેંકવી, તેમને ગાળ દેવી અથવા તેમની મજાક કરવી એને પોતાનો ધર્મ સમજી તેમ કરે, તો તે દંડને પાત્ર છે. ધાર્મિક સ્વતંત્રતાની સાથે મનુષ્યે પોતાનું મનુષ્યત્વ પણ જાળવવું જોઇએ. મનુષ્યને મૂર્તિપૂજા કરવાનો સંપૂર્ણ અધિકાર છે, પરંતુ મંદિરમાં ભોળા લોકોને લઇ જઇને તેમનું ધન હરણ કરવાનો અથવા મંદિરની આમદાનીદ્વારા વ્યભિચાર કરવાનો તેને કાંઇ પણ

અધિકાર નથી. કારણકે તેનો અધિકાર માત્ર પોતાના સ્વત્વપર છે, અન્યના સ્વત્વ પર તેનો કાંઇ પણ અધિકાર નથી. જ્યારે એક માણસ ધર્મને બહાને અન્યને છેતરીને તેના સ્વત્વનું હરણ કરે છે, ત્યારે તેની ગણના લૂંટારામાં થાય છે. આવા માણસોને દંડ દેવો અને તેમનાથી સમાજને બચાવવો એ શાસકોનું કર્તવ્ય છે. સાંભળોઃ—

એક ભારતીય ગુરુઘંટાલે ઇંગ્લૅંડમાં જઇ નવા મઠની સ્થાપના કરવાનો પ્રયત્ન કરવા માંડયો. ઇંગ્લૅંડમાં ધાર્મિક સ્વતંત્રતાનું અખંડ રાજ્ય છે, તેથી કોઇએ પણ તે મહાત્મા (!) ના કામમાં વિઘ્ન નાખ્યું નહિ; પરંતુ મહાત્મા હતા મહાધૂર્ત. તેમણે ધર્મને બહાને અબલાઓને ફસાવવાનો પ્રયત્ન કર્યો. પછી તો પૂછવુંજ શું ? તેમને પકડવામાં આવ્યા અને વગર ભાડાના ઘરમાં ગયા પછી તેમની સર્વ ધૂર્તતા નીકળી ગઇ.

આ ઘટનાથી પ્રતીત થશે કે ધાર્મિક સ્વતંત્રતા એવી હોવી જોઇએ કે જેથી અન્યોના સ્વત્વને કાંઇ પણ હાનિ થાય નહિ. તમે તમારો ધર્મ સુખેથી માનો, પરંતુ અન્યોની છેડ ન કરો, અન્યોને હાનિ પહોંચાડો નહિ. તમારે કોઇ પણ એવું કામ ન કરવું જોઇએ કે જેથી અન્યોની સ્વતંત્રતામાં વિઘ્ન આવી પડે. આપણા દેશમાં ઘણા માણસો રાત્રિના સમયે બજારો તથા ગલીઓમાંથી ગાતા ગાતા ચાલ્યા જાય છે. તેમને અન્યોની વિશ્રાંતિનો લેશ પણ ખ્યાલ હોતો નથી. કાશીમાં અમારી ઑફિસની પાસે એક અતિ વિશાળ મંદિર હતું. તેમાં મધ્યરાત્રિ પછી—પ્રાયઃ દોઢ વાગ્યાથી બેત્રણ માણસો એકઠા થઇ તાન ઉડાવતા તથા જોર–જોરથી વાતો કરતા. અતિ મુશ્કેલીથી તેમને તેમ કરતાં અટકાવ્યા; પરંતુ બીજી રાતે તેઓ પુનઃ તેમજ કરવા લાગ્યા. અંતે અતિ કઠિનતાથી અમે તેમને સમજાવી શકયા હતા.

ઘણા અણસમજુ મુસલમાનો પોતાના તહેવારો પર ઓહત્યા

કરે છે અને તે ધર્માજ્ઞાનું પાલન કરવા માટે નહિ, પરંતુ હિંદુઓને ચીડવવાને માટે કરે છે. તેમની આ ભૂલને લીધે નિત્ય નવા બખેડા ઊઠે છે અને ઉભય પક્ષના માણુસો માર્યા જાય છે. આ કેવી મોટી અજ્ઞાનતા છે? શું ગોહત્યા કર્યા વિના તેમનો ગુજારો નથી થતો? જો થઇ શકે છે તો પછી તેઓ એક પશુને માટે આટલા બધા માણુસોને શા માટે દુઃખ દે છે? કેવલ જહાલતને ખાતર અમે કહીએ છીએ કે, જે ધર્મ માણુસોને પરસ્પર લડાવી મારે, શિરચ્છેદ કરાવી દે, શત્રુતા ફેલાવી દે, દંગાફિસાદ મચાવી દે, તે ધર્મજ શાનો? ધર્મનો પાયો તો પ્રેમ છે. આજે કેટલાક એવા મુસલમાન સજ્જનો વિદ્યમાન છે કે, જેઓ ગોહત્યા તેમના ધર્મનું અંગ નથી એ વાતની પુષ્ટિ કરે છે. તેઓ અન્ય ધર્માવલંબીઓ પ્રત્યે પ્રેમ કરવાનો ઉપદેશ આપે છે. આવા દૂરદર્શી વિદ્વાનોજ ખુદાના સાચા ભક્ત બની શકે છે; તેઓજ ખરા મુસલમાન છે.

અત્રે જો અમને કોઇ પ્રશ્ન કરે કે શું તમે બકરાંઘેટાં આદિ અન્ય પશુઓની હત્યાનું સમર્થન કરો છો? તો અમે કહીશું કે, “નહિ.” એ અંશમાં અમે વૈષ્ણવ છીએ. અમે માંસાહારના વિરોધી છીએ. પરંતુ અત્રે અમારો વિષય ભક્ષ્યાભક્ષ્ય પર વિચાર કરવાનો નથી. અમે કેવળ એટલુંજ દર્શાવવાનો પ્રયત્ન કરીએ છીએ કે, અમારા પ્રિય ભારતીય બંધુઓ ધાર્મિક સ્વતંત્રતાની મહત્તા જાણુતા નથી. જાતીય તહેવારો પર જરા જેટલી વાતથી ચિડાઇને દંગો કરવો, દુકાનો લૂંટી લેવી, સામાન બાળી દેવો એ મહાન જંગલીપણું છે. સ્મરણુમાં રાખજો કે, આવાં આવાં કાર્યો માત્ર તોફાની લોકોજ ધર્મને બહાને કરે છે. જો આપણે સામાજિક વિજ્ઞાનનો પ્રચાર કરીએ તથા મનુષ્યના અધિકારો શું છે, તે સર્વસાધારણને સમજાવીએ તો હિંદુ મુસલમાનો વચ્ચે કદી પણ ધાર્મિક ઝઘડા થાય નહિ. આપણે અતિ શીઘ્ર આ

બાબત પ્રત્યે ધ્યાન આપી રાષ્ટ્રનિર્માણનું કાર્ય ન્યાયયુક્ત સિદ્ધાંતોને અનુકૂલ કરવાની ઘણી જરૂર છે.

આવો, હવે આપણે ધાર્મિક સ્વતંત્રતાના બીજા અંગનો વિચાર કરીએ અને તેના ગુણદોષ જાણવાનો પ્રયત્ન કરીએ.

પ્રત્યેક મનુષ્ય પોતાના વિચાર પ્રકટ કરવામાં સ્વતંત્ર છે. ધારો કે એક માણસ કોઈ એક ધાર્મિક પુસ્તકને ઈશ્વરકૃત માનતો નથી, તો તેને પોતાનો આ વિચાર જાહેર કરવાનો સંપૂર્ણ અધિકાર છે. આપણે એવા પુરુષ પ્રત્યે ઘૃણા કરવી જોઇએ નહિ; તેમજ તેની નિંદા કરવાનો પણ આપણને કાંઇ અધિકાર નથી. જ્યાંસુધી તે માણસ આપણા પૂજ્ય દેવતાઓને ગાળ દેતો નથી, આપણા કુરાનશરીફનું અપમાન કરતો નથી, ત્યાંસુધી તે અપરાધી નથી. આપણે તેની વાત સાંભળવી જોઇએ, તેની દલીલો લક્ષ્યમાં લેવી જોઇએ. જે સજ્જનો પોતાના ધર્મવિરુદ્ધ કોઇ વાત સાંભળી શકતા નથી અથવા તે પર વિચાર કરતાં ડરે છે, તે અતિ ટૂંકા દિલના છે. તેમને પોતાના ધર્મ પર શ્રદ્ધા હોતી નથી. જો આપણે અન્યની વાત સુધ્ધાં સાંભળી ન શકીએ, તો આપણે ઉન્નતિ શું ધૂળ કરી શકીશું? તમે તમારી વાત કહો અને અન્યની વાત સાંભળો; પરંતુ પ્રેમપૂર્વક કહો અને સાંભળો, ગાળ–ગલોચ સાથે નહિ. મનુષ્ય ગમે તે ધર્મ પાળતો હોય, પરંતુ જો તે અન્યને વિચારસ્વાતંત્ર્યનો અધિકાર આપે નહિ, તો તેને અમે ધાર્મિક માનતા નથી. તે અત્યંત અન્યાયી છે. અમે તો સ્વતંત્રતાના પક્ષપાતી છીએ. અમે તો સ્વતંત્રતા દેવીનીજ આરાધના કરીએ છીએ. જે વસ્તુ અમે અમારા પોતાના માટે માગીએ છીએ તે અમે અન્યોને આપવાને તૈયાર છીએ. તમારી વાત કહો અને અમારી વાત સાંભળો. ત્યારેજ ખરી મજા આવશે, ત્યારેજ ઉન્નતિના વિચાર થશે, ત્યારેજ નવા નવા ગ્રંથો લખાશે.

ભલા, સ્વતંત્રતા વિના કદિ પણ ઉન્નતિ સાધી શકાય છે? આજસુધી ક્યાંય પણ થઇ છે? એ તો અસંભવિત છે. ભલા, જે માણસોની વિચારશક્તિ ખૂંટાની સાથે બાંધી મૂકેલી હોય તે માણસો શું કામના છે? જે માણસો હોવા છતાં ધાર્મિક વિચારો પ્રકટ કરતાં ડરે તે શું ઉપયોગના છે? આવા માણસો કાંઇ પણ કરી શકતા નથી; તેમની બુદ્ધિનો વિકાસ થઇ શકતો નથી; તેઓ પ્રપંચી બની જાય છે.

અમેરિકા ગયા પૂર્વે હું ચુસ્ત....હતો. અમેરિકા ગયા પછી મને સ્વતંત્રતાની હવા લાગી અને મારું ચુસ્તપણું દૂર થવા લાગ્યું. મેં મારા એક મિત્રને પત્રદ્વારા મારા વિચાર જણાવ્યા. અદ્વિતીય ગંભીરતા ધરાવનાર એ મિત્રે મારા એક બંધુદ્વારા મને કહેવરાવી મોકલ્યું કે, "જો સત્યદેવના વિચારો બદલાઈ ગયા હોય તો તેણે તે પ્રકટ કરવા જોઇએ નહિ." શાબાસ! આત્મઘાત કરતાજ રહો! પરંતુ તે બિચારાની પણ શું કસૂર છે? હજી આપણા લોકો ધાર્મિક સ્વતંત્રતાની ઉપયોગિતા જાણતાજ નથી. જો આપણા ધાર્મિક વિચારો એકબીજાના વિચારોની સાથે મળતા ન હોય તો બસ, થઇ શત્રુતા! સભાઓ અને સોસાયટીઓમાં આજ કારણથી મહા વૈમનસ્ય ફેલાઇ જાય છે. ભલા, ધાર્મિક પક્ષપાતની પણ કાંઇ હદ છે કે નહિ? લોકો ધર્મની બહાર કોઇ વસ્તુની કલ્પના પણ કરી શકતા નથી. પરંતુ તે બિચારાઓનો પણ એમાં શો અપરાધ? જ્યારે હિંદુઓ ઊઠવું, ખાવું, પીવું, સૂવું, જાગવું, હરવું, કપડાં પહેરવાં–ઉતારવાં સર્વ વાતનો ધર્મમાં સમાવેશ કરી લે છે, ત્યારે કૉંગ્રેસ બિચારી શી રીતે ધર્મની બહાર રહી શકે? આપણા લોકોમાં પૃથક્કરણ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થવાની જરૂર છે. હજી આપણે વિવેક તો જાણતા નથી. જે કાંઇ સમક્ષ આવે તેને શંભુમેળો કરી દઇને ગળી જઇએ છીએ. આપણો શું અપરાધ છે? ભૂખ અતિ

બળવાન હોય છે, તેણે આપણું ભાન ભુલાવી દીધું છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, આપણે ધાર્મિક ભેદોને સ્વાભાવિક ગણી તે પ્રત્યે અધિક લક્ષ્ય આપવું જોઇએ નહિ. જ્ઞાનવૃદ્ધિને માટે આવા ભેદોની પરમ આવશ્યકતા છે. પરંતુ આપણે એવો ખ્યાલ આપણા મનમાંથી કાઢી નાખવો જોઇએ કે અમુક ધર્મના માણસો ખરાબ છે, કાફર છે, મ્લેચ્છ છે. જે ધર્મ અન્ય મતાવલંબીઓની સ્વતંત્રતા છીનવી લે અને તેમને હલકા ગણે તે ખરો ધર્મજ નથી. તે અન્યાયનું પૂતળું છે. આવો ધર્મ મનુષ્યસમાજનો શત્રુ છે. તમે ગમે તેને માનો—કુરાનશરીફ અનુસાર ચાલો કે બાઇબલ અનુસાર ચાલો—અમારે તે સંબંધે કાંઇ પણ કહેવાનું નથી. પરંતુ અન્યો પર આઘાત કરવા, તેમના અધિકાર છીનવી લેવા, તેમને ગાલિપ્રદાન કરવું, આવાં આવાં આપનાં કામો સમાજ કદી પણ સહન કરી શકે એમ નથી. અમે કહીએ છીએ કે જે માણસ બીજાઓ પર જુલમ કરવાની ઇચ્છા રાખે છે, તે મનુષ્ય નથી, પરંતુ પશુથી પણ ખરાબ છે.

માટે હે ભારત સંતાન! ધાર્મિક સ્વતંત્રતાની મહત્તા સમજ. માંહોમાંહેના ધાર્મિક ઝઘડાને તિલાંજલિ આપી દે. યુદ્ધોએ ઘણી મોટી હાનિ કરી છે. ઊઠ, સ્વતંત્રતા પ્રત્યે પ્રેમ રાખતાં શીખ. આ જગત એક મહારમણીય ઉદ્યાન છે, એમાં સર્વને ખાવા માટે પૂરતાં ફળો છે. માંહોમાંહેના ધાર્મિક ઝઘડાથી તારો બાગ ઉજ્જડ થતો જાય છે; વૃક્ષો બરબાદ થતાં જાય છે. જો, વિચાર કર અને હજી પણ સુધરી જા. જો તારો પાડોશી મૂર્તિપૂજક હોય, તો તેની સાથે લડાઇ ન કર; તેને ગાળ દઇશ નહિ. તે જો મસ્જિદમાં જતો હોય, તો તેના પયગંબરની નિંદા ન કર. જો તે ઈશુખ્રિસ્તનો ભક્ત હોય, તો તેનું દિલ દુભાવીશ નહિ. ન્યાય રાખ. સર્વને ધાર્મિક સ્વતંત્રતા આપ. જો તારો કોઇ

ભાઇ ભૂલ કરતો હોય, તો તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવ, તેને યોગ્ય શિક્ષણ આપ. ઉચિત શિક્ષણ આપનારી અને ધાર્મિક સ્વતંત્રતા શીખવનારી શાળાઓ ખોલ. તું દુરાગ્રહી બની જતો નહિ. બીજાઓ પ્રત્યે દ્વેષ કરવો છોડી દે. જે સુખની તને અપેક્ષા છે, તે સુખની સર્વને અપેક્ષા છે. જે સ્વતંત્રતાને તું તારે માટે પસંદ કરે છે, તે સર્વને માટે પસંદ કર. સર્વ ધર્મોનું મુખ પરમાત્માની તરફ છે. આપણે સર્વ તેની તરફજ જઇએ છીએ. ચાલો, આપણે સર્વે હળીમળી ગાતા, હસતા, રમતા, આનંદ કરતા, પ્રભુની પાસે જઇએ. પિતા આપણને પ્રસન્ન જોઇને અતિ પ્રસન્ન થશે. તેઓ આપણને છાતીસરસા ચાંપશે અને પ્યાર કરશે. ત્યાર પછી પેલું પવિત્ર રત્ન મુક્તિ–સ્વતંત્રતા આપણને પ્રાપ્ત થશે. અહા! તે દિવસ કેવો ભાગ્યશાળી નીવડશે!

# ७–शासनाधिकार

"પરમાત્મા આપણા સર્વનો રાજા છે."

"શાસકોને શાસિતોની સંમતિથીજ ન્યાયયુક્ત સત્તા પ્રાપ્ત થાય છે."

—ટી. જે. ફેરસન

હવે અમે મનુષ્યના તે અધિકારની તરફ જઇએ છીએ, કે જેનો સંબંધ ગત છએ ખંડોની સાથે છે. જે અધિકાર મનુષ્યનું સર્વસ્વ છે અને જેની ઉપરજ મનુષ્યની સ્વતંત્રતારૂપી ઇમારત ઊભી રહેલી છે. તેનું નામ અમે શાસનાધિકાર રાખ્યું છે. એ અનુસાર મનુષ્ય પોતે પોતાનો રાજા છે; તે સ્વયં પોતાનો સ્વામી છે; તેની ઉપર શાસન કરવાનો કોઇને પણ અધિકાર નથી; અર્થાત્ શાસનશક્તિ મનુષ્યમાં પોતાનામાંજ અંતર્ગત છે.

× × × ×

મારા પ્યારા બંધુઓ ! મેં મારો ધીમો અવાજ આપના કર્ણ-પર્યંત પહોંચાડવાનો યત્ન કર્યો છે; તેને આપ સાંભળશો ? આપ આપના એક બંધુના નમ્ર નિવેદન પર ધ્યાન આપશો ? મહામુશ્કેલીથી, મોટાં મોટાં દુઃખો સહન કરીને, પુષ્કળ વિઘ્નોની સામે થઇને હું આપની આગળ આવ્યો છું. આપનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી. જો મારા આ નમ્ર નિવેદનમાં કોઈ શબ્દ આપને બૂરો લાગ્યો હોય, તો મને ક્ષમા કરજો. હું આપનો ભાઈ છું. આપનું દુઃખ એ મારું દુઃખ છે. પ્રિય ભારતવાસીઓ ! મારું આ નમ્ર નિવેદન ધ્યાનપૂર્વક વાંચો, અન્યોને સંભળાવો, તેની ઉપર વિચાર કરો, તેને ફરી વાંચો. જો મારા આ પરિશ્રમથી આપને કાંઈ પણ ઉત્સાહ મળશે, આપનામાં કાંઇ પણ જાગૃતિ આવશે, આપ આપના અધિકારો સમજવાને કાંઈ પણ પ્રયત્ન કરશો, તો હું મારી જાતને કૃતકૃત્ય માનીશ. મારું મુખ પરમાત્માની તરફ છે અને તેજ મારા હૃદયેશ છે. તેમની આજ્ઞાથીજ હું આજે આટલી સેવા કરી શક્યો છું. આપની પાસે પુનઃ ક્ષમાની યાચના કરું છું. ઊઠો, કામ કરવાને ઉદ્યત થાઓ, પ્રભુ આપને સહાય કરશે.

× × × ×

---

समाप्त

# लेनिन अने गांधीजी

(લેખકઃ-શ્રી. રંગીલદાસ કાપડિયા)

જર્મન ગ્રંથકાર મિ. ફુલપ મિલ્લરે પોતાના "લેનિન એન્ડ ગાંધી" નામના સુપ્રસિદ્ધ પુસ્તકમાં કહ્યું છે કે, "આ બે મહાન આત્માઓ બે પયગમ્બરો સમાન છે, જે વીસમી સદીના પ્રારંભે પેદા થયા છે." હેઇન્સ હોમ્સ નામના હિંદના એક અમેરિકન મિત્રે એક પ્રવચનમાં જગતની ત્રણ મહાન વ્યક્તિઓમાં ગાંધી, લેનિન અને રોમાં રોલાંને ગણાવ્યા હતા. લેનિન મૃત્યુ પામ્યા છતાં અસંખ્ય જનતાના માનસ પર પ્રભુત્વ ભોગવે છે. ગાંધીજી હિંદની જનતા પર આજે એજ પ્રભુત્વ ભોગવે છે કે, જે આજ સુધી કોઇએ ન ભોગવ્યું હોય. આ એક વાત સર્વસ્વીકૃત છે. છતાં ઉભયનાં મંતવ્યો-ધ્યેય એક હોવા છતાં એની પરિપૂર્ણતા માટેની વિધિઓ નિરાળી છે. એકની વિચારસૃષ્ટિ આધ્યાત્મિક તત્ત્વો પર રચાઇ છે, બીજાની આધિ-ભૌતિક. એક જગતને હિંસામાંથી ઉગારવા રાજકારણો પર આધ્યા-ત્મિક ઓપ દઇ રહ્યા છે, બીજાને ધ્યેયની સાધના માટે જરૂર પડે તો હિંસા આદરવા વાંધો નહોતો. આ નિરાળી કાર્યપદ્ધતિ છતાં ઉભયનું ધ્યેય પતિત, કચડાતી, રિબાતી માનવજનતાનો હાથ ઝાલી ઉગારવાનું છે.

ગાંધી અને લેનિન ઉભયનાં જીવન રચનાત્મક અને અદ્ભુત 'ફિલસૂફી' પ્રતીત કરે છે. ઉભયમાં વર્તમાન સમાજ કરતાં વધુ ઉચ્ચતર સમાજની કલ્પના છે. એકજ ફિલસૂફી, એકજ આદર્શ બેઉના પ્રેરક છે. બેઉએ રાજકીય જીવનમાં નવી સૃષ્ટિ પેદા કરી છે. ઉભય એટલાજ આદર્શવાદી છતાં કાર્યસંચાલક છે.

આ બે મહાન પુરુષોનું આ સામ્ય બેઉની પ્રવૃત્તિ અને વ્યવ-હારમાં નિરાળું માલૂમ પડે છે. બરટ્રેન્ડ રસેલ એના પ્રેક્ટિસ એન્ડ થિયરી ઓફ બોલશેવિઝમ નામના ગ્રંથમાં લખે છેઃ "લેનિનને એશ-આરામની અગર બીજી કોઇ સામાન્ય સગવડોની લવલેશ આવશ્યકતા

નથી. પોતાના કોઇ મિત્ર હોય એની માફકજ આગન્તુક અજાણ્યા માનવી સાથે વાત કરે છે. બહુજ સાદો દેખાવા છતાં ગર્વ એનામાં ઓછો નથી. એને જાણ્યાપિછાન્યા વિના કોઈ એની સાથે વાત કરે તો એના ઉપર અદ્દ્ભુત પ્રભાવ પડ્યા વિના રહેતો નથી. એ કોઇ સમજી શકતું નથી કે, એ સાવ એવો દેખાય છે કે, જાણે શાસનકર્તાજ હોય ! શાંતિ, નિર્ભયતા, સ્વાર્થહીનતાની એ સજીવ મૂર્તિ છે. એનું બળ એની પ્રમાણિકતા, શૌર્ય અને શ્રદ્ધામાંથી ઉત્પન્ન થયું છે.''

જો આ સૂત્ર ગાંધીજીને લાગુ પાડવામાં આવે તો તે એટલુંજ યથાર્થ છે. વિદેશી લોકો ઉપર ગાંધીજી આજે ભારે પ્રભાવ પાડી રહ્યા છે. એક અમેરિકન વિદ્વાનનો મત છે કે, "ગાંધીજીનું પ્રભુત્વ અમારા પર પડયું છે એટલું આજ સુધી અમે અન્ય કોઇમાં અનુભવ્યું નથી. ગાંધીજીનું ચરિત્ર, સ્વાર્થહીનતા, માનસિક સાવધાની, અસાધારણ પ્રતિભા આદિ માટે તો અમારું વિશેષ આકર્ષણ છે.''

જે પ્રકારે ગાંધીજીનું હાસ્ય ઘણાને ગૂઢ લાગે છે, એજ પ્રકારનું લેનિનનું હાસ્ય હતું. બેઉ મહાપુરુષો સંકટમાં શાંત, વિપત્તિમાં ધીર અને હમેશાં નિશ્ચલ વૃત્તિવાળા છે. બેઉમાં પોતાનું લક્ષ્ય સાધવાને અવિરત પ્રયાસ કરવાની શક્તિ છે. આપત્તિકાળમાં લેનિન કેટલું ધૈર્ય રાખતો એનું ઉદાહરણ પંડિત જવાહરલાલ એના 'સોવિયેટ રશિયા' નામના નાનકડા ગ્રંથમાં આપે છે.

સને ૧૯૨૧માં મોસ્કો ઉપર શત્રુઓનો ભય ઝઝૂમતો હતો અને એ ખાતરી થઇ હતી કે, સોવિયેટસત્તા ટૂંક કાળમાં નષ્ટ થઇ જશે; ત્યારે લેનિનને સૂઝયું કે, ગામડાંઓમાં જનતાને ઉત્સાહિત અને ઉત્તેજિત કરવાની આવશ્યકતા છે. એ કાર્ય આરંભવાની આજ્ઞા એણે કરી પણ દીધી.

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનું સંચાલન, ચંપારણ્ય, પંજાબનો માર્શલ-લૉ અને અસહકારની વેળા ગાંધીજીએ પણ અભૂતપૂર્વ ધૈર્યનો પરિચય કરાવ્યો. સને ૧૯૩૦ના સત્યાગ્રહ વેળા એમના ધૈર્યનો પરચો જગતને મળ્યો. ગાંધી કે લેનિન લોકપ્રીતિને માટે અગર લોકોના ઉત્સાહપ્રદર્શન માટે કદી પોતાના સિદ્ધાંતોથી ચલિત નથી

થયા. ગાંધીજીની સરખામણીમાં લેનિનની વક્તૃત્વશક્તિ અપ્રિય હતી. એની શબ્દાવલિ પણ બહુ સરસ નહોતી. શબ્દજાળમાં કાર્ય નષ્ટ થાય છે અને કાર્ય સિવાય અન્ય સર્વ વ્યર્થ છે એ લેનિનનો સિદ્ધાંત હતો. કદી ગાઢ મિત્ર સાથેનો સંબંધ તૂટવાનો પ્રસંગ પણ ઊભો થાય, તો એ બેઉ પોતાના સિદ્ધાંતથી હટતા માલૂમ નથી પડ્યા. વખત આવે લોકહિત માટે બેઉ મિત્રોનો ત્યાગ કરવા સમર્થ માલૂમ પડ્યા છે. લેનિને એક વખત કહ્યું હતું કે, "જો હું એકલો પણ રહી જાઉં તોપણ મારો અભિપ્રાય ન છોડું. મારા ઉદ્દેશની સાધના માટે સાવ સીધા માર્ગે ચાલ્યો જઈશ."

બોલ્શેવિક વિગ્રહ એ લેનિનની આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસનું અનુપમ ઉદાહરણ છે. જ્યારે ઓક્ટોબરમાં બોલ્શેવિક વિપ્લવ શરૂ થયો, ત્યારે લેનિન એકલો એ મતનો હતો કે કેરેન્સ્કીની સત્તા નષ્ટ કરી સોવિયેટ રાજ્ય સ્થાપન કરવાનો વખત આવી લાગ્યો છે. ઘણા બોલ્શેવિક નેતા એ માર્ગેથી પાછા ફરતા હતા. એમની ઇચ્છા થોડો વખત થોભી જવાની હતી. લેનિન ન ડગ્યો, સર્વ નેતાઓને પોતાના મતના કરી લઈ રશિયાની સત્તા પોતાને હાથ કરી. એજ પ્રકારે એકલા હોવા છતાં, મિત્રોના વિરોધ છતાં, ગાંધીજીએ પોતાનું શૌર્ય અનેક વાર દેખાડ્યું છે.

પોતાની ભૂલનો સ્વીકાર કરવામાં–અને એ ઓછી ભૂલો નથી કરતા–ગાંધીજી સર્વથી મોખરે છે. જ્યારે કોઈ પોતાની ગલતી કબૂલ નથી કરતું, ત્યારે એ તેના શત્રુ બની રહે છે. લેનિનમાં એ એક વિશેષતા હતી કે, એ આત્મપરીક્ષા કરતી વેળા વિશેષ કટાક્ષ કરતો હતો. સ્ટેલિન, 'લેનિનિઝમ' નામના પોતાના ગ્રંથમાં કહે છે—

"પોતાની ભૂલનો સ્વીકાર કરી લેવો એ લેનિનનું ગાંભીર્ય સૂચવે છે; એ એની કર્તવ્યશક્તિનો પુરાવો આપે છે. પોતાની ભૂલનો સ્પષ્ટ સ્વીકાર કરવો, ભૂલનાં કારણોની શોધ, ભૂલ થવાના સંજોગો અને એનું પૃથક્કરણ, ભૂલ સુધારવાનો ઉપાય અને અભ્યાસ એ સર્વ વાતો સાચા હૃદયનો પરિચય દે છે. એજ કર્તવ્ય છે, એજ પ્રજા અને જનતાની પ્રસન્નતા અને એમનાં હૃદયને આકર્ષવાની યુક્તિ છે."

જે રીતે લેનિને રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કરતાં રશિયાના વાતાવરણમાં પરિવર્તન થયું એજ રીતે ગાંધીજીએ હિંદના રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો કે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં વિપ્લવ થઈ ગયો. લેનિનની વિચારશક્તિને લીધે પ્રાચીન ચીલા પર ચાલનારાને ભારે આઘાત પહોંચ્યો, ગાંધીજીની બાબતમાં સ્થિતિ એથી ઊલટી છે. એના અનુયાયીઓને એમનો હુકમ માનવામાં જે આનંદ હોય છે, એટલો કોઇ નેતાની આજ્ઞા પાળવામાં નથી હોતો. મહાદેવ દેસાઇના શબ્દોમાં—

'એ સમયે પોતાના રાજકીય જીવનમાં અત્યંત મલિનતા હતી. પ્રજા તરફથી બોલનારા અને કામ કરનારા નેતાઓમાં પાખંડ પ્રસર્યું હતું, એવા સમયે મહાત્મા ગાંધીએ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને રાજકીય જીવનમાં 'સત્ય' દાખલ થયું. મને વિશ્વાસ આવ્યો કે, હવે કંઈ સાચું કાર્ય થશે.'

"શાસન અને વ્યવસ્થાની દૃષ્ટિએ સિદ્ધાંતને કાર્યમાં ફલિત થવા દેવો એ લેનિનિઝમની કેન્દ્રિત ભાવના છે. —લેનિનિઝમ"

લેનિનની બાબતમાં પણ એ સત્ય નીવડ્યું.

ગાંધીજી માને છે કે, ભાવના અને આદર્શનું સ્વપ્ન માત્ર સેવીને તૃપ્ત થવું ન જોઇએ; પરમ સંતોષ એને કાર્યમાં ઉતારવામાં છે. પોતાના આદર્શને અમલમાં ઉતારવો એજ મહાકઠણ કાર્ય છે. માનવપીડા જોઇને ગાંધીજીને જે કષ્ટ થાય છે, એજ કષ્ટ લેનિન પણ અનુભવતો. વર્તમાન સમયની મુખ્ય સમસ્યા આર્થિક છે, એ લેનિનનું ખાસ મંતવ્ય છે. એણે પોતાની કાર્યસૃષ્ટિ એ સિદ્ધાંત પર ઘડી હતી. ગાંધીજી આ ઓછા પ્રમાણમાં નથી માનતા. જનતાની આર્થિક સ્થિતિ સુધારવા પ્રાણ પાથરવાનું પોતાનું કર્તવ્ય માની બેઠા છે.

## ભેદ

પણ જે રીતે આ ઉભયમાં સામ્ય છે, એવો ભેદ પણ છે. બેઉની દૃષ્ટિ અને સ્વભાવ ભિન્ન ભિન્ન પ્રકારના છે. એમના સામાજિક સિદ્ધાંતો અને કાર્યપદ્ધતિમાં આસમાન જમીનનું અંતર છે. ગાંધીજી અને લેનિનનું શૌર્ય એમની અડગ શ્રદ્ધા વડેજ અદ્ભુત બન્યું છે. નૈતિક ઘટ-

નાઓમાં અચળ વિશ્વાસ છે–પરમ શ્રદ્ધા છે. કિંતુ સ્ટેલિનના શબ્દો–

"લેનિન માર્કસવાદી છે અને એટલેજ તેની ફિલસૂફી માર્ક્સ-વાદ પર રચાયલી છે." —લેનિનિઝમ

કાર્લ માકર્સના આર્થિક સિદ્ધાંતો પર લેનિનને દૃઢ વિશ્વાસ હતો. એ ભેદ કંઇક અંશે ઉભયના વ્યક્તિત્વથી અને કેટલેક અંશે રાષ્ટ્રીય વિભિન્નતામાંથી ઉત્પન્ન થયો છે. ગાંધી હિંદી છે અને લેનિન રશિયન હતો, એ ભૂલવું ન જોઇએ.

## ધર્મ અને નીતિ

ગાંધીજીનું વ્યક્તિગત ચરિત્ર બાયબલ, ગીતા આદિ ધાર્મિક ગ્રંથો અને સુક્રાત, રસ્કિન, ટૉલ્સટૉય, થોરો આદિ અરાજકવાદી, વ્યક્તિવાદી વિદ્વાનો અને મહાત્માઓની અમર કૃતિઓ વડે નિર્મિત થયું છે. લેનિનની ગીતા કાર્લ માકર્સનું 'ડૉસ કેપિટલ હતી.' એનો સમસ્ત શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક આધાર એજ હતો. આ મૂળ માન-સિક ભેદ ઉભયની ભાવનાઓ, વિચારો અને કાર્યપદ્ધતિમાં નજરે પડે છે. ગાંધીજીની દૃષ્ટિ ધાર્મિક હોવા સાથે નૈતિક પણ છે.

"મારા પ્રયોગોમાં જેટલું અધ્યાત્મ છે, તેટલી નીતિ પણ છે. ધર્મજ નીતિ છે, આત્માની દૃષ્ટિએ પળાતી નીતિ એજ ધર્મ છે." —આત્મકથા.

લેનિન તો ધર્મને એક પ્રકારનો નશો સમજે છે. પરલોકમાં સુખ મળે એ લાલચથી ગરીબોને સંતુષ્ટ રાખવા એ લેનિનને મન એક પ્રકારનું છલ છે.

## રાષ્ટ્ર અને વ્યક્તિ

ગાંધી અને લેનિન ઉભય રાજ્યવિરોધી છે; પરંતુ ગાંધીજી રાજ્ય–વ્યક્તિ વિકાસમાં અપવાદરૂપ હોઇને આત્મદર્શનના ઉપાસક બને છે. એમનો મત છે કે, કાયદાનાં બંધન તૈયાર કરીને વ્યક્તિના ચરિત્રને સુધારવાની ચેષ્ટા કરવામાં આવે, તો સમાજને સુધારવાનો વધારે સંભવ છે. અનીતિમય કાયદાઓનો શાંતિથી ભંગ કરવો એ નાગરિકનો પૂર્ણ અધિકાર છે. લેનિન રાજ્યના સંહારનો ઉપાસક

હતો. સોવિયેટ લોકસમૂહની નવીન સંસ્થા અને સ્થાપનાનો એ પ્રચ્છુક હતો. એણે પોતાના 'સ્ટેટ એન્ડ રેવોલ્યુશન' નામના ગ્રંથમાં લખ્યું છે કે, પ્રજાસત્તાત્મક રાજ્યોમાં વાસ્તવિક સત્તા પાર્લામેન્ટની નહિ પરંતુ ધનવાનોની હોય છે અને એને રાજ્યસત્તાને બહાને નચાવી શકે છે. લોકોને માટે એ કાયદા પણ બનાવી શકે છે. પોતાની મિલકતના રક્ષણને માટે પોલીસ અને લશ્કરની સહાય લઇ શકે છે. પોતાના હિત માટે યુદ્ધ પણ કરી શકે છે. આધુનિક સમયમાં મૌલિક સત્તા આર્થિક સત્તા છે, અને એ આર્થિક સત્તા પ્રાપ્ત કરવા મજૂરોએ એ સત્તાનો નાશ કરી પોતાની સત્તા સ્થાપવી જોઇએ. એ ધનવાનોના કલ્પના–વિલાસમાં બિચારા ગરીબોના વ્યક્તિ-સ્વાતંત્ર્યનું નામ નથી રહેતું. ગાંધીજી વ્યક્તિના નૈતિક વિકાસને માટે રાજ્યની સત્તાનો ઉપયોગ આવશ્યક સમજે છે. લેનિનનું ધ્યેય મજૂરમંડળોની એક રાજ્યપદ્ધતિ ઊભી કરવાનું હતું.

## આર્થિક વ્યવસ્થા

ગાંધી અને લેનિન ઉભય આધુનિક આર્થિક વ્યવસ્થાની તદ્દન વિરુદ્ધ છે. પરંતુ જ્યારે ગાંધીજી સમસ્ત ઔદ્યોગિક પદ્ધતિની સામે છે ત્યારે લેનિન કેવળ મૂડીવાદની વિરુદ્ધ હતો. સમાજવાદ વિના જીવનની આવશ્યકતાઓની ઠીક ઠીક વિવેચના નથી થઇ શકતી, એવો લેનિનનો મત હતો. પ્રત્યેક મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણેજ સમાજનું ઉત્પાદનકાર્ય કરી શકે છે અને પોતાની જરૂરિયાતોના પ્રમાણમાંજ સમાજના દ્રવ્યમાંથી પોતાનો હિસ્સો લઇ શકે છે એ સામ્યવાદીઓનો આર્થિક સિદ્ધાંત છે. કિન્તુ ઔદ્યોગિક પદ્ધતિ અને મૂડીવાદના કેટલાયે અંશોનું અનુકરણ કર્યા સિવાય સમાજવાદ અશક્ય છે, એવું લેનિનનું કહેવું છે. લેનિન સ્વીકાર કરે છે કે, યંત્રનો ઉપયોગ, એને વિશેષ પરિણામમાં તૈયાર કરવું ઇત્યાદિ વાતો ઘણાખરા મજૂરોની ઔદ્યોગિક પદ્ધતિ પર આવ્યા સિવાય શી રીતે પૂર્ણ થઇ શકે? એણે એ પદ્ધતિનું સંચાલન કરતી વખતે ધન અને ઉત્પાદનની રીત સામે ન રાખતાં એના વિભાગની રીતને સામે રાખી હતી. પૂંજીવાદીઓની સત્તા, ધનની અસમાનતા, ગરીબોની દરિદ્રાવસ્થા, આદિ

વાતોને હંમેશાં ટાળવા એ પાછળ પડ્યો. ખાનગી મિલકતનો નાશ કરીને સારીયે આમદાની–મિલકત, ઉદ્યોગોને સોવિયેટ તંત્રના હાથમાં મૂકવા એ એની ઇચ્છા હતી. ગાંધી પણ તમામ મિલકત પછી તે જર હોય કે જમીન સર્વની વિરુદ્ધ છે, પણ જો એ વસ્તુ વ્યક્તિગત હોય તો અડચણ નહિ, એ તો એક ધર્મગુરુની વૃત્તિથી એની વિરુદ્ધ છે. એનો ઉપયોગ કરવાથી સ્વાર્થ, લોભ, કપટ, કલહાદિ અનિષ્ટો ઉદ્‌ભવે છે; એટલા માટે એણે એને ત્યાજ્ય લેખ્યાં છે. એના ઉપયોગ છતાં જો જીવન ઉચ્ચ, સરળ બને તો ધન બૂરી ચીજ નથી, એમ કહેતાં એમને સંકોચ નથી થયો; પણ જો મનુષ્યોની ઇચ્છાઓ, જરૂરિયાતો અને સુખનાં સાધનો ધનોપભોગથી વધે તો એનાથી ઉન્નતિ સાધી નથી શકાતી.

ગાંધીજી રાજાને ઝૂંપડામાં રાખવા ઇચ્છે છે, ત્યારે લેનિનને મજૂરને રાજમહેલમાં રાખવો છે. પ્રત્યેક ગામમાં પોતાની આવશ્યકતા મુજબ વસ્તુઓ પેદા કરવી અને જરૂરિયાતોને ત્યાંજ ખતમ કરવી એ ગાંધીજીની આદર્શ સૃષ્ટિ છે. આવશ્યાકતાનુસાર વહેંચી આપવાથી એકસરખી વહેંચણી નથી થઇ શકતી, પરંતુ મનુષ્યને ન્યાયથી વહેંચણી કરવાની અત્યાવશ્યકતા છે. ધનથી નહિ પરંતુ ન્યાયથી સર્વ કાર્ય પાર પડાય છે.

## માલિક અને મજૂર

જે રીતે લેનિને લોકોમાં ઉત્સાહ વિદ્યુત ઝડપે ફેલાવ્યો, એજ રીતે ગાંધીજીએ ગુજરાતમાંજ નહિ; પરંતુ સમસ્ત હિંદમાં જાગૃતિનું મોજું ફેલાવ્યું, એટલું તો એના કટ્ટર ટીકાકારો પણ સ્વીકારે છે. પોતાને અનુકૂળ વાતાવરણ પેદા કરવાની એ જાદુગરમાં અદ્‌ભુત શક્તિ છે. લેનિન પૂંજીવાદનો વિનાશક હતો, જ્યારે ગાંધીજી માલિક અને મજૂરો વચ્ચે પરસ્પર સહયોગ અને મેળના પોષક છે. એ મનુષ્યની ઇચ્છાઓને ઓછી કરવી, જીવન સાદું બનાવવું, આર્થિક યંત્રણાનો વેગ રોકવો, આર્થિક સંઘર્ષણ ઓછું કરીને આર્થિક પરિવર્તન કરવા ઇચ્છે છે. લેનિનના મતાનુસાર મજૂર અને લોકસમૂહ જ્યાંસુધી

પોતાના હાથમાં સત્તા ન લે, ત્યાંસુધી આર્થિક કષ્ટોનું નિવારણ થવું કઠિન કાર્ય છે—અસંભવિત છે. આ ભિન્નતા બેઉના ઉદ્દેશોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

## સહિષ્ણુતા અને અસહિષ્ણુતા

જેવી રીતે કેટલાક મનુષ્યોમાં પોતાના ધર્મને માટે એક જાતનું પાગલપણું હોય છે, એવું ગાંડપણ લેનિનમાં માર્કસના સિદ્ધાંતોને માટે હતું. એથીજ લેનિનને પાગલ કહેવામાં આવ્યો. ગાંધીજીમાં આ પ્રકારનું પાગલપણું નથી. લોકનેતાને અમુક જાતનું 'પાગલપણું' તો આવશ્યક હોય છેજ. ગાંધીજીમાં એ પુષ્કળ પ્રમાણમાં છે. ગાંધીજી એમની આત્મકથાની પ્રસ્તાવનામાં લખે છે: "હજી સુધી એ સત્ય મેં જાણ્યું નથી પણ હું એની શોધમાં છું." ગાંધીની ફિલસૂફીનું કેન્દ્ર 'સત્યની શોધ' છે. એ સત્યાગ્રહ અને આત્મબળના ઉપાસક છે. એનાથી મનુષ્યને વ્યક્તિત્વનું પૂર્ણરૂપે જ્ઞાન થાય છે. લેનિનમાં સિદ્ધાંત બાબતમાં અસહિષ્ણુતા હતી, જ્યારે ગાંધીજીમાં એ નથી. લેનિન એનો વિરોધ કરવાવાળાઓ માટે મહાનિષ્ઠુર હતો. એક સમયે સર્વપક્ષીય ઐક્યની સ્થાપના કરવા માટે કેટલાક મિત્રો એની પાસે ગયા. એણે સહજ રીતે એ લોકોને સંભળાવી દીધું કે "મારા વિરોધીઓ સાથે હું એકજ પ્રકારે સંધિ કરી શકું અને તે એમનો નાશ." એ પોતાના માર્ગમાં કોઈ પણ આડખીલી સાંખી ન લેતો. એનું સારુંયે જીવન એક માત્ર આર્થિક અને સામાજિક સિદ્ધાંતોના પ્રચાર નિમિત્તે ખરચાયું; એ સિદ્ધાંતો મનુષ્ય પર લાદવા સદા તત્પર રહેતો. ગાંધીજીની ફિલસૂફીના મૂળમાંજ નૈતિક ભાવના છે, એ કારણે એમનામાં અનુકંપા અને સહિષ્ણુતા હંમેશાં વિદ્યમાન જોવામાં આવે છે. ગાંધીજીએ કયારેય કોઇના પર આક્ષેપ કર્યો કે કોઇને કટુ શબ્દો કહ્યા સાંભળ્યા નથી. અનિષ્ટનો તિરસ્કાર કરવા છતાં અનિષ્ટ કરનાર પ્રતિ પ્રેમ દાખવવો, એ એમનો જીવનસિદ્ધાંત. સત્યાગ્રહી જે રીતે પોતાના વ્યક્તિત્વના વિકાસમાં વિશ્વાસ રાખે છે, એ પ્રકારે મનુષ્યોના અપૂર્વ અને ભિન્નભિન્ન વ્યક્તિત્વને માટે એમના હૃદયમાં હંમેશાં સદ્ભાવ-સન્માન હોય છે. એ રીતે એનું અભિપ્રાયબળ વધે છે, જોરજુલમ

કે દમ એને કચડી શકતાં નથી. બળ તો બુદ્ધિશાસ્ત્રનો પ્રયોગ કરવાથીજ પ્રાપ્ત થાય છે.

## રાજનૈતિક સાધન

રાજકીય ક્ષેત્રમાં કેવી રીતે વ્યૂહરચના કરવી અને ચાતુર્યદ્વારા સફળતા મળી શકે છે એનો ઊંડો અભ્યાસ લેનિને કર્યો હતો. પહેલેથી યોજના તૈયાર કરવાની એ વિરુદ્ધ હતો. ભવિષ્યની તૈયારીમાં વર્તમાનને ભૂલી જવો કે જેથી સર્વ પ્રયાસ નિષ્ફળ જાય, એ એને પસંદ નહોતું. લેનિનની વ્યૂહરચનાશક્તિ અને સોવિયેટસમાજની સ્થાપનાનો તાદૃશ્ય ચિતાર "ડોબે વિપ્લવ પછીની આર્થિક રચના" નામના ગ્રંથમાં આપ્યો છે. ક્રાન્તિના સમયે કટોકટીમાં સ્થિતિ એવી અસ્થિર થઈ જાય છે, કે આગળ વધવાની હિંમત નથી હોતી તો પાછળ હટવાની પણ ઇચ્છા નથી થતી. લેનિનનો મત છે કે, જો આગળ વધીને સત્તા હાથ નથી કરાતી તો વિરોધીના હાથમાં હંમેશાં દબાઇ રહેવું પડે છે. એ સિદ્ધાંત લેનિનના કાર્યરૂપમાં પ્રચલિત હતો. રશિયન વિપ્લવનો પ્રારંભ થતાંજ સોવિયેટસત્તા અમલમાં આવી ગઇ.

ગાંધીજીની રાજકીય નીતિ એથી સાવ નિરાળી છે. એની નૈતિક ભાવના એટલી દૃઢ છે કે, એમની દૃષ્ટિમાં લક્ષ્ય પ્રાપ્ત કરવાનો માર્ગ, લક્ષ્ય જેટલોજ મહત્ત્વનો છે. હિંસા કે અસત્ય વડે મેળવેલું સ્વરાજ્ય એમને સ્વપ્નામાં પણ ન ખપે. સામાજિક, નૈતિક અને આર્થિક ભાવના નીતિ પર નિર્ભર છે. ૧૯૨૨માં બારડોલીનો નિર્ણય લેનિનની ભાવના મુજબ કરાવો જોઇતો હતો, પરંતુ ગાંધીજીએ એ પોતાની નૈતિક ભાવનાનુસાર કરી લીધો.

ગાંધીવાદ અને લેનિનવાદમાં જે ભેદ છે, તે એના ઉત્પાદકોની ભિન્ન વૃત્તિ અને ફિલસૂફીનું પરિણામ છે. એ રાષ્ટ્રીય વિગ્રહના ભિન્ન સ્વરૂપનું પણ કારણ છે. ગાંધીજીને કેવળ સામ્રાજ્યવાદનો મદ તોડવોજ નહોતો, પરંતુ નિઃશસ્ત્ર પ્રજાની ગુલામવૃત્તિ, નૈતિક ભીરુતા અને સંગઠનની ગેરહાજરીનો નાશ કરવો હતો. પ્રજા પાસે ગાંધીજીએ રાષ્ટ્રીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને અહિંસાનો જે અપૂર્વ અખતરો કરાવ્યો, એ ઘટના ઇતિહાસની અનોખી ઘટના છે.

## પાશ્ચાત્ય સંસ્કૃતિ

ગાંધી અને લેનિન બેઉ પાશ્ચાત્ય સંસ્કૃતિના વિરોધી છે; માત્ર બેઉના વિરોધનો માર્ગ ભિન્ન છે; ગાંધીજી યુરોપની ભાવનાસૃષ્ટિ અને ધર્મના ઉત્તમ અંશોનો સ્વીકાર કરે છે, પરંતુ યુરોપની યંત્રકળાનો વિરોધ કરે છે. લેનિનને યુરોપનો યંત્રવાદજ બહુ પ્રિય હતો; એ યુરોપની ફિલસૂફી, આદર્શ અને નીતિનો કટ્ટર વિરોધી હતો. ગાંધીજી ઇશુના ધર્મ તરફ સન્માન વૃત્તિ ધરાવે છે. રોમાંરોલાના વિચારો ગ્રહણ કરવામાં એને કંઇ વાંધો નથી, કિંતુ યુરોપની ઔદ્યોગિક વૃત્તિ એને અપ્રિય છે. પાશ્ચાત્ય કાર્યદક્ષતા, યંત્રો, કારખાનાં ઇત્યાદિ રશિયામાં લાવવા લેનિન ઉત્સુક રહેતો; પરંતુ કાર્લ માર્ક્સ અને એના અનુયાયીઓ સિવાય યુરોપના અન્ય વિચારકોની સામાજિક ફિલસૂફીનો અસ્વીકાર કરતો. માર્ક્સના સિદ્ધાંતોમાંથી ઉત્પન્ન થયેલી ઉન્મત્ત શ્રદ્ધા સાથે રૂસના વિદ્રોહીઓ પોતાના સિદ્ધાંતો સિવાય અન્યને તુચ્છ સમજે છે.

ગાંધીજી વાસ્તવિક રીતે પશ્ચિમની સંસ્કૃતિના એટલા વિરોધી નથી, જેટલા એ એ સંસ્કૃતિ ભારતપર લાદવાની પદ્ધતિના છે. યુરોપના ઉદ્યોગવાદ હિંદમાં લાવવા માટે પરદેશી રાજ્ય અને પરદેશી લોકો જવાબદાર છે. એટલા માટે એ ઔદ્યોગિક પદ્ધતિ એક વિદેશીતંત્ર અને આર્થિકશાસનનું બીજું રૂપ એમને લાગે છે. સ્વતંત્ર અને બળવાન પ્રજા પરસંસ્કૃતિના ઉત્તમ અંશોજ ગ્રહણ કરે છે. પરદેશની સંસ્કૃતિ આપણી સ્વેચ્છાથી નથી સ્વીકારાઇ, એ આપણા પર લાદવામાં આવી છે. ગાંધીવાદ એની અટકાયત કરે છે. એથી વિરુદ્ધ પરદેશી પૂંજીપતિઓની સહાય વિના રશિયામાં ઉદ્યોગવાદ વિકસાવાય તો લેનિનને વાંધો નહોતો.

## ચરિત્રની શ્રેષ્ઠતા

ગાંધી અને લેનિનમાં શક્તિઓનો ભેદ નથી, વૃત્તિઓનો ભેદ છે. એમની પ્રકૃતિ, કાર્યક્ષેત્ર, લક્ષ્ય આદિ સર્વમાં ભેદ છે. એ ભેદમાંથી ઉત્પન્ન થયેલા સંજોગોમાં પણ ભેદ છે. લેનિનમાં ઘણા અ-

સાધારણ ગુણો હતા, પણ એના ચારિત્ર્યને આધ્યાત્મિકતાનો ઓપ નહોતો ચઢ્યો. લેનિન લોકસમૂહનો ઉત્તમ વિચારક હતો. એ એક મહાન નિ:સ્વાર્થી કાર્યકર્તા હતો. એ અસાધારણ શક્તિસંપન્ન વિપ્લવવાદી હતો.

લેનિનથી ગાંધીજીનું વ્યક્તિત્વ વધારે શ્રેષ્ઠ છે. સત્ય સિવાય એનું કોઇ પણ લક્ષ્ય નથી. એ સામાન્ય રાજ્યવિદ્રોહી પણ નથી. એ સાધારણ સમાજસુધારક કે નેતા પણ નથી; કારણ કે એ રાજકીય વિજયને માટે નૈતિક ઉન્નતિ પણ ઇચ્છે છે.

ગંભીરતત્ત્વ અને શક્તિઓ સમાજને રચે છે. જે લોક પ્રવૃત્તિ-ને પ્રેરણા દે છે, એને શુદ્ધ કરવામાં પુનઃનિર્માણ ગાંધીજી માને છે. દરિદ્રતા એક મહાન દુઃખ છે, એનો નાશ થવોજ જોઇએ; પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે, આર્થિક સંપત્તિથીજ પૃથ્વી પર સ્વર્ગ નથી ઊતરવાનું. મનુષ્યની ભાવના અને પ્રેમ, સૌંદર્યસર્જન અને સત્યચિંતન, સહયોગ અને બંધુત્વ એના ઉપર સમાજની રચના અને પ્રગતિ અવલંબે છે. નૈતિક ભાવનાથીજ ભિન્ન મનુષ્યસમાજ પશુવૃત્તિ અને પશુબળથી દૂર રહે છે અને પતિત સમાજને સંભા-ળવાનું સુંદર કાર્ય ગાંધીજી કરી રહ્યા છે.

આ બે મહાપુરુષોના વિચારો વચ્ચે રહેલાં સામ્ય અને ભેદ અત્રે દેખાડવાનો પ્રયાસ કર્યો છે. બેમાંથી કઈ પદ્ધતિ સારી એ ઉપર ટીકા કરવાનો અત્રે આશય રાખવામાં નથી આવ્યો. વાચક સ્વતંત્ર વિચાર કરી તુલના કરી શકશે.

('જયભારત'ના દીપોત્સવી અંકમાંથી)

---

# अमोघ आत्मबळ

પ્રત્યેક વ્યક્તિ આત્મવાન છે પણ સર્વ પાસે આત્મબળ નથી. આત્મબળને પુષ્ટ અને સર્વોપરી બનાવવા માટે ભારે તપની આવશ્યકતા છે. જે માણસ આત્મબળનો અધિષ્ઠાતા થવા ઇચ્છતો હોય તેણે કામ, ક્રોધ, લોભ, મોહ અને ઇન્દ્રિયોના સર્વ વિકાર, ઇચ્છા, દ્વેષ વગેરે ઉપર વિજય મેળવવો જોઇએ. સાધારણ રીતે ઇન્દ્રિયો પર મનનું જોર હોય છે, મનની ઉપર બુદ્ધિ અને બુદ્ધિ ઉપર આત્માનું પ્રાબલ્ય હોય છે; પણ આત્મબળ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ તો આત્માનેજ સર્વાધિકાર-સંપન્ન કરવાનો હોય છે. બાકી મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને તેને સર્વથા અધીન રહેવું પડે છે. તેણે એવા બની જવું જોઇએ કે, કદાપિ મન, ઇન્દ્રિય અને બુદ્ધિ પર અત્યાચાર થાય, નિર્દયતાપૂર્વક તેને હણવામાં આવે, અસહ્ય વેદનાની આગમાં બાળવામાં આવે, ત્યારે પણ આત્મા ચલિત ન થાય, તેની દયા ન ચાહે, તેની ભલામણ ન કરે, તેની લાલચ ન રાખે, તેને ભલેને નાશ પામવા દે; પણ તેને ખાતર તે પોતાની દૃઢતામાંથી ચલિત ન થાય. મન, બુદ્ધિ, ઇન્દ્રિય વગેરે વસ્તુઓ ગમે તો નાશ પામે; તોપણ ચિંતા નહિ—તે ફરીથી પ્રાપ્ત થશે; કેમકે આત્મા તેનો અધિષ્ઠાતા છે અને એ અધિષ્ઠાતાનું પદ આત્માને હમેશાં મળેલું છે. તેના નાશ પામવા છતાં તે સર્વ નવીન રૂપમાં ફરીથી તરત દૈવીશક્તિદ્વારા આત્માને મળશે. આત્મામાં તેના નિર્માણની સત્તા છે, યોગ્યતા છે અને પ્રભુતા છે.

આત્મબળની આ સ્થિતિ વ્રત, ઉપવાસ, તપ અને હઠના નિરંતર અભ્યાસથી પ્રાપ્ત થઈ શકે છે. —આ ગ્રંથમાંથી